# સ્યાદ્વાદ (અનેકાંતવાદ)ની સાર્થકતા.

## મહર્ષિ વેદવ્યાસ અને આદ્યશંકરાચાર્યનો દૃષ્ટિભેદ.

## જૈન સિદ્ધાંતનો અભ્યાસ કરવાથી આધુનિક મધ્યસ્થ જૈનેતર વિદ્વાનોને થએલો બોધ.

લખનાર—મુનિ ચતુરવિજય (ભરૂચ).

શ્રીમાન્ વેદવ્યાસ મહર્ષિએ જ્યારે "नैकस्मिन्नसंभवात्" (બ્રહ્મસૂત્ર પુસ્તક ૨, પ્રકરણ ૨, સૂત્ર ૩૩) આ સૂત્ર રચવાને અને આદ્યશંકરાચાર્યે એજ સૂત્ર પર વિસ્તૃત ભાષ્ય લખીને જૈનોના સ્યાદ્વાદ સિદ્ધાંતનું ખંડન કરવા કલમ પકડી હશે, ત્યારે તેમને સ્વપ્ને પણ એવો તર્ક નહીં આવ્યો હોય કે વખત જતાં પોતાનાજ અનુયાયિ દાર્શનિકો તેને અસંબદ્ધ અને આક્ષેપયુક્ત ઠરાવી આમ હસી કહાડશે.

આ સ્યાદ્વાદની રહસ્ય ગર્ભિત તાત્ત્વિકતા આજે સુસ્તમાં સુસ્ત ગણાતા દાર્શનિકો-મતવાદિઓની વિચારશ્રેણીને નિર્મલ તેમજ ઉદાર બનાવી રહી છે.

દર્શનશાસ્ત્રોના ઉંડા અભ્યાસકો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે કોઇ પણ સુવિચારકને તત્ત્વજ્ઞાન માટે સ્યાદ્વાદ સિદ્ધાંતનો આશ્રય લીધા વિના આગળ ચાલવું છેક અશક્ય છે. તત્ત્વોનો નિર્ણય જાણવા અને સમજવા માટે પ્રત્યેક જીજ્ઞાસુઓએ સ્યાદ્વાદ સિદ્ધાંતની સાર્થકતા સ્વીકારવીજ જોઇએ.

સ્યાદ્વાદ (અનેકાંતવાદ)નું પ્રાધાન્ય જૈનદર્શનમાં એટલું બધું માનવામાં આવ્યું છે કે જેના લીધે જૈનદર્શનનું અપરનામ

'સ્યાદ્વાદ દર્શન' અથવા 'અનેકાંત દર્શન' કહેવામાં આવે છે. વિવિધ મતવાદિઓના દષ્ટિબિંદુ સમજવામાં અનેકાંતવાદ જેવી સહાય કરે છે, તેવી સહાય કોઇ પણ એકાંતવાદ ન આપી શકે.

આ સ્યાદ્વાદનું યથાસ્થિત સ્વરૂપ નહીં સમજવાને કારણે કેટલાકોએ એને સંશયવાદ તરીકે પણ ઓળખાવ્યો છે, પરંતુ વસ્તુતઃ 'સ્યાદ્વાદ' એ સંશયવાદ નથી. 'સંશય' તો એનું નામ છે કે "એક વસ્તુ કોઇ ચોક્કસ રૂપે સમજવામાં ન આવે." અંધારામાં કાંઇ લાંબી લાંબી વસ્તુ જોઇને વિચાર ઉત્પન્ન થાય કે 'આ દોરડી છે કે સર્પ ?' અથવા દૂરથી લાકડાંના ઠુંઠા જેવું કાંઇ દેખી વિચાર થાય કે 'આ માણસ છે કે લાકડું ?' આનું નામ 'સંશય' છે. આમાં સર્પ કે દોરડી, કિંવા લાકડું કે માણસ કાંઇ પણ નિર્ણય આપવામાં આવ્યો નથી તેથી એ સંશય છે. પરંતુ સ્યાદ્વાદમાં તેવું નથી. ત્યારે 'સ્યાદ્વાદ શી વસ્તુ છે ?' એ આપણે જોઇએ. 'સ્યાદ્વાદ'ની સંક્ષેપમાં વ્યાખ્યા આ પ્રમાણે થઇ શકે છે. "एकस्मिन् वस्तुनि सापेक्षरीत्या विरुद्धनानाधर्मस्वीकारो हि स्याद्वादः" એક પદાર્થમાં અપેક્ષાપૂર્વક વિરૂદ્ધ નાના પ્રકારના ધર્મોનો સ્વીકાર કરવો એનું નામ "સ્યાદ્વાદ" છે. સંસારના તમામ પદાર્થોમાં અનેક ધર્મો રહેલા છે. જો સાપેક્ષ રીતિથી આ ધર્મોનું અવલોકન કરવામાં આવે તો તેમાં તે ધર્મોની સત્યતા જરૂર જણાશે. અનેક ધર્મો અથવા વિવિધ ગુણો એકજ વસ્તુમાં શી રીતે રહી શકે એ ઘણા વિદ્વાનો પણ નથી સમજતા તેથી 'સ્યાદ્વાદ એ અનિશ્ચિતવાદ છે, જૈનો પાસે પણ નિશ્ચિત–ચોક્કસ કથન નથી' એવા આક્ષેપો મુકવામાં આવે છે. પણ જો સ્યાદ્વાદનો સિદ્ધાંત બરાબર સમજવામાં અને સમજાવવામાં આવે તો આવા આક્ષેપોને સ્થાન મળી શકેજ નહીં. દાખલા તરીકે વાલુકા ભારે છે, તેમજ હલકી પણ છે. લોટ વિગેરેની અપેક્ષાએ તે ભારે છે તેમજ શીશા વિગેરેની અપેક્ષાએ હલકી પણ છે. તે દષ્ટિબિંદુ સમજવાની જરૂર છે.

કોઇ માણુસને ૧૦૫ ડીગ્રી સુધી ચઢી ઉતરેલો તાવ ૧૦૨ ડીગ્રી હોય તે વખતે પ્રશ્ન પુછનારને ઓછો તેમજ વધારે પણ કહી શકાય. ૧૦૫ ડીગ્રીની અપેક્ષાએ ઓછો અને ૯૯ાા ડીગ્રીની અપેક્ષાએ વિશેષ પણ ગણાય તેમાં ખોટું શું? એક માણુસ છે તેમાં અનેક ધર્મો રહેલા છે. તે પિતા છે, તે પુત્ર છે, તે ભત્રીજો છે, તે કાકો છે, તે મામો છે, અને તે ભાણેજ પણ છે. આ બધાએ ધર્મો પરસ્પર વિરૂદ્ધ છે, છતાં તે એકજ વ્યક્તિમાં રહેલા છે; પરંતુ તે વિરૂદ્ધ ધર્મો આપણે અપેક્ષાપૂર્વક જોઇએ તોજ સિદ્ધ થાય છે. મતલબ કે તેના પુત્રની અપેક્ષાએ તે પિતા છે, તેના પિતાની અપેક્ષાએ તે પુત્ર છે, તેના કાકાની અપેક્ષાએ ભત્રીજો છે, તેના ભત્રીજાની અપેક્ષાએ તે કાકો છે, તેના ભાણેજની અપેક્ષાએ તે મામો છે, અને તેના મામાની અપેક્ષાએ તે ભાણેજ પણ છે. જો આ પ્રમાણે અપેક્ષાપૂર્વક ન જોવામાં આવે તો એવા વિરૂદ્ધ ધર્મો એક વ્યક્તિમાં નજ સંભવી શકે.

આવીજ રીતે દુનિયાના તમામ પદાર્થોમાં—આકાશથી લઇને દીપક પર્યંતમાં સાપેક્ષ રીતે નિત્યત્વ, અનિત્યત્વ, પ્રમેયત્વ, વાચ્યત્વ, આદિ ધર્મો રહેલા આપણે જોઇ શકિયે છીએ. તે ત્યાં સુધી કે આત્મા જેવી નિત્ય ગણાતી વસ્તુને પણ જો સ્યાદ્વાદની દૃષ્ટિએ જોઈએ તો તેમાં એ નિત્યત્વ અનિત્યત્વ આદિ ધર્મો રહેલા જણાશે.

આ પ્રમાણે તમામ વસ્તુઓમાં સાપેક્ષરીત્યા અનેક ધર્મો રહેલા હોવાથીજ શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચકે દ્રવ્યનું લક્ષણ उत्पादव्ययध्रौव्ययुक्तं सत्, ઉત્પાદ–ઉત્પન્ન થવું, વ્યય (નાશ) થવું, અને ધ્રૌવ્ય–સ્થિર રહેવું એ દ્રવ્યનું લક્ષણ છે, એવું બતાવ્યું છે. અને કોઇ પણ દ્રવ્ય માટે આ લક્ષણ નિર્દોષ લક્ષણજ જણાય છે.

આ પ્રમાણે સ્યાદ્વાદશૈલીથી જીવ ઉપર પણ આ લક્ષણ ઘટાવીએ.

આત્મા યદ્યપિ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છે, પરંતુ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય પણ માનવો પડશે. જેમ

કે કોઇ સંસારી જીવ પુણ્યની અધિકતાના સમયે જ્યારે મનુષ્ય-ગતિ છોડીને દેવયોનિમાં જાય છે તે વખતે દેવગતિમાં ઉત્પાદ (ઉત્પન્ન થવું) અને મનુષ્ય પર્યાયનો વ્યય (નાશ) થાય છે. પરંતુ બન્ને ગતિમાં ચેતના ધર્મ તો સ્થાઇ રહેજ. અત એવ આત્મામાં કથંચિત્ નિત્યત્વ અને કથંચિત્ અનિત્યત્વનો સ્વીકાર જરૂર કરવો પડશે.

આતો ચૈતન્યનું દષ્ટાંત આપ્યું, પરંતુ જડ પદાર્થોમાં પણ ઉપર જણાવેલું દ્રવ્યનું લક્ષણ સ્યાદ્વાદ શૈલીથી કરવું ખાસ જરૂરનું છે, જેમકે સોનાની એક મુદ્રિકા.

મુદ્રિકાને ગળાવીને કુંડળ બનાવ્યાં. જે વખતે મુદ્રિકાને ગળાવી કુંડળ બનાવીએ છીએ, તે વખતે કુંડળનો ઉત્પાદ-ઉત્પત્તિ અને મુદ્રિકાનો વ્યય-નાશ થાય છે. પણ સુવર્ણત્વતો ધ્રુવ છે-વિદ્યમાન છે. આમ દુનિયાના તમામ પદાર્થોમાં નિત્ય, અનિત્ય ધ્રુવની અપેક્ષાએ આ દ્રવ્યનું લક્ષણ ઘટે છે. અને એજ સ્યાદ્વાદ શૈલી છે. એકાંત નિત્ય, એકાંત અનિત્ય કોઈ પણ પદાર્થ માની શકાયજ નહીં. મુદ્રિકાને ગાળીને કુંડળ બનાવતાં મુદ્રિકા આકારરૂપે માત્ર બદલાય છે, નહીં કે મુદ્રિકાની તમામ વસ્તુનો નાશ થયો અને કુંડળ ઉત્પન્ન થયાં. એકાંત નિત્ય તો ત્યારેજ મનાય કે મુદ્રિકાનો સ્વરૂપ ગમે તે વખતે જોવાને તેવોજ કાયમ રહેતો હોય, ગાળવા કે તોડવા છતાં પણ બદલાતો નહોય. તેમ એકાંત અનિત્યપણુ ત્યારેજ મનાય કે મુદ્રિકાને તોડતાં કે ગાળતાં સર્વથા તેનો નાશ થતો હોય. તેમાંનો એક અંશ પણ બીજી વસ્તુમાં (કુંડળમાં) ન આવતો હોય.

આવી રીતે તમામ પદાર્થોમાં નિત્યત્વ, અનિત્યત્વ, પ્રમેયત્વ, વાચ્યત્વ આદિ ધર્મો રહેલા છે. એ ધર્મોનો સાપેક્ષ રીતિથી સ્વીકાર કરવો-એ ધર્મોને સાપેક્ષ દષ્ટિએ જોવા-એનું નામજ સ્યાદ્વાદ છે.

સીધી રીતે નહીં તો આડકતરી રીતે પણ આ સ્યાદ્વાદનો સ્વીકાર લગભગ બધા-તમામ આસ્તિક દર્શનકારોએ કર્યો છે, એમ હું મારા દાર્શનિક અભ્યાસ ઉપરથી જાણી શક્યો છું. બધા

દર્શનકારોએ જુદી જુદી રીતે શી રીતે સ્યાદ્વાદનો સ્વીકાર કર્યો છે? એ બતાવતાં વિશેષ વિસ્તાર થાય તેથી કાશીના સ્વર્ગસ્થ સુપ્રસિદ્ધ વિદ્વાન્ મહામહોપાધ્યાય પંડિત શ્રી **રામમિશ્ર** શાસ્ત્રિજીએ 'સુજન સંમેલન' નામના જૈન ધર્મ સંબંધી પ્રથમ વ્યાખ્યાનમાં સ્યાદ્વાદ સંબંધે ઉલ્લેખેલા શબ્દોજ અહિં ટાંકી બતાવું એટલે જણાશે.

"સજ્જનો! અનેકાંત વાદ તો એક એવી વસ્તુ છે કે તેને દરેકે સ્વીકારવીજ પડશે, અને સ્વીકારી પણ છે. જુઓ વિષ્ણુ પુરાણ અધ્યાય ૬, દ્વિતીયાંશમાં લખ્યું છે કેઃ—

नरकस्वर्गसंज्ञे वै पापपुण्ये द्विजोत्तम ।।
वस्त्वेकमेव दुःखाय सुखायेर्ष्योद्भवाय च ।
कोपाय च यततस्माद् वस्तु वस्त्वात्मकं कुतः ?॥

શ્લોક ૪૨.

અહિં પરાશર મહર્ષિ કહે છે કે 'વસ્તુ વસ્ત્વાત્મક નથી' આનો અર્થજ એ છે કે કોઈપણ વસ્તુ એકાંતે એક રૂપ નથી. જે વસ્તુ એક સમયે સુખનો હેતુ છે, તેજ બીજા ક્ષણમાં દુઃખનું કારણ બને છે, અને જે વસ્તુ કોઈપણ વખતે દુઃખનું કારણ બને છે, તેજ વસ્તુ ક્ષણ માત્રમાં સુખનો હેતુ પણ થાય છે.

સજ્જનો! આપ સમજી શક્યા હશો કે અહિં 'અનેકાંતવાદ' કહેવામાં આવ્યો છે. એક બીજી વાત ઉપર પણ ધ્યાન આપશો. જેઓ सदसद्भ्यामनिर्वचनीयं जगत् (આ જગત્ સદ્ અથવા અસત્ બન્નેમાંથી એકે રીતે કહી શકાય નહીં.) કહે છે. તેમને પણ વિચાર દૃષ્ટિથી જોવામાં આવે તો 'અનેકાંતવાદ' માનવામાં હરકત નથી, કારણ કે જ્યારે વસ્તુ સત્ નથી કહી શકાતી અને અસત્ પણ કહી શકાય નહીં, તો કહેવું પડશે કે કોઇ પ્રકારથી સત્ હોઇને પણ કોઇ રીતે તે અસત્ પણ છે. એટલા માટે નતો સત્ કહી શકાય અને ન અસત્ તો અનેકાંતતા માનવી સિદ્ધ થઇ.

સજ્જનો! નૈયાયિકો અંધકારને 'તેજો અભાવ સ્વરૂપ' કહે છે, અને મીમાંસક તથા વેદાંતિકો તેનું ખંડન કરીને જોર

સારથી તેને 'ભાવસ્વરૂપ' કહે છે. તો હવે જોવાની વાત એ છે કે આજ સુધી એનો કાંઈ ફેંસલો થયો નથી કે કોણ બરાબર કહે છે? ત્યારે તો બેની લડાઇમાં ત્રીજાના પોબારા છે. અર્થાત્ જૈન સિદ્ધાંત સિદ્ધ થયો. કારણકે તે કહે છે કે–' વસ્તુ અનેકાંત છે.' તેને કોઇ રીતે ભાવરૂપ કહે છે, અને કોઇ રીતે અભાવરૂપ પણ કહે છે. આવીજ રીતે કોઇ આત્માને 'જ્ઞાનસ્વરૂપ' કહે છે, અને કોઇ જ્ઞાનાધારસ્વરૂપ કહે છે. ત્યારે હવે કહેવુંજ શું? અનેકાંતવાદે સ્થાન મેળવ્યું. એવી રીતે જ્ઞાનને કોઇ 'દ્રવ્યસ્વરૂપ' માને છે, તો કોઇ 'ગુણસ્વરૂપ.' કોઇ જગતને 'ભાવસ્વરૂપ' કહે છે. તો કોઇ 'શુન્યસ્વરૂપ' ત્યારે તો અનેકાંતવાદ અનાયાસે સિદ્ધ થયો."

આવીજ રીતે 'ચિત્રમય જગત્' નામના માસિકના વર્ષ ૧૧ માનાં સં. ૧૯૨૫ ના ડિસેંબર માસના અંકમાં 'જૈન સિદ્ધાન્ત'નામના લેખમાં મહાશય લક્ષ્મણ રઘુનાથ ભીડે લખે છે કે–"અનેકાંતવાદ–ઉપર જણાવેલી અનાદ્યનતત્વની માલિકા વાંચતાંની સાથેજ અદ્વૈતવાદ જૈન સિદ્ધાંતને અમાન્ય છે એ દેખાઇ આવે છે, સાયુજ્ય મુક્તિ માનનારો દ્વૈતવાદ પણ તેને તેટલોજ અમાન્ય છે. કારણ મોક્ષ એટલે જીવાત્માએ શુદ્ધાત્મતત્વમાં લીન થવું એમ જૈનિઓ પણ માને છે. જગતના મિથ્યાત્વ સંબંધે પણ તેમની વિચાર સરણી આવીજ સાપેક્ષ છે. મિથ્યા શબ્દનો અર્થ શંકરાચાર્યની પેઠે અસત્ય કિંવા અદ્વૈતી ભાગવતોની પેઠે અનિર્વાચ્ય એવો જૈનિઓ કરતા નથી પણ હમેશાં બદલનાર અત એવ ભ્રામક એવો કરે છે. અથાત્ 'જગન્મિથ્યા' એટલે જગત એ નથીજ, કિંવા અતકર્ય છે એમ નહીં, પણ તે ભ્રામક છે, કિંવા હમેશાં બદલનારૂં છે એવો અર્થ છે. આ સંક્ષેપ વિચાર પદ્ધતિને 'અનેકાંતવાદ' એમ કહે છે. अनेके अंता–धर्मा यस्मिन् सोऽयमनेकान्त: એટલે જેમાં અનેક ધર્મ છે તે, આવો. એકાંગી ઉત્તર એ ક્યારેય પણ અપૂર્ણજ હોય છે. કારણ કોઈપણ વસ્તુ હમેશાં એકજ અવસ્થામાં રહેતીજ નથી. તેથી ઉત્તર કિંવા વર્ણન

એ ક્યારેય પણ સાપેક્ષ અને તેથીજ અનેકાંગી હોય. આ વર્ણન સાત રીતે કરી શકાય છે. તેથી એ પદ્ધતિને સપ્તભંગી પણ કહે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ને ભાવ આ ચાર અપેક્ષા વડે કોઇ પણ વસ્તુનું વર્ણન કરવું પડે છે. કોઇ પણ એક વસ્તુ સંબંધે બોલતાં આ અપેક્ષા ચતુષ્ટયાનુસાર વસ્તુનું અસ્તિત્વ છે એમ કહેવું એ પહેલો પ્રકાર, (૧) બીજી એકાદ વસ્તુના ઉપલા અપેક્ષા ચતુષ્ટયાનુસાર અસ્તિત્વની દૃષ્ટિએ પહેલી વસ્તુનું અસ્તિત્વ નથી એમ કહેવું એ બીજો પ્રકાર, (૨) કોઇ પણ વસ્તુને માટે બીજી બે વસ્તુના સાપેક્ષચતુષ્ટયાનુસાર અસ્તિત્વ કિંવા શુન્યત્વ કહેવું એ ત્રીજો પ્રકાર, (૩) કોઇ પણ વસ્તુની બાબતમાં અન્ય બે વસ્તુના સાપેક્ષ ચતુષ્ટયાનુસાર એકદમ ઉત્તર આપવા અશક્ય હોવાથી અવક્તવ્ય છે આ ચોથો પ્રકાર, (૪) કોઈ વસ્તુને માટે બીજી બે વસ્તુઓની દૃષ્ટિએ બોલવું અશક્ય, પણ એક વસ્તુની દૃષ્ટિએ અસ્તિપક્ષે ઉત્તર આપવું એ પાંચમો પ્રકાર, ઉલટું નાસ્તિ પક્ષે ઉત્તર આપવું એ છઠ્ઠો પ્રકાર, (૬) કોઇ પણ વસ્તુને માટે બીજી બે વસ્તુની દૃષ્ટિએ એકી સાથે કહેવું અશક્ય, પણ અનુક્રમે અસ્તિ નાસ્તિ પક્ષે ઉત્તર આપવું એ સાતમો પ્રકાર, (૭) આ સાત પદ્ધતિ વડે તર્ક ચલાવ્યા પછી જે સાર નીકળે તે ખરો છે એમ કહેવાને હરકત નથી. એકંદરે સાપેક્ષાત્મક વિચાર કરવાની આ સર્વાંગિક પદ્ધતિ હોવાથી તે અત્યંત પરિણામ કારક છે એમાં શંકા નથી.

ડૉ. ભાંડારકર, મહાત્મા ગાંધીજી તેમજ કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ આ તર્કપદ્ધતિની પ્રશંસા કરી છે તે કંઇ અમથી નહી. હિંદુ તત્ત્વજ્ઞાનની બાબતમાં અનેક શાખાઓ ઉત્પન્ન થવાનું કારણ એકાંગીવાદપદ્ધતિ છે. અનેકાંતપદ્ધતિજ વડે ચર્ચા કરતાં બધી શાખાઓને સાપેક્ષ માન્યતા દેવી પડશે. ઉપરની સાત પદ્ધતિને 'સ્યાત્' શબ્દથી અંકિત હોવાને લીધે આ પદ્ધતિને સ્યાદ્વાદ–પદ્ધતિ પણ કહે છે. "प्रश्नवशादेकस्मिन् वस्तुन्यविरोधेन विधिप्रतिषेधविकल्पना स्यात्कारांकितसप्तधावाक्प्रभेदेन, स्याद्वादपद्धतिर्भवति" આવી આ પદ્-

તિની વ્યાખ્યા છે. વિધિપ્રતિષેધાદિ કોઇ પણ વિધાન સાત પ્રકારે ને અપેક્ષા ચતુષ્ટય સહ કરવું એજ આ પદ્ધતિનું રહસ્ય છે. સૃષ્ટિ પ્રવાહની દૃષ્ટિએ અનાદ્યનંત છે. પણ પર્યાયતઃ ક્ષણવિનશ્વર છે. આત્મતત્ત્વના મૂલભૂત ગુણની દૃષ્ટિએ સર્વજીવાત્મા એક છે. પણ કર્મબંધના ભિન્નત્વને લીધે તે અનેક પણ છે. આ પ્રમાણે સર્વ અપેક્ષાઓ લક્ષમાં લઇને સિદ્ધાંત સ્થાપવો એજ અનેકાંતવાદ!!

એ શિવાય બીજા પણ ઘણા વિદ્વાનો સ્યાદ્વાદની સાર્થકતા જાહેર કરે છે, તેમાંથી કેટલાક અત્રે રજુ કરી વાંચકવર્ગનું તે તરફ ધ્યાન ખેંચું છું.

કાશી વિશ્વવિદ્યાલયના પ્રીન્સીપાલ અને ગુજરાતના સમર્થ વિદ્વાન્ પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે પોતાના એક વખતના વ્યાખ્યાનમાં 'સ્યાદ્વાદ' સંબંધે કહ્યું હતું કે–"સ્યાદ્વાદ એકીકરણનું દૃષ્ટિબિંદુ અમારી સ્હામે ઉપસ્થિત કરે છે. શંકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે, તે મૂળ રહસ્યની સાથે સંબંધ રાખતો નથી. એ નિશ્ચય છે કે–વિવિધદૃષ્ટિબિંદુઓ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઇ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહીં. આ માટે 'સ્યાદ્વાદ' ઉપયોગી તથા સાર્થક છે. મહાવીરના સિદ્ધાંતમાં

'નથી માનતો.

અમને મેળવી

જોઇએ એ

અમને શીખવે છે."

કાશી હિંદુવિશ્વવિદ્યાલયમાં દર્શન શાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત ફણીભૂષણ અધિકારી M. A. જણાવે છે કે–"સ્યાદ્વાદનો સિદ્ધાંત ઘણો મહત્વ પૂર્ણ અને ખેંચાણકારક છે. એ સિદ્ધાંતમાં જૈનધર્મની વિશેષતા તરી આવે છે, અને એજ 'સ્યાદ્વાદ' જૈનદર્શનની અદ્વિતીય સ્થિતિ પ્રગટ કરે છે. છતાં કેટલાકોને મન સ્યાદ્વાદ એ એક ગૂઢ શબ્દ, તથા કેટલાકોને તો તે ઉપહાસાસ્પદ પણ લાગે છે. જૈન ધર્મમાં એ એક શબ્દદ્વારા જે સિદ્ધાંત ઝળકી રહ્યો છે, તે ન સમજી શકવાથીજ કેટલાકોએ તેનું

ઉપહાસ કર્યું છે, એ અજ્ઞાનતાને પ્રતાપેજ કેટલાકોએ તેમાં દોષો તથા ભિન્ન ભિન્ન અર્થોનાં આરોપણ કર્યાં છે. હું તો એટલે સુધી કહેવાની હિંમત કરું છું કે વિદ્વાન્ શંકરાચાર્ય જેવા પુરુષ પણ એ દોષથી અળગા નથી રહી શક્યા. તેમણે પણ એ સ્યાદ્વાદ ધર્મ પ્રતિ અન્યાય કર્યો છે. સાધારણ યોગ્યતાવાળા માણસો એવી ભુલ કરે તો તે માફ કરી શકાય, પણ મને સ્પષ્ટ વાત કહેવાની રજા મળે તો હું કહીશ કે 'ભારતના એવા મહાન્ વિદ્વાન્ માટે એવો અન્યાય સર્વથા અક્ષમ્ય છે' જો કે હું પોતે એ મહર્ષિ પ્રતિ અતિશય આદરભાવથી નિહાળું છું, તથાપિ મને એમ ચોખ્ખુ દેખાય છે કે તેમણે 'વિવસન સમય' અર્થાત્ નાગા લોકોનો સિદ્ધાંત એવું જે અનાદર સૂચવતું નામ જૈન ધર્મના શાસ્ત્રો વિષે વાપર્યું છે તે કેવળ મૂળ જૈન ગ્રંથોનો અભ્યાસ નહીં કરવાનું પરિણામ છે.

'સ્યાદ્વાદ' એક ભારે સત્ય તરફ આપણને દોરી જાય છે. હું એક વાત ઉપર ખાસ ભાર મુકવા માંગું છું કે વિશ્વના અથવા તેના કોઇ એક ભાગને જોવા માટે માત્ર એક દૃષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જોઈએ તોજ અખંડ સત્ય જોઇ શકીએ. ખરું જોતાં આ વિશ્વ અસંખ્ય તત્ત્વો તથા પર્યાયોના સમુદાયરૂપ છે, અને આપણાં યથાર્થ જ્ઞાન પ્રાપ્તિનાં સાધનો એટલાં અપૂર્ણ છે કે આપણા પરિમિત દૃષ્ટિકોણથી ભાગ્યેજ પૂર્ણ સત્ય પામી શકીએ. કેવળ સર્વજ્ઞજ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે. આપણે તો એકાંગિક વિચાર અને અપૂર્ણ સ્પષ્ટીકરણના અત્યારે અધિકારી ગણાઇએ. આપણે પૂર્ણ સત્યને કદાપિ ન્યાય ન આપી શકીએ. × × × આવી સ્થિતિમાં શ્રીમદ્દિવસેને (?) જીનેંદ્રભગવાન્ મહાવીરની સ્તુતિ અર્થે જે યોગ્ય શબ્દો વાપર્યા છે, તે મને યાદ આવે છેઃ—

अन्योन्यपक्षप्रतिपक्षभावाद्,
यथा परे मत्सरिणः प्रवादाः ।

વચન એ ઘણાભાગે કલ્પના શ્રદ્ધા કે તર્કના પાયા ઉપર રચાયેલુ હોવાથી તેની પ્રતિષ્ઠા બહુ જ શકાગ્રસ્ત, વિવાદાસ્પદ અને અતિ સકુચિત મનાય છે ત્યારે ઇતિહાસ–વિજ્ઞાન ઉન્નત ઉપકરણો, પ્રત્યક્ષસવાદી સાધનો અને અવિચ્છિન્ન પરપરાની સામગ્રીવડે સજ્જિત હોવાથી તેની પ્રામાણિકતા નિર્વિવાદ રૂપે સર્વવ્યાપી સ્વીકારાય છે અને તેથી આધુનિક વિદ્વસમાજમા ઇતિહાસ-વિજ્ઞાને લગભગ આગમપ્રમાણ ઉપર વિજય મેળવ્યો છે અને તેને એક રીતે વાનપ્રસ્થ બનાવ્યો છે ઇતિહાસની આણ ચાતુરન્ત ચક્રવર્તીની માફક સર્વ વિદ્વસમાજ ઉપર એક સરખી મનાય છે ત્યારે આગમવચનની આણ માત્ર કરદ માડલિકોની માફક, પોતપોતાના અતિ મર્યાદિત સાપ્રદાયિક મડળોમા પણ અનેક વાદવિવાદો સાથે સ્વીકારાય છે

એ ઉપરાત ઘણી વખતે આગમ–પ્રતિપાદિત કેટલાક વિચારોનુ રહસ્ય–આવિષ્કરણ ઇતિહાસ–વિજ્ઞાનની પદ્ધતિએ જેટલુ સ્પષ્ટતાપૂર્વક થઈ શકે છે તેટલુ સ્વય આગમવચન ઉપર જ નિર્ભર રહેવાથી નથી થતુ એટલુ જ નહિ પણ કેટલીકવાર તો કેવળ આગમવચનાવલબન ઉલ્ટુ ભ્રમરૂપ થઇ પડે છે અને સ્પષ્ટ સત્યને અસ્પષ્ટ બનાવી મૂકે છે ઇતિહાસ–વિજ્ઞાનની દૃષ્ટિના અભાવે ઘણીવાર કેવળ આગમાવલમ્બન બુદ્ધિને સકુચિત બનાવી મૂકે છે અને તેથી સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિને બદલે કેવળ કદાગ્રહપણુ જ વધુ કેળવાય છે એથી વિરૂદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ બુદ્ધિને વધુ ને વધુ વિકસિત બનાવે છે અને પરિણામે મધ્યસ્થભાવને ખીલવે છે કે જે સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિમા પ્રધાન કારણભૂત છે આ રીતે ઐતિહાસિક દૃષ્ટિનુ મહત્ત્વ અનેક રીતે વધી જાય છે અને તેથી આધુનિક વિદ્વદ્વર્ગે વિદ્યાના સર્વ પ્રદેશોમા તેને એક રીતે પ્રમુખસ્થાન આપ્યુ છે શોધક વિદ્વાનો જે જગતના ધર્મોનો અભ્યાસ કરે છે તે આગમવચનની સત્યાસત્યતા સમજવા ખાતર નહિ પરતુ મનુષ્ય જાતિના ઇતિહાસમા કયા ધર્મને કયુ સ્થાન છે અને કયા ધર્મે કેટલો ફાળો માનવસમાજના વિકાસક્રમમા આપ્યો છે તે ખોળી કાઢવા ખાતર હોય છે અને આ રીતે ઐતિહાસિક પ્રમાણના આધારે સ્થાપિત થતા કોઇ પણ વિચાર કે સિદ્ધાન્તનો વિદ્વદ્વર્ગ આદર સાથે સ્વીકાર કરે છે અને તેને લગતી જો કોઈ ભ્રાતિ કે ભૂલ ચાલી આવતી હોય છે તો તેનુ તુરત સશોધન કરે છે પ્રાચીન કાળમા જે સ્થાન ન્યાય કે તર્કપ્રમાણને પ્રાપ્ત હતુ તે આજે ઇતિહાસ પ્રમાણને પ્રાપ્ત થયુ છે એટલે પૂર્વકાળમા જેમ તર્કશાસ્ત્રનો પારગામી પ્રભાવક પુરુષ

ગણાતો તેમ આજે ઇતિહાસશાસ્ત્રનો પારગામી 'પ્રભાવક પુરુષ' ગણાવો જોઇએ

જૈન સમાજનો સાહિત્યોપાસક અને ધર્મોપદેશક જે ખાસ કરીને સાગીવર્ગ છે તેમા આ ઇતિહાસશાસ્ત્રનો અભ્યાસ જરાયે નથી અથવા અત્યલ્પ છે તેથી જૈનધર્મનુ જગતના ઇતિહાસમા કયુ સ્થાન છે તે પોતે જાણવા કે બીજાને જણાવવા અસમર્થ હોય છે અને એટલા માટે આ ગ્રથ જેવા ગ્રથો ખુદ જૈન સશોધકોના હાથે લખાઈ જગતને જૈનધર્મનો યથાર્થ પરિચય કરાવવામા મદદગાર થવા જોઇએ, તેને બદલે અન્ય દેશી અન્ય ધર્મી અને અન્ય ભાષાભાષી વિદ્વાનોના હાથે લખાયેલા ગ્રથોદ્વારા જિજ્ઞાસુઓના જ્ઞાનપિપાસા પૂરી કરાય છે, પણ એમ કર્યા વગર છૂટકો નથી જ્યા સુધી આપણે આટલી બધી જ્ઞાનસમૃદ્ધિ ન મેળવીએ અને જગતમા આપણે આપણા જ્ઞાનની છાપ ન બેસાડીએ ત્યા સુધી આપણે અન્યના જ્ઞાનબળ ઉપર જ અવલબીને રહેવુ પડશે

આપણે ઇચ્છીએ તો આવા ગ્રથોના વાચનથી આપણે આપણી ઐતિહાસિક દૃષ્ટિનો વિકાસ કરી શકીએ, પશ્ચિમના વિદ્વાનોની આલેખન અને વિવેચન પદ્ધતિનો અભ્યાસ કરી શકીએ અને પરિણામે આપણે પણ આવી જાતનુ નવીન સાહિત્ય સર્જી શકીએ

જૈન ભડારોમા હજીયે અગણિત પ્રમાણમા એવુ સાહિત્ય-ધન દટાયેલુ પડ્યુ છે કે જે ઇતિહાસશાસ્ત્રજ્ઞ સશોધકોના પરિશ્રમની વાટ જોઈ રહ્યુ છે જે દિવસે આપણે આપણા એ ધનને ખોદી કરી બહાર કાઢીશુ અને આધુનિક પદ્ધતિએ તેનુ સશોધન-પરિમાર્જન કરી અલકૃત રૂપમા જગત્ આગળ મૂકીશુ તે દિવસે આપણે આપણા જ્ઞાનની સાચી પ્રભાવના અને પૂજા કરેલી કહેવાશે તથાસ્તુ

शान्तिनिकेतन
फाल्गुन पूर्णिमा सवत् १९८७ } જિનવિજય.

# આભાર પ્રદર્શન.

હિન્દુ અને બૌદ્ધધર્મની તુલનામા, ભારતવર્ષમા જન્મ પામેલા ત્રીજા ધર્મ જૈન ધર્મ વિષે પશ્ચિમમા જોઇએ એટલુ ધ્યાન નથી અર્પાયુ જો કે એ ધર્મે ગંગાભૂમિના ઇતિહાસ સાહિત્ય તથા કલા ઉપર કઇ ઓછો પ્રભાવ નથી પાડ્યો અને તેના વિશિષ્ટ વિચારો અને આચારો વિષે ધર્મ-સંશોધકોને બહુ મહત્ત્વનો રસ પડે એમ છે આ પુસ્તક એ ખામી કરવાની અને વર્તમાન જૈન ધર્મ વિષે સારી અને સાચી હકીકતોનુ યથા શક્ય, સમ્પૂર્ણ ચિત્ર આપવાની ઇચ્છા રાખે છે

મારા આ કાર્યમા મને જૈન–સંઘના પ્રસિદ્ધ પુરુષોની સહાયતા મળી છે, તેમણે મને અનેક ગ્રંથો જોવા આપ્યા છે અને પ્રશ્નોના ઉત્તર આપ્યા છે, એ સહાયતા માટે મારે એમનો આભાર માનવો ઘટે છે ધર્મમૂર્તિ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ ધર્મમૂર્તિ ઇતિહાસ તત્ત્વમહોદધિ જૈનાચાર્ય શ્રી વિજય ઇન્દ્રસૂરિ, મુનિ હંમવિજય શ્રીયુત એસ કે ભંડારી (ઇંદોર) શ્રી બનારસીદાસ જૈન (લંડન), શ્રી ચંપતરાય જૈન (હરદોઇ), શ્રી છોટેલાલ જૈન (કલકત્તા) શ્રી લક્ષ્મીચન્દ્ર જૈન (અલ્હાબાદ), શ્રી મી એસ મલ્લિનાથ જૈન (મદ્રાસ), શ્રી પન્નાલાલ જૈન (દીલ્હી), રાયબહાદુર જગમંદરલાલ (ઇંદોર) શ્રી પૂરણચંદ નહાર (કલકત્તા) તેમજ ' અખિલ ભારત જૈન મંડળ (ઇંદોર)

રાઇટ ઑનરેબલ મી યાકોબીએ (Geheimrat Jacobi, Bonn) અને પ્રૉ આર સિમોને (R Simon Berlin) આ પુસ્તક ભલે ભાવે સુધારી આપ્યુ છે પ્રૉ કિર્ફેલે (W Kirfel Bonu), પ્રૉ શુબ્રિંગ (W Sehubring Hamburg), પ્રૉ ઍલ સુઆલીએ (L Suali, Pavia), ડૉ ઍફ ડબ્લ્યુ થૉમસે (F W Thomas London) અને હર્બર્ટ વૉરને (Herbert Warren London) મને જોઇતી વિગતો આપી છે ડૉ ડબ્લ્યુ કોને (W Cohn Berlin), રાઇટ ઑનરેબલ મી ડ્રીશે (Geheimrat Dries-ch Leipzig) રાઇટ ઑનરેબલ મી યાકોબીએ, બ્રૂકલીન ઇન્સ્ટીટ્યુટ મ્યુઝિયમે (Brooklyn) ઇંડિયન ઇન્સ્ટીટ્યુટે (Oxford) માનવશાસ્ત્ર વિષેના સરકારી મ્યુઝિયમે (Staatliahen museum fur Volkerkunde, Berlin) તથા વિક્ટોરિયા અને આલ્બર્ટ મ્યુઝિયમના ભારત વિભાગે (Victoria and Albert Museum, Indian Section London) પોતાની પાસેના સુન્દર સાહિત્યોના સંગ્રહમાથી મને ઉતારો કરી લેવા દીધો છે મારા પિતાએ જૈનકાવ્યોના ગ્રંથોના ઉતારા આપ્યા છે એ માટે એ સૌનો આ સ્થળે આભાર માનુ છુ

૨૦, ઑગસ્ટ ૧૯૨૫<br>બર્લિન } હેલ્મુટ ફૉન ગ્લાઝનૅપ

# સમાવેશ. ( અનુક્રમણિકા )

## અધ્યાય ૧ લો.



## અધ્યાય ૨ જો.

### ઇતિહાસ



## અધ્યાય ૩ જો.

### ગ્રન્થો.

## અધ્યાય ૪ થો.

### સિદ્ધાન્તો.

## અધ્યાય ૫ મો.

### સઘ.

વર્ણનમા આવતા Tunvodogidrvi ( Gymnosophists ) તે આ નથી, કારણ કે એ નામ પૂર્ણ નગ્નતાએ નહિ પણ આછે કપડે રહેનાર બ્રાહ્મણ તપસ્વીઓને અને તત્ત્વજ્ઞોને માટે યોજાયુ હતુ આ ભેદને અનુકૂળ પાચમા સૈકાના અન્ત પૂર્વે થઈ ગએલા હેસિકિયોસની ( Hesychios ) આ પ્રમાણે ટીપ છે ૧

મધ્યકાળમા જે થોડા યુરોપિયનોએ પૂર્વદેશોમા પ્રવાસ કર્યો, તેમના લેખોમાથી પણ જૈનો સબધીની કશી માહિતી આપણને મળતી નથી, અને વાસ્કો ડા ગામાએ ( Vasco da Gama ) ભારતનો જળમાર્ગ શોધી કાઢ્યો, ત્યારપછી પશ્ચિમના જે સાસ્થાનિકો ત્યા ગયા તેમણે પણ એમને વિષે બહુ થોડુ જ આપણને જણાવ્યુ છે, સ્પષ્ટ રીતે જણાઇ આવતી એમની જીવરક્ષા અને તે કારણે એમણે સ્થાપેલી જીવો માટેની ઔષધશાળા ( પાજરાપોળો ) વિષેના એમના પ્રખ્યાત લક્ષણો જેવી થોડીઘણી માહિતી એમણે આપી છે એટલુ એજ

અગ્રેજી ઇસ્ટ ઇડિયા કપનીના અધિકારીઓએ અને કર્મચારીઓએ જ સૌથી પ્રથમ આ વિષયમા વિગતવાર તપાસ કરવા માડી[2] તેમના ધર્મ વિષેની નિશ્ચિત અને સવગ્રાહી હકીકત એચ ટી કોલબ્રૂકે ( H T Colebrooke 1765 1837 ) આપીને પોતાના મૌલિક ગ્રથમા પ્રસિદ્ધ કરી અને ખરી રીતે તો ભારતવિદ્યાના ( Indologie ) અનેક વિષયમા પ્રથમ પ્રવેશ કરનાર એ જ પડિત હતો કોલબ્રૂકે આપેલા વર્ણનને હોરેસ હેમૅન વિલ્સને ( Horace Hayman Wilson 1781–1860 ) વિસ્તાર્યા ને પુરા કર્યા[3], આ બે માન્ય પડિતોના પુસ્તકો ઘણા લાબા કાળ સુધી એકમાત્ર પ્રમાણભૂત સાધન મનાતા રહ્યા અને ૧૯ મા સૈકાના મારા પૂર્વાર્દ્ધમા જૈનધર્મ સબધી સર્વે હકીકત એ જ પુસ્તકો આપતા રહ્યા જૈન ગ્રન્થનો સૌથી પ્રથમ અનુવાદ કરવાનુ માન તો સસ્કૃત ડાઇચ શબ્દકોષના સમ્પાદક ઓટો બોટલિકને (Otto Bothlingk) ઘટે છે, એણે રિયુ ( Ch Rieu ) સાથે મળીને હેમચન્દ્રના અભિધાન ચિતામણિનો જર્મન અનુવાદ ૧૮૪૭ મા કર્યો હવે જે

સ્ટિવન્સને ( Rev J Stevenson ) ૧૮૪૮ મા कल्पसूत्र અને नवतत्त्वने અગ્રેજીમા ઉતાર્યા ત્યારપછી સસ્કૃતભાષાના આચાર્ય આલ્બ્રેષ્ટ વેબરે ( Albrecht Weber ) ૧૮૫૮મા शत्रुंजयमाहात्म्यમાથી અને ૧૮૬૬ મા भगवतीમાથી સુન્દર ભાગો વીણી કાઢી તેના અનુવાદ કર્યા એ જ પડિતે શ્વેતામ્બર સમ્પ્રદાયના ગ્રન્થોમા પ્રવેશ કર્યો અને જૈન-સશોધનના વિવિધ પ્રદેશોના દ્વાર પોતાના સશોધનની અને લેખોની ચાવીઓથી ખોલ્યા૪ એનાથી પ્રેરાઇને એચ યાકોબીએ, ઇ લોઇમાને (E Leumann) જે ક્લાટે (J Klatt), જી બુહ્લિરે ( G Buhler ) આર હોઇર્ન્લેએ ( R Hoernle ), ઈ વિણ્ડશે ( E Windisch ) વિવિધ પ્રકારના જૈનગ્રન્થો વિષે સશોધન કરવા માડ્યુ, અને એલ રાઇસે ( L Rice ), ઈ હુલ્ત્ચે ( L Hultzsch ), એફ કીલહોર્ને ( F Kielhorn ), પી પિટર્સને ( P Peterson ), જે ફર્ગ્યુસને (J Fergusson) અને જે બર્જેસે ( J Burgess ) જૈનસમ્પ્રદાયના હસ્તલેખોના, શિલાલેખોના અને સ્મરણ મન્દિરોના સશોધન કરવા માડ્યા

શરૂઆતથી જ સશોધકોએ સાહિત્યો એકઠા કરવામા અને તેનો ઉપયોગ કરવામા માત્ર સન્તોષ માન્યો નહિ, પણ જૈનધર્મના ઐતિહાસિક સ્થાનનો નિર્ણય કરવાના પ્રયત્નો કર્યા એ વિષે પ્રથમ કરેલા નિર્ણય માત્ર કલ્પનાજનિત ને ભૂલભરેલા હતા, અને એમ, રોમનદેવ જનુસના ( Janus ) અથવા તો યાહુદી પુરાણ પ્રસિદ્ધ ( ૨ ટિમોથી ૩ ૮, એકસોડસ ૭ ૧૧ ) મિસરી જાદુગર જન્નસના ( Jannes ) નામ સાથે જૈન શબ્દને સયોજવાની કલ્પના થઇ, મહા પ્રખ્યાત જૈન તીર્થ पालीताणाના નામને પેલેસ્ટિના ( Palastina=અ Palestine ) નામ સાથે સમ્બન્ધ છે એવી પણ કલ્પના થઈ, અને એવી એવી તો અનેક કલ્પના થઇ કઇક વધારે સભવનીય દેખાયાથી વળી એ પંડિતોએ જૈન અને બૌદ્ધ-ધર્મનો સમ્બન્ધ જોડવાના પ્રયત્ન કર્યા આ દિશામા કઇક પ્રબળ પ્રયત્નો પણ થયા ( કોલબ્રુક જેવા ) કેટલાકે એમ માન્યુ કે બૌદ્ધધર્મનો જન્મ જૈનધર્મમાથી થયો છે, અને ત્યારે વિલ્સન ( Wilson ), લાસન અને એ વેબર ( A Weber ) જેવા અનેકે

એમ માન્યુ કે બૌદ્ધધર્મમાથી જૈન ધર્મનો જન્મ થયો છે પણ અન્તે ૧૮૭૯ મા યાકોબીએ બતાવી આપ્યુ કે 'આ છેવટની કલ્પના તો માત્ર નિરર્થક દેખાવ ઉપરથી અને આકસ્મિક સમાનતા ઉપરથી જ કરી લેવામા આવી છે' યાકોબીએ નિશ્ચિત સાબિત કરી દીધુ છે કે 'જૈન અને બૌદ્ધ એ બે એકબીજાથી સમ્પૂર્ણરીતે સ્વતન્ત્ર ધર્મસઘ છે અને મહાવીર તથા ગૌતમબુદ્ધ એ બે સમકાલિન ભિન્ન મહાપુરૂષો હતા'

અનેક પડિતોના સમર્થ પ્રયત્નને પરિણામે જૈનધર્મના ઇતિહાસ અને પુસ્તકો વિષેનુ જ્ઞાન તો ખૂબ વિસ્તાર પામ્યુ, પણ છતાયે એ ધર્મના હૃદય-તેના સિદ્ધાન્તો-સમ્બન્ધનુ જ્ઞાન તેના શુદ્ધ સ્વરૂપમા ઘણા વખત સુધી યુરોપમા પ્રકટ થયુ નહી આ વસ્તુસ્થિતિનુ મુખ્ય કારણ તો એ હતુ કે ઘણાખરા સશોધકોનો ઝોક તત્ત્વજ્ઞાન અને સસ્કૃતિ તરફ કરતા પુરાતત્ત્વ અને ભાષાતત્ત્વ તરફ વધારે હતો, અને વળી વધારે મબળ કારણ તો એ હતુ કે શરૂઆતના સશોધકોએ જૈનધર્મના સિદ્ધાન્તોનુ જ્ઞાન પ્રતિસ્પર્ધી બ્રાહ્મણધર્મના પુસ્તકોમાથી કઇક અશે અને જૈનધર્મના ગ્રથોમાથી કઇક અશે પ્રાપ્ત કરવાના પ્રયત્ન કર્યા, પણ બ્રાહ્મણ ગ્રન્થોમા અસ્પષ્ટ અને જૈનગ્રથોમા અવ્યવસ્થિત હકીકતો હોવાથી એ પ્રયત્નો સફળ નિવડેલા નહિ તથાપિ ૧૯૦૬ મા આ અનિશ્ચિત સ્થિતિનો અન્ત આવ્યો એ વર્ષમા યાકોબીએ પછીના કાળના જૈન સિદ્ધાન્તના વ્યવસ્થિત ગ્રન્થનો ઉમાસ્વામીના તત્ત્વાર્થાધિગમસૂત્રનો-અનુવાદ કર્યો ને નિશ્ચિત જ્ઞાનક્ષેત્રમા એક પગલુ આગળ ભર્યુ આ પુસ્તકે પ્રથમ જ વાર જૈન સિદ્ધાન્તોના સમગ્ર ક્ષેત્ર ઉપર સ્વચ્છ અને સમ્પૂર્ણ દૃષ્ટિ આપી અને ત્યા સુધી અન્ધારામા રહેલા ઘણા મહત્ત્વના પ્રદેશો વિષેના જ્ઞાનની ગાઠ ખોલી આપી યાકોબીના શિષ્યોએ પોતાના ગુરૂને માર્ગે ચાલી અનેક દિશાઓમા પ્રયાણ કર્યુ છે

હાલમા જૈન-સશોધન પશ્ચિમના ઘણાખરા દેશોમા, જો કે વિવિધ પરિમાણે થવા લાગ્યુ છે જર્મનીમા-( Dentschland=જર્મનિ ) એ પ્રદેશમા લૉઇમાનનો-શિષ્ય રવ હુઇટેમાન ( W

Huttemann ), શ્રાડર ( F O Schrader ), શુબ્રિગ, યાકોબીના શિષ્ય કિર્ફેલ અને ગ્લાઝનૂઆપ ( H V Glasenapp ), વળી હર્ટેલ ( G Hertel ) અને તેની શિષ્યા શાર્લોટે ક્રાઉઝે ( Charlotte Krause ), પછી વળી હુલ્ત્સ્ચ ( E Hultzsch ), શ્મીટ ( R Schmidt ) અને બીજા સશોધકો પ્રાગના (Prag, અ Prague) જર્મન વિદ્યાપીઠમા વિન્ટરનિટ્સ ( M Winternitz ) અને સ્ટાઇન (O Stein), સ્વીડનમા ( Schweden અ Sweden ) શાર્પેન્ટિયર ( S Charpentier ) હોલૅણ્ડમા ફાડેગૉન ( B Faddegon ) ઇગ્લૅણ્ડમા બાર્નેટ ( L D Barnett ), ફ્લીટ ( G F Fleet ), સ્મિથ ( V A Smith ), શ્રીમતી સ્ટિવન્સન ( Frau M Stevenson ), સ્વ૦ ટૉની ( C H Tawney ), ટૉમસ ફ્રાંકુ રાઇખમા ( Frankreich, અ ફ્રેન્સ) એ ગેરિનો (A Guerinot ), એલ્, મિલો (L de milloue), જે વીંજો (J Vinson ) ઇટાલિયનમા ( Italian, અ Italy ) બાલિનિ ( A Ballini ), બેલોનિ-ફિલીપિ ( F Belloni-Filippi ), પાવોલીનિ ( P E Pavolini ), પુલે ( F L Pulle ), સુઆલિ, સ્વ૦ ટેસિટોરિ ( L Tessitori , ચેકોસ્લોવાકેઇમા ( Tschechoslowakei ) લેસ્ની ( V Lesny ) અને પૅર્ટોલ્ડ (O Pertold), રૂસ્લાણ્ડમા (Russland અ Russia) મિરોનોવ (N mironow) અને નૉર્થ અમેરિકામા ( Nordamerica અ north America ) બ્લુમફીલ્ડ ( M Bloomfield ) શ્રમ કરી રહ્યા છે ( અને તેમાના કેટલાક શ્રમ કરતા કરતા સ્વર્ગવાસી થયા છે )

ગયા સૈકાના છેલ્લા દશકામા તો ભારતવર્ષના જૈનોએ પણ પોતાના ધાર્મિક અને સામાજિક જ્ઞાનગ્રથોને છપાવવા માડ્યા પોતાના સહધર્મીઓ પોતાના ધર્મના તત્ત્વ જાણતા થાય અને બીજા લોકો એ ધર્મની દીક્ષા લેતા થાય એ હેતુથી વળી સાથે સાથે એમણે પુસ્તકો અને નિબધો અગ્રેજી ભાષામા પ્રકટ કરવા માડ્યા વળી ભાણ્ડારકર, ભગવાનલાલ ઇદ્રજી, ભાઉ દાજી, સતીશ્ચન્દ્ર વિદ્યાભૂષણ, ઍમ ઍન દાસગુપ્ત વગેરે હિન્દુઓ પણ ધીરે ધીરે એ ક્ષેત્રમા વધારે કાર્યકર્તા થયા છે

ભવિષ્યમા યુરોપના અને ભારતના પણ્ડિતો વચ્ચે આ કાર્યમા ગાઢો સહકાર થાય એવી આશા રાખવામા આવે છે યુરોપિયનોની શાસ્ત્રીય વિવેચનની પ્રણાલી અને ઝીણવટથી ભારતપણ્ડિતો સાચુ ને વિવેચક કાર્ય કરી શકશે, ભારતપણ્ડિતોના સહકારથી યુરોપિયનોની દૃષ્ટિ વિવિધ પ્રકારે ખુલશે પરપરાથી ઉતરી આવેલી કથાઓ હજી બહુ બચાવવાની છે પણ કેટલીક હજી પુસ્તકોમા ઉતારાઇ નથી, એ કથાઓ બીજી હકીકતોના સહવાસમા આવવાથી ઘસાઇ જાય અને અનેક કલ્પનાઓથી તથા પાણ્ડિત્યના આડમ્બરથી અશુદ્ધ થઇ જાય તે પહેલા એમને બચાવી લેવી ઘટે જૈનોની સાથે સમ્બન્ધ જોડવાથી જ એ બની શકે જ્યારે જૈનધર્મના વર્તમાન સ્વરૂપને સમ્પૂર્ણ રીતે સમજવા અને વિશ્વાસપાત્રરૂપે આકવા માટે પૂર્વ અને પશ્ચિમ પોતાના શ્રમમા સહકારે જોડાશે, ત્યારે જ જાણ્યામાથી ધીરે ધીરે અજાણ્યામા પ્રવેશતે પ્રવેશતે, પ્રાચીનથી અનુક્રમે જે જે પગથિયે થઇને એ ધર્મ અર્વાચીનમા ઉતરી આવ્યો તે સૌ પગથિયાના દર્શન થશે અને એ ધર્મના ફન્ના પ્રવાહમૂળથી તે આજસુધીના જીવન ઉપર દૃષ્ટિ નાખી શકાશે

---

## અધ્યાય ૨

### ઇતિહાસ

---

#### નોધ

જૈનોના ઇતિહાસ સબધે હકીકતો મેળવવા માટે જે સાધનો મળી આવે છે, તે આ છે ગ્રથો શિલાલેખો અને સ્થાનો સ્મરણ મદિરો, સિક્કાઓ આદિ સશોધને-પ્રયોજને ગ્રથો બહુ કામમા આવે એમ છે જૈનોએ પોતે ધર્મના ઇતિહાસ વિષે ગ્રન્થાનુ સૂત્ર અખડ રાખ્યે જવાના પ્રયત્નો કર્યા છે, યુરોપિયનના શાસ્ત્રીય વિવેચનની દૃષ્ટિએ આ ગ્રન્થોનુ મહત્ત્વ બેશક જુદુ જ છે પ્રખ્યાત

આરબ પ્રવાસી અલ-બીરૂનીએ ( al-Biruni ) ૧૦૩૦ના અરસામા ભારતવાસીઓ સમ્બન્ધે જે શબ્દો કહેલા તે જૈનોને પણ અનેક રીતે લાગુ પડે છે "પ્રસંગોના ઐતિહાસિક પરિણામો ઉપર તેઓ થોડુ જ ધ્યાન આપે છે અને પોતાના રાજાઓની વંશાવળીઓની ગણનામા બહુ બેદરકાર છે જ્યારે તમે એમને ઝીણા પ્રશ્નો પૂછો અને તેના ઉત્તર એ જાણતા ન હોય, ત્યારે એ કથાઓ કહેવા બેસી જશે" [1]જૈનધર્મનો ઇતિહાસ જૈનોને હાથે જે પુસ્તકોમા લખાયો છે, તેમાનો મોટો ભાગ કથામિશ્રિત છે ઐતિહાસિક હકીકતો વર્ણવાય તેના કરતા શ્રદ્ધાળુ વાચકને એકાદ કલાક ધાર્મિકવાચન આપી શકાય એ હેતુએ એ પુસ્તક લખાયા હોય એમ એના ઉપર દૃષ્ટિ નાખતા જણાઈ આવશે આ લેખકના હાથમા અનેક પુસ્તકો એવા આવેલા છે કે જેમાની હકીકતો આજસુધી શુદ્ધ ઐતિહાસિક મનાતી આવી છે, તેમા પણ, યુરોપિયનની દૃષ્ટિએ વિચારીએ તો કથાભાગનો ઝોક વધારે છે અને આ ખામી છતાયે જૈનોના ઘણા ઇતિહાસગ્રન્થોમા મહત્ત્વનુ સાહિત્ય ભરેલુ છે, અને વિવેચનદૃષ્ટિ રાખીને વાચીએ તો તેમાથી ઉપયોગી અનેક વસ્તુઓ પ્રાપ્ત થાય ઇતિહાસના અથવા એના આડમ્બરના ગ્રન્થો ઉપરાત બીજા પ્રકારના સાહિત્ય ગ્રન્થો પણ ઇતિહાસશોધકને અનેક રીતે ઉપયોગી થઈ પડે એમ છે, કારણકે એમા અમુક ઐતિહાસિક ઘટનાઓ ગુંથેલી હોય છે અથવા તો અમુક જુગના ભાવની છબી આકેલી હોય છે લેખકે પોતાના ગ્રન્થમા પોતાના નામ સાથે ગુરુની, પોતાના આશ્રયદાતાની અને એવી બીજી હકીકતો નોધેલી હોય છે, ત્યારે તેના આરમ્ભવાક્યો માથી કે પ્રશસ્તિવાક્યોમાથી મહત્ત્વની ઐતિહાસિક હકીકતો મળી આવે છે અમુક સાધુસઘના ગુરુપરમ્પરાના પત્રકમાથી જેને પટ્ટાવલિ કહે છે તેમાથી પ્રખ્યાત પુરુષોના જીવનકાળ વિષેના નિર્ણય કરવા માટેના ઉપયોગી સાધન મળી આવે છે, પણ ત્યાયે વિશ્વાસ તો વિચારીને જ મેલવો, કારણ કે લેખકો પોતાને લાગતી ઉણપો પોતાની કલ્પનાએ પુરી કાઢે છે અને એવી રીતે એ લેખકોએ મહાવીર સુધીનો અથવા એમનીયે પૂર્વે થઇ ગયેલા પાર્શ્વનાથ

સુધીનો ઇતિહાસ દોરી કાઢયો છે જૈનોના ઇતિહાસ ગ્રન્થોમા આપેલી હકીકતોને આપણે કસોટીએ ચઢાવી લેવી જોઇએ અને બ્રાહ્મણોના બૌધ્ધોના અને બીજા ગ્રન્થોની હકીકતોની સાથે તોળી પારખી લેવી જોઇએ આ ગ્રન્થોની વાસ્તવિકતા પણ બેશક અનેક વાર શકાશીલ છે, કારણ કે જૈનોના પ્રતિસ્પર્ધી હોવાથી તેમના ઉપર અસત્યો અને અપરાધો આરોપવાના પ્રયત્નોમા તેઓ મિત્રો અને પ્રશસકોની પેઠે જ, વારવાર સત્યથી વિમુખ થઇ ગયા છે

ગ્રન્થોની જેટલી વિપુલ તો નહિ, પણ અનેક રીતે વિશ્વાસપાત્ર માહિતી શિલાલેખોમાથી મળી આવે છે અમુક ઘટનાને પ્રસગે લેખો કોતરવામા આવેલા હોય છે, ત્યારે આ લેખોને અમુક તાજી અને સાચી હકીકતો સાથે સમ્બન્ધ હોય છે અને તે હકીકતો પછીના સાહિત્યમા નોધાય છે ઘણાખરા લેખો ધર્મપ્રિય રાજાઓએ કે શેઠ-શાહુકારોએ કોતરાવેલા હોય છે ને તેમા દેવાલય કે દેવપ્રતિમા કરાવ્યાની, ભૂમિદાન કર્યાની કે ન્યાય આપ્યાની હકીકતો નોધેલી હોય છે તેમા આવતા રાજ્યકર્તા અને તેની પૂર્વેના રાજાઓના નામ, દાન પામેલા સાધુના અને તેમના ગુરુઓના તથા પૂર્વાચાર્યોના નામ અને તારીખો આપણુને ઇતિહાસનુ કાઠુ બાધવામા બહુ જ ઉપયોગી થાય છે, કારણ કે એના ઐતિહાસિક સત્ય વિષે ઘણે ભાગે શકા લેવા જેવુ કશુ હોતુ નથી

આજસુધી ટકી રહેલા વિવિધ પ્રકારના સ્થાનો અને દેવાલયો ઉપર તેમના નિર્માણના કે જીર્ણોદ્ધારના લેખો કોતરેલા હોય તો તે પણ ઐતિહાસિક વિષયને સ્વચ્છ કરવાને બહુ કામ લાગે એ લેખ ખાસ ઉપયોગના તો એટલા માટે છે કે ભૂતકાળના માણસોનુ, વસ્તુઓનુ અને સ્થિતિનુ સજીવ ચિત્ર એ આપણી સામે ખડુ કરે છે અને તેથી પ્રાચીનકાળ સમ્બન્ધના પુસ્તકો વગેરેથી આપણને પ્રાપ્ત થયેલા જ્ઞાનને સ્વચ્છ કરી શકાય છે

છેલ્લા સૈકામા અનેક સશોધકોએ આ કઠણ કાર્ય કરવામા જે સાહિત્યો સાથે ગડમથલ કરી છે, તે છે તો બેશક મહત્ત્વના, પણ છતાંયે જૈનધર્મના ઇતિહાસ સબધે કોઇ નિર્ભ્રિત ચિત્ર દોરી

શકાય એટલા પ્રમાણુ હજી મળી શકયા નથી, તેમા અનેક સ્થળે અનેક છિદ્રો છે, અનેક અસ્પષ્ટતાઓ છે એ ધર્મની ઉત્પત્તિ અને તેના આચાર વિચારના વિકાસ સબધે, તેણે જે તડકો છાયડો જોયેલો તે સબધે જે સૌ વાતો આજે અન્ધકારમા છે તેના ઉપર પૂર્ણ પ્રકાશ કદીયે પાડી શકાશે કે કેમ એ તો વળી શકાનો જ વિષય છે ત્યારે જૈનધર્મના સ્વરૂપનુ ચિત્ર આકવા આજસુધી જે બધા પ્રયત્ન થયા છે, તે હજી તો વિરલ ઐતિહાસિક ઘટનાઓને, રાકાસ્પદ વાર્ત્તાઓને અને વળી ધાર્મિક તથા સામાજિક કથાઓને એકઠી કરીને ઐતિહાસિક સૂત્રમા ગુથવા પુરતા જ થયા છે તેવી જ રીતે ગયા અનેક સૈકામા જૈનોએ જે ચઢતી પડતી જોઇ છે તેના ઇતિહાસનુ ચિત્ર આકવાનો આ ગ્રન્થમા જે પ્રયત્ન કર્યો છે, તે પણ તેમના ઇતિહાસનુ સમ્પૂર્ણ ચિત્ર આપવાનો દાવો કરતો નથી લેખક બહુ બહુ તો, તીર્થંકરોના, ધર્મના વિકાસના, ઉન્નતિના અને અવનતિના ચિત્રની આછી ઝાખી રેખાઓ દોરવાના જ પ્રયત્ન કરી રહેશે વિગતવાર હકીકતોને વિવેચનાદૃષ્ટિએ વ્યવસ્થિત ગોઠવવાને અને ઓછા મહત્ત્વના નામની અને તારીખોની શુષ્ક તારીજ આપવાને બદલે થોડીક નિર્ણિત હકીકતો અને જૈનોમા મહત્ત્વની મનાતી થોડીક કથાઓની ટુ કી માહિતી વાચક સમક્ષ રજુ કરશે લેખકની પરિસ્થિતિ તો એટલી ટુ કી માહિતી આપી શકે એવી જ છે, પણ તે માહિતીએ કરીને, એમા અધુરા રહેલા કોયડાનો ઉકેલ લાવે અને અહીં દોરેલી ચિત્રની આછી ને ઝાખી રેખાઓ ઉપરથી સ્પષ્ટ ને તાદૃશ ચિત્ર ખડુ કરે એવો જો કોઇ ઐતિહાસિક પાકશે તો આ લેખકના આનન્દનો પાર રહેશે નહિ



# તીર્થંકરો.

## પૂર્વ ઇતિહાસ

જૈનો પોતાના ધર્મને શાશ્વત અને અવિચલ માને છે અને સમયે સમયે લુપ્ત થાય, છતા યે કદાપિ એનો અન્ત આવવાનો નથી ફરીફરીને પ્રવર્તતા અમુક જુગોની અન્દર સત્યને અજ્ઞાન છાવરી અન્ધકાર પ્રવર્તાવે, પણ પાછુ એ અજ્ઞાન ટળી જાય ને જૈનધર્મનો પ્રકાશ ફરી પ્રકટાય તેવા તેના કિરણો ફરી વિસ્તરે એવી રીતે આજે આપણે એવા જુગમા છીએ કે જ્યારે ધર્મજ્ઞાન પામીએ છીએ અને તેથી આનદ પણ પામીએ છીએ, ત્યારપછી એવો જુગ આવશે કે જ્યારે જૈનધર્મ લુપ્ત થશે, ત્યારપછી વળી એવો પણ જુગ આવશે કે જ્યારે એ ધર્મ નષ્ટપ્રાય થશે પણ ખરી રીતે તો એ ધર્મ કદાપિ નષ્ટ થવાનો જ નથી, પણ વળી પાછો નવી જુવાનીમા શાશ્વત સૌન્દર્ય ખીલશે, જેમ ઋતુઓમા દર વર્ષે વસન્ત પાછી ખીલતી આવે છે તેમ જ્યારે સમય આવે છે ત્યારે અમુક વર્ષોને અન્તરે એક પછી એક એમ ચોવીશ તીર્થંકરો પ્રકટે છે તે સત્ય ઉપરના આવરણને સહારે છે આપણા આ જુગમા પણ એવા ચોવીશ ધર્મજ્ઞાતા અને ધર્મદાતા પ્રકટ્યા છે જૈનો એમના નામ જાણે છે અને તેમના જીવનના પ્રસગ વર્ણવે છે એમાના ઘણાખરા વિષે જે વર્ણન આપવામા આવે છે તે સાવ કથાજનિત છે પહેલા તીર્થંકર ઋષભદેવનુ આયુ ૮૪,૦૦,૦૦૦ પૂર્વનુ હતુ, એ ૫૦૦ ધનુષ ઉચા હતા અને જોકે એક પછી એક તીર્થંકરનુ આયુ અને કલેવર ઘટતુ ચાલે છે, છતા યે બાવીસમા તીર્થંકર અરિષ્ટનેમિનુ આયુ ૧૦૦૦ વર્ષનુ હતુ અને એમનુ કલેવર ૧૦ ધનુષનુ હતુ આ ક્રમમા આવતા માત્ર છેલ્લા બે તીર્થંકરના આયુ અને કલેવર માની શકાય એવા આરોપાયા છે ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથનુ આયુ ૧૦૦ વર્ષનુ હતુ તથા તેમનુ કલેવર ૯ હાથ હતુ, ૨૪ મા તીર્થંકર મહાવીરનુ આયુ ૭૨

વર્ષનુ હતુ તથા તેમનુ કલેવર ૭ હાથ હતુ વળી જૈનો જુદા જુદા જે તીર્થ કરોનો સમય બતાવે છે તેમાથી માત્ર પાર્શ્વનાથનો અને મહાવીરનો જ સમય ઇતિહાસથી નિશ્ચિત થઇ શકે એમ છે મહાવીર ઈ પૂ આશરે ૫૦૦ વર્ષ ઉપર અને પાર્શ્વનાથ ઇ પૂ આશરે ૭૫૦ વર્ષ ઉપર થઇ ગયેલા મનાય છે, પણ અરિષ્ટનેમિ પાર્શ્વનાથની પૂર્વે ૮૪૦૦૦ વર્ષ ઉપર નિર્વાણપદ પામ્યા માન વામા આવે છે, અને એમની પૂર્વેના તીર્થ કરોને અનુક્રમે એટલે એટલે દૂર મૂકવામા આવ્યા છે કે તેની કાળગણના પણ થવી અશક્ય થઈ પડે આ સ્થિતિમા યુરોપિયન સંશોધકે પહેલા બાવીશ તીર્થ કરોને ઐતિહાસિક પુરૂષો માનવાનુ કારણ નથી અને માત્ર છેલ્લા બે તીર્થ કરોના ઇતિહાસ સમ્બન્ધે સંશોધન કરવા ધ્યાન આપવુ જોઇએ ર

જૈનગ્રન્થોમા મહાવીર વિષે ઘણા વિશ્વાસયોગ્ય લખાણો મળી આવે છે, એટલુજ નહિ પણ જૈનેતર ગ્રન્થોમા પણ એમને વિષે ઉલ્લેખો મળી આવે છે, તેથી એટલુ તો નિશ્ચિત છે કે મહાવીર ઇતિહાસ કાળમા થઈ ગયા બૌદ્ધોએ અને જૈનોએ પરસ્પરને સત્ય ધર્મના શત્રુ માન્યા છે, અને એટલા માટે પરસ્પર વાદવિ વાદ ઉઠાવ્યા છે, છતા બૌદ્ધોએ મહાવીરને પોતાના ગુરૂ ગૌતમ બુદ્ધના સમકાલિન પુરૂષ હતા એમ ઉલ્લેખ કર્યો છે અને એમ એમના અસ્તિત્વની સાબીતી આપી[3] છે મહાવીરની પૂર્વે થઈ ગયેલા પાર્શ્વનાથની ઐતિહાસિકતા વિષે પણ શકા લેવાનુ કશુ કારણ નથી બેશક એમને સમ્બન્ધે આપણે જૈનગ્રન્થોમા જ ઉલ્લેખો જોઇએ છીએ અને એ ઉલ્લેખોમા એમના વિષે જે વર્ણન છે તે ધાર્મિક કથાઓથી જ ભરપૂર છે, છતા યે આ મહાપુરૂષના વર્ણનસ્વરૂપની આસપાસ વળગેલી ઉધઇએ એના ઐતિહાસિક ગર્ભનો નાશ નથી કરી નાખ્યો તીર્થ કરોની ઐતિહાસિકતા સમ્બન્ધે સૌથી વધારે અગત્યની વાત તો એ છે કે એમના વ્યક્તિત્વ અને એમના સિદ્ધાન્તો વિષેના આપણા જ્ઞાનવડે એમનુ જે ચિત્ર ખડુ થતુ હોય, તે ચિત્રને ભારતવર્ષના ધાર્મિક સિધ્ધાન્તોના વિકાસની શાસ્ત્રીય ઘટનાઓની કસોટીએ

ચઢાવી લેવુ જોઇએ ત્યારે આ વિકાસની ઘટનાઓને ઇતિહાસ ક્રમે તપાસી જઇએ

ક્રાઈસ્ટની પૂર્વેના બીજા સૈકાને અન્તે ભારતના ધાર્મિક જીવનમા ગભીર પરિવર્તન થયા પ્રથમ આવેલા આર્યોના સરલ અનેકેશ્વરવાદને યજ્ઞ આદિ કર્મકાણ્ડે નવો વિકાસ આપ્યો, તેથી દેવોની સત્તા તેમના ભકતોને મન ધીરેધીરે સકોચાતી ચાલી અને તેને બદલે દૈવી સત્તાઓ અદ્ભુત શકિત ધરાવનાર ગુરૂઓના અલૌકિક કર્મકાણ્ડમા આવતી મનાવા લાગી આથી ગુરૂપદના સ્થાનને ચિરમહત્વ મળ્યુ તેઓ ઉચે ચઢ્યા ને ધીરેધીરે વર્ણવ્યવસ્થાનો ઉપયોગ કરીને પોતે શ્રેષ્ઠ બન્યા આ માર્ગે ચાલતા એક નવો સિધ્ધાન્ત જન્મ પામ્યો અને તેણે સમાજશ્રેણિના બળને અનુસરીને ધાર્મિક સ્વરૂપ પકડ્યુ એ સિધ્ધાન્ત તે કર્મનો, કર્મના ફળનો અને તેને અનુસરતો પુનર્જન્મના સિધ્ધાન્તનો.

પ્રત્યેક ભવ પોતે સ્વતત્ર નથી, પણ સમસ્ત ભવશ્રૃખલાનો એક આકડો છે, એ સિધ્ધાન્ત ઉપરથી ગભીર પ્રકૃતિના મનુષ્યને એ પ્રશ્ન જ ઉદ્ભવે કે જન્મમરણની અવિરત ઘટમાળમા ફરીફરી અવતરવા જીવવુ એ શુ યોગ્ય છે? ધાર્મિક વૃત્તિનો મનુષ્ય તો આ પ્રશ્નનો ઉત્તર નકારમા જ આપશે એ તો નવી તૃષ્ણાનો તથા નવા દુખનો નાશ થાય એટલા માટે જન્મમરણની પારની સ્થિતિ પ્રાપ્ત કરવા, ભૌતિક ઋધ્ધિની પેઠે જે થોડા જ સમયમા નાશ પામતુ નથી એવુ ઉત્તમ પદ પ્રાપ્ત કરવા મથશે શાશ્વત, ચિરસ્થાયી, અકિલષ્ટ સુખ પ્રાપ્ત કરવાની પ્રબળ આકાક્ષામા તેના આચારવિચાર ઇહલોકમાથી અને તેના ક્ષણિક સુખથી વિરકત થાય છે, યજ્ઞયાગથી અને તેના બાહ્ય અને તેથી અન્તરઆત્માને સન્તોષ નહિ આપતા ક્રિયાકાણ્ડથી પણ વિરકત થાય છે સસારજીવનને ખડકેથી ખસેલો આ શાન્ત વિચારક કઇક ઉચ્ચ અને અલૌકિક પ્રાપ્ત કરવાને માટે સન્યસ્તાશ્રમનો સ્વીકાર કરે છે જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની તૃષ્ણા એટલી સર્વ સામાન્ય હતી કે દ્વિજોએ, જીવનના ઉચ્ચત્તમ પ્રશ્નો સબધે

ચિન્તન કરવા માટે વૃધ્ધાવસ્થામા વનની એકાતમા જવુ જોઇએ એવી એમની કલ્પના ધર્મ મનાયા

ચાર આશ્રમની બ્રાહ્મણવ્યવસ્થા પ્રમાણે વેદ ભણ્યા પછી અને ગૃહસ્થજીવન જીવ્યા પછી બ્રાહ્મણે સસાર ત્યજી બ્રહ્મનિમગ્ન થવુ જોઇએ અને અન્તે નિર્ગૃહી ભિક્ષુક થવુ જોઇએ આ વ્યવસ્થાની ભાવના કેટલે અશે આચારમા મૂકી શકાય એ સબધે કઇ કહેવાનુ નથી પણ એટલુ તો નક્કી છે કે તેની ઉપર લોકની ગમ્ભીર આસ્થા હતી, નક્કી છે કે એ વ્યવસ્થાની આજ્ઞાઓથી પણ આગળ ચાલનાર કેટલાક આતુર લોક હતા અને તે માનતા કે ગૃહસ્થના વાળ સફેદ થાય, તેની ચામડી ઢીલી પડે, તેની છુટી ફૈરતી દેખે ત્યારે જ એ ગૃહસ્થાશ્રમ છોડે એમ નહિ, પણ તે પૂર્વે પણ પોતાનુ સમસ્ત જ્ઞાનબળ સમર્પવા તેણે સસારનો ત્યાગ કરવો જોઇએ સરખા વિચારના એકઠા થતા અને સન્યસ્તસઘ સ્થાપતા એ સૌ અમુક નિયમોથી પરસ્પર સમ્બન્ધમા રહેતા અને દયાળુ ભક્તજનોના દાનવડે જીવનનિર્વાહ કરતા

અમરત્વ પ્રાપ્ત કરવા માટેના પ્રયાસ એ જુગમા દ્વિજ-જાતિના ઉન્નત આત્માઓએ સરખે પ્રમાણે કરેલા જણાય છે યજ્ઞ–યાગથી અલૌકિક શક્તિ પ્રાપ્ત થતી મનાતી ને એ શક્તિ પ્રાપ્ત કરનાર આ સસારમાથી નીકળી ઉત્તમ પદ પામતા મનાતા, એ શક્તિ પ્રાપ્ત કરવાને બ્રાહ્મણો કઠણ તપશ્ચર્યા કરતા બ્રાહ્મણો જ નહિ પણ ક્ષત્રિયો પણ પરલોકપ્રાપ્તિને માટે સસારત્યાગ કરતા બ્રાહ્મણના કરતા ક્ષત્રિયને કુલાચારના ને જ્ઞાતિના બન્ધન ઓછા હતા અને તેથી તે આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિને માટે વધારે સ્વતત્રતાપૂર્વક પ્રયત્ન કરી શકતા તત્ત્વજ્ઞાનના કેટલાક કઠણ પ્રશ્નોને એ ઉકેલી શકેલા, એવા પ્રશ્નો ઉપર એમણે પ્રથમ સ્પષ્ટી કરણ કરેલુ જણાય છે, અને વળી આધ્યાત્મિક જ્ઞાનમા ક્ષત્રિયોએ બ્રાહ્મણોને નીચુ જોવડાવ્યુ હોય, બ્રાહ્મણોને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે ક્ષત્રિયો પાસે જવુ પડયુ હોય એવા પણ વર્ણન મળી આવે છે

ક્રાઇસ્ટ પૂર્વેના દશેક સૈકાનુ આધ્યાત્મિક જ્ઞાન ઉપનિષદોમા

તેમ જ વેદની ટીકા અને પૂર્તિરૂપે લખાયેલા આરણ્યકોમા મળી આવે છે ઋષિઓએ નવે સ્વરૂપે મૂકેલા અને નવા જુગની જરૂરિયાતોને તથા પ્રશ્નોને અનુકૂળ લખેલા, વિવિધ વિષયો ઉપરના વિચારનુ મહત્ત્વ એટલુ બધુ હતુ કે એમા ઉપદેશેલુ જ્ઞાન મૂળે તો, બ્રાહ્મણોનુ સ્થાન અને સત્તા ટકાવનાર યજ્ઞકાણ્ડના સિદ્ધાન્તની વિરૂદ્ધ જતુ દેખાયુ, પણ પછીથી બુદ્ધિમાન પુરોહિતો સાચી વાત સમજી ગયા, નવીન વિચારોને પોતાના કરી લીધેલા સિદ્ધાન્તોમા મેળવી લીધા, અને છેવટે એને પથે રહી પુરાણા વિચારોની સામે યુદ્ધ કરવા પણ ખડા થઇ ગયા આ નવા વિચારો એકેવારે તો પ્રધાનપદ પ્રાપ્ત કરી શકે એમ નહોતુ, પણ બ્રાહ્મણસમ્પ્રદાયે પવિત્ર બનાવેલા આચારોનો યે ભારે વિરોધ કરવા લાગ્યા, તેમ જ લૌતિક તથા આધ્યાત્મિક જ્ઞાનના એકમાત્ર ગુરૂ હોવાના બ્રાહ્મણોના દાવાનો પણ છડેચોક નિષેધ કરવા લાગ્યા છઠ્ઠા સૈકાથી તો આપણે એવા પણ અનેક આચાર્યોને જોઇએ છીએ, જેમણે બ્રાહ્મણ સમ્પ્રદાયનો વિરોધ કર્યો અને વૈદિક યજ્ઞવિધિનો પણ વિરોધ કર્યો, તેમજ વૈદિક મતને વેગળે મૂકીને પોતાને સ્વતત્ર માર્ગે ચાલ્યા મહાવીરની, ગોશાલની અને ગૌતમબુદ્ધની પણ પૂર્વે એવા સ્વતત્ર ઉપદેશક થઇ ગયેલા અને પોતાના ઉપદેશનો ખૂબ પ્રચાર કરનારા શિષ્યોને એમણે એકઠા કરેલા એ વાત હવે આપણે સ્વીકારવી પડે છે પોતાના સઘના શાસનમાટે એ ગુરૂઓએ જે નિયમો કર્યા છે, તે બ્રાહ્મણોએ કરેલા નિયમોને અનુસરતા છે, પણ એમા તફાવત એટલો જ છે કે તેમા બ્રાહ્મણોના મહત્ત્વનો સ્વીકાર કર્યો નથી હોઇન્લે જણાવે છે[૪] તેમ બ્રાહ્મણસત્તાને તોડવા માટે જ આ તફાવત રાખવામા આવ્યો હતો અને સત્તા એકેવારે તોડવાને માટે એ તફાવતની ધારને બને એટલી તીક્ષ્ણ કરવામા આવી હતી, બ્રાહ્મણ ગુરૂઓના વાવટા નીચે ઉભેલા સમ્પ્રદાયો શ્રેષ્ઠવર્ણના આચાર્યોની પરવાનગી વિના નીકળેલા આ નવા નાસ્તિક માર્ગોનો તિરસ્કાર કરવા લાગ્યા, ત્યારે બદલામા ક્ષત્રિય-ભિક્ષુકોએ બ્રાહ્મણોનો અને તેમના કર્મકાણ્ડનો ત્યાગ કર્યો બ્રાહ્મણેતર સમ્પ્રદાયોમાથી ઉભા થયેલા ધાર્મિક સઘોમા ગુરૂ

પ્રભાવની વિરૂદ્ધના તત્ત્વ હતા, ગુરૂપ્રભાવનો દાવો એમને અયોગ્ય લાગ્યાથી તેની સામે એ નવા સમ્પ્રદાયો થયા ખરા, પણ સંઘબંધનના નિયમો એમણે છિન્નભિન્ન કરી નાખ્યા નહિ, તેમજ જ્ઞાતિભાવનાને ભુસી નાખી નહિ સાધુસંઘની અંદરના ઉચ્ચ નીચના ભેદ એમણે ટાળ્યા, તથાપિ એની બહારના એ ભેદનો વિરોધ ય કર્યો નહીં કે એમને રોક્યા ય નહીં અને તેથી બ્રાહ્મણેતર ધર્મના ગૃહસ્થાશ્રમીઓમા જ્ઞાતિવ્યવસ્થા એટલી જ પ્રબળતાએ પ્રવર્તતી આપણે જોઇએ છીએ, એટલુ જ નહિ પણ જન્મ, લગ્ન, મરણ અથવા બીજા પ્રસંગોને અનુસરતા સંસ્કાર કરાવવાના બ્રાહ્મણના અધિકાર સામે પણ એવો નજીવો વિરોધ કરવામા આવ્યો છે કે એ ગૃહસ્થો પોતાના ધર્મની વિશેષ ક્રિયાઓ પોતાના ધર્મના આચાર્યો પાસે કરાવે છે ખરા, તથાપિ પેલા સંસ્કારો કરાવવાને માટે તો બ્રાહ્મણોને બોલાવે છે ( આમા એક વિરલ અપવાદ દેખાય છે અને તે આજસુધી શ્વેતામ્બર જૈનોનો જ છે )

નિર્વાણ પામવાની ઇચ્છા, સંસારની ઘટમાળમાથી છુટવાની—નવનવા કલેશભર્યા ભવના દુઃખમાથી છુટવાની ઇચ્છા એ જ આ સર્વે સન્યાસી સમ્પ્રદાયોના તત્ત્વજ્ઞાનનુ મધ્યબિન્દુ હતુ છતાયે અતિ પ્રાચીનકાળમા આ વિચારશ્રેણિના તત્ત્વો છેક સાદા હતા પ્રાચીન ઉપનિષદોના ઋષિઓએ આત્મતત્ત્વ અને અનાત્મ તત્ત્વ વચ્ચે ભેદ પાડયો નથી, અને આત્મતત્ત્વ સમ્બન્ધે તેમણે બહુ વિચારો કર્યા નથી Die Entwicklung der Gottesidee by den Indern ( ભારતીઓમા પ્રભુ ભાવનાનો વિકાસ ) નામના પોતાના ગ્રન્થમા ૮ મે પૃષ્ઠેથી યાકોબી લખે છે એમ આત્મતત્ત્વ તેઓ એકભાવે માનતા નહોતા, પણ ગંધ, વાચા, દૃષ્ટિ, શ્રુતિ અને બુદ્ધિ એ પંચતત્ત્વના કે પ્રાણના સમૂહરૂપે માનતા એ પંચતત્ત્વ જ્યારે મળે ત્યારે વ્યક્તિસ્વરૂપ ધારણ કરે, જ્યારે પ્રાણી મરી જાય ત્યારે એ તત્ત્વોનો સમ્બન્ધ છુટી જાય અને છતાયે મરણ પછી પુનર્જન્મ થઇ શકે છે, જ્યારે પાછા એ પંચતત્ત્વ એકઠા થાય છે ત્યારે કર્મને બળે પૂર્વજન્મમા કરેલા પાપ કે પુણ્યના ફળ આપવાને બળે આ પંચતત્ત્વનો સંયોગ નિયમિત રૂપે બને છે જેમણે

પોતાના કર્મનો ક્ષય કર્યો છે અને એમ કરીને પુનર્જન્મના બીજનો નાશ કર્યો છે તેમની જન્મમરણની ઘટમાળ તુટે છે અને જે એ ઘટમાળથી પર છે, જેમાથી આ સૌ ઉત્પન્ન થયેલુ છે, જે આ સૌના મૂળમા છે અને જે આ સૌને પોતામા સંકેલી લે છે એવા બ્રહ્મના જ્ઞાનથી અને મન્યમ્તથી આ સ્થિતિ પ્રાપ્ત થાય છે બ્રહ્મમા જે લય પામી જાય છે તે જ દુખમાથી, પાપમાથી અને બધનમાથી મુક્ત થાય છે

સૌથી પ્રાચીન ( बृहदारण्यक, छान्दोग्य तैत्तिरीय एतरेय, कौशातकी ) ઉપનિષદોમા વર્ણવેલુ આત્મતત્ત્વનુ સ્વરૂપ એક નવી ભાવનાને કારણે પછીના કાળના ( કાઠક આદિ ) ઉપનિષદોમા બદલાય છે એ ભાવના તે આત્મતત્ત્વના વ્યક્તિત્વની ભાવના આત્મતત્ત્વ અને અનાત્મતત્ત્વ હવે સ્પષ્ટ રીતે ભિન્ન થયા, આત્મતત્ત્વ હવે ભિન્ન ભિન્ન તત્ત્વોનો સમૂહ નથી, પણ અચ્છેદ્ય અને શાશ્વત શુદ્ધ તત્ત્વ છે ઇશ્વર કે મનુષ્ય, પશુ કે તરૂ સર્વમા ચેતન अहम् આત્મા છે, તેના પૂર્વભવના કર્મફળ તેને ભોગવવાના છે, અને એ કર્મફળનો ભાર જ્યાસુધી એના ઉપર છે ત્યાસુધી એક ભવેથી બીજે ભવે એને રખડવુ પડવાનુ છે શુદ્ધ આત્મસ્વરૂપને લાગેલા કર્મફળનો જ્યારે ક્ષય થાય અને એ આત્મસ્વરૂપને વિષે શુદ્ધ જ્ઞાન થાય તથા બ્રહ્મની સાથેનુ એનુ તાદાત્મ્ય અનુભવાય, ત્યારેજ મોક્ષ પમાય–પરમાત્મા સાથે જીવાત્માનો અત્યન્ત અભેદ એ મોક્ષ

ઉપનિષદોના ઋષિમડળમા આ આત્મતત્ત્વની ભાવનાએ અતિ મહત્વનુ સ્થાન લીધુ, બ્રહ્મજ્ઞાનના સિદ્ધાન્ત ઉપર જેમણે પોતાની ભાવના રચી નહિ, તેવા વિચારકોએ પણ આત્મતત્ત્વની ભાવનાને તો મહત્વનુ સ્થાન આપ્યુ છે બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર વિવિધ સમ્પ્રદાયોએ પોતાના અધ્યાત્મજ્ઞાનના અને નીતિના મન્દિરો એ જ પાયા ઉપર રચ્યા જીવની એકબીજાથી અને પ્રકૃતિથી કેવળ ભિન્નતા સ્વીકારનાર અને છતાયે પરમાત્માનુ અસ્તિત્વ નહિ સ્વીકારનાર ( साख्य, योग, न्याय, वैशेषिक, जैन આદિ ) દર્શનો અનાત્મતત્ત્વમાથી આત્મતત્ત્વનુ કેવળ ભિન્ન થવુ

એને જ મુક્તિ માને છે, અને તેથી તેઓ માને છે કે વિવિધ જીવો શરીર વિના પણ રહી શકે છે અને ત્યારે પણ ભૌતિક જીવનને લગતા દુખ અને પાપ તેને વળગેલા રહે છે (?)

બ્રાહ્મણ સમ્પ્રદાયમા અને ત્યારપછીના સમ્પ્રદાયોમા શાશ્વત અને પૃથક્ આત્મા વિષે કેવી ભાવનાઓ ઘડાઇ એ આપણે ઉપર જોઇ ગયા, પણ પ્રાચીન ભારતના આધ્યાત્મિક ઇતિહાસની પુરી ઝાખી કરવાને માટે આત્મતત્ત્વના સમગ્ર લક્ષણો વિષેની વિશિષ્ટ ભાવના કેવી રીતે ઘડાઇ એ જોવાનુ હજી બાકી છે યાકોબી અને શ્ચેર્બાટસ્કી (Th stcherbatsky જણાવે છે, એને સર્વાશે સાચુ લાગે છે કે બૌદ્ધ સિધ્ધાન્ત પણ આ પ્રાચીન સિધ્ધાન્તમાથી જન્મ પામ્યો છે, એ સિધ્ધાન્ત આ છે—વ્યક્તિત્વ નથી, આત્મા નથી, પણ જે માનસિક–ભૌતિક વ્યક્તિત્વ રૂપે દેખાય છે તે ખરૂ જોતા પચ સ્કન્ધનુ બનેલુ છે અને ત્યારે આ પાચ સ્કન્ધ (પાચ જ્ઞાનેન્દ્રિય અને તેના સ્થાન, Five senses and their objects, मन feeling, बुद्धि idea, चित्त aptitude & impulsion અને अहकार consciousness ) પ્રાચીન ઉપનિષદોના પાચ પ્રાણમાથી યોજાયા હોય અને તે એ બને સિધ્ધાન્તો આ એક જ સિધ્ધાન્ત ઉપરથી ઘડાયા હોય કે વ્યક્તિત્વ તે એવા પાચ તત્ત્વોનો માત્ર સમૂહ છે, મરણસમયે આ તત્ત્વોનો આ સમૂહ વિચ્છિન્ન થઈ જાય છે, કર્મના નિયમને બળે પાછો ફરી એમનો સયોગ થાય છે, અને કર્મક્ષયથી નિર્વાણ પામે છે પ્રાચીન કાળના પ્રાણના સરલ સિધ્ધાન્ત ઉપરથી ગૌતમ બુધ્ધના સ્કન્ધનો જે સિધ્ધાન્ત પ્રકટ થયો, તે બેશક ઉન્નતિની દિશાએ એક પગલુ આગળ મૂકાયુ ગણાય, અને આ બે સિધ્ધાન્તોના પ્રકટીકરણ વચ્ચેના એક સિધ્ધાન્તનો વિકાસ થઈને બીજા સિધ્ધાન્તની પ્રાપ્તિને માટે વીતેલા–પાચસો વર્ષના અનુક્રાન્ત ઇતિહાસની હજી સુધી આપણને કશી માહિતી નથી તથાપિ આપણા આ અનુમાનને આધાર મળે એવો કઇક સભવ છે પ્રાચીન કાળની સરલ સ્થિતિ વર્ણવનાર ભવ્ય બૌધ્ધ अनन्ता સિધ્ધાન્તમા

ઉતરીએ, ગૌતમની પહેલાના બુધ્ધના અનેક ભવમાના અસ્તિત્વ આજ સુધી ઘણુ કરીને કથાનકોમા વર્ણવાયેલા, પણ બૌદ્ધોને મતે અતિ મહત્ત્વના એ અસ્તિત્વ–વિષે વિચાર કરીએ તો આ પણ અનુમાન કઇક સપ્રમાણ છે એમ લાગશે ઉપનિષદ્‌ના પ્રાણ–સિદ્ધાન્ત અને ગૌતમના સ્કન્ધ–સિધ્ધાન્ત વચ્ચે બૌધ્ધ અનાત્મ વાદના કેટલાક પગથીઆ આવે છે, તેમાનુ એક તો (ઇ પૂ ૮૦૦ ના અરસામા રચાએલા ) काठक ઉપનિષદ્‌મા (૪ ૧૪) મળી આવે છે, શ્રેયોર્ડ્‌રકી સ્પષ્ટરૂપે આગલી કરી દેખાડે છે કે ઘણુ કરીને ત્યા प्रथगधर्मના તત્વોના સમૂહરૂપે માનસ સિધ્ધાન્તનો ઉલ્લેખ છે બન્ને પ્રકારના તાત્વિક સમ્પ્રદાયોનો વિરોધ સ્પષ્ટ કરનારૂ એ વ ચન સૌથી પુરાતન હોય એમ જણાય છે, અને એ વિરોધ સબધે ચુદ્ધે ભારતના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા ત્યારપછીના એક સૈકા સુધી મહત્ત્વનો ભાગ ભજવ્યો છે

ભારતના તત્ત્વજ્ઞાનનો પ્રાચીન ઇતિહાસ અધકારમા ઘેરાયે લો છ અને તેથી ક્યારે અને કોણે આત્માના સિધ્ધાન્તની સ્થા પના કરી તે નિશ્ચિત ભાવે આપણાથી કહી શકાતુ નથી સૌથી પ્રાચીન ઉપનિષદોમા આત્મા દેખાતો નથી, પણ પછીના સમયના ઉપનિષદોમા સામાન્ય રીતે એનો સ્વીકાર થએલો છે, તે ઉપરથી એવા નિર્ણય ઉપર આવી શકાય કે એની ઉત્પત્તિ ક્રાઇસ્ટ પૂર્વેના સહસ્રાબ્દિની શરૂઆતમા, અથવા તો નિદાન એના પૂર્વાર્ધમા, થઇ હોવી જોઇએ જૈનસમ્પ્રદાય પોતાના તત્ત્વદર્શનમા જીવ અને પુદ્‌ગલ વચ્ચે ભેદ માને છે અને જીવને શાશ્વત સ્વતત્ર માને છે તેથી આત્માના નવીન સિધ્ધાન્તની સ્થાપના સમયમા એની પ્રથમ ઉત્પત્તિ હોવી જોઇએ પ્રાચીન અને નવીન ઉપનિષદોમા આત્મ તત્ત્વ વિષેના ભેદ સબધના જે મત હતા તે ક્રાઇસ્ટ પૂર્વેની સહ-સ્રાબ્દિની શરૂઆતના સૈકામા સ્થિર થવા લાગ્યા, એટલે જૈનદર્શ નની ઉત્પત્તિ પણ તેવામા જ થઇ મનાય વળી જૈનોમા પણ એવુ સ્પષ્ટ ભાવે મનાય છે કે જીવ અને પુદ્‌ગલ એ ભિન્ન તત્ત્વ છે તથા પુદ્‌ગલના આવરણમાથી જીવને મુક્ત કરતા નિર્વાણ પમાય છે એવો સિધ્ધાન્ત તીર્થંકર પાર્શ્વનાથે ઇ પૂ આઠમા

સૈકાના પ્રસિધ્ધ કર્યો ત્યારે પાર્શ્વનાથે ઇ પુ ૮૦૦ ને આશરે જૈનધર્મની સ્થાપના કરી એવુ સ્વીકારીએ તો દર્શનશાસ્ત્રના ઇતિહાસમા કઇ અડચણ આવતી નથી, એટલુ જ નહિ પણ તે જુગના ધાર્મિક જીવન વિષે આપણને જે માહિતી મળે છે, તેને એ સ્વીકારથી અનેક રીતે અનુકૂળતા મળે છે

જીવાત્માના અસ્તિત્વ વિષેનો સિધ્ધાન્ત સ્પષ્ટ રૂપે પ્રથમ પાર્શ્વનાથે જ સ્થાપ્યો કે કેમ? તેમના પછીના આચાર્યો તેમને અનુસર્યા અને તેમના સિધ્ધાન્તને પોતાના તત્ત્વજ્ઞાનમા વણી લીધો કે કેમ? અથવા પાર્શ્વનાથે કોઇ પૂર્વાચાર્યનો એ સિધ્ધાન્ત પોતે સ્વીકારી લીધો અને એને પોતાની દર્શનપ્રણાલીમા વણી લીધો કે કેમ? તે નિશ્ચિત ભાવે કહી શકીએ એવી સ્થિતિમા હજીયે આપણે નથી જૈનધર્મના ઇતિહાસના આ મહત્ત્વના કોયડાનો ઉકેલ હવે પછીના સશોધનથી વખતે થાય, એટલે આપણે એ તરફથી ખસીને પાર્શ્વનાથ તરફ જઇશુ ને જે પરિમિત સાહિત્ય આપણી પાસે છ ને વડે એમનુ જીવન અને એમના સિધ્ધાન્ત વિવેચના દૃષ્ટિએ તપાસીશુ અને એમને વિષે છબી ખડી કરીશુ

## પાર્શ્વનાથ.

મળી આવતા વર્ણનો પ્રમાણે પ્રખ્યાત इक्ष्वाकु કુળના રાજા अश्वसेन અને એની રાણી वामाने ઘેર કાશીનગરમા पार्श्वनाथे જન્મ લીધો હતો પિતાના ભવ્ય દરબારમા યુવાવસ્થા આનન્દમા ગાળ્યા પછી ૪૦ વર્ષની વયે એમના મનમા ભૌતિક સુખોની અનિત્યતા વિષે વિચાર આવ્યા, જગતનો અને એના સુખનો ત્યાગ કર્યો ને સન્યસ્ત લીધુ થોડા સમયમા એમને આત્મજ્ઞાન પ્રકટયુ અને પોતાને પ્રાપ્ત થયેલા સત્યનો એ પ્રચાર કરવા લાગ્યા ૧૦૦ વર્ષના થયા ત્યારે બિહારમા આવેલ समेतशिखर ઉપર ગયા ( અને એમના નામ ઉપરથી આજે પણ એ શિખર पार्श्वनाथ पर्वत કહેવાય છે ), ત્યા અન્નજળનો સમૂળો ત્યાગ કર્યો અને એવી સ્થિતિમા એક માસ રહ્યા પછી निर्वाण પદને પામ્યા

જૈનોએ પોતાના ધર્મગ્રન્થોમા અનેકવિધ કથાઓ દ્વારા

આપેલી આ એકની જીવનકથા ઐતિહાસિક વસ્તુસ્થિતિને કેવી રીતે અને કેટલે અંશે બધબેસતી થાય એનો નિર્ણય થઇ શકે એમ નથી, પણ પાર્શ્વનાથ પ્રસિદ્ધ કુળમા જન્મ્યા હતા, એમની યુવાવસ્થા આનન્દમા ગઇ હતી, એમને અનેક પ્રકારના ભૌતિક સુખ હતા છતા એમણે વનવાસી સન્યાસીના ત્યાગપૂર્ણ, પણ આનન્દભર્યા જીવનમા આત્માનુ સાચુ કલ્યાણ શોધ્યુ અને તે એમને મળ્યુ એ કથાઓના તથ્ય વિષે તો શકા લેવાનુ કશુ કારણ નથી ઉંચી પદવી અને અતુલ સત્તા આપનાર ગુખસપત્તિથી પણ અસન્તુષ્ટ થઈ સારા ઘરના જુવાનો સસાર છોડી દે અને આધ્યાત્મિક જ્ઞાનની ચર્ચામા અને પ્રાપ્તિમા પોતાનુ જીવન સમર્પી દે એવી ઘટનાઓ ભારતવર્ષમા ઠેઠ ઉપનિષદ્ પૂર્વેના જુગથી તે આજ સુધી કઇ વિરલ નથી, છતા યે આ યુવાન સન્યાસીએ સત્તાનો ને રાજ્યનો જે ત્યાગ કર્યો હતો, તે વિષે પછીના જુગના તેમના શિષ્યોએ અલૌકિક વર્ણન કર્યા છે અને એ વીરના ત્યાગને મહત્તા આપવાને માટે એ વર્ણનને પુષ્કળ અલકૃત કર્યા છે

જૈનોના વર્ણવ્યા પ્રમાણે પાર્શ્વનાથના સિદ્ધાન્તોનો આ મુખ્ય સાર છે અસૃષ્ટ અને અશાશ્વત વિશ્વના ત્રણ ભાગ છે— ઊર્ધ્વલોક, એમા દેવો વગેરે રહે છે, તિર્યક્લોક, એમા મનુષ્ય તિર્યચ વગેરે રહે છે, અને અધોલોક, તેમા રાક્ષસો અને નરકવાસીઓ રહે છે એ શાશ્વત, અવિનશ્ય જીવો અસખ્ય છે આ જીવો પોતે તો શુદ્ધ અશરીરી અને પવિત્ર છે, એમનુ જ્ઞાન નિરવધિ, એમની શક્તિ અમર્યાદિત છે, એ પોતે પરિપૂર્ણ છે, અને પદવીમા સૌ સરખા છે, તથાપિ પ્રકૃતિએ મળેલા એ ગુણો ઘણા જીવોમા જલ્દી વિકાસ પામતા નથી, ઘણાખરા જીવોને જગતમા લાબા ટુકા આયુષના દેહ મળેલા હોય છે, કોઇને દેવના, કોઇને મનુષ્યના, કોઇને પશુના, કોઇને વૃક્ષના અથવા કોઇને નરકવાસીના મળેલા હોય છે, તૃષ્ણા અને દુખના ચક્રમા સપડાયેલા હોય છે, તેમનુ જ્ઞાન, તેમની શક્તિ, તેમની આધ્યાત્મિક સ્થિતિ સપૂર્ણ વિકસેલી હોતી નથી અને તેમનુ અનિવાર્ય પ્રારબ્ધ તેમના જીવનને ઉર્ધ્વસ્થિતિએ લઈ જઇને સુખ, પ્રભુત્વ અને

સધનતા આપે છે અથવા તો અધઃસ્થિતિએ લઈ જઈને દુઃખ, દાસત્વ અને નિર્ધનતા આપે છે જીવથી ભિન્ન અને ઇતર પ્રકારના પુદ્ગલ નામે તત્ત્વના સયોગને પરિણામે જીવના ગુણોમા ફેરફાર થાય છે, અથવા વાસ્તવિક કહીએ તો એ સ્વાભાવિક ગુણો એને આવરણે ઢકાય છે સૂક્ષ્મ અદૃશ્ય પુદ્ગલ જીવો ઉપર સ્થાયી ભારે અસર કરે છે, તેમને વિવિધ પ્રકારની ઇંદ્રિયોના વિવિધ પ્રકારના દેહ અપાવે છે, તેમના જ્ઞાનને, ઇચ્છાને, કર્મને નિયત કરે છે અને એકવાર ખુબ સુખ અપાવે છે તો બીજીવાર ખુબ દુઃખ અપાવે છે કર્મના અનિવાર્ય ફળ જન્મ મરણની નિરન્તર ઘટમાળ, ભવભવનો પ્રવાહ, સુખ દુઃખની ઉંચી નીચી સ્થિતિ ખુદ સમાચક્ર એ સૌ જીવ અને પુદ્ગલ એ બે ભિન્ન તત્ત્વોના સમ્બન્ધ સયોગના પરિણામ સિવાય બીજુ કશુ ય નથી, એવો પાર્શ્વનાથનો મત છે અનાદિ કાળથી શરીર પામેલો પ્રત્યેક જીવ પોતાના વિચાર ઉચ્ચાર અને આચાર દ્વારા પુદ્ગલ-તત્ત્વોને પોતાના આવરણમા આકર્ષે છે, તે તત્ત્વો જીવના કર્મસ્વરૂપને ધારણ કરે છે, તેમનામા દૃઢીભૂત થાય છે અને જ્યા સુધી થોડેવત્તે અંશે જીવને ફળ આપે નહિ તથા તેને બદલે બીજા નવા આવે નહિ ત્યા સુધી એમનો ક્ષય થતો નથી

જીવ જ્યા સુધી પોતાની વાસનાની બેડીમા બધાયેલો રહે છે, જ્યા સુધી પોતાના કર્મમા રચ્યોપચ્યો રહી પુદ્ગલ સાથે સમ્બન્ધ રાખ્યે જ જાય છે, ત્યા સુધી એ પુદ્ગલમાથી મુક્ત થતો નથી જીવના નવીન પુદ્ગલનો પ્રવાહ બધ પડે અને છે તે પુદ્ગલનો ક્ષય થાય ત્યારે જ એ પુદ્ગલના બનેલા કર્મો કરીને બન્ધાયેલુ જીવનુ આવરણ તુટે સમગ્ર આચાર વિચાર ઉપર જ્યારે અકુશ મૂકાય અને સમસ્ત જીવનક્રમને બદલી નખાય ત્યારે જ આમ બની શકે પાચ ઇન્દ્રિયોના દ્વારને બહારની પ્રકૃતિના વિહારથી બન્ધ કરવા જોઇશે, વિચારને ખુબ સયમમા રાખવા જોઇશે, ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર પ્રકારના કષાયનો નાશ કરવો જોઇશે, અને જીવનની ઇચ્છાનો ઝેરી વૃક્ષને જેમ અકુરમાથી કાઢી નખાય, તેમ મૂળમાથી જ નાશ કરી નાખવો જોઇશે આ હેતુની સિદ્ધિને

માટે પાર્શ્વનાથે ચાર વ્રત પાળવાના વિધાન કર્યા, અને પોતાના ધર્મના એને મૂળતત્વ બનાવ્યા આ ચાર વ્રત આ પ્રમાણે છે ૧ सव्वाओ पाणाइवायाओ विरमण સર્વે પ્રકારની જીવહિંસાથી દૂર રહેવુ, ૨ सव्वाओ मुसावायाओ विरमण–સર્વે પ્રકારના મિથ્યાભાષણ થી દૂર રહેવુ, ૩ सव्वाओ अदिण्णादाणाओ विरमण–ન આપેલી એવી કોઇપણ વસ્તુથી, અર્થાત્ સર્વ પ્રકારની ચોરીથી દૂર રહેવુ અને ૪ सव्वाओ बहिद्धादाणाओ विरमण–સર્વે પ્રકારના બહારના દાનથી દૂર રહેવુ અર્થાત નિર્ધન રહેવુ પાર્શ્વનાથના આ ચાર વ્રત સૂક્ષ્મ ભાવે પાળવા ગૃહસ્થને બહુ કઠણ છે, એવી રીતે પાળવાને તો મનુષ્યે સસાર ત્યાગ કરવો પડે જેમાટે ભૌતિક જીવનનો નાશ કર્યો છે, તેમનેજ सम्यक् दर्शन, सम्यक् सत्त्व અને सम्यक् आजाव એ ત્રણ रत्नत्रय નો પ્રકાશ મળે છે જ્યા સુધી નિશ્ચિત ભાવે આત્મજ્ઞાન થાય નહિ, જ્યા સુધી આત્માનો સ્વભાવ સપૂર્ણ શુદ્ધ ભાવે સમજાય નહિ, ત્યા સુધી દૃઢ ભાવે કાયકલેશ સહન કરીને મનુષ્યે આત્મ તત્ત્વના શુધ્ધ સ્વરૂપને વિષે ચિન્તવન કરવુ ઘટે જ્ઞાનમેઘમાથી પડેલા જળધારા વાસના–અગ્નિ ઓલાઇ જાય, ત્યારપછી જીવ નવા કર્મબન્ધનમા આવતો નથી અને આજસુધી જે કર્મબન્ધન એને લાગેલા હોય છે તેનો નાશ થાય છે જીવને બન્ધનમા રાખનારા કર્મનો સર્વાંશે ક્ષય થાય, એને વળગેલા બધા પુદ્ગલ દૂર થઇ જાય એટલે જીવ પોતાની અનન્ત સત્તાએ પ્રકાશે છે, એટલે એ મુક્ત થાય છે બધા પુદ્ગલથી મુક્ત થઇને સસારને શિખરે ચઢે છે, ત્યા અનન્ત કેવલજ્ઞાનમા અને શાશ્વત ઉર્ધ્વલોકમા વસે છે, અને દ્વીપ ઉપર જેમ સાગરના મોજાથી મુક્ત રહેવાય છે તેમ એ જીવ ત્યા સસારસાગરના મોજાથી મુક્ત રહે છે

કથા આપણને જણાવે છે તેમ પાર્શ્વનાથના સિધ્ધાન્તોનો સારાશ ઉપર પ્રમાણે છે અને તે જૈનધર્મનો આધારરૂપ છે પાર્શ્વ નાથને નામે જે સિદ્ધાન્તો વિષે પછીના કાળના વર્ણનોમા ઉલ્લેખ છે તે સિદ્ધાન્તો, ખરી રીતે એમના પોતાના જ છે કે કેમ? એ નિશ્ચિત ભાવે કહી શકાય નહિ તથાપિ એટલુ તો સમ્ભવિત લાગે છે કે પછીના કાળના સમ્પ્રદાયના મૂળતત્ત્વ પાર્શ્વનાથના

સિદ્ધાન્તને આધારે રચાએલા છે કારણ કે બૌદ્ધધર્મના અને બ્રાહ્મણધર્મના દર્શનોમાંના સિદ્ધાન્તોના અસ્પષ્ટ સ્વરૂપો જે અતિ પ્રાચીનમાં ઉદ્‌ભવ પામ્યા હતા, તે કાળ સુધી જૈનધર્મના સિદ્ધાન્તોના મૂળ પહોંચેલા જણાય છે

કલ્પસૂત્રને વર્ણને પાર્શ્વનાથના સંઘમાં હજારો શિષ્યો ભળ્યા હતા, ૧૬૪૦૦૦ શ્રાવકોએ અને ૩૨૭૦૦૦ શ્રાવિકાઓએ એમને ગુરૂરૂપે સ્વીકાર્યા હતા, એમના સિદ્ધાન્તોને સત્યરૂપે સ્વીકાર્યા હતા ને સંસારમાં રહીને પાળી શકાય એટલા પાળ્યા હતા એ સિદ્ધાન્તો સર્વાંશે પાળી શકાય એટલા માટે ૧૬૦૦૦ પુરૂષો દીક્ષા લેઈને સાધુ થયા હતા અને ૩૮૦૦૦ સ્ત્રીઓ સાધ્વી થઈ હતી, તથા એમણે સાધુસંઘ અને સાધ્વીસંઘ સ્થાપ્યા હતા જેમણે મોહના ને તિરસ્કારના, કુટુમ્બના, ધનમાલના ને દેશાચારના બન્ધન તોડી નાખીને પરલોકના કલ્યાણની પ્રાપ્તિને માટે સમસ્ત જીવન સમર્પ્યા તે નિગ્રન્થ કહેવાયા સંઘના શુદ્ધ શાસનને માટે અને તેના રક્ષણને માટે નિયમો રચાયા પાર્શ્વનાથના નિર્વાણ પછી તેમના આઠ પટ્ટશિષ્યોમાંના ( शुभदत्त, आर्यघोष, वशिष्ट, ब्रह्मचारी, सोम, श्रावर, वारभद्र अने यशास ) शुभदत्त સંઘના મુખ્ય ગણધર થયા એમના પછી અનુક્રમે हरिदत्त, आर्यसमुद्र, प्रभ અને केशि ગણધર થયા ૮

पार्श्वनाथ નિર્વાણ પામ્યા અને કેશિ અધિકારપદે આવ્યા તે વચમાંના ૨૫૦ (ખરી રીતે ૧૭૮) વર્ષમાં પાર્શ્વનાથે સ્થાપેલા વ્રત દઢરૂપે પળાયા દેખાતા નથી, એટલે કે એ કઠિન વ્રતોમાં શિથિલતા આવી ગઇ દેખાય છે આ સ્થિતિમાં નિર્ગ્રન્થોને સદ્‌ભાગ્યે એક પ્રતાપી મહાપુરૂષનો જન્મ થયો, એમણે એ સંઘને જડમૂળથી નવા સંસ્કાર આપ્યા આ પુરૂષ તે महावीर જૈનોના આ જુગના છેલ્લા તીર્થંકર

## મહાવીર.

वर्धमान, પાછળથી જે महावीर મોટા વીર—કહેવાયા, તે क्षत्रिय सिद्धार्थना પુત્ર હતા અને વર્તમાન बिहार પ્રદેશના पटना નગરની ઉત્તરે આવેલા ( વર્તમાન बेसार ) वैशाली પ્રદેશના મુખ્ય નગર

( वसुकुड ) कुडग्राममा જન્મ પામ્યા હતા કથા પ્રમાણે એમના પિતા પ્રતાપી રાજા હતા, અને પૂર્વપ્રદેશોના મહારાજાનો બધો ભપકો એમના દરબારમા હતો પણ એ કથનમા ઘણી અતિશયોક્તિ છે, અને વસ્તુસ્થિતિને ખુબ શણગારી દીધી છે, કારણ કે સિદ્ધાર્થ માત્ર મોટા જમીનદાર હતા અને ક્ષત્રિયોના સ્વાધીન તત્રમડળના પ્રમુખ હોવાથી રાજા કહેવાતા પણ બેશક એમનુ કુળ તો ઉંચુ હતુ જ, કારણ કે તેમના પત્ની त्रिशला રાજકુળના હતા त्रिशला वैशालीना રાજા चेटकना બેન હતા, જેની પુત્રીના લગ્ન પાછળથી मगधना પ્રતાપી રાજા बिम्बिसार સાથે થયા હતા

જે કુળ જાતિમા મહાવીરનો જન્મ થયો હતો તે જાતિનુ સસ્કૃત નામ ज्ञात्रि, પ્રાકૃત નામ नाय ( नात ) હતુ, તે ઉપરથી તે કુળના પુરુષો ज्ञात्रिपुत्रा ( नातपुत्ता ) કહેવાતા મહાવીરનુ ગોત્ર काश्यप હતુ

મોટા ઘરના જુવાનીઆ જે રીતે પોતાની જુવાનીનો સમય ગાળતા તેથી કઇ જુદી રીતે વર્ધમાને પોતાની જુવાનીનો સમય ગાળ્યો હોય એમ જણાતુ નથી એમણે સારા ઘરની સુન્દર કન્યા यशोदा સાથે લગ્ન કર્યા હતા અને તેનાથી એમને એક પુત્રી अनोज्जा (प्रियदर्शना ) થઇ, તેના લગ્ન એક પ્રસિદ્ધ પુરૂષ जमालि સાથે કર્યા હતા અને તેને शषवती( यशोमती ) નામે પુત્રી જન્મી હતી

પાર્શ્વનાથના સપ્રદાયના હોવાથી વર્ધમાનના માબાપે ઉપવાસ કરીને દેહ ત્યાગ કર્યો તે વેળાએ મહાવીર ૨૮ વર્ષના હતા પાર્શ્વનાથના વિધાન પ્રમાણે એમણે પણ સસારત્યાગ કરવાની ઇચ્છા કરી, પણ કુટુમ્બજનોના આગ્રહથી ઘેર રહ્યા* બે જ વર્ષ પછી પોતાના મોટાભાઇ नन्दिवधनना અને પિતૃનગરના રાજમડળની અનુમતિ લેઈ એમણે દીક્ષા લીધી ઘરનો ને સસાર

---

* દિગમ્બર કથા પ્રમાણે તો મહાવીરે કદી લગ્ન જ નહોતુ કર્યુ અને જુવાનીમા–લગભગ નાનપણમા–સયમ્ત ગ્રહણ કર્યું હતુ એમણે સસારત્યાગ કર્યો ત્યારે પણ એમના માબાપ જીવતા હતા એવો દિગમ્બર મત છે

નો ત્યાગ કર્યો અને कुंडपुरनी પાડોશમાના ज्ञातखंडवन નામે ઉપ વનમા ગયા ત્યા અશોકવૃક્ષ નીચે એમણે છઠ્ઠનો તપ કરી, પચ મુષ્ટિ લોચ કર્યો એટલે પાચ મુઠી વાળ ઉતાર્યા અને સાધુનો સ્વાંગ ધારણ કર્યો, પછી તેર માસ સુધી બદલ્યા વિના એક જ વસ્ત્ર ધારણ કર્યુ, ત્યારપછી તો તે પણ ત્યજી દીધુ ને દિગમ્બર તપસ્વી રૂપે રહેવા લાગ્યા એમ જણાય છે કે થોડો વખત તો પોતાની માતૃભૂમિ પાસેના કોઇ પ્રદેશમા આવેલા પાર્શ્વનાથના સમ્પ્રદાયના સાધુસઘમા જઇ રહ્યા, પણ પછી ત્યાના બીજા સાધુઓ સાથે મતભેદ થતા એ ત્યાથી નીકળી ચાલ્યા ને પરિક્રમણ કરવા લાગ્યા

ટાઢતડકાની કશી પણ પરવા કર્યા વિના એમણે ત્યારપછી બાર વર્ષ કરતાએ વધારે વખત સુધી ફર્યા કર્યુ કઠણ વનપ્રદેશોના દુ ખ સહ્યા અને માનવીઓ વિગેરેની તરફના પરિસહ અને ઉપસર્ગ સહ્યા સર્વ પ્રકારના કાયક્લેશ ઉઠાવ્યા ને સહ્યા, ધ્યાન ધર્યુ અને જગત તથા પ્રારબ્ધ વિષેના વિચારો ઉપર ચિન્તવન કર્યુ બહુ બહુ વિચાર કર્યા પછી-બહુ બહુ ચિન્તવન કર્યા પછી અન્તે એમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ, એટલે કે સસારના સ્વરૂપનુ એમને સમ્પૂર્ણ શુદ્ધ જ્ઞાન થયુ અને પરમકલ્યાણનો-નિર્વાણનો-માર્ગ એમને જડયો जृंभि-काग्राम નામના સ્થળની પાસે रिजुपालिका નદીને કાઠે शाल વૃક્ષની નીચે એમને આ જ્ઞાન થયુ એ ચિરસ્મરણીય ક્ષણથી વર્ધમાન, ( આજે એમનુ સન્માનીય નામ महावीर છ ) जिन એટલે વિજેતા થયા, અર્થાત્ જેમણે સસાર ઉપર વિજય મેળવ્યો છે તેવા થયા अर्हत् થયા, तीर्थंकर થયા ત્યારથી પાર્શ્વનાથના ધર્મને સસ્કાર આપી નવુ સ્વરૂપ આપવુ અને ધર્મસત્ય પ્રાણીમાત્રને સમજાવવુ એ પોતાની ફરજ એમણે માની પછીના જીવનનો બધો ભાગ એમણે તે માટે ગાળ્યો અને દેવને ને માણસને, આર્યને ને અનાર્યને સૌને સત્યધર્મનો ઉપદેશ આપ્યો પોતાની માતૃભૂમિ બહારના સર્વે પ્રદેશોમા પરિભ્રમણ કર્યુ અને અનેક જણ તેમના શિષ્ય થયા

એવી રીતે ત્રીશ વર્ષ સુધી ઉપદેશ આપ્યા પછી અન્તે हस्तिपाल રાજાના રાજ્યમા पावापुरीमा એમણે દેહ ત્યજ્યો ને निर्वाण પામ્યા

મહાવીરના જીવનકાળ સમ્બન્ધે કશો નિર્ણિત મત આપી શકાતો નથી, કારણ કે એમના નિર્વાણ વર્ષ માટે જૈનોમા જ મતભેદ છે સામાન્ય મત એવો છે કે ઇ પૂ ૫૨૭ મા એ નિર્વાણ પામ્યા हेमचन्द्रना परिशिष्टपर्वने મતે મહારાજા चन्द्रगुप्तना રાજ્યારોહણ ( પ્રસિદ્ધ ઇતિહાસ પ્રમાણે ઇ પૂ ૩૨૨ અથવા ૩૨૧ ) પૂર્વે ૧૫૫ મે વર્ષે નિર્વાણ પામ્યા, તે ઉપરથી યાકો બીએ નિર્ણય આપ્યો કે એ પ્રસગ ઇ પૂ ૪૭૭ અથવા ૪૭૬મા બન્યો હોવો જોઇએ ( હેમચન્દ્રે ચન્દ્રગુપ્તના રાજ્યારોહણનુ વર્ષ કોઇ બીજુ લીધુ હોય એમ સ્વીકારીએ તો ૪૬૭ની પૂર્વે ) બૌદ્ધ ગ્રંથોમા જણાવ્યુ છે કે ગૌતમ બુદ્ધના દેહત્યાગ પૂર્વે કેટલેક વર્ષે निगण्ठ नातपुत्तનો દેહત્યાગ થયો હતો, એ પ્રમાણે આશરે ૪૭૭નુ વર્ષ લઈ શકાય, એ સબધના યુરોપિયન સશોધનના અભિપ્રાય પણ એકસરખા નથી, આમ જૈનધર્મના ઇતિહાસનો આ અતિ મહત્ત્વનો પ્રસગ ખરેખરી રીતે ક્યારે બન્યો એના સમ્બન્ધમા હજી કઇ પાકો નિર્ણય થયો નથી

મહાવીર સમ્બન્ધે આપણે જે જાણીએ છીએ, તે ઉપરથી મહત્ત્વની હકીકત તો એ મળી આવે છે કે એ મહાપુરૂષ હતા અને એમણે તે સમયના પુરૂષો ઉપર પોતાના માનસિક અને આધ્યાત્મિક બળે બહુ ગમ્ભીર પ્રભાવ પાડયો હતો એમના સમયમા જે જે પ્રશ્નો ઉઠેલા તે સર્વે ઉપર એમણે પ્રબળ અને ગમ્ભીર વિચાર કરેલો, અને બધા કોયડા ઉકેલવાના પ્રયત્નો કરેલા એમની આસપાસની સૌ વાતોની સ્પષ્ટતા કરવા માટે, પૃથક્કરણ કરવા માટે ને નિરાકરણ કરવા માટે તે સમયે એમની ખાસ આવશ્યકતા હતી સઘની વ્યવસ્થિતિ કરવા માટેના એમના પ્રયત્નો અને એમની દીર્ઘદષ્ટિને કારણે એ સમ્પ્રદાય સ્થાપી શકયા પોતાના ઉપદેશમા એમણે ઇહલોક અને પરલોક વિષે સ્પષ્ટ પરિસ્ફોટન આપ્યુ છે સસારજીવનમા પ્રાપ્ત થયેલી

રાજબુદ્ધિને બળે એ સૌ વાતોના ભેદને કળી લેતા અને અતિ ઉંચા જ્ઞાનને બળે એમની પાસે જે કોઇ ઉપદેશ લેવા આવતુ તે સૌને શુદ્ધમાર્ગ દર્શાવતા

એમણે પોતે ત્યાગી જીવન બહુ કઠોરભાવે પાળ્યુ છે ને કઠોરભાવે પાળવાની બીજાઓને આજ્ઞા કરી છે ઉંચે હેતુએ જીવનને સમર્પવા એમણે પોતાના વિલાસજીવનનો, આનન્દજીવનનો ત્યાગ કર્યો હતો અન્તિમ સીમાસુધી એમણે કાયકલેશ સહન કર્યું હતુ, બધી વાસનાઓનો નાશ કર્યો હતો અને પ્રબળ આત્મસંયમથી સર્વોત્તમ પદ પ્રાપ્ત કર્યું હતુ પોતાના શિષ્યોને કઠોર ભાવે આજ્ઞા કરી કે તમારે પણ એવુજ જીવન ગાળવુ અને એમ કરીને એમણે સન્યસ્ત ધર્મને ખુબ ઉંચે આણ્યો સન્યસ્તધર્મને કઠોરમાર્ગે એમણે દૃઢભાવે પગલા કેમ ભરવા માંડ્યા એની સાબીતી, કથા એવી રીતે આપે છે કે તે સમયના બીજા સન્યાસીઓ માત્ર માથુ મુડાવતા અને સન્યસ્તના વસ્ત્ર ધારણ કરીને સન્તોષ પકડતા, ત્યારે મહાવીરે તો પોતાના વાળ એના મૂળથી ઉખેડી નાખ્યા અને વસ્ત્રનો સમૂળો ત્યાગ કર્યો મહાવીરની ઉંચી સન્યસ્તભાવના ગૌતમ બુદ્ધની ભાવનાથી જુદી હતી મહાવીરે ઉપવાસની અને તપસ્યાના બીજા પ્રકારોની આવશ્યક્તા માની હતી, પણ બુદ્ધે તો એને ભ્રમમાર્ગ માન્યો હતો એ માર્ગની અને વિલાસભર્યા તથા તેમા જ રચ્યાપચ્યા રહેવાના સસાર-જીવનના તિરસ્કૃત માર્ગની વચ્ચેના सम्यग् मार्गनो એમણે ઉપદેશ આપ્યો હતો

બીજા એક વિષયમા પણ આ બે મહાપુરુષો વચ્ચે મહત્ત્વનો ભેદ છે લોકસમાજ પ્રત્યેની દૃષ્ટિમા એ બે વચ્ચે મહત્ત્વનો ભેદ છે એર્ન્સ્ટ લૉઇમાન ( Ernst Leumann ) એ સબધમા આમ કહે છે—"મહાવીર સકુચિત પ્રકૃતિના હતા, બુદ્ધ વિશાળ પ્રકૃતિના હતા મહાવીર લોકસમાજમા ભળવાથી દૂર રહેતા, બુદ્ધ લોકસમાજની સેવા કરતા આ ભેદ કઇક અશે એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પોતાના શિષ્યો જ્યારે પ્રસગોપાત બુદ્ધને જમવા

નોતરતા ત્યારે તે તેને ત્યા જતા, પણ મહાવીર તો એમ માનતા જે જનસમાજ સાથે સાધુને આવો સમ્બન્ધ ન ઘટે વળી કઇંક અંશે આ ભેદ એ ઉપરથીયે વધારે સ્પષ્ટ થાય છે કે બુદ્ધ વિહાર કરતા કરતા જેની તેની સાથે વાતો કરતા અને પોતાના જીવન વિચારો તથા જીવનઆચારોમા ફેરફારો થતા લોકને ઉપદેશ આપવાના અને તેમને ઉંચે લેવાના ભાવમા પણ એ પ્રમાણે એ ફેરફાર કરી લેતા માણસોથી દૂર રહેવાની વૃત્તિને કારણે તપસ્વી મહાવીરે સર્વજનના આત્માના ઉદ્ધારને માટે આવુ કઇ કર્યું નથી આધ્યાત્મિક ઉપદેશ કરવાને માટે અને શિક્ષા આપવાને માટે જાણી બુઝીને કોઈ મનુષ્યને એમણે બોલાવ્યો હોય એવુ જણાઇ આવતુ નથી, અને જ્યારે કોઇ માણસ પોતાની મેળે ધાર્મિક ચર્ચા કરવાને માટે એમની પાસે આવતો, ત્યારે એની વિચારશ્રેણિ સમજવાની એ ભાગ્યે જ પરવા કરતા, પણ માત્ર પોતાના મન્તવ્યના કઠણ સિદ્ધાન્ત પ્રમાણે આકરો ઉત્તર દેઈ દેતા ”

ગ્રન્થોમા મળી આવતી હકીકત પ્રમાણે બુદ્ધને જેટલે અંશે મહાવીરે લોકકલ્યાણની પરવા કરી નથી એઓ લોકસમાજથી ઉંચે આસને રહેતા એ વાત ખરી, છતાયે બ્રાહ્મણોએ જેમ પોતાનુ આધ્યાત્મિક જ્ઞાન પોતાના ખાસ નાના મડળમા ગુપ્તિની મુદ્રા મારી સતાડી રાખ્યુ હતુ, તે પ્રમાણે સતાડી રાખવાનો પ્રયત્ન મહાવીરે કદાપિ કર્યો નહોતો સર્વે જિજ્ઞાસુને મહાવીર ઉપદેશ આપતા અને એ ઉપદેશનો લાભ અનેકને મળે એટલા માટે, મસ્કારી સમાજ જ સમજી શકે એવી સસ્કૃત ભાષાનો નહિ, પણ પોતાને ઘેર વપરાતી હતી એ અર્ધમાગધી ભાષાનો ઉપયોગ કરતા તેમનો ઉપદેશ પામનારો લોકસમાજ બહુ મોટો હતો, એ જ બતાવી આપે છે કે પોતાના શ્રોતાજન ઉપર છાપ પાડવાની એમનામા ભારે શક્તિ હતી તેમના ઉપદેશે જે શ્રોતાઓ ઉપર છાપ પાડી હતી તે શ્રોતાઓ લોકસમાજના સર્વ વર્ગમાના હતા, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય જ નહિ પણ શૂદ્રો ય, આર્યો જ નહિ પણ અનાર્યો ય, પુરૂષો જ નહિ, પણ સ્ત્રીઓ ય એમનો ઉપદેશ સાભળવા ભીડ કરતી પણ વળી રાજવર્ગના લોકો પોતાના સ્વજનનો–

મહાવીરનો–ઉપદેશ સાભળવાને સૌથી વધારે ઉત્સુક હતા ઘણા મોટા રાજાઓ પોતાના અન્ત પુર અને પોતાના દરબારીઓ અને અધિકારીઓ સમેત પોતાના યોદ્ધાઓનો ને સેવકોનો મોટો સાથ લઇને અને પ્રજાજનોના ટોળાએ ઘેરાઇને તીર્થંકરનો ઉપદેશ સાભળવાને જતા એના મોટા મોટા અત્યુક્તિ ભરેલા અલકૃત વર્ણનો જૈન ગ્રન્થોમાથી મળી આવે છે એમ કહેવામા આવે છે કે ક્રમમા ક્રમ ત્રેવીશ રાજાઓએ એમનો ઉપદેશ સાભળીને એમનો ધર્મ સ્વીકાર્યો હતો અને એમની પૂજા કરી હતી

લોકને પોતાના ઉપદેશથી પોતાના કરી લેવાની જ ને તેમને પોતાના શિષ્યો બનાવવાની જ નહિ, પણ એ સ્થિતિ ચિરસ્થાયી રાખવાની પણ એમનામા શક્તિ હતી એમનામા યોજના ને વ્યવસ્થા કરવાની ભારે શક્તિ હતી અને એ શક્તિને બળે એમણે પોતાના શિષ્યોને માટે રચેલા સઘના નિયમો હજીયે ટકી રહ્યા છે મહાવીરના સમયમા સ્થપાયેલા સાધુસઘોમા સૌ જૈનસાધુઓને બરાબર નિયમનમા નાખવાનુ બળ હજીયે સચવાઇ રહ્યુ છે એવુ જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે કાળબળ જેના ઉપર કશીય અસર ન કરી શકે એવુ સ્વરૂપ પાર્શ્વનાથના સાધુસઘને આપ્યા માટે એ મહાપુરૂષ ઉપર આશ્ચર્ય દૃષ્ટિએ જોઇ રહ્યા સિવાય નથી ચાલતુ

એમના સિદ્ધાન્તો મોટે ભાગે સન્યસ્ત પક્ષના છે એ ખરૂ, તથાપિ ગૃહસ્થાશ્રમની આવશ્યકતા પણ એમણે સ્વીકારી છે માનવ સ્વભાવના ઉંડા અભ્યાસી હોવાથી એ સ્પષ્ટ રીતે જાણી શકયા હતા કે સસારત્યાગ અને સન્યસ્ત તો બહુ થોડા જ માણસો સ્વીકારી શકે, ધર્મોપદેશ સ્વીકારવાનો પ્રયત્ન કરનાર હતા તો બહુ, પણ તેમા અનેક જણ એટલા નિર્બળ સ્વભાવના હતા કે સન્યસ્તના કઠોર નિયમ પાળી શકે નહિ પાર્શ્વનાથ અને બીજા આચાર્યોની પેઠે એમણે પણ ગૃહસ્થો સઘમા પ્રવેશ પામી શકે એવી વ્યવસ્થા રાખી માત્ર મુખ્યવ્રત, અને તે પણ સસારમા રહીને પાળી શકાય એવે સ્થૂલ ભાવે પાળવાની આજ્ઞા કરી આમ ગૃહસ્થોનો સઘની

યોજનામા સમાવેશ કરી લીધો એ જૈન ધર્મના પ્રચારને માટે બહુ આવશ્યક હતુ મહાવીરના ધર્મમા સાધુસઘ અને શ્રાવક સઘ વચ્ચે જે નિકટનો સબધ ટકી રહ્યો, તેને પરિણામે પણ જૈનધર્મ ભારતવર્ષમા આજ સુધી ટકી રહ્યો છે બીજા જે ધર્મો મા આવો સબધ નહોતો તે ગગાભૂમિમા બહુ લાબો કાળ ટકી શકયા નથી

કથા એકમતે જણાવે છે કે મહાવીરે કોઇ નવુ તત્ત્વદર્શન સ્થાપ્યુ નથી, પણ પાર્શ્વનાથના દર્શનને વિસ્તાર્યું છે અને એમ ના સઘને વ્યવસ્થિત કર્યો છે એમ જણાય છે કે પાર્શ્વનાથે પોતાના શિષ્યોને માટે જે વ્રત સ્થિર કર્યા હતા, તે બરાબર રીતે પળાતા નહોતા બહુ દીર્ઘદૃષ્ટિને બળે મહાવીરે પાર્શ્વનાથના આધ્યાત્મિક વ્રતને એકવાર નિશ્ચિત ભાવે સ્પષ્ટ કર્યા આપણે જોઇ ગયા એમ પાર્શ્વનાથે પોતાના સઘના સાધુઓને બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા આપી હતી, પણ તેને અલગ ન રાખતા ચોથા વ્રતમા ભેળી નાખી હતી સશય રહે નહિ એટલા માટે મહાવીરે સાધુઓને અને સાધ્વીઓને પરિપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા સ્પષ્ટરૂપે આપી, અને તે કારણે પૂર્વાચાર્યે યોજેલા ચાર વ્રતોમા પાચમુ એક ઉમેર્યું, પ્રાણીમાત્ર ઉપર દયા ભાવ રાખવાની જે આજ્ઞા પૂર્વે પાર્શ્વનાથે કરેલી તે આજ્ઞાને મહાવીરે આચારમા બરાબર રીતે મૂકવાની આજ્ઞા આપી પાર્શ્વનાથના શિષ્યો એક અગવસ્ત્ર ને એક ઉપવસ્ત્ર રાખતા પણ એમણે સર્વવસ્ત્રોનો ત્યાગ કર્યો, એ એમની નવીનતા હતી એકદરે જોતા એ બે તીર્થકરોના ધાર્મિક સિદ્ધાન્તોના મૂળમા કઈ મહત્ત્વનો ભેદ હોય એમ જણાઇ આવતુ નથી આમ હોવાથી પાર્શ્વનાથના સઘના શિષ્યોને પોતાના સઘમા ભેળવી દેવામા મહાવીરને જરાયે મુશ્કેલી પડી નહિ અને પાર્શ્વનાથના સઘના તે વેળાના નેતા કેશિએ એક સવાદમા મહાવીરના શિષ્ય ગોતમને કહેલુ કે બને ગુરૂના મત સમાનભાવે મળતા આવે છે [11]

પાર્શ્વનાથની પેઠે મહાવીર પણ ધર્મસશોધનના ને ચર્ચાના

કાળમા થયા હતા સમસ્ત દેશમા અનેક આચાર્યો ઉપદેશ આપી રહ્યા હતા ને શિષ્યમડળ ઉભા કરવા મડી પડયા હતા કેટલાક વેદધર્મની રક્ષા કરવાનો અથવા તો તેમા નવો પ્રાણ પૂરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યારે કેટલાક બ્રાહ્મણધર્મ સામે પ્રચણ્ડ વિરોધ કરી રહ્યા હતા ઉત્તર ભારતના લોકસમાજ ઉપર તે સમયે જે અનેક આચાર્યોએ પ્રભાવ પાડચો હતો, તે બધા વિષેની પૂરી માહિતી આજે આપણને નથી, માત્ર જેમણે મહત્ત્વના સઘ સ્થાપ્યા તેમના જ નામ આપણે જાણીએ છીએ, અને વળી તેમના સબધની જે માહિતી આપણને મળે છે તે પણ નહિ જેવી અને અસ્પષ્ટ છે[૧૨] મહાવીર અને બુદ્ધ ઉપરાત તે વેળાએ गोसाल मखलिपुत्त ( स मस्करीपुत्र ) પણ સમ્પ્રદાય સ્થાપ્યો હતો,[૧૩] તે आजिविक સમ્પ્રદાય હતો અને તે કઇક મહત્ત્વ પામ્યો હતો, એમના સબધમા વિશિષ્ટતા એ છે કે એકવાર એમને મહાવીર સાથે ગાઢો સબધ હતો ગોસાલ એક ભિક્ષાચરના પુત્ર હતા અનેક અનુભવો લીધા પછી એ નિર્ગ્રથસઘમા પ્રવેશ્યા, પણ એમા છ વર્ષ રહ્યા પછી પાછા એ સઘમાથી નીકળી ગયા અને પોતાનો જુદો સઘ સ્થાપ્યો સોળ વર્ષ પછી ફરી જ્યારે મહાવીરને મળ્યા, ત્યારે એ બેની વચ્ચે પ્રબલ વિરોધ જાગ્યો ત્યારપછી થોડા જ સમયમા ગોસાલે દેહત્યાગ કર્યો હોય એમ જણાય છે, પણ એમના શિષ્યો એમના મૃત્યુ પછી પણ એમના સમ્પ્રદાયને વળગી રહ્યા જણાય છે, કારણ કે ઈ સ ના છઠ્ઠા સૈકામા પણ आजीविक અલગ સમ્પ્રદાય રૂપે પ્રસિદ્ધ હતો અને તેરમા સૈકામા પણ એ સમ્પ્રદાયનુ નામ જણાય છે પણ પછીથી ઘણુ કરીને એ નામ દિગમ્બરોને અપાવા લાગ્યુ અને છેવટે એ બે સમ્પ્રદાય એક થઇ ગયા, ગોશાલ બેશક અતિ પ્રતાપી પુરુષ હતા, એમના વિરોધીઓ–બૌદ્ધો અને જૈનો-એમના ભ્રષ્ટ જીવન અને વિચિત્ર સિદ્ધાન્તો વિષે આપણને જે કથાઓ કહે છે તે કેવળ સાચી જ છે એમ માની લેતા અનેક શકાઓ ઉઠે છે, કારણ કે વિરોધી સપ્રદાયો પોતાથી વિમુખનાની ઉપર સર્વ પ્રકારનુ દોષારોપણ કરવાના પ્રયત્નો કરે જ છે જૈન સિદ્ધાન્તોને અનુરૂપ અનેક સિદ્ધાન્તોનો

ગોસાલે પ્રચાર કર્યો છે, ગમે તો એ સિદ્ધાન્તો એમણે જૈન સપ્રદાયમાથી લીધા હોય કે ગમે તો એ મહાવીરની સાથે રહેતા હતા તે સમયમા એમણે પ્રતિપાદન કર્યા હોય અને તે વેળાના પોતાના શિષ્યોને એ ઉપદેશ્યા હોય ( એમ થયેલુ બહુ સભવતુ નથી ), એમના અનેક સિદ્ધાન્તો અને વિશેષે કરીને પુનર્જન્મનો સિદ્ધાન્ત જૈન સિદ્ધાન્તોથી સ્પષ્ટભાવે જુદો પડે છે પ્રારબ્ધવાદના વિખ્યાત સિદ્ધાન્તનો એ પ્રચાર કરતા તે ઉપરાત પુનર્જન્મના સિદ્ધાન્ત વિષે એક વિશિષ્ટતા એમણે પોતાના સમ્પ્રદાયમા આણી હતી એમનો એવો મત હતો કે જીવને અનેક પ્રકારના વિવિધ ભવમા અવતરવુ પડે છે અને છવટે નિર્વાણપદ પામતા પહેલા છેલ્લા ભવમા સાતવાર ખોળિયા બદલવા પડે છે, એટલે કે કોઇ મૃત્યુ પામેલા દેહમા પેશીને નવેરૂપે જીવનચર્યા કરવી પડે છે આમ થયા પછી જ નિર્વાણપદ પામી શકાય છે પોતે પણ ૧૩૩ વર્ષના ગાળામા સાતવાર ખોળિયા બદલ્યા છે, એમ ગોસાલ કહેતા છવાર ખોળિયા બદલ્યા પછી અતે છેલ્લીવાર શ્રાવસ્તી મા ગોસાલના શબમા એમણે પ્રવેશ કર્યો અને ત્યા સોળ વર્ષ રહ્યા આ સિદ્ધાન્તને આધારે ગોસાલ કહેતા કે મહાવીરના પૂર્વે જે ગોસાલ શિષ્ય હતા તેનુ તો મે માત્ર ખોળિયુ ગ્રહણ કર્યુ છે, બાકી મારા જીવ સાથે એ ગોસાલને કઈ લેવા દેવા નથી, કારણ કે એ તો મરી ગયો છે અને એનો જીવ દેવલોકમા પુનર્જન્મ પામ્યો છે

મહાવીરના શિષ્યમાથી માત્ર ગોસાલ જ તેમનાથી જુદા પડયા હતા એવુ કઇ નહોતુ એમના સઘમા બે વાર કલહ થયા હતા અને તેથી તેમા ફાટ પડી હતી, પણ તે બહુ મહત્ત્વના કલહ નહોતા, છતાયે એમાથી સમ્પ્રદાય વિષે ચર્ચા ઉભી થઇ હતી



# પ્રાચીનતમ સંઘ.

## મહાવીરના શિષ્યો.

કથાગ્રા વર્ણન છે તે પ્રમાણે મહાવીરે પોતાના ઉપદેશથી ૧૪૦૦૦ સાધુઓને, ૩૬૦૦૦ સાધ્વીઓને, ૧૫૯૦૦૦ શ્રાવકોને અને ૩૧૮૦૦૦ શ્રાવિકાઓને પોતાના મતના કર્યા હતા આ ચારે તીર્થ અલગ અલગ પણ પોતાના કુશળ નેતાને અનુસરતા હતા

સાધુસંઘના નેતા ૧૧ ગણધર હતા, પ્રત્યેક ગણધરના હાથ નીચે સેંકડો મુનિ હતા મુખ્ય ગણધર ગૌતમ ઇન્દ્રભૂતિ હતા, બીજા અગ્નિભૂતિ, વાયુભૂતિ, અકમ્પિત, આર્યવ્યક્ત આર્યસુધર્મા, મણ્ડિતપુત્ર, મૌર્યપુત્ર, અચલભ્રાતા મેતાર્ય અને પ્રભાસ હતા સાધ્વીસંઘના નેતા ચન્દના હતા, શ્રાવક સંઘના નેતા શંખ ને શતક અને શ્રાવિકા સંઘના નેતા સુલસા અને રેવતી હતા

સંઘની વ્યવસ્થા જે ૧૧ ગણધરોના હાથમા હતી તેમાના ૯ તો પ્રભુના જીવનકાળમા જ નિર્વાણ પામ્યા હતા મહાવીર જે રાત્રે નિર્વાણ પામ્યા તે રાત્રે ગૌતમ ઇદ્રભૂતિને કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ અને તેથી સંઘને તીર્થંકરના ધર્મનો ઉપદેશ આપતા અટકી ગયા * ત્યારપછી બાર વર્ષે એ નિર્વાણ પામ્યા તેમના કેવળજ્ઞાનથી સંઘને દોરવાનુ કાર્યમાત્ર સુધર્માના હાથમા આવી પડ્યુ ગૌતમ ઇન્દ્રભૂતિના નિર્વાણ સુધી એમણે એ કાર્ય ચલાવ્યુ, પછી એ પોતે કેવલી થયા અને એમણે સંઘનો કાર્યભાર પોતાના શિષ્ય જમ્બૂસ્વામીને સોંપ્યો ત્યારપછી એ આઠ વર્ષ જીવ્યા અને પછી નિર્વાણ પામ્યા ગુરૂ કેવળજ્ઞાન પામ્યા પછી (૮) વર્ષ સુધી જમ્બૂસ્વામીએ સંઘનો કાર્યભાર ચલાવ્યો, પછી એમને પણ કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ અને તેઓ ૪૪ વર્ષ કેવળી રહી મહાવીર પછી

---

* ઉપદેશ આપતા અટકી ગયા નથી-ઉપદેશ તો આપ્યો છે, ફક્ત મુનિઓને સારણા, વારણા કરવાનુ કામ તજી દીધુ—તે છદ્મસ્થાવસ્થાવાળા સુધર્માસ્વામીને સોંપ્યુ

૬૪ વર્ષે નિર્વાણ પામ્યા આ જુગનુ કેવલજ્ઞાન એમની સાથે જ જગતમાથી ચાલ્યુ ગયુ, ત્યારપછીના બીજા સત્પુરૂષો દેવલોક મા ગયા, પણ કોઇ નિર્વાણ પામ્યા નહિ

ઉપર જણાવેલા ત્રણ કેવલી પછી સઘના બીજા જે નેતા થયા, તેમને કેવલજ્ઞાન થયુ નહોતુ, છતા યે તીર્થંકરે આપેલા સિદ્ધાન્તોનુ એમને સાચુ જ્ઞાન હતુ, કારણ કે એમણે એ સિધ્ધાન્તો મહાવીરના પ્રત્યક્ષ ( પ્રથમ ) શિષ્ય ઇન્દ્રભૂતિ પાસેથી સાભળ્યા હતા અને સુધર્મા પાસેથી શબ્દસિધ્ધ કરી લીધા હતા તેઓ ધર્મશાસ્ત્રોના સાચા જ્ઞાતા હોવાથી શ્રુતકેવલી કહેવાયા, સઘને વ્યવસ્થામા રાખનાર એવા પાચ શ્રુતકેવલી (ચાદ પૂર્વી) અનુક્રમે થયા પછી સઘનો કાર્યભાર શ્રુતકેવલીના હાથમાથી ૭ અથવા ૧૧ આચાર્યોના હાથમા અનુક્રમે ગયો, તેઓને પણ ધર્મશાસ્ત્રોનુ (કેટલાક પૂર્વોનુ ) જ્ઞાન હતુ એમના પછી જેમના હાથમા સઘનો કાર્યભાર ગયો, તેમનુ જ્ઞાન ધીરે ધીરે ઓછુ થતુ જતુ હતુ કેવલીઓ અને એમના પછીના નેતાઓ સબધે જે હકીકત મળી આવે છે, તેમાથી ઘણીખરી તો કથારૂપે છે એમાની કેટલીક હકીકતો પરસ્પર વિરોધી છે, કેટલીકમા શ્વેતામ્બરો અને દિગમ્બરો જુદા જુદા નામ આપે છે, તેથી એવી સ્થિતિમા એમાની કેટલી હકીકત ઐતિહાસિક ને કેટલી કાલ્પનિક છે એ તારવી કાઢવુ કઠણ છે કેવલીઓ અને શ્રુતકેવલીઓ સમ્બન્ધી મહત્ત્વની આખ્યાયિકા પછીથી કહીશુ

## બિહારમા જૈનધર્મ

મહાવીર પોતાની માતૃભૂમિમાના અગ્રેસર રાજાઓની સાથે વધારે પરિચયમા આવ્યા હતા પોતાના વિહારને પ્રસગે અગની રાજધાની ચમ્પા, વિદેહની મિથિલા, મગધની રાજધાની રાજગૃહ આદિ અનેક, વિહાર રાજ્યોની મહત્ત્વની રાજધાનીઓમા એ ગયેલા, અને બધે માન પામેલા મગધના મહારાજા બિમ્બિસારે ( જેમને જૈનો શ્રેણિક પણ કહે છે ) બુધ્ધને અનુમોદન આપેલુ, અને વળી તીર્થંકર ઉપર પણ એટલી શ્રદ્ધા રાખેલી કે પછીના ભવમા એ તીર્થંકર રૂપે જગતમા આવશે એમ જૈનો માને છે બિમ્બિસારના

ક્રૂર પુત્ર અજાતશત્રુએ (કૂણિકે) પિતાને મૃત્યુ કારણ[૧] આપ્યુ, છતાયે જૈનો એને શ્રધ્ધાની નજરે[૧૪] જુએ છે, પણ સૌથી મોટો ધર્મરક્ષક તો એના પછીનો રાજા ઉદાયી હતો મહાન સિકન્દરે ભારતવર્ષ ઉપર આક્રમણ કર્યું તેવા સમયમા નવ-નન્દ વંશે શિશુનાગ રાજાઓનુ રાજ્ય લઇ લીધુ, આ નન્દવંશના આશ્રય નીચે પણ જૈન ધર્મ ખીલ્યો અને લોકનિન્દ્ય છેલ્લા નન્દ પાસેથી તેનુ રાજ્ય મૌર્ય વંશના મહારાજા ચન્દ્રગુપ્તે પડાવી લીધુ, ત્યારે પણ એ સ્થિતિમા કશો ફેરફાર થયો નહિ ભારતવર્ષના પ્રથમ ઇતિહાસપ્રસિધ્ધ મહારાજાધિરાજ ચન્દ્રગુપ્તને તેમજ એમના પ્રતાપી અમાત્ય ચાણક્યને પણ જૈનો પોતાના ગણે છે તેઓ એમ માને છે કે ચાણક્ય શ્રાવક રાનીનો પુત્ર હતો રાની જૈનધર્મનો આગ્રહી યોધ્ધો હતો ચન્દ્રગુપ્તને અમાત્યે એના હિતને સારૂ વિધર્મમાથી કેવે પ્રકારે વાળ્યો એને વિષે આવી કથા છે—એની પાસે અમાત્યે સર્વે સમ્પ્રદાયોના આચાર્યોને બોલાવરાવ્યા તે સૌને રાજાના અન્તઃપુરની પાસે રાખ્યા, એમની ધર્મશાળાની ચારે બાજુએ પાતળી રેતી પથરાવી દીધી રાજા તેમની પાસે આવ્યો તે પહેલા ચન્દ્રગુપ્તની રાણીઓના અન્તઃપુર તરફ એ વિષયી આચાર્યો અન્ધકારમા કરવા લાગ્યા પણ જ્યારે રાજાની સાથે મુલાકાત થઇ ત્યારે તેની સાથે સંસારત્યાગના મહત્ત્વ વિષે મોટી મોટી વાતો કરવા લાગ્યા તેઓ ત્યાથી ચાલ્યા ગયા, ત્યારે ચાણક્યે રાજાને અન્તઃપુરની પાસે પડેલા એમના પગના દેખાડયા ને તેથી ખાત્રી કરી આપી કે એ તો સૌ નાસ્તિક દમ્ભીઓ હતા બીજે દિને ચાણક્યે જૈનસાધુઓને બોલાવ્યા, આમણે આવીને અન્તઃપુર તરફ નજરેય કરી નહિ, પણ તેમને માટે નિયત કરેલા સ્થાનોએ બેઠા ને રાજાના આગમનની વાટ જોવા લાગ્યા એ ઉપરથી ચન્દ્રગુપ્તે જાણ્યુ જે સત્યધર્મના પાલક તો આ જ છે અને

૧ નિરયાવલીસૂત્રમા કૂણિકે પિતૃવધના પાપને ધોવાનો પ્રયત્ન કર્યાનુ કહ્યુ છે તેમા લખ્યુ છે કે એણે પિતાને બેડીઓ જડી કેદમા નાખ્યો હતો, પણ પાછળથી એણે પિતાની બેડીઓ કરારથી કાપી નાખવાની ઇચ્છા કરી પિતાએ માન્યુ કે પુત્ર મારો વધ કરવા ઇચ્છે છે, તેથી કુળને પિતૃવધના કલંકમાથી ઉગારી લેવાને માટે પિતાએ આત્મહત્યા કરી

ત્યારપછીથી એમના ઉપર કૃપાદૃષ્ટિ દેખાડવા માડી પછીથી રાજા એવો આતુર જૈન થયો કે, દિગમ્બર કથા પ્રમાણે એણે રાજપાટ ત્યજી દીધુ, સાધુ થયો અને પૂજ્યશ્રી ભદ્રબાહુની સાથે મૈસુર ગયો, ત્યા શ્રવણબેલગોલની એક ગુફામા રહ્યો અને ત્યા જ દેહત્યાગ કર્યો [૧૫]

ચન્દ્રગુપ્તની પછી बिन्दुसार ( ઇ પૂ ૨૯૮–૨૭૩ ) ગાદીએ બેઠો કથા એવી છે કે ચાણક્યને તેના પ્રતિસ્પર્ધી सुबन्धुએ કલકિત બનાવ્યો, તેથી કરીને એને અધિકારપદ છોડવુ પડ્યુ એણે પોતાનુ સર્વ ધન ગરીબોને આપી દીધુ અને ઉપવાસના તપથી મૃત્યુ પામવાને હેતુએ નગરની બહારના એક ઉકરડા ઉપર જઇ રહ્યો બિન્દુસારે એને સન્તુષ્ટ કરવાના વિફળ પ્રયત્નો કર્યા અને તેની પાસે જઇને ક્ષમા માગવાની સુબન્ધુને સૂચના કરી સુબન્ધુએ એક બાજુથી તો ક્ષમા માગી, પણ બીજી બાજુથી ઉકરડાની નીચે ગુપ્ત રીતે દેવતા મૂકાવ્યો તેથી ચાણક્ય બળી મર્યો ચાણક્ય મરી ગયા પછી દેવરૂપે થયો પણ એ મરણ પામેલા અમાત્યે પોતાના વિરોધી ઉપર ભયકર વેર વાળ્યુ સસાર છોડતા પહેલા એણે અનેક મૂલ્યવાન સુગન્ધી પદાર્થો એક કરડીઆમા ભર્યા, તેને સો તાળાઓ વાસ્યા અને પોતાના ઘરમા મૂકતો ગયો ચાણક્યના નીકળી ગયા પછી સુબન્ધુએ એના ઘરની ઝડતી લીધી, તેમા આ કરડીઓ મળી આવ્યો તે કરડીઓ ઉઘાડતા અનેક સુગંધી પદાર્થો દીઠા તે સુઘ્યા તે મૂલ્યવાન્ દ્રવ્યોની અદરથી એક કાગળ મળ્યો, તેના ઉપર આમ લખ્યુ હતુ "જેણે આ પદાર્થોનો વાસ લીધા પછી સાધુજીવન સ્વીકાર્યું નથી, તેણે મૃત્યુને આમત્રણ આપ્યુ છે એમ સમજવુ" મૃત્યુભયથી ત્યારપછી સુબન્ધુએ બધા ભૌતિક વૈભવ ત્યજી દીધા અને પૃથ્વી ઉપર અશાન્તભાવે ભ્રમણ કર્યા કર્યું [૧૬]

મગધદેશના રાજાઓનો જૈનધર્મ સાથેનો સબધ આટલે સુધી માત્ર કથાઓના અલકૃત વર્ણનથી અને પછી તે કથાઓને જે ગ્રન્થોમા ઉતારી લીધેલી તે ગ્રન્થોથી જાણીએ છીએ, પણ એ બાબતોને બીજા પ્રમાણોનો કશો આધાર મળતો નથી, પણ બિન્દુસાર પછી ગાદીએ આવનાર મહારાજા અશોકવર્ધનને

(ઇ પૃ ૨૭૨-૨૩૨) જૈનધર્મ સાથે જે સબંધ હતો તે વિષેના પ્રમાણો વિષે કશો વિવાદ નથી અશોક મહાપ્રતાપી રાજા હતો, દીર્ઘદર્શી હતો પોતાના વિશાલ રાજ્યમા ધાર્મિક અને નૈતિક જીવનની ઉન્નતિ થાય એટલા માટે એણે અનેક પ્રયત્નો કર્યા એટલા માટે પોતાના રાજ્યના સર્વ સમ્પ્રદાયોને એણે ઉદારભાવે સહાયતા કરી પોતાના જીવનના ઉત્તરકાળમા એણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો અને એના રક્ષક તરીકેના ઘણા ચિહ્ન એ[17] મૂકી ગયો છે, પણ જૈનો માને છે કે પહેલા એ જૈનધર્મ પાળતો બૌદ્ધ ધર્મ ઉપર પોતાનો સ્નેહ હોવા છતાયે, વિવિધ સમ્પ્રદાયોને સમાનભાવે પોષણ આપવાનુ એણે છોડી દીધુ નહોતુ પ્રત્યેક સમ્પ્રદાય ઉપર દૃષ્ટિ રાખવા માટે ખાસ અધિકારીઓની યોજના કરી હતી પોતાના ધમ્મમહામાતાને આજ્ઞાઓ આપવા માટે એણે શિલાલેખોમા જે શાસન કોતરાવ્યા છે, તેમાના ૭ મામા એણે જૈનો વિષે પણ ઉલ્લેખ કર્યો છે, અને એમને વિષે લિપિબદ્ધ ઉલ્લેખ એ પ્રથમ જ છે લેખમા એ આમ સૂચવે છે —

"देवान पियो पियदसि राजा આમ ઇચ્છે છે-મારા ધમ્મમહામાતા અનેક પ્રકારના દયાધર્મના કર્મ આચરે તેમજ જેઓ સન્યસ્ત ધર્મ પાળે છે તથા ગૃહસ્થ ધર્મ પાળે છે તેમના તરફ સમદૃષ્ટિએ જુએ, અને વળી વિવિધ સમ્પ્રદાયો તરફ પણ સમ દૃષ્ટિએ જુએ મે આજ્ઞા કરી છે કે તેઓ (બૌદ્ધ) સઘની વ્યવસ્થા ઉપર દૃષ્ટિ રાખે, તેમજ મે આજ્ઞા કરી છે કે બ્રાહ્મણો અને આજીવિકો ઉપર પણ દૃષ્ટિ રાખે, મે એવી પણ આજ્ઞા કરી છે કે નિગંથો (જૈનો) ઉપર પણ દૃષ્ટિ રાખે, મે એવી આજ્ઞા કરી છે કે વિવિધ સમ્પ્રદાયો ઉપર દૃષ્ટિ રાખે"

ત્યારપછી શાસનમા આગળ ચાલતા એ ધર્મિષ્ટ મહારાજા પોતાની પ્રજાને માતાપિતા તથા વડીલો પ્રત્યે આદરભાવ રાખવાની તથા બ્રાહ્મણ અને શ્રમણ, દુખી અને દરિદ્રી પ્રત્યે દયાભાવ રાખવાની સૂચના કરે છે, અને દયાભાવના, દાનના, સત્યના, શુદ્ધિના, મૃદુતાના અને ધાર્મિકતાના કર્મ આચરવાની તેમને આજ્ઞા કરે છે, અને જીવહિંસાના નિષેધની આજ્ઞાનુ સ્મરણ કરાવે છે

"મારા પુત્રો અને પૌત્રો રાજ્ય કરતા હોય, સૂર્યચન્દ્ર તપતા હોય ત્યાસુધી પળાય અને માણુસ તે પાળે એટલ માટે આ આજ્ઞાઓ કરવામા આવે છે માણુસ[૧૮] જો એ પાળશે તો ઇહલોકમા તેમજ પરલોકમા એનુ કલ્યાણુ થશે"

અશોકનો પુત્ર कुणाल અધ હોવાથી, મહારાજાની પછી એમની ગાદીએ એમના કાકા दशरथ અને सम्प्रति આવ્યા રાજ્યના બે ભાગ થયા, પૂર્વભાગમા દશરથે રાજ્ય કર્યું, પશ્ચિમ ભાગમા સમ્પ્રતિએ જૈનકથામા માત્ર સમ્પ્રતિનુ નામ છે, એણે ઉજ્જનમા રાજ્ય કર્યાનુ અને પોતાના ધર્મને આશ્રય આપ્યાનુ વર્ણવ્યુ છે પ્રખ્યાત સાધુ सुहस्तीએ એ રાજાને જૈનધર્મની દીક્ષા આપી હતી તથા એ રાજાએ અનેક જૈનમન્દિરો બધાવ્યા હતા એવી પણ કથા છે મન્દિર બધાવનાર તરીકે પાછળથી એની એટલી બધી ખ્યાતિ થયેલી કે જે મન્દિર બન્ધાવનારનુ નામ ન જડે, તે મન્દિર એણે જ બન્ધાવેલુ મનાય વળી એવી પણ કથા છે કે એણે ધર્મપ્રચારનુ કાર્ય ઉત્સાહભેર કરેલુ અને આર્યેતર પ્રદેશોમા પણ એણે જૈનવિહાર બન્ધાવેલા

પછીના મૌર્યરાજાઓના સમયમા અને એમના પછી જેમણે મગધ ઉપર રાજ્ય કરેલુ તેમના સમયમા જૈનધર્મની શી સ્થિતિ હતી તે વિષે બહુ થોડુ જ જાણવામા આવ્યુ છે ચીના જાત્રાળુ હુએનત્સ્યાગે ( Hiuen Tsiang ) ઇ સ ૬૨૯મા પણ वशालीમા, राजगृहમા, नालन्दमा અને पुड्रवद्धनમા અનેક નિર્ગ્રન્થને[૧૮] જોયેલા ત્યારપછી જૈનધર્મે પોતાના કાર્યક્ષેત્રનુ મધ્યબિન્દુ પોતાની જન્મ ભૂમિમાથી ધીરેધીરે ખસેડયુ ને બીજા પ્રદેશો તરફ ફેરવ્યુ

## ઓરિસ્સામા જૈનધર્મ.

પ્રાચીનકાળે જૈનધર્મ कलिंगदेशમા પ્રસર્યો હોય એમ જણાય છે, પછી ઓરિસ્સામા આવેલા કટક પાસેના उदयगिरिમાથી મળી

આવેલા શિલાલેખ[*] ઉપરથી જણાય છે કે રાજા ખારવેલે અગ્રજિનની (એટલે કે પ્રથમ તીર્થંકર ઋષભદેવની) એક પ્રતિમા કરાવી હતી અને સાધુઓ માટે ગુફાઓ કોતરાવી હતી ખારવેલ પોતે જૈન હતો કે માત્ર સમદર્શી હોવાથી પોતાની પ્રજાના હિત પ્રત્યે સમાનભાવે વર્તતો તેનો નિશ્ચય થઇ શકતો નથી, ઘણું કરીને તો સમદર્શી હતો પણ ચીનો જાત્રાળુ હ્યુએનત્સ્યાગ (૬૨૯–૬૪૪) કલિંગ દેશને જૈનધર્મનું મુખ્ય સ્થાન કહે છે, [२०]તેથી સ્પષ્ટ જણાય છે કે ત્યા તેનુ પરિબળ લાબા સમય સુધી ટકી રહ્યુ હતુ

## મોટો મતભેદ.

મૌર્યરાજ્યમા જૈનધર્મ ખીલ્યો તે સમયમા તેમા અનેક રૂપાન્તરો પણ થયા બિહારમા ચન્દ્રગુપ્તનુ રાજ્ય ચાલતુ હતુ તે સમયે મોટો દુષ્કાળ પડ્યો તે વખતે સઘના ગણધર ભદ્રબાહુ હતા એમણે જાણ્યુ કે આ સ્થિતિમા વસતિથી બહુ સાધુઓનુ પોષણ થઇ શકે એમ નથી તેમ સાધુઓથી બધા વ્રત પાળી શકાય એમ પણ નથી, તેથી પોતાના કેટલાક શિષ્યોને લઇને કર્ણાટક એટલે અર્વાચીન મૈસુર તરફ ચાલી નીકળવુ એમને ઠીક લાગ્યુ, બાકીના સાધુઓ મગધમા જ રહ્યા ને ભદ્રબાહુના શિષ્ય સ્થૂલભદ્ર તેમના ગણધર થયા દુષ્કાળની કઠિનતા પરિસીમાએ પહોંચી અને તેથી ધર્માચાર બરાબર રીતે પાળી શકાયો નહિ અને ધર્મગ્રન્થો બરાબર રીતે સાચવી શકાયા નહિ આથી ધર્મગ્રન્થોને ફરી વ્યવસ્થિત કરવાની આવશ્યકતા જણાઇ એ હેતુએ પાટલીપુત્રમા સઘ ભરાયો પણ બધા ગ્રથોને એકઠા કરવાનુ કાર્ય આ સઘથી બની શક્યુ નહીં, એમણે કરેલો સગ્રહ માત્ર અમુક અશે જ હતો અને જ્યારે મૈસુર ગએલા સાધુઓ મગધદેશમા પાછા આવ્યા ત્યારે એમણે સઘના એ નિર્ણયને

---

[*] એ લેખને હાથીગુફાનો શિલાલેખ કહે છે, ભગવાનલાલ ઇદ્રજીને મતે મૌર્ય-સવત ૧૬૫ મા એ લખાયેલો છે ચદ્રગુપ્તના રાજ્યારોહણની ગણનાએ એ વર્ષ ઇ પૂ ૧૫૭–૧૫૬ આવે. એ લેખના એ વર્ષ સબધે બીજાઓ વાધો લે છે

સ્વીકાર્યો નહી આ સ્થિતિમા મગધમા રહ્યા અને વિદેશ જઇ આવેલા સાધુઓ વચ્ચે સાધુઓની જીવનચર્યાના ધર્મો વિષે વિવાદ ઉભો થયો આપણે આગળ જોઇ ગયા છીએ કે પાર્શ્વનાથના સમ્પ્રદાયના સાધુઓને વસ્ત્ર પહેરવની છુટ હતી, પણ મહાવીરે પોતે તો વસ્ત્રનો સમૂળો ત્યાગ કર્યો હતો ગુરૂનુ અનુકરણ કરીને મહાવીરના શિષ્યોએ વસ્ત્રનો ત્યાગ કર્યો હતો, પણ એમ જણાય છે કે દિગમ્બર રહેવુ ઇષ્ટ મનાયેલ છતા એમ આચરવુ અશક્ય મનાયેલુ મગધમા રહેલા સાધુઓએ નગ્નતાનો એકેવારે ત્યાગ કર્યો અને શ્વેત વસ્ત્ર ધારણ કરવા માડયા બહાર ગયેલા સાધુઓએ મહાવીરે પાળેલો આચાર આચર્યો, એટલુ જ નહિ પણ સૌને માટે આવશ્યક માન્યો જ્યારે પાછા એ મગધમા આવ્યા, અને પોતાના બન્ધુઓને શ્વેત વસ્ત્ર ધારણ કરતા જોયા, ત્યારે એમણે એમને ધર્મથી પતિત થયેલા માન્યા, મગધમા રહેલા એ નગ્ન પ્રવાસીઓને અત્યાગ્રહી માન્યા ને માન્યુ કે ધર્માજ્ઞાને એ સીમા પાર ખેચી ગયા છે આ ઉપરથી એ બે સમ્પ્રદાયો વચ્ચે ભેદ પડ્યો, ધર્માજ્ઞાને અક્ષરશ માનનાર दिगम्बर કહેવાયા, તેમા છુટ છાટ મૂકનાર श्वेताम्बर કહેવાયા આ ભેદ તેમનામા પડ્યો ને પછીથી ચિરન્તન થઈ ગયો

હજી યે જૈનધર્મમા એ ભેદ છે જ, પણ એના મૂળ એ બારવર્ષના દુષ્કાળમા જ રોપાયેલા કે કેમ તે નિશ્ચિતરૂપે હજી કહી શકાતુ નથી વખતે એમ પણ હોય કે મૂળથી જ જૈન ધર્મમા બે મત હોય એક અત્યાગ્રહી, તે મહાવીરની આજ્ઞાને માનનારો અને બીજો કઇક કુમળો, તે પાર્શ્વનાથની નરમ આજ્ઞાને પાળનારો સાધ્વીઓને માટે તો શરૂઆતથી જ આજ્ઞા હતી કે તેમણે નગ્ન નહિ રહેવુ, તે ઉપરથી એવુ તો જણાય છે કે નગ્ન રહેવાની એ આજ્ઞા સર્વસામાન્ય સ્વીકારાઇ નહોતી ભારતવર્ષના વિશાળ પ્રદેશોમા એ ધર્મ પ્રસર્યો અને જુદે જુદે સ્થળે સ્થપાયેના દૂર દૂરના સઘ પાતપોતાને વિશેષભાવે ઘડાયા એથી પણ કાળ વહેતા એ બે સમ્પ્રદાયો વચ્ચેનો ભેદ સ્પષ્ટ ને તીક્ષ્ણ થયો કાળે કરીને આ મતભેદનો વિકાસ એવી સીમાએ પહોચ્યો કે જ્યા

પછી એ બે વિરુદ્ધભાવવાળા સમ્પ્રદાયો વચ્ચે મેળ થઈ શકે એવી કશી આશા રહી નહી ત્યારે તેઓ છેવટના જુદા પડ્યા કયા અને કેવી રીતે સમ્પ્રદાયોના સ્વરૂપભેદની સ્પષ્ટ રેખાઓ દોરાઇ એ કહી શકાતુ નથી એ સબધે એ બે સમ્પ્રદાયો જે હકીકતો આપે છે તે પણ જુદી જુદી છે, કારણ કે અમારો જ સમ્પ્રદાય એ સાચો પ્રાચીન જૈનધર્મ છે અને પેલાનો સમ્પ્રદાય તો શુદ્ધધર્મનુ માત્ર અપભ્રષ્ટ સ્વરૂપ છે એમ બંને સમ્પ્રદાયના લોક કહે છે શ્વેતામ્બરોને મતે દિગમ્બર સમ્પ્રદાયનો જન્મ ઇ સ ૮૩ મા અને દિગમ્બરોને મતે શ્વેતામ્બર સમ્પ્રદાયનો જન્મ ઇ સ ૮૦ મા થયો છે તે ઉપરથી એમ તો જણાય છે કે એ બે સમ્પ્રદાયો ઇસ્વીસનના પહેલા સૈકાના ચોથા ચરણમા જુદા પડ્યા હોય[21]

તે સમયથી જૈનધર્મના એ બને સમ્પ્રદાય પોતપોતાને માર્ગે ચાલ્યા ગયા છે એ બે વચ્ચે વિચ્છેદ પડી ગયા છતા એમની વચ્ચેનો ભેદ માત્ર નજીવો છે સાધુઓના વસ્ત્રોમા જ એ ભેદ ખાસ દેખાઈ આવે છે ને તે પણ આજે તો નજીવો જ દેખાય છે, કારણ કે આજે તો નગ્ન દિગમ્બર સાધુઓ તો ગણ્યા ગાંઠ્યા જ છે અને તે પણ એકાન્ત સ્થળોમા રહે છે એ બેના સામાજિક બધારણોમા પણ ભેદ છે અને તેનુ મૂળ પણ વસ્ત્રો સબધેના મતભેદને લીધેજ છે એને પરિણામે તેમના મન્તવ્યોમા અને ક્રિયાકાણ્ડમા પણ ભેદ પડી ગયો છે, દિગમ્બરો માને છે કે સ્ત્રી નિર્વાણ પામી શકે નહિ તેમની ભાવના પ્રમાણે તીર્થંકરો નગ્ન હોય ને તેથી તેઓ તેમની પ્રતિમાઓને વસ્ત્ર કે આભૂષણ પહેરાવતા નથી, શ્વેતામ્બરો પહેરાવે છે અને આ મતભેદને કારણે તેમની કથાઓમા પણ જે ભેદ પડ્યો છે તે પણ જોવા જેવો છે શ્વેતામ્બરોની પેઠે દિગમ્બરો માનતા નથી કે મહાવીર ગર્ભી ત્રિશલાના ગર્ભમા આવ્યા તે પૂર્વે દેવાનન્દાના ગર્ભમા રહ્યા હતા, અને સસારત્યાગ કર્યા પૂર્વે એમણે લગ્ન કર્યું હતુ, વળી તેઓ માને છે કે તીર્થંકર આહાર કરતા નહોતા ને તેની એમને જરૂર પડતી પણ નહોતી

અનેક બાબતોમા આ બે સમ્પ્રદાયો વચ્ચેનો મહત્ત્વનો ભેદ તરી આવે છે, અને તે મતભેદ પોતાની કથાઓમા ઉતાર્યો છે બન્ને એમ માને છે કે ભદ્રબાહુ છેલ્લા श्रुतकेवली થયા ને ત્યારપછીના આચાર્યોને બધા શાસ્ત્રોનુ સામટુ જ્ઞાન હોઇ શકે નહિ છતા યે દિગમ્બરો માને છે કે શાસ્ત્ર થોડે થોડે ઘસાતા ચાલ્યા આવે છે અને તેથી આજે તો શૂન્યવત્ થઇ ગયા છે, ત્યારે શ્વેતામ્બરો માને છે કે તેમાનો મોટો ભાગ આજસુધી પણ ઉતરી આવ્યો છે, અ ધકારના ને તોફાનના સમયસુધી પણ ઉતરી આવેલા શાસ્ત્રગ્રન્થો કદાચ સમૂળા નાશ પામશે એવો ભય ઉભો થયાથી શ્વેતામ્બરોએ વીર સવત ૯૮૦ મા ( અથવા ૯૯૩ મા ) ગુજરાતમા આવેલા वल्लभानगरमा देवर्द्धिगणिने પ્રમુખ પદે સઘ બોલાવ્યો ને સઘે ગ્રન્થોને છેવટના એવી રીતે ગોઠવ્યા કે જે હજીયે તે સ્વરૂપમા છે

જો કે શ્વેતામ્બરોને ધર્મગ્રન્થો છે ને દિગમ્બરોને નથી, જો કે તેમના મન્તવ્યોમા ને ભાવનાઓમા ભેદ છે, જો કે તે બે વચ્ચે વિરોધભાવ છે ને ઇર્ષ્યાભાવ પણ છે, છતાયે એ સમ્પ્રદાયો વચ્ચે કલહ કદાપિ તીક્ષ્ણરૂપ ધારણ કરતો નથી બંને સમ્પ્ર દાયનુ મૂળ સમાન છે, અને બે વચ્ચેનો ભેદ હમેશા સીમામા જ રહેલો છે, પરસ્પરનો આધ્યાત્મિક સમ્બન્ધ એ બે સમ્પ્રદાય કદાપિ ભુલ્યા નથી આમ બનવાનુ ખાસ કારણ તો એ છે કે એક સમ્પ્રદાયના લોકો બીજા સમ્પ્રદાયના આધ્યાત્મિક અને આધિભૌતિક ગ્રન્થોનો ઉપયોગ કરે છે અને એક સમ્પ્રદાયના વિદ્વાનોએ બીજા સમ્પ્રદાયના ગ્રન્થો ઉપર ટીકાઓ લખી છે



# ૩ પ્રચાર અને ઉન્નતિ.

## ઉત્તર ભારતમાં જૈનધર્મ.

બિહારમાથી જૈનધર્મે પશ્ચિમ દિશા તરફ પગલા ભ
માડયા તેની પ્રામાણિક હકીકતો લેખો ઉપરથી મળી આવે છે ય
નદીને કાઠે આવેલી અને આજે કૃષ્ણભક્તિના ધામરૂપે થઇ પ
પવિત્ર મથુરા નગરીમાથી એના શિલાલેખ મળી આવ્યા છે એ
પ્રાચીન કાળના છે ઇ પૂ ૨ જા સૈકાથી ઇ સ ૫ મા સૈકા સુધ
એ લેખ છે અને તે ઉપરથી જણાઇ આવે છે કે આ લાબા સ
સુધી મથુરા નગરી જૈનધર્મનુ મુખ્ય ધામ બન્યુ હતું જૈનધમ
ઇતિહાસની અનેક શાખાઓ ઉપર એ લેખો સ્પષ્ટ પ્રકાશ પાડે
ઇ સ ૧ લા સૈકામા મૂકી શકાય એવા અનેક લેખો જણાવે છે
સમયે પણ શ્વેતામ્બર અને દિગમ્બર સમ્પ્રદાયો સ્પષ્ટ રીતે છુટા
ગયા હતા શ્વેતામ્બર સમ્પ્રદાયને લગતા લેખો ઉપરથી જણાય છ
તેમા પણ અનેક ભાગ પડી ગયા હતા તેમા આપેલી ગણની, વિ
ગની, કુલની, શાખાની અને આચાર્યોની પટ્ટાવલિની હકીકતો ભદ્ર
હુના કલ્પસૂત્રમા આપેલી હકીકતો સાથે મળતી આવે છે, અને
રીતે શ્વેતામ્બરોના ગ્રન્થોની વાસ્તવિકતાનુ પ્રમાણ આપે છે શિ
લેખોમા વાચક શબ્દ છે તે ઉપરથી નિશ્ચિત થાય છે કે તે વખતે
એમના ધર્મગ્રન્થો શ્રવણથી સગ્રહાયા હતા સ્મરણ સ્તમ્ભો ઉપ
વળી એ પણ જણાય છે કે ઇ સ ૧ લા સૈકામા તીર્થંકરોનો
ક્રમ ગોઠવાઇ ગયો હતો અને તેમના ચિન્હ પણ નિશ્ચિત થઈ
હતા તીર્થંકરોની ઉર્ધ્વ પ્રતિમાઓ થતી તે ઉપરાત જૈનો
દેવદેવીઓની પૂજા કરતા, તેમા સરસ્વતીની—જ્ઞાનની દેવીની પણ
કરતા એ ધર્મવિષેની મહત્ત્વની માહિતીઓ તે સમયના સ
ઉપરથી પણ મળી આવે છે ધર્મની વ્યવસ્થા ગણવા યોજા
સઘના સાધુઓની અને સાધ્વીઓની આજ્ઞા શ્રાવકો માનતા
આજની પેઠે ત્યારે પણ એ શ્રાવકો મોટા વેપારી હતા [૨૨] બુહલરે
અને એવી બીજી ઘણી હકીકતો પ્રકટ કરી છે તે ઉપરથી લેખી પુ

મળી આવે છે કે જૈનધર્મના મન્તવ્યો અને વ્યવસ્થા અતિ પ્રાચીન કાળના છે અને તેની અનેક દિશાઓની પ્રવૃત્તિ આથી આધાર ભૂત ઠરે છે

જૈનધર્મનુ વળી મોટુ ધામ માળવામા અને તેની રાજધાની ઉજ્જનમા હતુ (૩૮)મા પૃષ્ટ ઉપર જોઇ ગયા તે પ્રમાણે ત્યા રાજા સમ્પ્રતિ રાજ્ય કરતો હતો, એણે જૈનધર્મને બહુ મોટો આશ્રય આપેલો અને પછીના કાળમા પણ જૈન ગ્રન્થોમા આ પ્રખ્યાત નગરને વિષે અને તેમના ધર્મના ઇતિહાસ વિષે અનેક વિગતવાર વર્ણનો આવે છે

અનેક કથાઓમાની[૨૩] એક કથામા વર્ણવ્યા પ્રમાણે ઈ પૂ ૧ લા સૈકામા ઉજ્જન નગરમા ગર્દભિલ્લ રાજા રાજ્ય કરતો હતો એણે કાલક નામના સાધુની ( કાલિકાચાર્યની ) રૂપવતી બેન ( સરસ્વતી ) જે સાધ્વી હતી, તેને લુટી લીધી ( ઉપાડી ગયો ) લુટેલો માલ ( સાધ્વીને ) પાછો આપવાની તે સાધ્વીના ભાઇની પ્રાર્થના રાજાએ સાભળી નહિ, ત્યારે તે **ભાઈ** ( કાલિકસૂરિ ) શક રાજાના સુબા શાહનશાહને શરણે ગયો અને ગર્દભિલ્લ ઉપર સેના લઇને ચઢાઇ કરાવી સુબાએ ગર્દભિલ્લને હરાવ્યો, પદભ્રષ્ટ કર્યો અને દેશનિકાલ કર્યો શક રાજા અને તેના માણસો ઉજ્જનમા જ રહી ગયા અને ત્યા રાજ્ય ભોગવવા લાગ્યા જૈનધર્મનો પ્રભાવ જામ્યો અને જ્ઞાની કાલકને ( કાલિકસૂરિને ) ચરણકમળે ભ્રમરવૃન્દની પેઠે સૌ ભમવા લાગ્યા થોડા સમય પછી રાજા વિક્રમાદિત્યે શકો પાસેથી રાજ્ય પાછુ જીતી લીધુ એક કથામા વર્ણવ્યુ છે કે વિક્રમાદિત્ય તે ગર્દભિલ્લનો પુત્ર હતો ઇંગ્લિશ કથામા રાજા આર્ટુસનુ ( ) જે ઉચ્ચ સ્થાન છે, તેવુ ઉચુ સ્થાન વિક્રમનુ ભારતકથાઓમા છે, જૈનો એને પોતાના ધર્મનો અને મહાજ્ઞાની સિદ્ધસેન નો શિષ્ય માને છે એમ કહેવાય છે કે વિક્રમ સવતની સ્થાપના ઇ પૂ ૫૭-૫૮ મા એ રાજાએ કરેલી અને એ સવત્ હજીયે ઉત્તર ભારતમા-અને જૈનોમા-પણ વપરાય છે ગર્દભિલ્લ, શકો અને વિક્રમાદિત્ય વિષે જે હકીકતો આપણે ઉપર જોઇ તે ઇતિહાસની દૃષ્ટિએ કેટલી વાસ્તવિક

છે તે શકાસ્પદ છે વિક્રમાદિત્ય સબધેની ઘણી કથાઓ તો બીજા એક વિક્રમાદિત્ય સબધેની છે ને તે આને નામે ચઢાવી દીધેલી દેખાય છે, તે બીજો રાજા ગુપ્ત વશનો ચન્દ્રગુપ્ત બીજો વિક્રમાદિત્ય, જેણે ઇ સ ૩૯૦ ના અરસામા ઉજ્જન જીતી લીધુ હતુ ને જેણે કાલિદાસને આશ્રય આપ્યો હતો

કથા એવી છે કે પછીથી વિક્રમાદિત્યને શાલિવાહને પદભ્રષ્ટ કરી દીધો અને ત્યારપછી પોતાનો શક ઇ સ ૭૮ મા વર્તાવ્યો આ શાલિવાહને પાછળથી દક્ષિણમા એક બળવાન રાજ્ય સ્થાપ્યુ, પણ કથા પ્રમાણે તે ચાર વર્ણની(?) એક બ્રાહ્મણ વિધવાનો પુત્ર હતો એ વિધવા ગોદાવરીમા નાહવા ગઇ હતી, ત્યા એને નાગરાજ શેષથી ગર્ભ રહ્યો પૈઠણમા એક કુભારને ઘેર એ ઉછર્યો અને એને એના ઇષ્ટદેવે વિક્રમને બતાવી કહ્યુ કે 'એની પાસેથી રાજ્ય લઇ લેજે' વિક્રમ એની સામે સમરાગણમા ઉતર્યો, શાલિવાહને શબ્દ(મૃત્તિકા)માત્રથી હાથી, ઘોડા ને સૈનિક ઉત્પન્ન કર્યા, જાદુથી તેમને જીવતા કર્યા, તેમની સહાયતાથી વિક્રમાદિત્ય ઉપર વિજય મેળવ્યો ને પોતે રાજા થયો [૨૪] વિક્રમની પેઠે શાલિવાહન પણ તીર્થંકરનો ભાવિક ભક્ત થયો હતો એવી કથા છે

ઉત્તર ભારતના રાજાઓનો જૈનધર્મ સાથે કેવો સમ્બન્ધ હતો એની ઐતિહાસિક માહિતી જૈન કથાઓમાથી કાઢી શકાય એમ નથી આપણી કાળગણનાને માટે ઉપયોગમા આવે એવો ઉત્તરભારતના જૈનધર્મનો ઇતિહાસ અન્ધકારમા ઘેરાયેલો છે ત્યારપછીના કાળ સમ્બન્ધેની સ્થિતિ પણ સ્પષ્ટ નથી બેશક આપણે સારી રીતે જાણીએ છીએ કે તીર્થંકરનો ધર્મ વિશાળ પ્રદેશોમા પ્રસર્યો હતો અને ઉત્તર ભારતના વિવિધ રાજાઓએ એને આશ્રય આપ્યો હતો, પણ પ્રામાણિક સંશોધનને માટે હજી ઘણી હકીકતોની જરૂર છે, કાળે કાળે એ ધર્મની સામે વિરોધ પણ થતો હુણ રાજા મિહિરકુલે ઈ સ ૪૮૦ ના અરસામા પ્રતાપી ગુપ્ત વશનો અન્ત આણ્યો, એણે પણ જૈન ધર્મનો વિરોધ કર્યો હતો નિર્ગ્રન્થ સાધુઓ પોતાની આણ માનતા નથી એમ જણવામા

આવતા એણે આજ્ઞા કરી ' કે એ પરદેશીઓને દિવસમા પહેલી જે આહારસામગ્રી ખાવા માટે આપવામા આવે તે જપ્ત કરવી ' હવે ધર્મના વિધાન પ્રમાણે બરાબર ચાલનાર તીવ્ર સાધુ તો દિવસમા એક જ વાર બપોરે ખાય અને તેમા કઇ વિઘ્ન આવે તો તે દિવસે કશુ ન ખાતા બીજે દિવસે બપોરે જ ખાય આમ હોવાથી રાજાની આજ્ઞા પ્રમાણે તો સાધુઓના લાઘણે મરણ થાય, પરતુ એની ભુડી ધારણા સદ્ભાગ્યે પાર પડી નહિ, કથામા છે કે અન્તે એ રાજા યુદ્ધમા હાર્યો, હણાયો ને પોતાના કર્મના ફળ ભોગવવા એ નરક લોકમા ગયો ૨૫

बाणेश्वरनो हर्षवर्द्धन ( ઇ સ ૬૦૬–૬૪૭ ) બહુ પ્રતાપી રાજા હતો, લગભગ સમસ્ત ઉત્તર ભારતમા અને કનોજમા પણ તેનુ રાજ્ય હતુ સર્વ ધર્મના સાધુઓને અને ઉપદેશકોને આશ્રય આપવામા અશોકની સમોવડીઓ હતો તેના કુળના રાજાઓ મૂળથી જ ઉદાર અને સહિષ્ણુ હતા અને આ રાજા પણ એવો હતો, તેના પૂર્વજો શિવમાર્ગી હતા તેનો પિતા સૂર્યપૂજક હતો અને તેના ભાઇબેન બૌદ્ધધર્મના हीनयान સમ્પ્રદાયના હતા એ રાજા પોતે એકે કાળે એ સર્વે ધર્મોને પાળતો, અને પોતાના ઉત્તરવયમા ચીના જાત્રાળુ હુએનત્સ્યાગના ઉપદેશથી બૌદ્ધધર્મના महायान સમ્પ્રદાય તરફ વિશેષ ભાવે વર્ત્યો प्रयागमा એણે પાચ વર્ષ સુધી ધર્મનો મહામેળો ભરવાની યોજના કરી, ત્યા બધા ધર્મના અને સાથે જૈન ધર્મના પણ ધાર્મિક પુરૂષોને નોતરી પુષ્કળ દાન દીધુ

ત્યારપછી गोपगिरिमा ( ગ્વાલિયરમા ) રાજ્ય કરતા કનોજના રાજા आमने ( ૮ મા સૈકામા ) सिद्धसेनना પ્રખ્યાત શિષ્ય बप्पभट्टिએ જૈન ધર્મની દીક્ષા આપી બાલ્યાવસ્થામા આમને અને તેની માતાને દરબારી ખટપટને કારણે તેના પિતા यशोवर्माએ દેશનિકાલ કર્યા હતા, બપ્પભટ્ટિએ એને ભવિષ્યવાણી ભાખેલી કે તુ રાજા થઇશ, આથી જ્યારે એ રાજા થયો ત્યારે તેણે બપ્પભટ્ટિને પોતાના દરબારમા આમન્ત્રણ આપ્યુ ને બહુમાન કર્યું लक्षणावतीना राजा धर्म સાથે આમને કલહ હતો બપ્પભટ્ટિએ આ કલહનો રૂધિર પાડ્યા

વિના નીકાલ કરવાનો માર્ગ આમને સૂચવ્યો, બે રાજાઓના પડિતો એકઠા થઈને શાસ્ત્રાર્થ કરે, જેનો પડિત પરાજય પામે તેનુ રાજ્ય સામાને જાય ધર્મરાજા તરફથી બૌદ્ધ પડિત वर्द्धमानकुंजर અને આમરાજા તરફથી બપ્પભટ્ટિ શાસ્ત્રાર્થ કરવા તૈયાર થયા એ પડિતો વચ્ચે છ માસ સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો, પણ કશો નિર્ણય આવ્યો નહી અન્તે બપ્પભટ્ટિએ સરસ્વતીદેવીની આરાધના કરી, દેવીએ જૈન પડિતને કહ્યુ કે–બૌદ્ધ પડિતના સાત પૂર્વભવની તપસ્યાને ફળે કૃપા કરીને મે પોતે એને અવિરત વાક્પ્રવાહની ગોળી આપી છે, એ ગોળી જ્યા સુધી એના મ્હોમા હશે ત્યા સુધી એ અપરાજિત રહેશે, હવે ધર્મના દરબારમા કવિ वाक्पति હતો, તે બપ્પભટ્ટિનો મિત્ર હતો અને તે વર્ધમાનકુજરની સાથે શાસ્ત્રાર્થમા આવ્યો હતો એ કવિમિત્રની સાથે મળીને બપ્પભટ્ટિએ એવી વ્યવસ્થા કરી કે હવે શાસ્ત્રાર્થ કરતા પહેલા તેમા ભાગ લેનાર સૌએ પોતાના મ્હો પખાળીને પોતાને આસને બેસવુ વાક્પતિએ એ પ્રમાણે શરૂઆત કરી ને એનુ પરિણામ ધાર્યું આવ્યુ કોગળા કરતા બૌદ્ધ પડિતના મ્હોમાની ગોળી નીકળી પડી અને તેથી શાસ્ત્રાર્થમા એમનો પરાજય થયો રાજા ધર્મે પોતાનુ રાજ્ય રાજા આમને સોપી દીધુ, પણ બપ્પભટ્ટિના કહ્યાથી રાજા આમે ઉદાર ભાવે રાજા ધર્મને તે પાછુ સોપ્યુ

આમના રાજ્યકાળના ઉત્તર ભાગમા એના દરબારમા બપ્પનો પ્રભાવ ખુબ જામ્યો હતો તેમના મિત્ર વાકપતિને કે જેમણે તેમના જ સમયમા गउडवहो નામે પ્રખ્યાત પ્રાકૃત કાવ્ય લખ્યુ હતુ, તેમને પણ જૈન ધર્મમા આણ્યા અને એમની જ પ્રેરણાથી વાક્પતિએ ઉપવાસ કરીને મૃત્યુને સેવ્યુ એવી કથા છે ત્યારપછી બપ્પની પ્રેરણાથી આમે પ્રકાણ્ડ જાત્રાસઘ કાઢ્યો, ને એ સઘે બધા મોટા મોટા તીર્થના દર્શન કર્યા અને અન્તે રાજા ઇ સ ૮૩૪ મા મૃત્યુ પામ્યો ત્યારપછી પાચ વર્ષે બપ્પે પણ પોતાના આશ્રયદાતાની પાછળ પ્રયાણ કર્યું ને અમરપદ પ્રાપ્ત કર્યું. ૨૯

વિવિધ ધર્મમતો પ્રત્યે ભારતમા જે શુદ્ધ સહિષ્ણુતા પળાતી હતી તે હર્ષરાજાની પછીના રાજાઓમા પણ આપણે જોઈ શકીએ

છીએ જૈન સુખ્યાત રાજા મુંજ ( ૯૭૪–૯૯૫ ) અને ભોજ પણ એજ પ્રકારે ધર્મસહિષ્ણુતા પાળવામા પ્રખ્યાત હતા ભોજરાજાએ ધારાનગરીમા ૧૦૧૮ થી ૧૦૬૦ સુધી રાજ્ય કર્યું, કથા એવી છે કે એ રાજાએ બધા ધર્મના પડિતોના ઉપદેશ એકઠા કર્યા, પછી એ બધા ધર્મોના પરસ્પર વિરોધભાવમા સત્ય શુ છે ? તે શોધી કાઢવાને તે ઓએ સરસ્વતીની આરાધના ૬ માસ સુધી કરી ત્યારે દેવીએ એમને દર્શન દીધા ને બધા ધાર્મિક તત્ત્વોમાથી સત્ય શોધી લેવાનો આ માર્ગ દેખાડ્યો

"બુદ્ધના જ્ઞાનનુ શ્રવણ કરો, જૈનોના નિયમોને સાચી રીતે પાળો,
વેદાજ્ઞા પ્રમાણે જીવન આચરો, પરમ(બ્રહ્મ)ના ધ્યાનમા મગ્ન થાઓ"

પડિતોએ ત્યારપછી આ નીચેનો શ્લોક પણ કહ્યો

"ગમે તેવા બ્રહ્મનીએ હિસા ન કરો, સરસ્વતીની સેવા કરો,
ગમ્ભીર ધ્યાનથી મુક્ત થઈ શકશો-આ બધા ધર્મોનુ મૂળ છે."

આમ એ સૌ પડિતો રાજાને તેના જીવન માટે શુદ્ધાચાર બતાવી શક્યા [૨૭]

જે રાજાઓ જૈનધર્મ પાળતા નહોતા, છતાયે એ ધર્મના માર્ગમા કઈ વિઘ્ન નાખતા નહિ એવા પરધર્મસહિષ્ણુ રાજાઓના રાજ્યમા તીર્થંકરનો ધર્મ ખુબ પ્રચાર ને ઉન્નતિ પામ્યો આગ્રા અને અયોધ્યાવાળા હાલના સયુક્ત પ્રાન્તોમા, કાશ્મિરમા, પજાબમા, ખાસ કરીને રાજપુતાનામા, મધ્ય હિદ એજન્સીમા અને મધ્ય પ્રાન્તોમા– એમ સમગ્ર ઉત્તર અને મધ્ય ભારતના સૌ પ્રદેશોમા જૈનધર્મના પ્રચારના ચિન્હ મળી આવે છે આ વિશાળ પ્રદેશોમા જૈન મહત્ત્વ એટલી ઉન્નત સ્થિતિએ તો ભાગ્યે જ આવેલુ કે ત્યા કોઇ રાજા જૈન હોય, કે જ્યાની પ્રજા મોટે ભાગે જૈન હોય, પણ જૈનોએ એકદરે ઉન્નત સ્થાન પ્રાપ્ત કરેલુ અને ખાસ કરીને રાજપુતાનામા તથા મધ્ય ભારતમા સરકારી જીવન ઉપર કોઇ રીતે ઓછો પ્રભાવ પાડેલો નહિ વેપારને કારણે એ લોક ધનિક છે, અને એ ધનિકતાને તથા તેમના આચાર વિચારને કારણે નગરોમા અને રાજદરબારોમા એમણે પ્રભાવશાળી ભાગ ભજવ્યો છે, ઉંચે અધિકારે ચઢ્યા છે

ભૂતકાળમા જૈનધર્મે જે સત્તા અને પ્રભાવ ભોગવેલો એની સાક્ષી એમના ભવ્ય મન્દિરો કરે છે ધર્મશ્રદ્ધાળુ જૈન ગૃહસ્થોએ મોટા મોટા દાન આપીને એ મન્દિરો વિવિધ સ્થાને બાધેલા. સયુક્ત પ્રાન્તોમા काम्पिल्लमा, कोसममा, ललितपुरमा, ( ૧૧ મા સૈકામા ), પજાબમા गोहनामा અને कटासमा, સિન્ધમા विराव પાસે, રાજપુતાના મા अहारमा, जैसलमेरमा, कालिंजरामा, रेनिमा ( ૯૪૨ ) અને ખાસ કરીને તો आबु પર્વત ઉપર, મધ્ય પ્રાન્તોમા अजयगढमा ( ૧૨ મા-૧૪ મા સૈકામા ), वरोमा, मोजपुरमा ( ૧૨ મા-૧૩ મા સૈકામા ), कुडनपुरमा, गडवामा, ओसियामा ( ૭૮૩ ) અને ઉનમા એવા મન્દિરો બધાવેલા છે વળી આ પ્રદેશમા सन्नाहोना (૧૧ મા ૧૨ મા) સૈકામા અને ગ્વાલિયરના મન્દિરો બધાવનારની ધનિકતાના અને કલાદષ્ટિના પ્રખ્યાત સ્મારક છે

## ગુજરાતમા જૈનધર્મ.

પુરાતન કાળથી જૈનધર્મે ગુજરાતમા જેવુ પ્રાધાન્ય પ્રાપ્ત કર્યુ છે, તેવુ ભાગ ભારતવર્ષમા પ્રાપ્ત કર્યુ નથી અ ! ૨૨ મા તીર્થકર अरिष्टनेमिએ તપશ્ચર્યા કરેલી, અહીં એ નિર્વાણ પામેલા, અહિ પવિત્ર गिरनार અને शत्रुजय પર્વતો ઉપર ઘણા ધર્માત્માઓ મોક્ષ પામેલા વીર સવત ૯૮૦ ( ૯૯૩ ) મા અહીં વલ્લભી નગરમા શ્વેતામ્બર સાધુઓનો સઘ મળેલો અને પોતાના ધર્મશાસ્ત્રોના ગ્રન્થોને વ્યવસ્થિત કરેલા, એ જ વાત પ્રમાણ આપે છે કે ગુજરાતમા પ્રાચીન કાળે પણ શ્વેતામ્બરો કેવુ ઉન્નત સ્થાન ભોગવતા હતા

વિવિધ પ્રખ્યાત વશના રાજાઓ ગુજરાતમા જૈનધર્મના છત્રધરો થઇ ગયા છે चावडा વશના રાજા वनराजने રાજા થતા પૂર્વે ( ૭૨૦-૭૮૦ ) વનમા જૈન સાધુ शीलगुणसूरिએ ઉછેરેલો, અને તે પ્રભાવે એ રાજાને પાછળથી જૈનધર્મનો શિષ્ય બનાવેલો જ્યારે राजाએ अणहिलवाड पत्तन નગર વસાવ્યુ, ત્યારે જૈનમત્રોથી ક્રિયા

કરાવી, ને તેમા એક મદિર બન્ધાવ્યુ ને તેમા પોતે પાર્શ્વનાથનો શિષ્ય છે એમ પ્રસિદ્ધ કર્યુ [૨૮]

જૈનધર્મના આશ્રયદાતા સૌથી વધારે તો चौलुक्य ( सोलंकी ) વશના રાજાઓ હતા એ વશનો સ્થાપનાર રાજા મળરાજ (૯૬૧–૯૯૬) ધર્મે હતો તો શૈવ, પણ એણેય જૈન મન્દિર બન્ધાવેલુ ભીમ ૧લાના ( ૧૦૨૨–૧૦૬૪ ) રાજ્યકાળમા શ્રદ્ધાળુ શ્રાવક विमले આબુ પર્વતના ભવ્ય શિખર પ્રદેશ ઉપર ૧૦૩૨ મા પ્રખ્યાત જૈન મન્દિર બન્ધાવેલા તે હજીસુધી યે विमल-वसहि ( વિમલનો વાસ ) એ નામે આબુને પ્રખ્યાત રાખે છે [૨૯]

પણ પ્રખ્યાત હેમચન્દ્રને–એ પ્રભાવશાળી લેખકને પરિબળે જ ગુજરાતમા જૈનધર્મે એકદમ મહત્ત્વનુ સ્થાન પ્રાપ્ત કર્યુ હેમ ચન્દ્રનુ પૂર્વાવસ્થાનુ, નાનપણનુ નામ चगदेव હતુ ગુજરાતના ધધુકામા એક જૈન વેપારીને ઘેર ૧૦૮૮ અથવા ૧૦૮૯ મા એ જન્મ્યા હતા [૩૦] સાધુ देवचन्द्रनु ધ્યાન આ બુદ્ધિશાળી બાળક તરફ આકર્ષાયુ, એના માબાપની પરવાનગીથી એમણે એ બાળકને શિક્ષણ આપ્યુ અને ૮ (૯) વર્ષની ઉમરે એમને વ્રત આપ્યુ, તે પ્રસગે એમનુ નામ सोमचन्द्र રાખવામા આવ્યુ જૈનવિદ્યાની સર્વ શાખાઓનુ એમણે જ્ઞાન પ્રાપ્ત કર્યુ, એ યુવકે પોતાના અલૌકિક બુદ્ધિબળે મહત્ત્વનુ બધુ જ્ઞાન પ્રાપ્ત કર્યુ, બ્રાહ્મણ વિદ્યાઓમા પણ એ પારગત થયા ૨૧ વર્ષે એ આચાર્ય થયા, એમનુ નામ हेमचन्द्र પડ્યુ, તથા તેમના ગુરૂને સ્થાને એમને બેસાડ્યા એમના જ્ઞાનથી અને કથાવાર્તામા એમની નિપુણતાથી એ જ ચૌલુક્ય વશનો રાજા જયસિહ સિદ્ધરાજ (૧૦૯૪–૧૧૪૩) આકર્ષાયો અને આચાર્યની સાથે એણે મિત્રતા બાધી * આ રાજા પોતાના રણવિજયોથી વિખ્યાત થયો છે, તેમજ એણે ભવ્ય મકાનો બધાવીને પણ પોતાનુ નામ અમર કર્યુ છે વળી એને

* सिद्धराज શબ્દનો અર્થ ' જાદુગરનો રાજા છે એ નામ जयसिंहने એટલા માટે મળેલુ કે એણે बर्बरक નામે રાક્ષસને જીતીને એની પાસેથી જાદુબળ સિદ્ધ કરેલુ હતુ

સાહિત્ય અને તત્ત્વજ્ઞાન ઉપર પણ સ્નેહ હતો જો કે એ પોતે પાળતો તો શૈવધર્મ, છતાયે અણહિલવાડ પટ્ટણના પોતાના દરબારમા જૈન સાધુને તેડાવ્યા પોતાના આશ્રયદાતાની પ્રેરણાથી હેમચન્દ્રે પોતાનુ પ્રસિદ્ધ વ્યાકરણ सिद्ध हैमचन्द्र ( સિદ્ધરાજને માટે હેમચન્દ્રે લખેલુ ) અને બીજા અનેક ગ્રન્થ લખ્યા રાજાને ઉપદેશ આપીને એ સાધુએ પોતાના ધર્મની મહત્તા સાબિત કરી આપી જયસિંહે જૈનધર્મ સ્વીકાર્યો તો નહિ, છતા યે હેમચન્દ્રની પ્રેરણાથી સિદ્ધપુરમા મહાવીરનુ મન્દિર બધાવી આપ્યુ અને આચાર્યની સાથે નેમિનાથના દર્શન કરવાને ગિરનારની જાત્રાએ ગયો કર્ણાટકથી આવેલા દિગમ્બર કુમુદચન્દ્ર અને શ્વેતામ્બર દેવચન્દ્ર વચ્ચે એના દરબારમા મોટો શાસ્ત્રાર્થ થયો હતો, એ સાબિત કરી આપે છે કે એ રાજા જૈનધર્મમા કેટલો રસ લેતો હતો શાસ્ત્રાર્થમા વિજય શ્વેતામ્બરનો થયેલો, પણ એમા કઇક દરબારી તર્કટ રચાયુ હતુ એવી કથા છે આટલુ બધુ છતાયે જૈનમદિરો ઉપર વાવટાઓની ગરગડીઓ ચઢાવવાની થોડો વખત એ રાજાએ મનાઇ કરી હતી, તે ઉપરથી જણાઇ આવે છે કે જયસિંહ જૈનો ઉપર સદાસર્વદા કૃપાદષ્ટિથી જોતો નહોતો

જયસિંહ ૧૧૪૩ મા અપુત્ર મરણ પામ્યો અને ત્યારપછી એના ભાઇનો પુત્ર कुमारपाल ગુજરાતની ગાદીએ બેઠો એના ઉપર પણ હેમચન્દ્રે સારો પ્રભાવ પાડ્યો એમણે રાજાને ધીરેધીરે જૈન ધર્મ તરફ આકર્ષ્યો અને એમ કરતે કરતે અન્તે તેને જૈન ધર્મની દીક્ષા પણ આપી કુમારપાલે ત્યારપછી માસાહાર છોડી દીધો, પોતે શિકાર કરવો છોડ્યો ને પોતાના રાજ્યમા પશુહિંસાનો, માસાહારનો, મદ્યપાનનો અને જુગારનો નિષેધ પ્રવર્ત્તાવ્યો આ આજ્ઞાઓથી ગુજરાત નમુનેદાર જૈનરાજ્ય બનવા લાગ્યુ એ યોજનાઓને બહુ સખ્ત રીતે પળાવવાના પગલા લેવાયા પશુહિંસા છોડી દેવાને માટે કસાઇઓને, તેમને ત્રણ વર્ષમા મળેલા નફાની સરાસરી રકમ આપીને, પોતાના ધધામા મળતો નફો છોડી દેવાની આજ્ઞા કરી અને બ્રાહ્મણોને યજ્ઞમા પશુને બદલે અનાજ હોમવાની આજ્ઞા કરી રાજા પોતાને વ્રતમાર્ગે બરાબર ચાલે

એટલા માટે હેમચન્દ્રે એના ઉપર સખ્ત અંકુશ રાખ્યો હતો ને એટલા માટે ચાલતી આવેલી રાજ્યપ્રણાલીમાં પણ ફેરફાર કરાવ્યા હતા એ સ્થિતિ સ્પષ્ટ દેખાડવા राजशेखर પોતાના प्रबन्धकोशमां નીચેની કથા વર્ણવે છે "કુમારપાલે પ્રાણીહિંસાનો નિષેધ કર્યા પછી, થોડા જ વખતમાં આશ્વિન માસનો શુક્લપક્ષ આવ્યો कान्तेश्वरी અને બીજી દેવીઓના પૂજારીઓએ રાજાને જણાવ્યું કે 'મહારાજ! કુળાચાર પ્રમાણે રાજાએ સપ્તમીને દિવસે ૭૦૦ બકરા ને ૭ પાડા, દુર્ગાષ્ટમીને દિવસે ૮૦૦ બકરા ને ૮ પાડા અને નવમીને દિવસે ૯૦૦ બકરા ને ૯ પાડા દેવીને ચઢાવવા જોઈએ' આ સાંભળીને રાજા હેમચન્દ્ર પાસે ગયો અને એમને એ વાત કરી. આચાર્યે રાજાના કાનમાં કંઈક કહ્યું, તે ઉપરથી રાજા ઉઠીને પૂજારીઓ પાસે ગયો ને દેવીને નૈવેદ્ય આપવાનું સ્વીકાર્યું રાતને સમે દેવીમન્દિરમાં પશુને આણ્યા, તેમને પૂરીને તાળાં માર્યાં ને વિશ્વાસુ રાજપુતોને ચોકી કરવા રાખ્યા બીજે દિવસે સવારે રાજા આવ્યો ને મન્દિરના દરવાજા ઉઘડાવ્યા અંદર પવનથી રક્ષાયેલા વાડામાં પશુઓ નિરાંતે વાગોળતા હતા. તે જોઈને રાજા બોલ્યો –'બ્રાહ્મણો! દેવીને એમના ઉપર રૂચિ હોત, તો તો એ એમને ક્યારનીયે ખાઈ ગઈ હોત, પણ એ તો એમ ને એમ છે તે ઉપરથી જણાય છે કે દેવીને તો માંસ ઉપર રૂચિ નથી, માત્ર તમને રૂચિ છે, માટે હવે તો બસ કરો, જીવતા પ્રાણીની હિંસા કરવાની પરવાનગી આપીશ નહિ' બ્રાહ્મણોના માથા નમી પડ્યા રાજાએ પશુઓને છોડી દીધા, પણ પશુ કરતા યે વધારે મૂલ્યવાન્ નૈવેદ્ય ચઢાવ્યું "[31]

કુમારપાલે જૈનોના ઘણા તીર્થોની જાત્રા કરી અને દેવળ બન્ધાવ્યા, જૈનધર્મને એણે સ્વીકાર્યો તે પૂર્વે ૩૨ દાંત વડે જે માંસ ભોજન કરેલું તેના પ્રાયશ્ચિત્ત અર્થે ૩૨ મન્દિર બંધાવ્યા.

પોતાના રાજસ્વામીને આશ્રયે રહીને હેમચન્દ્રે અનેક સાહિત્ય ગ્રન્થો પણ લખ્યા છે જૈનોના સિદ્ધાન્તને અનુરૂપ એમણે પ્રખ્યાત યોગશાસ્ત્ર લખ્યું છે, તે ઉપરાંત त्रिषष्टिशलाकापुरुषचरित નામે વિશ્વ–

ઇતિહાસનો વિશાળ ગ્રન્થ અને कुमारपाल चरित નામે ઇતિહાસનો વિશાળ ગ્રન્થ લખ્યો છે, કુમારપાલ ચરિતમા ગુજરાતના ચૌલુક્ય રાજાઓનો ને ખાસ કરીને કુમારપાલનો ઇતિહાસ લખ્યો છે लघ्वर्हन्नीतिशास्त्रमा જૈનદૃષ્ટિએ રાજ્ય ચલાવવાની કળાનુ વર્ણન કર્યુ છે, અને તે ઉપરાત બીજા પણ ગ્રન્થો એ આચાર્યે રચ્યા છે રાજ્યકાર્યભારમા અને બીજી રાજનીતિમા પણ એ સાધુનો પ્રભાવ જણાઇ આવે છે પોતાની આશ્ચર્યજનક જાદુશક્તિથી એમણે અદ્ભુત કાર્યો કર્યા વિષેની, અને સાચી પડેલી એમની ભવિષ્ય-વાણીની અનેક કથાઓ લખાયેલી છે ગુજરાત જીતી લેવાના હેતુએ એક શત્રુ કુમારપાલ ઉપર ચઢી આવ્યો, ત્યારે પોતાના ભયભીત રાજાને આચાર્યે કહ્યુ કે 'જૈનધર્મની રક્ષપાલિકા દેવીઓ રાજ્યને બચાવશે ' કુચ કરતી વખતે શત્રુરાજા પોતાના હાથી ઉપર રાતે ઉંઘતો હતો, ત્યારે તેના ગળાની માળા માર્ગમા ઝાડની ડાળીએ ભરાઇ ગઈ, તેથી તેને ગળે ફાસો આવ્યો ને એ મરી ગયો

૮૪ વર્ષ સુધી પ્રભાવશાળી જીવન જીવ્યા પછી હેમચન્દ્રે ૧૧૭૨ મા ઉપવાસ કરીને દેહત્યાગ કર્યો ત્યારપછી થોડે કાળે કુમારપાળે પણ તેજ રીતે દેહત્યાગ કર્યો એનો ભત્રીજો अजयपाल એની પછી ગાદીએ આવ્યો, તે દુરાગ્રહી શૈવ હતો એણે જૈનો ઉપર જુલમ કર્યો અને કુમારપાલના દરબારમા મહત્ત્વના ગણાતા પડિત रामचन्द्रने તપાવેલા ત્રાબાના પતરા ઉપર બેસાડી એમનો જીવ લીધો

ચૌલુક્ય વશનો અમલ પૂરો થયા પછી ૧૩ મા સૈકાની શરૂઆતમા ગુજરાતની રાજસત્તા ઉપર વાઘેલા આવ્યા તે વશના રાજ્યકાળમા वस्तुपाल અને तेजपाल નામે બે ભાઇઓની કુશળતાએ કરીને જૈનધર્મની બહુ ઉન્નતિ થઇ તે બે ભાઇઓ પ્રધાનપદે આવેલા અને પોતાના કાર્યને લીધે પ્રખ્યાત થયેલા [૩૨] તેજપાળની પત્ની अनुपमाની પ્રેરણાથી એ ભાઇઓએ પોતાનુ અતુલ ધન એવી રીતે ખર્ચ્યુ કે તેને બધાયે જોઇ શકે, પણ કોઇ લુટી શકે નહિ, એમણે આબુ, શત્રુજય અને ગિરનાર ઉપર ભવ્ય દેવાલયો બન્ધાવ્યા, તે હજીયે એમના સ્મારકરૂપે ઉભા છે

## દક્ષિણમા જૈનધર્મ

આજે તો મોટે ભાગે જીર્ણ થઇ ગયેલા દેવાલયો, તેમજ શિલાલેખો અને ગ્રન્થો ઉપરથી જણાઈ આવે છે કે મહારાષ્ટ્રમા તેમજ કાનડી ભાષા બોલતા પ્રદેશોમા એટલે કે વર્તમાન મુબઇ ઇલાકાના દક્ષિણ ભાગમા, મદ્રાસ ઇલાકાના ઉત્તર ભાગમા, કુર્ગમા તથા હૈદરાબાદના અને મૈસુરના રાજ્યમા અનેક જૈનધર્મીઓ હતા અને એ ધર્મ ખુબ ઉન્નતિ પામ્યો હતો એ પ્રદેશોમા રાજ્ય કરનાર અનેક રાજાઓ જોઇએ તો પોતે જ જૈન હતા અથવા તો કમમા કમ પોતાના અનેક પ્રજાજનોના એ ધર્મને દાનથી અને બીજી રીતે સારી રીતે આશ્રય આપતા

ઇસ્વીસનના શરૂઆતના સૈકામા મહારાષ્ટ્રની રાજધાની ( આજના હૈદરાબાદ રાજ્યમા ગોદાવરીને કાઠે ) प्रतिष्ठान નગરીમા હતી તે વેળાની ત્યાની महाराष्ट्री-प्राकृत ભાષાનો ઉપયોગ શ્વેતા મ્બરોએ પોતાના ગ્રન્થ લખવામા કર્યો અહીંના રાજા શાલિવા હને ( પૃ ૪૫ જોશો ) સ્થાપેલા રાજવશમા થયેલા રાજા सातवाहने પ્રાકૃત ગાથાઓનો એક પ્રખ્યાત ગ્રન્થ રચ્યો કે તેનો સગ્રહ કર્યો એમ કહેવાય છે જૈનો એની પોતાના ચાર ( વિક્રમાદિત્ય, શાલિવાહન, મુજ, ભોજ ) વિદ્વાન રાજાઓમા ગણના કરે છે આન્ધ્રવશનો શાલિવાહન નામ ધારણ કરનાર રાજા પોતાના હોવાનો જે દાવો જૈનો કરે છે, તે ખરે જ સાચો છે કે કેમ તે શકાસ્પદ છે, કારણ કે धान्यकटक મા રાજ્ય કરતા આ જ વશના રાજાઓ આગ્રહી બૌદ્ધો હતા અને अमरावतीना સ્તૂપમા ગૌતમના ધર્મનુ સુન્દર સ્મારક કરાવી ગયા છે, એમા તો કશી શકા નથી

પશ્ચિમથી પૂર્વ કાઠા સુધીના સમસ્ત દ્વીપકલ્પ ઉપર જૈન ધર્મનો પ્રભાવ ફરી વળ્યો હતો લેખો અને બીજા સ્મારકો ઉપરથી જણાઇ આવે છે કે મહારાષ્ટ્રી ભાષા બોલતા સમસ્ત પ્રદેશમા તેમજ કાનડી અને તેલુગુ પ્રદેશોમા ઠેઠ ઓરિસ્સા સુધી ( પૃ ૩૮ જોશો ) એ ધર્મનો પ્રભાવ ફરી વળ્યો હતો આજના

મદ્રાસ ઇલાકાના પૂર્વ કિનારા ઉપર આવેલા પ્રદેશોનો રાજકીય ઇતિહાસ હજી સ્પષ્ટ થવો બાકી છે, છતાયે શેષગિરિરાવે પોતાના Andhra Karnata Jainism મા જે કાવ્યસગ્રહ કર્યો છે તે ઉપરથી જાણી શકાય છે કે આજના વિઝાગાપટમ, કૃષ્ણ, નેલોર વગેરે પ્રદેશોમા પ્રાચીનકાળે જૈનધર્મ પ્રસર્યો હતો અને એ ધર્મના દેવળ બધાયા હતા

પણ જૈનધર્મે સૌથી મહત્ત્વનો ભાગ તો કાનડા પ્રાન્તના ઇતિહાસમા ભજવ્યો છે એ પ્રાન્ત પ્રાચીનકાળે દિગમ્બર સમ્પ્રદાયનુ મુખ્ય ધામ હતુ એવી કથા છે કે ૩૯ મા પૃષ્ઠ ઉપર વર્ણવ્યા પ્રમાણે બિહારમા જ્યારે મોટો દુષ્કાળ પડ્યો ત્યારે ભદ્રબાહુ કેટલાક સાધુઓને લઇ મૈસુર તરફ ચાલી નીકળ્યા ત્યારે એમણે એ ધર્મને આ પ્રદેશમા આણ્યો દિગમ્બર કથા પ્રમાણે શ્રવણબેલગોલની એક ગુફામા ભદ્રબાહુનો દેહત્યાગ થયો, અને સમયે રાજા ચન્દ્રગુપ્ત એમની સાથે હતો અને તેમની શિષ્ય મડળીમા ભળ્યો હતો, એ રાજા પોતે પણ પાછળથી સાધુ થયો હતો બાર વર્ષ પછી ચન્દ્રગુપ્તે પણ પોતાના ગુરૂનુ અનુકરણ કરીને-ઉપવાસ કરીને દેહત્યાગ કર્યા આ કથાને શ્વેતામ્બરો માનતા નથી, પણ લેવિસ રાઇસ ( B Lewis Rice ) એને ઐતિહાસિક માને છે, સશોધકો આ કથાને બનાવટી ગણી કાઢે છે ને ધારે છે કે એના મૂળમા કશુ ય ઐતિહાસિક સત્ય કદાપિ હોય તો તો ઇ સ પૂ ૧ લા સૈકામા થઇ ગયેલા બીજા જ ભદ્રબાહુની કથા આ પ્રખ્યાત ભદ્રબાહુને નામે ચઢાવી દેવામા આવી હોય અને તેથી ચન્દ્રગુપ્તને નામે કહેવાતી કથા પણ બીજા કોઇ સબધે હોય

મોટે ભાગે સમન્તભદ્રે ( કથા પ્રમાણે તો ઇ સ ૧ લા, પણ ઘણુ કરીને ઇ સ ૬૦૦ ના અરસામા ), પૂજ્યપાદે અને અકલકે જૈનધર્મનો પ્રચાર મહારાષ્ટ્રમા અને દક્ષિણમા કર્યો એવી કથા છે કે સમન્તભદ્રે યુવાવસ્થામા એવી તો કઠોર તપસ્યા કરેલી કે જીવન એમને અકારૂ થઇ પડ્યુ તેથી આહારત્યાગ કરી મૃત્યુ

શોધવાની તેણે ઇચ્છા કરી પણ એમના ગુરૂએ એમને વાર્યા અને જૈનધર્મના ઉપદેશક બનવાની પ્રેરણા કરી, એમના એ કાર્યમા અતિ આગ્રહને લીધે એમણે સમસ્ત ભારતમા પ્રવાસ કર્યો, (વિહારમા) પાટલીપુત્ર, (પંજાબમા) ઠક્કા, સિંધ, વૈદિશ, (મધ્ય ભારતમા ભિલસા), કરહાટક (પશ્ચિમ ઘાટમા સતારા જીલ્લામા કરહાડ), બનારસ અને કાચી (કાજીવરમ) વગેરે સ્થાનોએ સમન્તભદ્રે મોટા અનુચર વર્ગ સાથે ધર્મનો ઉપદેશ કરવા પ્રવાસ કર્યો એ લેખક પણ હતા એમણે પ્રખ્યાત આપ્તમીમાંસા નામે જૈન તર્કશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્ર મળધે ગ્રન્થ રચ્યો છે, બીજા પણ અનેક ગ્રન્થો રચ્યા છે એ જ રીતે ધર્મનો પ્રચાર કરવાને હેતુએ પૂજ્યપાદે પણ લાબા પ્રવાસ કર્યા ને ઠેઠ ઓરિસ્સા સુધી ફરી વળ્યા એમનામા અદ્ભુત જાદુશક્તિ હતી એમ પણ કહેવાય છે પણ એમનુ મહત્ત્વનુ કાર્ય તો સાહિત્યના પ્રદેશમા હતુ જૈનતત્ત્વદર્શન ઉપર અતિનિપુણ તાથી ચર્ચા કરી છે, એટલુ જ નહિ પણ વૈદ્યકના વિષય ઉપર અને વળી ખાસ કરીને વ્યાકરણના વિષય ઉપર પ્રમાણભૂત ગ્રન્થો રચ્યા છે સમન્તભદ્રે પોતાના ગ્રન્થો લખવામા કાનડી ભાષાનો ઉપયોગ કર્યો છે, તેવી જ રીતે આમણે પણ એ ભાષાનો ઉપયોગ કર્યો છે, પણ એ બેમાથી એકેયના ગ્રન્થ અત્યારે મળી આવતા નથી અકલકે આપ્તમીમાસા ઉપર પ્રખ્યાત ટીકા લખી છે, અને બીજા પણ અનેક ગ્રન્થ લખ્યા છે

ગગ અને રાષ્ટ્રકૂટ રાજવંશોને આશ્રયે જૈન ધર્મ સૌથી વધારે ઉન્નતિને પામ્યો[૩૭]

ગગ રાજાઓએ ઇ સ ૨ જા થી ૧૧ મા સૈકા સુધી મૈસુરના મોટા ભાગ ઉપર અને તેની પાસે આવેલા પ્રદેશો ઉપર રાજ્ય કર્યું, એ રાજાઓના શિલાલેખો પશ્ચિમમા કુર્ગથી પૂર્વમા ઉત્તર આર્કોટ સુધી અને દક્ષિણમા મૈસુરની છેક દક્ષિણ સીમાથી ઉત્તરમા મુબઇ ઇલાકાના બેલગામ જીલ્લા સુધીના પ્રદેશોમા મળી આવે છે કથા એવી છે કે 'ગગ રાજ્યની સ્થાપના મોટે ભાગે

જૈન સાધુ सिंहनन्दी એ કરી આપી હતી ઉજ્જનના રાજા મહી પાલે સૂર્યવંશી રાજા પદ્મનાભને યુદ્ધમા હરાવ્યો પદ્મનાભના પૂર્વજોને ઇન્દ્ર પાસેથી પાચ રત્નો મળ્યા હતા, તે એની પાસે હતા, એની પાસેથી એ રત્નો લઇ લેવાની મહીપાલને ઇચ્છા થઇ, પણ તે લઇ લે તે પહેલા પદ્મનાભે એ રત્નો પોતાના दंदिग અને माधव નામના બે પુત્રોને આપી દક્ષિણમા મોકલી દીધા पेरूरમાં એમને સિંહનન્દી મળ્યા એમણે એ બાળકોને पद्मावती દેવીની કૃપાથી રાજ્ય મેળવી આપ્યુ પદ્માવતીએ કૃપા કરીને એક ખડગ આપ્યુ માધવે તેવડે પત્થરનો સ્તંભ કાપી નાખ્યો આ ચમત્કાર શુભ શકુનરૂપે મનાયો बाण રાજાની સાથે યુદ્ધ કરીને માધવે વિશાળ રાજ્ય સપાદન કર્યું, એ રાજ્યની રાજધાની कोलर નગર હતુ માધવની પછી દદિગનો પુત્ર किरिय माधव ગાદીએ બેઠો, ને ત્યારપછી ઘણા રાજાઓએ રાજ્ય કર્યું, પછીના સમયમા तलकाद એમની રાજધાની થયુ હતુ, એ સૌ રાજાઓ જૈનધર્મ પાળતા હતા રાજા मारसिंह ૨ જાનો અને राजमल्ल ૪ થાનો અમાત્ય પ્રતાપી चामुण्डराय હતો, તેણે જૈનધર્મને ખુબ આશ્રય આપ્યો શ્રવણબેલગોલમા એણે ઇ સ ૯૮૦ ના અરસામા અરિષ્ટનેમિનુ ભવ્ય દેવાલય બન્ધાવ્યુ તેમજ गोमतेश्वर ની પ્રકાણ્ડ પ્રતિમા બનાવરાવી વળી એણે ઘણા ગ્રન્થો પણ લખ્યા છે વિદ્વાન नेमिचंद्र એના ગુરુ હતા એ ગુરુના જૈનધર્મ વિષેના પુસ્તકો ઉપર દિગમ્બરોને એટલી બધી શ્રદ્ધા છે કે એ એમને सिद्धान्त चक्रवर्ती કહે છે ચામુંડરાય વળી કાનડી કવિ रन्नનો મોટો આશ્રયદાતા હતો चाल રાજા राजेन्द्र ઇ સ ૧૦૦૪મા ગગ રાજધાની તલકાદ જીતી લીધી, ત્યારથી એમનો પ્રતાપ ઝાંખો થઇ ગયો એ વંશના રાજાઓએ ત્યારપછી પણ રાજ્ય તો કર્યું, પણ આ ફટકા પછી ફરી એ ઉઠવા પામ્યા નહિ, એ ફટકો ત્યાના જૈનધર્મને પણ સખ્ત વાગ્યો

राष्ट्रकूट અથવા रट्ट રાજાઓની રાજધાની પૂર્વે તો नासिक પાસે આવેલા मोरखण्डमा હતી, પણ ૯ મા સૈકાની શરૂઆતમા હૈદરાબાદ

રાજ્યમા આવેલા માલખેડમા થઇ એક સમયે એ વશના રાજાઓ પશ્ચિમ કાઠાના સમસ્ત પ્રદેશોમા સૌથી બળવાન હતા એ પ્રતાપી રાજાઓમા अमोघवर्ष ૧ લો ( ઇ સ ૮૧૫-૮૭૭) પણ હતો, અને તે જૈન પડિત जिनसेननो શિષ્ય હતો જિનસેને पार्श्वाभ्युदय નામે ગ્રન્થ રચ્યો છે અને તેમા પાર્શ્વનાથનુ જીવનચરિત કાવ્યમા ગાયુ છે તેમજ એમણે आदिपुराण અને हरिवशपुराण લખ્યા છે, એ બે પુરાણને દિગમ્બરો જગતના ઇતિહાસના પ્રમાણભૂત ગ્રન્થો લખે છે અમોઘવર્ષ વળી જિનસેનના શિષ્ય गुणभद्रને પણ આશ્રય આપ્યો ગુણભદ્રે પોતાના ગુરૂએ અધુરૂ મૂકેલુ આદિપુરાણ સમ્પૂર્ણ કર્યુ ને તેની પૂર્તિરૂપે उत्तरपुराण લખ્યુ રાજા પોતે પણ પડિત હતો ને દિગમ્બરો તો માને છે કે प्रश्नोत्तररत्नमालिका એણે જ લખી છે એ ગ્રન્થમા સસાર ત્યાગ ધર્મની ચર્ચા સાધુની દૃષ્ટિથી કરી છે પવિત્ર જીવન ગાળવાને માટે રાજપાટ છોડી દીધા પછી અમોઘવર્ષે એ પુસ્તક લખ્યુ હોવુ જોઇએ આ રાજાના પુત્ર અને અનુયાયી कृष्ण રાજાએ, अकालवर्ष ગુણભદ્રના શિષ્ય लाकसेनને આશ્રય આપ્યો લોકસેને ઉત્તરપુરાણ સમ્પૂર્ણ કર્યુ અને આશરે શાકે ૮૨૦ મા તેની પ્રતિષ્ઠા કરી, એ વશના પછીના એક રાજા कृष्ण ૩ જાએ ( ૯૩૯-૯૬૮ ) કવિ पोन्नને આશ્રય આપ્યો છે એ કવિએ સસ્કૃત અને કાનડી બને ભાષામા રચના કરી છે અને તેથી રાજાએ એને उभयकविचक्रवर्तीનુ ( બને ભાષાનો કવિચક્રવર્તી ) પદ આપ્યુ છે પશ્ચિમના ચૌલુકયોએ ૯૭૩ મા રાષ્ટ્રકૂટોનો પરાજય કરીને એમની સત્તાનો અન્ત આણ્યો છેલ્લા રાષ્ટ્રકૂટ इन्द्रे પોતાનુ રાજ્ય પાછુ મેળવવાના પ્રયત્ન કર્યા, પણ તે વિફળ થતા ધર્માર્થી જૈન બનીને ઇ સ ૯૮૨ મા શ્રવણબેલગોલમા ઉપવાસ કરી મૃત્યુ પામ્યો

ચૌલુકયોની બે શાખાઓ પડી પૂર્વની बादामिमा અને પશ્ચિમની वेंगिमा રાજ્ય કરતી હતી, તે જ કુળની વળી એક ઉપશાખાએ ગુજરાતમા રાજ્ય કર્યુ છે ને જૈનોને આશ્રય આપ્યો છે, તે વિષેની હકીકત પૃ ૫૦ ઉપર આપી છે દક્ષિણના ચૌલુકયોએ પણ જૈન ધર્મને સારો આશ્રય આપ્યો છે તેમણે જૈન ધર્મના દેવાલય બધા

વ્યા છે, તેમનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે, તેમને દાન આપ્યા છે અને કાનડી મહાપંડિત अदिपम्प ( મરણ ૯૦૨ ) જેવા પંડિતોને તથા કવિઓને પોતાના દરબારમા બોલાવી આશ્રય આપ્યો છે कल्याणीना कलचुरि રાજાઓએ અને બીજા નાના રાજ્યોના અનેક રાજાઓએ પણ એ જ પ્રમાણે કર્યું છે

હોયસલ વંશના શરૂઆતના રાજાઓ પણ આગ્રહી જૈન હતા મૂળે તો એ રાજાઓ ચૌલુકયોના માણ્ડલિકો હતા, પણ ૧૧૧૯ મા મૈસુરમાથી ચોલ રાજાઓને હાંકી કાઢીને એમણે दोरसमुद्रमा ( हलेबिडमा ) બળવાન રાજ્ય સ્થાપ્યુ તેમનુ નામ નીચેની ઘટના ઉપરથી પડ્યા વિષે કથા છે તેમના પૂર્વજ सल રાજાએ પોતાના જન્મસ્થાન सासाबूरमा ( પશ્ચિમ ઘાટમા अगदि ) પોતાની કુળદેવી वासन्तिकानी એના મન્દિરમા આરાધના કરી અને ત્યા પોતાના ગુરૂ જૈનસાધુ सुदत्त પાસેથી વિદ્યા ભણ્યો અકસ્માત્ એક પ્રચણ્ડ વાઘ વનમાથી નીકળી આવ્યો અને મલ ઉપર તુટી પડ્યો સાધુએ પોતાનો દણ્ડ હાથમા લીધો અને તે મલને આપી કહ્યુ " પોય સલ " ( માર, શમલ ) મલે વાઘને મારી નાખ્યો આ અલૌકિક ઘટનાનુ સ્મરણ રાખવા માટે એણે पोयसल નામ ધારણ કર્યું, ફરીને પાછળથી होयसल થઇ ગયુ રાજા बट्टिगदेव ? ( ૧૧૦૪–૧૧૪૧ ) સુધી હોયસલ રાજાઓ જૈનમાર્ગી હતા, પણ વૈષ્ણવ ધર્મના સમુદ્ધારક रामानुज આચાર્યે એને વૈષ્ણવ ધર્મમા લીધો ને ત્યારે રાજાએ પોતાનુ નામ विष्णुवर्धन રાખ્યુ [34] એની પહેલી રાણી शान्तलदेवी જૈનધર્મમા જ રહી એ અપુત્ર મરણ પામી તેના દુઃખમા જ તેનો પિતા પણ મરણ પામ્યો તેથી તેમજ જમાઇ પૈતૃકધર્મથી પતિત થયો તેથી એની માતા माचिकब्बेने એવો તો સખ્ત આઘાત થયો કે તે એક માસના ઉપવાસ કરી મૃત્યુ પામી [35] પછીના કેટલાક હોયસલ રાજાઓ પાછા જૈનધર્માવલમ્બી થયા હોય એમ જણાય છે, કારણ કે એ ધર્મનો પ્રભાવ એમના રાજદરબારમા પુષ્કળ દેખાય છે, અને એમના અનેક પ્રખ્યાત અમાત્યો અને સેનાપતિઓ તીર્થંકરના ભકત હતા ૧૪ મા

સૈકાના આરંભમાં હોયસલ રાજ્યનો અસ્ત થયો અને તેની જ સાથે જૈનધર્મને મળતા પ્રકાણ્ડ આશ્રયનો પણ અન્ત થયો

કાનડી લોકોના અને તેમના પાડોશના પ્રદેશના લોકોના ધાર્મિક જીવન ઉપર જૈનધર્મની જે છાયા પડી છે, એનું વર્ણન કર્યું જાય એમ નથી પ્રાચીન કાળે સર્વ સંસ્કૃતિના પ્રદેશોમાં તેઓ મુખ્ય અને અનેક રીતે એકમાત્ર અગ્રેસર હતા, એમની કોઈ પ્રતિસ્પર્ધા કરી શકતું નહિ ત્યારે આશ્ચર્ય શું જે ૧૨ મા સૈકાના મધ્ય ભાગ સુધી સમસ્ત કાનડી સાહિત્ય જૈન હતું અને પછીના સમયમાં પણ કાનડી સાહિત્યમાં જૈનધર્મ મહત્વને સ્થાને હતો કાનડી ભાવનાઓની પ્રાચીન અને મહાન્ સૃષ્ટિ ઉપર પણ જૈનધર્મના સ્પષ્ટ ચિહ્ન પડ્યા છે શિલ્પકળામાં પણ એ ચિહ્ન તરી આવે છે આ ક્ષેત્રમાં પણ આ પ્રદેશના જૈનો બીજાઓની આગળ નીકળી ગયા છે, એ વાતના સાક્ષી એમના દેવાલયો, बस्तीઓ, बेहाઓ, ગોમ્મતની પ્રકાણ્ડ પ્રતિમાઓ અને બીજા સ્મારકો છે

## દક્ષિણ ભારતમાં જૈનધર્મ

महावंश તે સિંહલદ્વીપનો મહાકાવ્ય-ગ્રન્થ ઇ સ ના ૫ મા સૈકામાં કવિ महानामे રચેલો એમાં લખ્યું છે કે ‘ રાજા पण्डकाभवनी રાજધાનીના નગર अनुराधपुरमां પણ નિર્ગ્રન્થ સાધુઓના દેવાલયો અને ઉપાશ્રયો હતા આ હકીકત સર્વાંશે વિશ્વાસપાત્ર ન હોય તોપણ એ ઉપરથી એટલું તો માનવું જ ઘટે કે અતિ પ્રાચીન કાળથી જૈનધર્મનો પ્રચાર સિંહલદ્વીપમાં થયો હોય, અને ત્યારે તો એ પણ સ્વીકારી લેવું જ ઘટે કે જૈનધર્મે પોતાના જન્મસ્થાનની અને સિંહલદ્વીપની વચ્ચે આવેલી ભૂમિમાં તેવારે મંગળાચરણ કર્યું હોય [૩૬] સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ભદ્રબાહુના સમયમાં જૈનધર્મે મૈસુર બહાર દક્ષિણ દ્વીપકલ્પમાં પ્રથમ પગલાં ભરવા માંડ્યા मदुरा અને रमनद જિલ્લાઓમાં ब्राह्मी લિપિએ લખેલા શિલાલેખો મળી આવ્યા છે હજી પુરેપુરા ઉકેલી શકાયા નથી, પણ તે ઇ સ ના ૩ જા સૈકાના અન્તના કે બીજા

सैकाना आरम्भना होय एम धारवामां आवे छे ए जैन लेखो छे एम केटलाक सशोधको धारे छे, कारण के ते स्थानोनी पासे ज तीर्थंकरोनी प्रतिमाओ सहित जैनधर्मना देवालयोना भग्नावशेषो मळी आव्या छे[३७] आ धारणा साची होय तो जैन धर्मनो प्रचार दक्षिण भारतमां अति प्राचीनकाळथी थयो हतो एम मानवाने प्रमाण मळी आवे

अवशेषो अने बीजा अनिश्चित साहित्यो द्वारा तामिल प्रदेशमां अने तेनी पासेना प्रदेशोमां जैनधर्म प्रसर्यानो इतिहास पण आपणे कइक जाणी शकया छीए एटलु तो नक्की छे के जैनो ए प्रदेशमां महत्त्वनु स्थान भोगवता हता अने त्याना समाज उपर उच्च प्रकारना सस्कार रेडी शकया हता सर वोल्टर इलियटने[३८] ( Sir Walter Elliot ) मते दक्षिणना वेपार तेमज कळाना ने कारीगरीना काम उपर जैनोनो प्रभाव गम्भीर छे पण जैनोनो सौथी वधारे गम्भीर प्रभाव तो तामिल साहित्य उपर पड्यो छे बिशप काल्डवेल ( Bischof Caldwell ) साचु ज कहे छे के "जैनोनो उन्नतिनो ( आचार विचारनी उन्नतिनो, राजकीय उन्नतिनो नहि ) युग ते तामिल साहित्यनो महायुग छे[३९]" मदुराना साक्षरमडळमां–कविसम्प्रदायमां–मोटे भागे जैनो हता, ते वखतना अनेक सुख्यात तामिल ग्रन्थो ए मडळना पडितोए लखेला मडळ समक्ष रजु थयेला ने मडळनु अनुमोदन पामेला हता

मदुराना ए साक्षरमडळनो काळ निर्णित थयो नथी तामिल लेखको ए काळना त्रण जुग पाडे छे, अने छेल्ला जुगने इ स २ जा सैकामां मूके छे बीजाओ ए जुगने कइक पछीना काळमां मूके छे जैनोए तामिलनो, कानडीनो अने बीजी लोक भाषाओनो प्रत्यक्ष उपयोग कर्यो, तेथी पण कइक अशे, सस्कृत भाषानो बहुधा उपयोग करनार तेमना प्रतिस्पर्धी ब्राह्मण पडितो करता वधारे ऊंडे मूळ नाखी शकया होय

पाण्डव वशना राजाओए जैनधर्मने आश्रय आपेलो अने

કંઇક અંશે એ ધર્મના આચારવિચાર પણ એમણે સ્વીકારેલા, તેથી તેમની રાજધાનીની નગરી मदुरा દક્ષિણ ભાગમાં જૈનોનું અગ્રસ્થાન થઇ પડેલું પૂર્વ કિનારે ઇ સ ૪ થી ૧૦ મા સૈકા સુધી રાજ્ય કરનાર મહાપ્રતાપી पल्लव રાજાઓ પણ જૈનો ઉપર કૃપાદૃષ્ટિ રાખતા એમની રાજધાની काञ्चीनगर બધા ધર્મોનું ધ્રુવ બિન્દુ હતું, ત્યાં સૌ ધર્મો સાથે સાથે રહેતા मणिमेखलइ નામે તામિલ ભાષામાં બૌદ્ધ કાવ્ય છે, એ કાવ્યમાં નાયિકા મણિમેખલઇને, સાધુવેશ ધારણ કરીને કાંચીના પંડિતો પાસેથી वैदिकना, शैवना वैष्णवना आजीविकना निर्ग्रन्थना, साङ्ख्यना वशेषिकना અને लोकायतના સિદ્ધાન્તો સમજી લેવાની અને તેમાથી જે શ્રેષ્ઠ લાગે તે સ્વીકારવાની, તેનો પિતા આજ્ઞા કરે છે ચીનો જાત્રાળુ હ્યુએન ત્સ્યાંગ ૭ મા સૈકામા કાંચી ગયેલો, તેણે એ ભવ્ય નગરમાં વિવિધ પ્રતિસ્પર્દ્ધી ધર્મોને સાથે સાથે જ ફાલતા ફુલતા જોયેલા, અનેક જૈનોને જોયેલા એ વાત પણ એ કહે છે એ વાતથી પણ પ્રમાણ મળે છે કે કાંચી તે યુગમાં જૈનનું પણ આશ્રય સ્થાન હતું કથા છે કે સમર્થ દિગમ્બર પંડિત સમન્તભદ્રે (ઇ સ ૬૦૦ ના અરસામાં) મન્દિરમાં ચમત્કાર દેખાડીને ત્યાંના રાજા शिवकोटिને શૈવધર્મમાથી જૈનધર્મમાં આણ્યો[૪૦] હતો, અકલંકે ઈ સ ૭૦૦ ના અરસામાં બૌદ્ધોને શાસ્ત્રાર્થમાં પરાજિત કરેલા તે ઉપરથી રાજા हेमशीतले જૈનધર્મ સ્વીકાર્યો ને બૌદ્ધધર્મને સિંહલદ્વીપમાં હાંકી કાઢેલો[૪૧] પલ્લવોએ શૈવમાર્ગ સ્વીકાર્યો ત્યારે અને ખાસ કરીને તો મહાવીરના ધર્મના અનમી શત્રુ અને શૈવધર્મના અનન્યભક્ત ચોળ રાજાઓના તાબામાં ૧૧ મા સૈકામાં કાંચી નગર ગયું અને ત્યાં એમની રાજધાની થઇ ત્યારે ત્યાંથી જૈન ઉન્નતિનો અન્ત આવ્યો

## ૪ અવનતિ

હિન્દુધર્મના ભરતીને બળે જૈનધર્મનો ઓટ થયો છે મહાવીરસ્વામીના સમયથી જ જૈનધર્મને બે પ્રતિસ્પર્દ્ધીઓ સામે યુદ્ધ મચાવે જવું પડ્યું છે વૈદિક બ્રાહ્મણધર્મની વિરુદ્ધ અને બૌદ્ધધર્મની

વિરૂદ્ધ વેદના સિદ્ધાન્તો સામે પશુબલિને કારણે અને સમાજમા બ્રાહ્મણો બીજા વર્ણો કરતા ઉંચુ સ્થાન દબાવી બેઠા હતા એ પરિસ્થિતિને કારણે જૈનધર્મને બ્રાહ્મણધર્મ સાથે યુદ્ધ ચાલતુ બૌદ્ધો અર્હમ્ તત્ત્વને સ્વીકારતા નહોતા, અને તીર્થંકરોને બદલે બીજા મહાત્માઓને નિર્વાણનો માર્ગ દેખાડનાર માનતા, એ તેમના સિદ્ધાન્તોને કારણે તેને બૌદ્ધધર્મ સાથે યુદ્ધ ચાલતુ બૌદ્ધધર્મે થોડા વખત સુધી તો જૈનધર્મ ઉપર એવુ પ્રચણ્ડ દબાણ કર્યું કે તેને પોતાના ક્ષેત્રના ઘણા પ્રદેશો ખાલી કરવા પડ્યા, એની માતૃભૂમિ બૌદ્ધોનોજ પ્રદેશ થઇ પડી ને ત્યા એટલા બધા વિહાર બધાયા કે તેથી એ પ્રદેશનુ નામ જ બિહાર પડી ગયુ, પણ વખત જતા ત્યાથી એને ઓસરવુ પડયુ દક્ષિણમા ને પશ્ચિમમા તો એ જૈનધર્મની બરાબરી કરી શકયો જ નહોતો અને કુમારિલ ( આશરે ઇ સ ૭૦૦ ) અને શંકર ( ઈ સ ૭૮૮–૮૨૦ ) ઉઠેલો મારીને બ્રાહ્મણધર્મ ફરી સ્થાપ્યો ને આખા ભારતવર્ષમાથી બૌદ્ધધર્મને ખસતો કર્યો આમ એ પોતાની જન્મભૂમિમાથી અસ્ત પામ્યો વૈદિક યજ્ઞકાણ્ડના પુનરુદ્ધારક કુમારિલે અને માયાવાદના તથા બ્રહ્મવાદના સ્થાપનાર મહાન્ શંકરે પણ વેદધર્મવિરોધી જૈનધર્મની વિરૂદ્ધ પોતાના સર્વ શાસ્ત્રીય આયુધો વડે યુદ્ધ આરભ્યુ [૪૨] નવીન મત વિરૂદ્ધ પ્રાચીન મતે આક્રમણ કર્યું ને એ આક્રમણ ધીરેધીરે એવુ બળવાન થયુ કે તેના દબાણથી જૈનધર્મને નમતુ આપવુ પડયુ અને જો કે એણે બહુ બળથી પોતાનુ રક્ષણ કરવાના પ્રયત્ન કર્યા, છતાયે અનેક રીતે એ નબળો પડી ગયો ને ડગી ગયો

બ્રાહ્મણધર્મના પુનરુત્થાનને પરિણામે વૈષ્ણવ અને શૈવ સમ્પ્રદાયો પણ નવે સ્વરૂપે બળ પામ્યા એ બને સમ્પ્રદાયો જૈન ધર્મના ભયકર શત્રુઓ નિવડ્યા અને દક્ખણમા એટલે દક્ષિણ ભારતમા એમણે જૈનધર્મ ઉપર પ્રચણ્ડ પ્રહાર કર્યો

નાનસમ્બન્દર અને અપ્પર ( ૭ મા સૈકામા ) તેમજ સુન્દરમૂર્ત્તિ એ ( ૮ મા કે ૯ મા સૈકામા ), માણિક્ક વાચકર ( ૯૦૦ ના

અન્સામા ) અને એવા બીજા શૈવભકતોએ પોતાના ભજનોથી ઘણાને જૈનધર્મમાંથી આકર્ષીને શૈવધર્મમા લીધા અપ્પરે તેવીજ રીતે પલ્લવ રાજા महेंद्रवर्म्माने શૈવધર્મમા લીધો, અને ત્યારપછી એ રાજાએ કડલોરનુ જૈનમન્દિર તોડી નાખ્યુ ને શિવમન્દિર બાંધ્યુ[43] ચોલવંશના રાજાઓના દરબારમા તો શૈવો ખાસ આદર પામ્યા એમના પ્રભાવનુ ખાસ કારણ તો એ હતુ કે મદુરાના પાણ્ડય રાજાઓ, જે ત્યા સુધી જૈન હતા તે પણ ત્યારે શૈવધર્મી બની ગયા પાણ્ડ્ય રાજા सुंदर ( ૧૧ મા સૈકામા ? ) ચોલકન્યા રાજા राजेन्द्रની બેન સાથે લગ્ન કર્યુ હતુ, અને રાણીના પ્રભાવથી સુન્દરે શૈવધર્મ સ્વીકાર્યો સુન્દર એવો દુરાગ્રહી શૈવ નિવડ્યો કે જેઓએ તેનુ અનુકરણ કરીને શૈવધર્મ સ્વીકાર્યો નહિ તેમના ઉપર વિનાવિવેકે જુલમ કર્યો જે લોકોએ જૈનધર્મ ત્યજ્યો નહિ તેવા આઠેક હજાર પ્રજાજનોને એણે શૂળીએ ચઢાવવાનો હુકમ કર્યો એવુ કહેવાય છે કે 'આ ભાગ્યહીન ધર્મવીરોની પ્રતિમાઓ ઉત્તર આર્કાટમા આવેલા तिरुवूरના દેવાલયની ભીંતો ઉપર કાતરી છે'

જૈનધર્મના બીજા પ્રચણ્ડ શત્રુઓ શૈવધર્મના લિંગાયત સમ્પ્રદાયીઓ નીકળ્યા बसव નામના બ્રાહ્મણે લિંગાયત ધર્મની સ્થાપના કરી અથવા તો એનો પુનરુદ્ધાર કર્યો બસવ कलचुरि રાજા बिज्जलनो ( ૧૧૫૬–૧૧૬૭ ) અમાત્ય હતો જૈનો કહે છે કે 'બસવે વિવેકશૂન્ય બની મહાપ્રચણ્ડ બળે અનેક લોકને પોતાના એકેશ્વર સમ્પ્રદાયના શિષ્યો બનાવ્યા અને ગુરુઓની વિરૂદ્ધના અને બ્રાહ્મણવર્ણવ્યવસ્થાની વિરૂદ્ધના પોતાના સામાજિક સમ્પ્રદાયનો અતિઘણો પ્રચાર કર્યો' લિંગાયતોએ જૈનો ઉપર અસહ્ય અત્યાચાર કર્યો, તેમના જાનમાલનો નાશ કર્યો, તેમના મન્દિરો તોડી નાખ્યા અથવા તેમને પોતાના ધર્મના બનાવી દીધા આ નવીન સમ્પ્રદાયના પ્રચારમા આચાર્ય एकान्तद-रामय्यनु નામ વિશેષ મહત્ત્વનુ છે એમને વિષે એવી કથા છે કે એમણે જૈનો સાથે વિવાદમા ઉતરીને એવી સરત કરી કે હુ મારૂ માથુ કાપી નાખુ ને શિવની કૃપાથી જો સાત દિવસમા પાછો જીવતો થાઉં તો

જૈન પ્રતિમાઓનો નાશ કરવો ને તેને સ્થાને શિવલિગની સ્થાપના કરવી એકાન્તદ-ગમય્યે આ ચમત્કાર કરી બતાવ્યો, પણ જૈનોએ પોતાની શરત પાળી નહિ, તેથી એણે એમના તીર્થકરની પ્રતિમાનુ મસ્તક કાપી લીધુ અને પોતાના દેવની મૂર્તિ આગળ ધગવ્યુ જૈનોએ આ બાબતની ફરિયાદ રાજા પાસે કરી આચાર્યે પોતાનો ચમત્કાર ફરી કરી બતાવવા સ્વીકાર્યુ ને વળી કહ્યુ કે જૈનો પોતાના ૭૦૦ દેવાલય હારવા તૈયાર થતા હોય તો મારૂ માથુ કાપીને બાળી નાખવા પણ તૈયાર છુ પણ જૈનો આ વારે શરતમા ઉતર્યા નહિ, તેથી બિજ્જલે એમને ઠપકાવ્યા અને એકાન્તદ-ગમય્યે બન્ધાવેલા વીર-સોમનાથના શિવમન્દિરને ( આજના ધારવાડ જીલ્લામા આવેલા ) અબ્લૂરમા ભૂમિદાન દીધુ [૪૬]

લિગાયતો પોતાને વીર-શૈવ કહે છે એમણે થોડા વખતમા તો કાનડી અને તેલુગુ પ્રદેશોમા મારૂ સ્થાન મેળવ્યુ એમનો ધર્મ મૈસુરના અને उम्मतूरના वोडेयर રાજાઓનો (૧૩૯૯–૧૬૧૦) અને केलडीના नायक રાજાઓનો ( ૧૫૫૦–૧૭૬૩ ) રાજધર્મ હતો, આજસુધી એ દક્ષિણ ભારતના પશ્ચિમ કિનારાના પ્રદેશમા મોટી વસતિ એ ધર્મ પાળે છે જૈન લોકો સાથેનો એમનો સમ્બન્ધ હમેશા દ્વેષભાવભર્યો રહ્યો જણાય છે એક શિલાલેખ ઉપરથી જણાઇ આવે છે કે ૧૬૩૮ મા એક મતાન્ધ લિગાયતે હલેબીડમાના જૈનોના એક મુખ્ય દસ્તિના સ્તભ ઉપર શિવલિગ કોતર્યુ જૈનોએ એ સામે વાધો લીધો ને છેવટે સન્ધિ થઇ સન્ધિની સરત એ થઈ કે જૈનોએ પોતાના મન્દિરમા શૈવ ક્રિયાકાણ્ડને અનુસરી પ્રથમ ભસ્મ અને તામ્બુલ આણવુ અને ત્યારપછી પોતાના ધર્મની ક્રિયા કરવી [૪૭]

દક્ષિણ ભારતમા શૈવધર્મ આમ નવે સ્વરૂપે મહત્વ પામતો હતો, તેવે જ સમયે વૈષ્ણવ ધર્મમા પણ પ્રચણ્ડ વિકાસ થઇ રહ્યો હતો પ્રસિદ્ધ આચાર્ય रामानुज ( ૧૦૫૦–૧૧૩૭ ) ( ત્રિચિનોપલી પાસે ) શ્રીરગમા વૈષ્ણવ ધર્મના પોતાના विशिष्टाद्वैत મતનુ

સપાદન કરી રહ્યા હતા ને લોકને પોતાના શિષ્યો બનાવ્યે જતા હતા વિષ્ણુ કરતા શિવ મોટા છે એવા મતનો પ્રચાર કરવાનુ એમને ચોલ-રાજાએ કહ્યુ રામાનુજને એ આજ્ઞા પાળવી પાલવે એમ નહિ હતુ, તેથી એ ત્યાથી નાશી છુટયા હોયસલ રાજા બિટ્ટિદેવે એમને આશ્રય આપ્યો અને એમનો શિષ્ય થયો પહેલાના પોતાના સહધર્મીઓ જૈનો પૈકી જેઓએ આ નવા ધર્મમા આવવાની ના પાડી તેમને ઘાણીએ ઘાલીને પીલાવી નાખ્યા [૪૮]

૧૩૬૮ ના એક લેખ ઉપરથી જણાઇ આવે છે કે ત્યાર પછી પણ જૈનો ઉપર વૈષ્ણવાનો જુલમ થયેલો એ લેખમા જણાવ્યુ છે કે વૈષ્ણવો પોતાને પજવે છે એવી ફરિયાદ જૈનોએ विजयनगरના રાજા बुक्कराया પાસે કરી રાજાએ તે ઉપરથી આજ્ઞા કરી કે 'પોતાના રાજ્યમા સૌ ધર્મના લોકોને સમાનભાવે રહેવાની ને સૌને પોતપોતાનો ધર્મ પાળવાની સમ્પૂર્ણ સ્વતત્રતા છે' લેખમા એમ પણ જણાવ્યુ છે કે 'શ્રવણબેલગોલમા ગોમ્મતની પ્રતિમાને કોઇ ભ્રષ્ટ કરે નહિ એટલા માટે ત્યા ૨૦ માણસોનો ચોકીપહેરો મૂકયો અને ખડિત થયેલા દેવાલયોનો પુનરૂદ્ધાર કરવાની આજ્ઞા કરી' [૪]

રામાનુજ પછી સો વર્ષે કાનડા પ્રદેશમા એક બીજા વૈષ્ણવ આચાર્ય થયા એમનુ નામ मध्व અથવા आनन्दतीर्थ (૧૧૯૯—૧૨૭૮) હતુ એમણે દ્વૈતમતનો પ્રચાર કર્યો, પશ્ચિમકાઠા ઉપર ઘણા લોક એમના શિષ્ય થયા એ સમ્પ્રદાયે પણ જૈનધર્મને મોટો ધક્કો માર્યો [૫૦] બેલારી જીલ્લામા વસતા निम्ब નામે બ્રાહ્મણ જાતિમા જન્મ પામેલા निम्बार्क નામના આચાર્યે ( ૧૩ મા સૈકામા ? ) भेदाभेदवादનો પ્રચાર મુખ્યત્વે કરીને ઉત્તર ભારતમા મથુરા પ્રદેશમા કરવા માડ્યો પણ એ આચાર્ય જૈનોને હાનિ કરી શક્યા હોય એમ જણાતુ નથી એક લેખ પ્રમાણે તો તેમના સમ્પ્રદાયને જૈનોએ ઉખેડી નાખેલો, અને પછીથી પાછો श्रीनिवासे તેનો પુનરૂદ્ધાર કરેલો [૫૧] પણ જૈનોના મહત્વનો વિરોધી તો ત્યારપછી तेलुगु પ્રદેશમા જાગ્યો એ વિરોધી તે शुद्धाद्वैत સમ્પ્રદાયના સ્થાપનાર वल्लभ ( ૧૪૭૯—૧૫૩૧ ) નામે

બ્રાહ્મણ હતા મથુરામા ઉપદેશાયેલા એ સમ્પ્રદાયનો ખુબ પ્રચાર થયો મથુરા પ્રદેશમા, રાજપુતાનામા અને ગુજરાતમા એણે મૂળ નાખ્યા ખાસકરીને જે અનેક ધનવાન વેપારીઓ પૂર્વે જૈન હતા, તે આ સમ્પ્રદાયમા ચાલ્યા ગયા વળી બગાળી આચાર્ય ચૈતન્યે (૧૪૮૫–૧૫૩૩) કૃષ્ણભક્તિના ભજન ગાયા, તેમના ઉપદેશનો આધ્યાત્મિક પ્રવાહ સારા ભારતમા વહ્યો અને તેમા અનેક જૈનો તણાયા

હિન્દુધર્મની ચઢતી થતી કળાને કારણે આજે જૈનધર્મના અનેક શિષ્યો તે ધર્મમા ચાલ્યા ગયા છે, એટલુ જ નહિ પણ અત્યારે એના જે શિષ્યો છે, તેમા પણ હિન્દુ ધર્મના અનેક આચારવિચાર પ્રવેશ પામી ગયા છે એવી જ રીતે જૈનધર્મમા હિન્દુધર્મના જે દેવદેવીઓને પૂર્વે સમૂળુ સ્થાન નહોતુ તે દેવદેવીઓ સ્થાન પામ્યા છે, તથા અનેક પારિભાષિક શબ્દો પણ વેદાન્તને પ્રભાવે તેમના સાહિત્યમા આજે સ્થાન પામ્યા છે ભાવનાઓમા અને સામાજિક જીવનમા પણ જૈનો ધીરેધીરે હિન્દુભાવ સ્વીકારતા જાય છે

## મુસલમાન રાજ્ય નીચે જૈનો.

મુસલમાનોએ ભારત ઉપર આક્રમણ શરૂ કર્યા, ઇ સ ૭૧૨ મા સિંધમા મુસલમાન રાજ્ય સ્થપાયુ, महमूदगजनी (૧૦૦૧) અનેકવાર ભારત ઉપર ચઢી આવ્યો, महमूदघोरीએ (૧૧૭૫) પણ ત્યારપછી એ દેશ ઉપર સ્વારીઓ કરી, આ નવી સત્તાને બળે હિન્દુ તેમજ જૈનધર્મ ઉપર જુલમ થવા માડ્યા સુલતાન अल-उद्-दीन महमूदशाह खिलजीએ (૧૨૯૭–૯૮) ગુજરાતપ્રાન્ત જીતી લીધો અને એના તરફથી ત્યા જે જુલમ ગુજર્યો તે ત્યાના લોક હજીયે યાદ કરે છે મૂર્તિઓ અભડાવી, દેવળો તોડી નાખ્યા અથવા તેમની મસ્જીદો બનાવી દીધી, ગ્રન્થો બાળી મૂક્યા, ખજાના લુટી લીધા અને ઘણા જૈનોને મારી નાખ્યા મતાન્ધ મુસલમાનોએ જ્યારે દ્રાવિડ રાજ્યો તોડી પાડ્યા ત્યારે ત્યા દખ્ખણમા

પણ એમણે એવા જ ભયકર જુલમ કર્યા એ સમય જૈનોને માટે અતિશય સકટનો હતો શૈવ અને વૈષ્ણવ ધર્મમા અનેક જૈનો ચાલ્યા ગયાથી તેમની સખ્યા નાની તો થઇ જ ગઈ હતી, તેમા વળી આ મુસલમાનોએ પાછો ઘગડો કરવા માડ્યો આ સકટમાથી બચવાને નાશી છુટ્યા સિવાય એમને બીજો કોઇ આરો નહોતો પોતાના ગ્રન્થ ભણ્ડારોને એમણે ભોંયરામા ઘાલી દીધા ને ત્યા થોડા સાધુઓ સિવાય બીજુ કોઇ પ્રવેશ પામી શકે નહિ એવી વ્યવસ્થા કરી તેમના દેવાલયોને મુસલમાની રાજાઓનો કઈક ઘાટ આપીને એ મતાન્ધોના જુલમમાથી બચાવી લીધા

અનેક મુસલમાન રાજાઓએ જૈનોની અગ્નિથી અને તલવારથી ખુવારી કીધી છે, એ વાત ખરી, તેમને બળાત્કારે વટાળવા માટે જુલમ કર્યા છે એ વાત પણ ખરી, પણ એટલા ઉપરથી એમ નથી સમજવાનુ કે મુસલમાનો અને જૈનો વચ્ચેનો સમ્બન્ધ સદૈવ વેરભર્યો હતો એથી ઉલટુ એમ પણ જણાય છે કે ઘણા જૈનો ઉપદેશથી પણ મુસલમાન થયેલા पीर महावीर खमदायत નામે આરબ ઉપદેશક ૧૩૦૪ મા ભારતમા આવ્યા, તેમણે પોતાના વાદવિવાદને બળે અને ઉપદેશને બળે દખ્ખણમા અનેક જૈનોને મુસલમાન કર્યા હતા[૫૨] મુસલમાનો અને જૈનો વચ્ચે મિત્રતા ભર્યો સમ્બન્ધ હતો એના પણ અનેક ઉદાહરણ મળી આવે છે જૈનો જે અલાઉદ્દીનને ખૂનીનુ ઉપનામ આપે છે તેજ અલાઉદ્દીને જૈનકવિ रामचन्द्रसूरिને મોટી લેખે આપેલી,[૫૩] અને સુલતાન फिरोजशाह तघलके (૧૩૫૧-૧૩૮૮) श्रीपालचरितના લેખક रत्नशखर ને માન આપેલુ પણવળી મહાન્ મોગલ બાદશાહોએ પ્રસિદ્ધ જૈન પડિતો પ્રત્યે ખાસ કૃપાભાવ રાખેલો સમ્રાટ अक्बर [૧૫૫૬-૧૬૦૫] શ્વેતામ્બર સાધુ हीरविजयसूरिનો મિત્ર બની રહેલો જૈનોના ધાર્મિક સિદ્ધાન્તોને વિષે એ સમ્રાટ એટલો રસ લેતો હતો કે એ પોતે ગુપ્તપણે જૈનધર્મ પાળે છે એવી પણ શકા લેવાતી હીરવિજયસૂરિના પ્રસ્તાવથી અકબરે ૧૫૯૩ મા એક લખત કરી આપ્યુ ને તેમા ગુજરાતમાં આવેલા गिरनार शत्रुंजय અને आबु પર્વત ઉપરના, राजगारના (રાજગૃહીના) પચપહાડના, બિહારમા આવેલા पार्श्वनाथ (સમ્મેતશિખર)

પર્વત ઉપરના તથા બીજા શ્વેતામ્બર દેવાલયોને ધર્મસ્થાન તરીકે ઠરાવી આપ્યા બાદશાહે એ દેવાલયોની પાસે જીવહિંસાનો નિષેધ કર્યો, જૈનોને એમની પાસેથી ખુચવી લીધેલા એમના ગ્રંથો પાછા સોંપ્યા અને તે ઉપરાંત બીજી અનેક રીતે કૃપાદૃષ્ટિ દેખાડી હીરવિજયના શિષ્ય विजयसेन સાથે અને खरतर ગચ્છના ગણધર जिनचन्द्र સાથે પણ અકબરને સમ્બન્ધ હતો जहांगीर બાદશાહે (૧૬૦૫-૧૬૨૭) તેવી જ રીતે जिनचन्द्रने તથા એમના શિષ્ય जिनसिंहने પોતાના દરબારમા તેડ્યા અને શત્રુંજયના રક્ષણ માટેનુ ફરમાન કાઢી આપ્યુ, વળી જિનસિંહને युगप्रधानનુ પદ આપ્યુ शाहजहांએ (૧૬૨૭-૧૬૫૮) પણ એવુ જ ફરમાન કાઢ્યુ, તેના પુત્ર (પ્રથમ ગુજરાતનો સુબો અને પછીથી એના ભાઈએ મારી ના ખ્યો ત્યાસુધી થોડોક સમય બાદશાહ) मुरादबक्शे તથા બાદશાહ औरंगज़ेबे (૧૬૫૯-૧૭૦૭) દરબારી ઝવેરી शांतिदास જૈનને શત્રુંજયનો પ્રદેશ, તેની બે લાખની આવક સાથે ઇનામમા આપ્યો એ જ રીતે अहमदशाहे (૧૭૪૮-૧૭૫૪) પારસનાથ પર્વત જગતશેઠ महताबरायने અને એના વારસોને આપ્યો કે જેથી જૈનો નિર્વિઘ્ને ત્યાની જાત્રાએ જઇ શકે[૫૪]

## હિન્દુ રાજ્ય નીચે જૈનો.

ઉપર જણાવ્યુ તેમ મુસલમાન રાજાઓના રાજ્યમા પણ જૈનો નિર્વિઘ્ને પોતાનો ધર્મ પાળી શકતા, ત્યારે મુસલમાન સત્તાથી અસ્પૃષ્ટ અને તેથી સ્વતન્ત્ર અથવા તો અર્ધસ્વતંત્ર હિન્દુ રાજાઓના રાજ્યમા જૈનો પોતાનો ધર્મ સ્વતંત્રતાએ પાળી શકે એ તો સહજ સ્વભાવિક છે બેશક તીર્થંકરના અનુયાયીઓનુ સખ્યાબળ અને તેમનુ મહત્ત્વ પ્રતિસ્પર્ધી શૈવો અને વૈષ્ણવો સાથેના વિગ્રહથી ઘટી તો ગયુ જ હતુ લેખો અને દેવાલયોથી પ્રમાણ મળે છે કે ભારતવર્ષના નૈઋત્ય પ્રદેશમા જૈન ધર્મના આશ્રયદાતા રાજાઓ મરી પરવાર્યા નહોતા મહાવીરના ધર્મને આશ્રય આપનાર ત્યારેય હતા, એ વાત શ્રવણબેલગોલની ગોમ્મટ પ્રતિમાનુ અનુકરણ દક્ષિણ કાનડામા બે સ્થાને થયુ છે

એ જ સાબિત કરી આપે છે कारकलमा રાજા वीरपाण्ड्ये ૧૪૩૨ મા અને वेनूरमा રાજા तिम्मराजे ૧૬૦૪ મા એ પ્રતિમા કરાવી હતી જોવા જેવી વાત તો વળી એ છે કે મૈસુરમા જૈનધર્મને ૧૬ મા સૈકાની અધવચ ખ્રિસ્તીધર્મ સાથે વિગ્રહમા ઉતરવુ પડયુ હતુ ૧૫૩૦ ના એક શિલાલેખમા લખ્યુ છે કે श्रीरंगनगरनो સુબો वेरिसीयत मा વટલાઇ ગયો હતો તેને સાધુ विद्यानन्दे તે ધર્મ છોડાવી દીધો [૫૫]

એમના મુખ્ય ધામ ગુજરાત ઉપરાન્ત બીજા પ્રદેશોમા પણ હતા ખાસ કરીને મધ્ય પ્રાન્તોમા અને રાજપુતાનામા પણ જૈનોનો પ્રતાપ વિશેષ હતો આ પ્રદેશોના રાજ્યોમા એ મોટા વેપારીઓ ને શરાફો હતા અને તે રીતે તેમની સત્તા ભારે હતી, વળી રાજ્યોમા મોટે અધિકારપદે પણ હતા જૈન સાધુઓ અલૌકિક જાદુ વિદ્યા જાણતા એમ મનાતુ, અને કહેવાય છે કે उपदेश रत्नाकरना અને બીજા ગ્રન્થોના લેખક मुनिसुन्दरसूरिએ (મરણ ૧૪૪૬) એક સ્તોત્ર ( सतिकर ) ના પાઠથી દુષ્કાળ અટકાવ્યો હતો તેમ જ सिरोहीમા તીડોના ઉપદ્રવથી કર્ષણનો થનારો નાશ અટકાવ્યો હતો

જૈન સઘના તે સમયના પ્રતાપને અને ધનને બળે કળાના પણ ઘણા કાર્ય થયા છે ખાસ કરીને તુવાર વશના રાજ્યકાળમા ( ૧૪૪૦–૧૪૭૩ ) ગ્વાલિયર પાસેના ખડક ઉપર તીર્થ કરની પ્રતિમાઓ નિર્માઈ હતી, दिलवदेवलનુ અને राणपुर( રાણકપુર )નુ દેવાલય ( બને ૧૫ મા સૈકામા ) બધાયુ હતુ અને રાજપુતાનામા કીર્તિસ્તમ્ભો બન્ધાયા હતા

ઉદેપુરના સિસોદિયા રાજાઓએ જૈનો ઉપર જે કૃપાદષ્ટિ દેખાડેલી, તે ઉપરથી રાજપુતાનાના હિદુ રાજાઓ તેમની સાથે કેવો સમ્બધ રાખતા તે જણાઇ આવે છે બહુ પ્રાચીન કાળથી મેવાડના રાણા એમને આશ્રય અને અનેક હક આપતા આવ્યા છે તેના બદલામા જૈનોએ પણ એ રાજ્યની નિમકહલાલ નોકરી કરી છે પ્રતાપસિહને સમ્રાટ અકબરની સેનાએ હરાવ્યો હતો અને એણે પોતે પોતાની નાસતી સેનાને વિખેરી નાખી હતી, તેવે

સમયે નવી સેના ઉભી કરવાને માટે એક જૈને એને પોતાનુ સર્વ ધન સોપ્યુ હતુ એથી પ્રતાપરાણો વિગ્રહ ચાલુ રાખવાને અને અન્તે વિજયી થવાને શકત બન્યો હતો ઉપકારવશ થઇને એ રાજાઓએ જૈનોને પણ ઘણા હક્ક બક્ષ્યા છે ૧૬૯૩ મા મહારાણા ગજસિંહે સનદ કરી આપી તેમા જૈનોની જમીન ઉપર પ્રાણી હિંસા કરવાનો નિષેધ કર્યો અને ઠગવ્યુ કે એમના પવિત્ર સ્થાનમા જે પ્રાણી જાય તેમને રક્ષણ આપવુ, અને જે પ્રાણી ઓને કસાઇખાને લઇ જવાના હોય, તેમને જ નહિ પણ જે ત્યાથી નાશી છુટી એમના રક્ષણ નીચે જતા રહ્યા હોય તેમને પણ રક્ષણ આપવુ બાકરોલના એક સ્તભ ઉપર મહારાણા જયસિંહે કોતરાવ્યુ છે કે ' ચોમાસામા ઉભરાઇ આવતા અનેક જન્તુઓનો નાશ થાય નહિ, એટલા માટે આષાઢી એકાદશીથી માડીને શરત્પૂર્ણિમા સુધીના ચોમાસાના ચાર મહિનામા કોઇએ તળાવનુ પાણી ઉલે ચવુ નહિ, ઘાણી ફેરવવી નહિ કે માટીના વાસણ ઘડવા નહિ '[૫૬]

જાણવા જેવુ છે કે ૧૫ મા સૈકામા પણ ઉત્તર ભારતમા જૈનધર્મનો પગ સ્થિર હતો नॉगराનો ( પજાબમા ) રાજા नरेन्द्रचन्द्र ૧૪૮૭ મા રાજ્ય કરતો હતો, તે એક પ્રકટ विज्ञप्ति પછી થોડા જ સમયમા જૈન થયો હતો[૫૭]

## સુધારા.

મુસલમાનોની મૂર્ત્તિપૂજા વિરોધના વલણને લીધે હિંદુઓમા પણ અનેક ધર્મસુધારકો ઉભા થયા તેઓએ મૂર્તિપૂજા વિરૂદ્ધ પ્રચણ્ડ વિરોધ ઉઠો કર્યો એવા પુરૂષોમા कबीर ( ૧૪૭૦ ના અર સામા ), नानक ( ૧૫૦૦ના અરસામા ) અને दादु ( ૧૫૭૫ ના અરસામા ) એ મુખ્ય હતા, તેમણે ઉત્તર ભારતમા પ્રબળ વિરોધ ઉઠાવ્યો અને પોતપોતાના અલગ સમ્પ્રદાય સ્થાપ્યા, એ સમ્પ્રદા યોએ મૂર્તિપૂજા વિરૂદ્ધના સુદ્રાલેખવાળા પોતાના વાવટા ઉડતા કર્યા

તે સમયે જૈનોમા પણ મૂર્તિપૂજા વિરૂદ્ધ કોલાહલ મચાવ નાર ઉભા થયા અમદાવાદમા શ્વેતામ્બર પથનો लोंकाशा નામે

પ્રસિદ્ધ વેપારી (લહીયો) હતો એ ૧૪૫૧-૫૨ મા ગ્રન્થોની વ્યવસ્થા રાખવાને એક મન્દિરમા જતો આવતો કાળે કરીને ખવાઇ ગયેલા એક ગ્રન્થ ઉપર એની નજર પડી એનો સમૂળો નાશ ન થઈ જાય એટલા માટે એ ગ્રન્થની બીજી પ્રત કરાવી લેવાની એને જરૂર લાગી એ મન્દિરનો વહીવટ તે વેળાએ જ્ઞાનજી નામે સાધુના હાથમા હતો, તેમની પાસે એણે એ ગ્રન્થ માગી લીધો, જ્ઞાનજીએ ત્યારપછી બીજા ગ્રન્થો પણ એને આપ્યા લોંકાશાએ એ ગ્રન્થોની નકલો કરાવી લીધી એ ગ્રન્થો વાચવાથી એને જણાયુ કે એ ગ્રન્થોમા તો તે સમયે મન્દિરોમા ચાલતી મૂર્તિપૂજા હતી જ નહિ, વળી જે આચારો તે વખતે જૈનધર્મમા પળાતા તેમાના પણ અનેક એ ગ્રન્થો પ્રમાણે ધર્મસમ્મત નહોતા આથી એણે વિશેષ સંશોધન કરવા માડયુ અને નકલ કરવા જે ગ્રન્થો એણે આણેલા, તેમાના ઘણા સૂત્રોની નકલ પોતાને માટે કરી લીધી એ બધા ગ્રન્થોના સંશોધનથી એ એવા નિર્ણય ઉપર આવ્યો કે અપભ્રષ્ટ થયેલા જૈનધર્મમા સુધારો કરવો અને તેને પાછો પોતાના શુધ્ધ સ્વરૂપમા આણવો બેશક જ્ઞાનજીને તો એ ફેરવી શકયો નહીં અને બીજા અનેક સાથે એણે એ વિષે વાતો કરી, પણ કોઇએ એને સમ્મતિ આપી નહિ, છતા આખરે એ પોતાનુ ધાર્યું કરી શકયો, કારણ કે શત્રુંજયની જાત્રા કરીને એક સઘ અમદાવાદ થઇને જતો હતો તેને એણે પોતાના મતનો કરી નાખ્યો પણ જ્યા સુધી આચાર્ય થઈ શકે એવો સાધુ કોઇ મળે નહિ ત્યા સુધી નવો સમ્પ્રદાય સ્થાપી શકાય નહિ માણજી નામે એક શ્રાવક આ સમ્પ્રદાયનો સાધુ થયો, એટલે એ સંકટ ટળ્યુ અને ૧૪૬૭મા એ પોતે પણ સાધુ થયો लोंकानो ( लुंकानो ) અથવા તો लुम्पाकना ગચ્છનો એ પ્રથમ ગણધર થયો ને ત્યારપછી એના શિષ્યો એ પદે આવ્યે ગયા

પછીથી લોંકામતમા પણ ભાગવિભાગ પડી ગયા સુરતનો એક જૈન સાધુ થઈ ગયેલો તે वीरना પુત્ર लवजीએ વળી લોંકામતમા સુધારો કરવા ધાર્યુ એણે જોયુ કે લોંકાઓ ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે બરાબર ચાલતા નથી એણે નવો સમ્પ્રદાય સ્થાપ્યો

ને સમય જતા એ સમ્પ્રદાય એવો પ્રસર્યો કે તે લોકામતના ધર્મ-સિધ્ધાન્તોનો રક્ષણકર્તા થઇ પડ્યો ૧૬૫૩ મા સ્થપાયેલો આ સમ્પ્રદાય ગુજરાતમાના અનેક શ્રાવકોને પોતાના શિષ્ય બનાવી શક્યો ને ઢુંઢિયા ( શોધનાર ) સમ્પ્રદાયને નામે પ્રસિધ્ધ થયો એ નામ માનપ્રદ છે ઢુંઢિયા પોતાને સ્થાનકવાસી કહે છે, કારણ કે ધર્મના સર્વ વ્યવહાર મન્દિરમા નહિ, પણ સ્થાનકમા ( ઉપાશ્રયમા ) કરે છે સંખ્યામા આજે સ્થાનકવાસીઓને દિગમ્બરો મળીને મૂર્ત્તિપૂજક શ્વેતામ્બરો જેટલા લગભગ છે અને તેથી જૈનધર્મના ત્રીજા સમ્પ્રદાય જેવો એમના સમ્પ્રદાયને ગણી શકાય છતાયે એ સ્થાનકવાસીઓ પોતાને શ્વેતામ્બર જ માને છે, કારણ કે થોડાક મતભેદને બાદ કરતા ઘણી રીતે એ શ્વેતામ્બરોને મળતા છે એ સમ્પ્રદાય ૩૨ ધર્મગ્રન્થોને ( સૂત્રોને ) માને છે લોકાએ તો ૩૧ને જ સ્વીકાર્યા હતા, વ્યવહારસૂત્રને એણે બાતલ માન્યુ હતુ પણ ત્યારપછીના સ્થાનકવાસીઓ એને પ્રમાણભૂત માને છે ધર્માચારમા તો સ્થાનકવાસીઓ શ્વેતામ્બરોથી અનેક રીતે ભિન્ન છે તેઓ મૂર્ત્તિપૂજાને માનતા નથી, મન્દિર રાખતા નથી ને જાત્રા ઉપર પણ બહુ શ્રદ્ધા રાખતા નથી એમનામા વળી પાછી શાખાઓ છે ને તે સાધુજીવન અતિશય પ્રબળભાવે પાળવાનો આગ્રહ રાખે છે

લોકાએ અને ત્યારપછીના એના સમ્પ્રદાયવાળાઓએ માત્ર મૂર્ત્તિપૂજા સમ્બન્ધે જ નહિ, પણ એકદરે આચારવિચાર સમ્બન્ધે સુધારો કરવાના પ્રયત્ન કર્યા એ સમ્પ્રદાયના વિરોધીએ એના નવા આચારવિચાર સામે ગમે એટલો કોલાહલ કર્યો, પણ જૈન ધર્મમા ઠેઠ નીચેથી ઉપર સુધી સુધારો કરવાની જરૂર છે એનો સ્વીકાર કર્યા વિના તો એમને છુટકો ન જ થયો, કારણ કે વખત વહેતા સાધુઓના શાસનમા અને નિયમનમા ધીરે ધીરે શિથિલતા આવી ગઇ હતી મહાવીરે યોજેલા ૬૯ સૂક્ષ્મવ્રત બહુ શિથિલતાએ પળાતા, અને કેટલાક વિષયમા તો એ વ્રતની વિરૂદ્ધ જ આચરણ

થતા હતા ચાતુર્માસ સિવાયની બીજી ઋતુમા એક સ્થાને લાબા વખત સુધી રહેવાનો જે નિષેધ હતો, તેનુ ઉત્થાપન થયુ હતુ અપરિગ્રહનુ વ્રત બરાબર પળાતુ નહોતુ, સાધુઓ અનેકવાર સસારના મોહમા તણાતા, મન્દિરોનો કબજો કરી બેસતા અને પોતાની ધાર્મિક ફરજો ચૂકતા ઘણા ય ઉપાશ્રયના ગણધરો શકરાચાર્યની અને બીજા હિન્દુ આચાર્યોની પેઠે હાથીએ અને સુખપાલોએ ચઢીને વિહરતા, અનુચરો અને સેવકો રાખતા અને શ્રાવકશિષ્યો તરફથી દાનનુ અતુલ ધન વિલાસમા ઉડાવતા આ સ્થિતિની સામે વિરોધ કરવાનો પ્રયત્ન અનેક અન્તર્દર્શી નેતાઓએ કરેલો, પણ એમને જોઇએ એટલા અનુયાયીઓ નહિ મળેલા ૧૭ મા સૈકામા ગુજરાતના શ્વેતામ્બરોમા જડવાદ બહુ ભરાઈ ગયેલો જણાય છે, એથી સામાન્ય રીતે સર્વત્ર શિથિલતા અને નિરકુશતા વ્યાપી ગઇ ઉચી ભાવનાએ અને શુદ્ધ ધર્મે પ્રેરાયેલા પુરૂષોએ પોતાના શિષ્યોના સબળ દળ બાધ્યા અને તેમણે સાધુજીવનની ઉચ્ચ ભાવનાઓ પાછી લાવવાના પ્રયત્ન કર્યા પ્રાચીન અને સૂક્ષ્મ સાધુવ્રતને ફરી સ્થાપવા જે પુરૂષોએ સબળ પ્રયત્ન કર્યા, તેમા આ મુખ્ય છે आनन्दघन, सत्यविजय, विनयविजय અને यशोविजय (૧૬૨૪-૧૬૮૮) છેલ્લા બેએ તો ગ્રન્થો લખીને પણ પોતાના પ્રયાસ અનેક રીતે સફળ કર્યા વિનયવિજયે लोकप्रकाश લખ્યો ને તેમા જૈનધર્મના સર્વે વિષયોના સિદ્ધાન્તોનો સમાવેશ કર્યો યશોવિજયે ગુજરાતીમા અને સસ્કૃતમા સોએક ગ્રથ લખીને નામના કાઢી આ આચાર્યોને અનુસરનારા સાધુઓએ કેશરીઆ વસ્ત્ર પહેર્યા ને એ રીતે શ્વેત વસ્ત્ર પહેરનારથી જુદા પડ્યા આજે પણ એ सवेगी સમ્પ્રદાયનો સઘ છે અને પોતાની આદર્શ જીવન ચર્યાને કારણે અત્યન્ત માન પામે છે

તેવી જ રીતે દિગમ્બરોમા પણ અનેક ફેરફાર થઇ ગયા છે સાધુઓએ દિગમ્બર રહેવુ એવુ પ્રખર શાસન ઈ સ ના પહેલી સહસ્રાબ્દિના છેલ્લા સૈકાઓમા શિથિલ થઈ ગયુ હતુ, એમ એ સમયના લેખકોની સખ્ત ફરિયાદો ઉપરથી જણાઇ આવે છે

મુસલમાનોએ દિગમ્બર યતિઓની ઉપર જુલમ ગુજાર્યો ને તેથી વિનાવસ્ત્રે ફરવુ એમને અશકય થઇ પડ્યુ ત્યારપછી તેના મુનિઓ પણ લોકસમાજમા ભળવા લાગ્યા, તેથી પણ વસ્ત્ર પહેરવાનો રિવાજ પડ્યો એ રિવાજને वसन्तकीर्त्तिના (૧૨૦૦ ના અરસામા) લેખકે અનુમોદન આપ્યુ છે જે દિગમ્બરો એને અનુસર્યા, તેઓ विश्व (विश–અથવા विस– ) पथी, એટલે કે સર્વ સામાન્ય, સરળ પથને અનુસરનારા કહેવાયા પ્રાચીન સખ્ત મતને માનનારા તે આ રિવાજની વિરુદ્ધ થયા, એવો વિરોધ કરનારમા મુખ્ય पंडित बनारसीदास હતા, તેમણે ૧૬૨૬ ના અરસામા આગ્રામા तेरापन्था નામે સમ્પ્રદાયની સ્થાપના કરી [૬૦]

## વર્ત્તમાન સ્થિતિ.

રાજકીય જુલમોના અને વિરોધી ધર્મોના ત્રાસના વિઘ્ન બ્રિટિશ રાજ્યકાળમા ન હોવાથી જૈનો પોતાના ધાર્મિક આચારો સ્વતંત્રતાએ પાળી શકે છે જૈનો પ્રાચીનકાળથી પ્રસિદ્ધ વેપારીઓ તો હતા જ, તેમા વળી અંગ્રેજી રાજ્યે શાન્તિ ને વ્યવસ્થા દેશમા સ્થાપી તથા વેપારના સાધનો વધાર્યા, તેથી જૈનોની સ્થિતિ સુધરી ને વેપારીઓ ધનાઢ્ય થયા ભૂતકાળના જૈનોનુ અનુકરણ કરીને મોટા મોટા શેઠીઆએ અને શરાફોએ મોટા મોટા દાન આપીને તીર્થંકરો પ્રત્યે શ્રદ્ધાભાવ પ્રદર્શિત કરવામા અને દયા ધર્મ કરીને સત્કર્મ સંચી લેવામા કશી પાછી પાની કરી નથી શેઠ હઠીસિંહે ઇ સ ૧૮૪૮ મા અમદાવાદમા ૧૫ મા તીર્થંકર ધર્મનાથનુ શ્વેત મર્મરનુ મોટુ દેવાલય બન્ધાવ્યુ, તેમજ બીજા અતિ મૂલ્યવાન મકાનો છેલ્લા સૈકામા બન્ધાયા છે, તે એ સંઘની ધનશાલિતા અને દાનવૃત્તિનુ પ્રમાણ છે

બહારનો આવડો મોટો પ્રતાપ છતા સંઘનુ સંખ્યાબળ ધીરે ધીરે ઘટતુ જાય છે આ વસ્તુસ્થિતિને ખોટી કહી શકાય એમ નથી, અને સર્વજ્ઞે પોતે જ એવી ભવિષ્યવાણી ભાખી હતી એવા ખ્યાલથી આ વસ્તુસ્થિતિ સંબધે જૈનો પોતે પણ ખેદ કરે

છે મહાવીરના ધર્મના અનુયાયીની સખ્યા ઓછી થવાનુ મુખ્ય કારણ તો એ છે કે અનેક જૈનો હિંદુ થઇ જાય છે લોકો જૈન ધર્મના સિદ્ધાન્તોનુ સાચુ સ્વરૂપ બહુ ઓછુ જાણે છે, અને ધર્મના ગ્રન્થ તથા બીજા પ્રમાણભૂત ગ્રન્થનુ વાચન તો વળી એથી ઓછુ કરે છે જૈનધર્મની અને હિંદુધર્મની કેટલીક ધર્મક્રિયાઓ અને દેહ તથા આત્મા, પુનર્જન્મ અને કર્મ આદિ ઉપરના સિદ્ધાન્તો સહેજસાજ ભેદ બાદ કરતા લગભગ સરખા જ છે, ત્યારે જૈન હોઇએ તો ય શુ ને ન હોઇએ તો ય શુ એમ પણ ઘણા માને છે હિન્દુ આચાર વિચારનો સ્વીકાર કરવાથી, વળી હિન્દુ દેવતાઓની પૂજાનો પણ સ્વીકાર કરવાથી અને તેમના પર્વો પાળવાથી બ્રાહ્મણોના અને જૈન મુનિઓના ધર્મ વચ્ચેના ભેદની રેખા ધીરે ધીરે ઝાખી થતી જાય છે અને તેથી અનેક જૈનોની ધર્મભેદની લાગણી નરમ પડતી જાય છે ને વસ્તિપત્રકને પ્રસગે પોતાને જૈન નહિ, પણ હિન્દુ લખાવે છે ભારતવર્ષના છેલ્લા કેટલાક વસ્તિપત્રકના આકડા નીચે આપ્યા છે તે ઉપરથી આ રીતે જૈનોની વસ્તિ કેટલી ઝડપે ઘટતી જતી જાય છે તે જણાશે

| | | |
|---|---|---|
| ૧૮૯૧ | ૧૪ ૧૬ ૬૩૮ | જૈનો |
| ૧૯૦૧ | ૧૩ ૩૪ ૧૪૮ | ,, |
| ૧૯૧૧ | ૧૨ ૪૮ ૧૮૨ | ,, |
| ૧૯૨૧ | ૧૧ ૭૮ ૫૯૬ | ,, [૬૧] |

પ્રથમ સાધુઓએ અને ત્યારપછી છેલ્લા જમાનામા શ્રાવકોએ પણ જૈનધર્મની આ અવનતિ અટકાવવાના પ્રયત્નો કરવા માડ્યા છે આગળ જણાવેલા યશોવિજયને માર્ગે અનુસરનારા વિજયાનન્દ આ દિશાએ પ્રયત્ન કરનાર શ્વેતામ્બર સાધુઓમા મુખ્ય હતા તે આત્મારામજીને ( ૧૮૩૭-૧૮૯૭ ) નામે પ્રસિદ્ધ છે, એમણે પોતાના સઘમા કઠોર નિયમન પાછુ પ્રવર્તાવ્યુ છે એટલુ જ નહિ સાથે સાથે સાહિત્યપ્રદેશમા પણ મહત્ત્વનુ કાર્ય કર્યું છે એમણે લોકશૈલીમા અનેક ગ્રન્થો લખ્યા છે, અને એમ કરીને જૈન સિધ્ધાન્તોના પ્રચારનુ ક્ષેત્ર વિશાળ કર્યું છે આપણા સમયમા આચાર્ય

विजयधर्मसूरिએ ( १८६८-१९२२ ) જૈન સિધ્ધાન્તોના પ્રચાર માટે પ્રબળ પ્રયાસો કર્યા છે આ પ્રતાપી પુરુષનુ પૂર્વાવસ્થાનુ નામ મૂલચન્દ હતુ, કાઠિયાવાડમા મહુવા ગામે એમનો જન્મ થયો હતો અને ૧૯ વર્ષને વયે આચાર્ય वृद्धिचन्द्रजीના ઉપદેશથી દીક્ષા લીધી હતી શાળાની એમની કાર્યવાહીથી તો એમના માબાપ અને શિક્ષકો નિરાશ થયેલા, પણ એમની ધીશક્તિ અને ખતથી પછી એમના બધા સહાધ્યાયીઓ કરતા આગળ નીકળી ગયેલા કાઠિયાવાડમા, ગુજરાતમા, રજપુતાનામા, નગરોમા અને ગામડામ સદ્ધર્મનો ઉપદેશ આપતા ઉઘાડે પગે ને ઉઘાડે માથે વિચર્યા બ્રાહ્મણો નાસ્તિક કહીને જૈનોનો તિરસ્કાર કરે છે, પ્રાચીન બ્રાહ્મણ ધર્મના મુખ્ય ધામ કાશીમા બ્રાહ્મણોનો એ તિરસ્કાર એમણે જીતી લીધો ને ત્યા જૈનપાઠશાળા તથા જૈન પુસ્તકાલય સ્થાપ્યુ ત્યારપછી એ બિહારમા ને બગાળમા વિચર્યા અને ૧૯૧૧ મા પાછા ગુજરાતમા આવીને એમણે પાલીતાણામા यशोविजय जैन गुरुकुल સ્થાપ્યુ વળી પાછા ત્યારપછી સયુક્ત પ્રાન્તોમા અને રજપુતાનામા વિચર્યા અને જોધપુરમા પ્રથમ જૈન સાહિત્ય પરિષદ ભરી એમ સતત પોતાના પ્રયાસો કરતા કરતા એમણે ૧૯૨૨ મા દેહ ત્યાગ કર્યો વિજયધર્મસૂરિનુ કાર્ય માત્ર સગઠનના ને લોકવ્યવહારના જ ક્ષેત્રમા સંકોચાઈ રહ્યુ નહોતુ, સાહિત્યના પ્રદેશમા પણ હતુ એમણે સસ્કૃતમા, ગુજરાતીમા અને હિન્દીમા અનેક ગ્રન્થ લખ્યા છે અને એમા જૈનધર્મના તાત્ત્વિક અને નૈતિક વિષયોનુ અતિ સ્પષ્ટ અને ઉન્નત પ્રકારનુ નિરૂપણ બતાવ્યુ છે વળી અનેક ગ્રન્થોનુ અને લેખોનુ એમણે સશોધન અને સરક્ષણ કર્યુ છે, તે ઉપરથી ઇતિહાસનુ અને શિલ્પશાસ્ત્રનુ એમનુ જ્ઞાન કેવુ વિશાળ હતુ અને એમની વિવેચના બુધ્ધિ કેવી તીક્ષ્ણ હતી એનુ પ્રમાણ મળી આવે છે વળી એમણે અનેક સસ્કૃત અને પ્રાકૃત ગ્રન્થોને નાશ પામતા બચાવવા એકઠા કર્યા, અને પોતે જ સ્થાપેલા यशोविजय जैन ग्रन्थमालामा છપાવી પ્રકટ કર્યા તેમજ પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોનો ऐतिहासिक राससग्रहमा સગ્રહ કર્યો ભારતના તેમજ યુરોપના લગભગ સર્વે જૈન સંશોધકો

સાથે તેમનો અવિરત પત્રવ્યવહાર ચાલતો અને તેમને અગમ્ય અને કઠણ પ્રશ્નો ઉકેલી આપીને તથા પુસ્તકો અને લેખો મોકલીને તેમના અભ્યાસમા સહાયતા આપતા આ ગ્રન્થનો લેખક પણ અનેક ઋણે એમનો ઋણી છે મદદવાડથી એ પ્રતાપી પુરૂષનો અત અકાળે આવ્યો, પણ એમનુ જીવનકાર્ય એમના શિષ્ય આચાર્ય विजयेंद्रसूरि એમને જ અનુસરીને આગળ ધપાવી રહ્યા છે [६२]

સ્થાનકવાસીઓમા સાધુ रत्नचन्द्र બહુ માનાસ્પદ ગણાય છે એ કાઠિયાવાડમા ભરોડામા જન્મેલા પરણ્યા પછી ત્રણ વર્ષે એમના પત્ની મરણ પામ્યાથી ૫૬૨ વર્ષની વયે એમણે સસાર છોડ્યો એમણે સસ્કૃતમા અને ગુજરાતીમા ઘણા ગ્રથ લખ્યા છે અને केशरीचद भडारीએ તૈયાર કરેલો अर्धमागधी શબ્દ કોશ પ્રકટ કર્યો છે

જૈનો પોતાના ધર્મમા રહે અને એમનામા એકતા બળ જામે એને વિષે પ્રયત્ન કરવાની જરૂર ગયા સૈકાના છેલ્લા દશકાથી ખુદ શ્રાવકોને પણ સમજાઇ છે [६३] राजचन्द्र रवजीभाइ (૧૮૬૮–૧૯૦૦) मोरबी રાજ્યના ઝ્હીશ હતા, ધર્મે સ્થાનકવાસી જૈન અને ધધે ઝવેરી હતા પોતાની માતૃભાષામા કવિ તરીકે એમણે નામના મેળવી હતી અને તે कविને નામે જ ઓળખાતા વાડાપાડાના ભેદ તરફ દૃષ્ટિ નહિ રાખતા સમસ્ત જૈનધર્મના હિતને માટે સૌ જૈનોએ સાથે મળીને પ્રયાસો કરવા, એ વિચારને સૌથી પ્રથમ અને મહત્ત્વનુ સ્થાન એમણે આપ્યુ

ભેગા મળીને સૌએ પ્રયાસો કરવા એ વિચારને વ્યવહારિક સ્વરૂપ પ્રથમ દિગમ્બરોએ આપ્યુ ૧૮૯૩ મા એમણે भारतवर्षीय दिगम्बर जैनमहासभा સ્થાપી, અને તેનુ મુખ્ય ધામ (મધ્ય પ્રાન્તોમા) खुरईमा રાખ્યુ ૧૯૦૩ મા શ્વેતામ્બરોની પહેલી કોન્ફરન્સ મારવાડમા ભરાઇ, અને તેનુ મુખ્ય ધામ મુબઇ ઠર્યુ ૧૯૦૬ મા સ્થાનકવાસીઓએ પહેલી કોન્ફરન્સ ભરી અને તેનુ મુખ્ય ધામ અજમેર ઠરાવ્યુ આ બધી કોન્ફરન્સોનો હેતુ એક જ પ્રકારનો છે દરેક સમ્પ્રદાયના અનુયાયીઓએ એકઠા થવુ અને હિન્દુઓના, મુસલમા

નોના તેમજ ખ્રિસ્તિ-પાદરીઓના આક્રમણથી ધર્મનુ રક્ષણ કરવુ કઈક અશે કૉન્ફરન્સોના અને કઈક અંગે એ કૉન્ફરન્સોને અનુસરનારા સ્થાનસ્થાનના મડળોના તેમજ સભાઓના વિવિધ પ્રયત્નો દ્વારા એ હેતુ પાર પાડવાની ધારણા છે દેશી તેમજ અગ્રેજી ભાષામા વર્તમાનપત્રો તથા માસિકો તેમજ ચોપડીઓ અને ચોપાનીયા પ્રગટ કરવામા આવે છે પ્રાચીન ગ્રન્થો છપાવવામા આવે છે, પુસ્તકાલયો સ્થાપવામા આવે છે, પડિતોને અને વિદ્યાર્થીઓને આશ્રય આપવામા આવે છે, શાળાઓ અને ઉપદેશકો તૈયાર કરનારી સસ્થાઓ સ્થાપવામા આવે છે, મદિરોનો જીર્ણોધ્ધાર કરાવવામા આવે છે, વિધવાશ્રમો, અનાથાશ્રમો, પાંજરાપોળો વગેરે હિતકારી સસ્થાઓ સ્થાપવામા આવે છે અથવા તો ચલાવવામા આવે છે

સમસ્ત ભારતવર્ષના સમસ્ત જૈન સપ્રદાયોને એકત્ર કરવાના પ્રયત્ન માટે ઇ સ ૧૮૯૯ મા Jain young men's association સ્થપાયુ ને ૧૯૧૦ મા એણે પોતાનુ નામ भारत जैन महामण्डल રાખ્યુ પરસ્પર લડતા સમ્પ્રદાયોમા એકતા સ્થાપવી અને ઉન્નતિને માટે ઉપાય યોજવા એ હેતુઓ આ મડળે અગ્રપદે રાખ્યા છે એ મડળનુ મુખપત્ર Jaina Gazette છે અને તે મદ્રાસથી પ્રકટ થાય છે ઇદોર રાજ્યના ઉંચા અધિકારી જગમદરલાલ જૈનીની યોગ્ય આગેવાની નીચે એ મડળ ઘણુ સારૂ કામ કરી શક્યુ છે ૧૯૧૩ ના ડીસેમ્બરની ૨૭ મી તારીખે એ મડળની ભરાયેલી સભામા પ્રોફેસર યાકોબીને जैनदर्शन दिवाकरનુ પદ આપ્યું હતુ એવુ એ સભાના નિવેદનપત્ર ઉપરથી જણાય છે

ઉપર જણાવેલા મડળો પોતાના ધારેલા અમુક હેતુએ જૈન ધર્મના સમસ્ત પ્રદેશમા કાર્ય કરી રહ્યા છે, ત્યારે વળી બીજા કેટલાક મડળો અમુક નાના કે મોટા કાર્યક્ષેત્રમાજ રહીને ધર્મની સેવા કરી રહ્યા છે મુબઇનુ શ્રી जीवदयाज्ञानप्रसारक फंड જીવરક્ષા કરવાને અને અનાહારનો ઉપદેશ કરવાને હેતુએ કાર્ય કરે છે એ મડળમા જૈનેતર લોકો પણ છે, દેશી ભાષાના તેમજ ઇગ્લેણ્ડ અને અમેરિકાથી આણેલા પુસ્તકોનો અને ચોપાનીઆનો એ

મંડળો ખુબ પ્રચાર કરે છે, અને દેશના રાજા મહારાજાઓને ને શેઠ શાહુકારોને યજ્ઞમાં પશુ હોમવા વિરૂદ્ધ અરજીઓ કરે છે *Jain Students association* જેવાં મંડળો કેળવાયેલા જૈનોને સંગઠિત કરવાના પ્રયત્ન કરે છે અને Jaina Ladies Associsiton સ્ત્રીઓને જૈનધર્મમાં રસ લેતી કરે છે ઈ સ ૧૯૧૧ માં મીરતમાં સ્થપાયેલો ऋषभ ब्रह्मचर्याश्रम સાધુભાવનાઓ પ્રચારવાનો પ્રયત્ન કરે છે કાશીનું *स्याद्वादविद्यालय* અને એવી બીજી સંસ્થાઓ સંસ્કૃત અને પ્રાકૃત વ્યાકરણનું, ન્યાયનું અને તત્ત્વશાસ્ત્રનું જ્ઞાન પ્રચારવાનો ઉદ્યમ કરે છે યુરોપિયન પદ્ધતિએ જૈન સંશોધન કરવાને માટે પણ અનેક યોજનાઓ થઇ છે, પાલીતાણાનો जैन विद्याप्रसारक वर्ग, અમદાવાદની जैन विद्याशाला यशोविजय जैन ग्रन्थमाला, रायचन्द्र जैन शास्त्रमाला सनातन जैन ग्रन्थमाला, વગેરે શ્રેણિમાં પ્રાચીન જૈન ધર્મના પુસ્તકો સંશોધાય છે અને છપાય છે* એવા મંડળોને शठ देवचन्द लालभाइ जवेरी शठ मनसुखभाइ भगुभाइ વગેરે શ્રીમન્તો તરફથી ધનની સહાયતા મળે છે વળી ધર્મગ્રન્થોના અભ્યાસમાં ઉપયોગી થઇ પડે એવા ગ્રન્થો Jaina Religion Cyclopoedia, Illustrated ardha magadhi Dictionary, अभिधान राजेन्द्र જેવા કોષો પણ ધનવાનોની સહાયતાથી પ્રસિધ્ધ થઇ શકયા છે Bibliotheca Jainica અને Sacred Books of the Jainas નામે અંગ્રેજીમાં કરવા ધારેલા અનુવાદો અંગ્રેજી વાચકોને બહુ ખપ લાગશે Sacred Books of the Jainasમાં બે શ્રેણિ રાખવાની યોજના છે એકમાં શ્વેતામ્બરોના ગ્રન્થો લેવાશે, બીજામાં દિગમ્બરોના મહાવીરના ધર્મના જ્ઞાનનો પ્રચાર કરવાને અને નવા જૈન કરવાને હેતુએ જૈનોની કલમે અંગ્રેજીમાં લખાયેલા પુસ્તકોની સંખ્યા પણ નાનીસૂની નથી એવી રીતે પુસ્તકો લખી પ્રકટ કરનાર થોડાક પ્રસિધ્ધ લેખકોના નામ આપુ जगमदरलाल जैनी

---

* ભાવનગરખાતે શ્રી જૈનધર્મ પ્રસારક સભા અને શ્રી જૈન આત્માનંદ સભા આ સબંધમાં ઘણો પ્રયાસ કરે છે પુષ્કળ સંખ્યામાં ગ્રંથો બહાર પાડ્યા છે ૪૬ ને ૨૬ વર્ષોથી જૈન માસિક કાઢે છે આ હકીકતથી લેખક અજાણ હોવાથી તે નામ આપવામાં આવ્યા નથી

पी सी नहार, ए बी लठ्ठे, रिग्खदास जैनी, हिराचद लीलाचद मनेरी, चम्पतराय जैन, उ दी बरोडिया, केशरीचन्द भडारी, माणेकचन्द जैनी, बनारसीदास जैन અને विद्वान् मुनि जिनविजय વળી જૈનો પોતાના સાહિત્ય પ્રયાસો બીજી રીતે પણ સફળ કરે છે તેઓ जैन साहित्य समेलन વારવાર ભરે છે, ૧૯૧૩ મા એ સમેલન જોધપુરમા ભરાયાની વાત તો પૃ ૭૭ ઉપર કહી છે જ, તેમજ વળી Jain Literature Society ૧૯૧૦ મા સ્થપાઈ છે, તેનુ મુખ્ય ધામ લડનમા છે અને ભારતમા એની શાખાઓ છે, તે મડળ જૈન સાહિત્યના સશોધનનુ કાર્ય કરે છે અને પોતાના પુસ્તકો અગ્રેજીમા છપાવે છે

ઉપર જણાવ્યુ તે પ્રમાણે જૈનો પોતાના ધર્મની ઉન્નતિને માટે પોતાના દેશમા જ પ્રયાસો કરી રહ્યા છે એમ જણાશે, પરતુ એ એટલેથી જ અટકયા નથી, પણ ભારત બહારના લોકોને પણ એ ધર્મમા રસ લેતા કરવાને અગ્રેજી ભાષામા ભાષણો કરતા થયા છે આવો એક પ્રસગ ગયા સૈકાના છેલ્લા દશકામા બનેલો તે વખતે શિકાગોમા જગધ્ધર્મોનો મહા સઘ ( Parliament of the world Religion ) ભરાયો જૈનોએ પોતાના ધર્મનો પ્રચાર કરવા પોતાના પ્રતિનિધિને એ સઘમા અમેરિકા મોકલ્યો સઘના અધ્યક્ષે ( પૃ ૭૯ મા જણાવેલા ) સાધુ આત્મારામજીને ત્યા તેડાવવા આમત્રણ આપ્યુ હતુ, પણ ધર્મશ્રધ્ધાળુ હિન્દુઓ તેમજ જૈન સાધુઓ कालापाणीने ઓળગવાનો નિષેધ માને છે, તેમ એ પણ માનતા આથી તે એ આમત્રણને સ્વીકારી શકયા નહિ, અને પોતાને બદલે પોતાના યુવાન પ્રતિનિધિ वीरचन्द राघवजी गांधीने ( જન્મ ૧૮૬૪ ) મોકલ્યા એમણે અનેક રીતે પોતાના સહધર્મીઓના હિતને માટે પરિશ્રમ કર્યો છે આત્મારામજીને હાથે પોતાના કાર્યને માટે તૈયાર થઇને વીરચદ શિકાગો ગયા અને સઘની સભાઓમા પોતાનો શ્રમ સફળ કરી બતાવ્યો ( ૧૮૯૩ ) સઘની સભાઓની સમાપ્તિ થયા પછી એમણે અમેરિકાના અનેક નગરોમા પ્રવાસ કર્યો, ત્યા જૈન ધર્મ વિષે ભાષણો આપ્યા અને Gandhi Philosophical Society

સ્થાપી પછી એ ઇંગ્લેણ્ડ ગયા, ત્યા પણ અનેક સભાઓમા ભાષણ આપ્યા પછી પાછા ૧૮૯૫ મા એ દેશમા આવ્યા અહીં એમણે સજીવન કરેલા હેમચન્દ્રાચાર્ય વર્ગમા અગ્રેસર ભાગ લીધો ૧૮૯૬ મા વળી પાછા એ અમેરિકા ગયા, ત્યાથી ઇંગ્લેણ્ડ ગયા ને ત્યા સાથે સાથે કાયદાનો અભ્યાસ પણ કર્યો પછી જૈનોએ પોતાના અમુક હિતકાર્યમા અમુક પ્રસગનો લાગ સાધી લેવાને એમને બોલાવ્યા, તેથી પાછા એ દેશ આવ્યા ત્યા થોડો વખત રહ્યા પછી વળી પાછા ઇંગ્લેણ્ડ ગયા તે ઠેઠ ૧૯૦૧ સુધી ત્યા રહ્યા તે વર્ષમા એ દેશ આવ્યા ને આવ્યા પછી એ જ અઠવાડિયામા ૭ મી ઓગસ્ટ ૧૯૦૧ને દિવસે મુબઇમા મરણ પામ્યા [૬૪]

ગાધીએ ઇંગ્લેણ્ડમા પ્રયાસ કર્યાને પરિણામે ત્યાના લોકમા જૈનધર્મ વિષે જિજ્ઞાસા પેદા થઇ એટલુ જ નહિ, પણ એ ધર્મના ત્યા અનુયાયી પણ થયા હર્બર્ટ વાૅરન ( Herbert Warren ) નામે અગ્રેજે ગાધીને પ્રયાસે મહાવીરના ધર્મનો સ્વીકાર કર્યો, એટલુ જ નહિ પણ ગાધીએ આપેલા વિચારોને આધારે *Jainism in western robe as a solution of the great life-ridde* નામે નાનુ પુસ્તક પ્રકટ કર્યું વારને બીજા થોડાક લોકને પણ જૈનધર્મમા આણ્યા જૈનધર્મને માટે અનેક રીતે પરિશ્રમ ઉઠાવનાર પ્રસિદ્ધ જગમદરલાલ જૈની થોડો વખત ઇંગ્લેણ્ડમા રહ્યા હતા તેનો લાભ ઉઠાવીને ૨૪ મી ઓગસ્ટ ૧૯૧૩ ને દિને વારને લડનમા *Mahavira Brotherhood* સ્થાપન કરી, પશ્ચિમમા જૈનધર્મનુ ધામ સ્થાપવુ અને મહાવીરના સિદ્ધાન્તોનો પ્રચાર કરવો એ એ મડળનો હેતુ છે એ મડળમા હજી સુધી તો ચાર 4 ( Herbert Warren alexander Gorden, mrs. Ltel Gorden, Louis D sainter ) જ સભાસદો છે[૬૫] અને પશ્ચિમમા જૈનભાવનાને એ કેટલુ સ્થાન અપાવી શકશે એ તો હજી હવે જોવાનુ છે, છતા યે એ ઉપરથી એટલી વાત તો સિદ્ધ થાય જ છે કે તીર્થંકરોના અતિ પ્રાચીન ધર્મમા એવી આશ્ચર્યજનક જીવનશક્તિ છે કે તે આજને સમે પણ પરદેશમાય નવા શિષ્યો બનાવી શકે છે

# ૩ અધ્યાય.

## ગ્રન્થો

### પૂર્વકથન.

સર્વ કાળે જૈનોએ સાહિત્યના ક્ષેત્રમા પુષ્કળ કાર્ય કર્યું છે જૈન લેખકો મોટે ભાગે ધાર્મિક શ્રેણિના હતા, ચાતુર્માસમા વિહાર કરવાનો જૈન સાધુઓને ખાસ નિષેધ છે, તે સમયે તેઓ એક સ્થાને રહીને લખતા, વળી હેમચન્દ્ર અને એવા બીજા જૈન ઇતિહાસમા પ્રખ્યાત થયેલા પ્રતાપી પુરૂષો એક સ્થાને રહેતા, તે પણ ગ્રન્થો લખતા લેખકો મોટે ભાગે ધાર્મિક શ્રેણિના હતા, તેને પરિણામે ગ્રન્થો પણ મોટે ભાગે ધાર્મિક શ્રેણિના લખાયા છે અને વળી ભારત સાહિત્યના ઇતર ક્ષેત્રોમા જે વિષયો ઉપર ચર્ચા થઈ છે, તે વિષયો ઉપર આ લેખકોએ પણ ચર્ચા કરી છે આ ધ્યાત્મિક ભાવનાઓ, ધાર્મિક કથાઓ, શિલ્પશાસ્ત્ર અને તીર્થંકરના સ્તોત્રો એ સાહિત્ય મુખ્યત્વે છે તે ઉપરાંત વિજ્ઞાનશાસ્ત્ર, કાવ્યો, વાર્તાઓ, નાટકો તેમ જ લેખો વગેરે સામાજિક વિષયના ગ્રન્થો દ્વારા પણ યથાશક્ય ધર્મને પોષણ આપ્યુ છે

ભારતની જુદી જુદી-આર્ય તેમજ આર્યેતર, દ્રાવિડિયન-ભાષાઓ અને ઉપભાષાઓમા જૈનસાહિત્ય લખાયુ છે ઇંડો-આર્ય ભાષાના વિકાસક્રમના ત્રણ પગથીઆ આપણે જાણીએ છીએ તે નીચે પ્રમાણે છે

૧ પ્રાચીન અથવા સસ્કૃત

૨ માધ્યમિક અથવા પ્રાકૃત અને અપભ્રશ

૩ અર્વાચીન અથવા ભાષા

જૈનોએ એ ત્રણે કાળની ભાષાઓનો ઉપયોગ કર્યો છે અનુમાને કલ્પી લેવાય કે સૌથી પ્રાચીન ગ્રન્થો સસ્કૃતમા લખાયા હશે,

પણ એમ નથી, એ કાળના ગ્રન્થો પ્રાકૃતમા લખાયેલા છે ત્યારે સસ્કૃત અને પ્રાકૃત વચ્ચે પરસ્પર સબધ કેવો છે એ વિષે બે બોલ કહીએ

ભારતપ્રવાસી આર્યોની સૌથી પ્રાચીન ભાષાઓના નમુના રૂપે ઋગ્વેદના મત્રો છે અને છતાયે એમા જે ભાષા વપરાઇ છે તે બેશક એમની રચનાના કાળમા પ્રજાજનમા ચાલતી લોક ભાષા તો નહિ જ પણ એ માત્ર કાવ્યભાષા જ છે, બ્રાહ્મણ આચાર્યો વાપરતા તે ભાષા છે આર્યગોત્રોમા રોજ બોલાતી ભાષાઓને પોતાની સાહિત્ય કથાને બળે એમણે સસ્કાર આપ્યા એ લોકભાષાઓને એક બીજા સાથે સબધ હતો, છતા તેમાયે કઇક કઈક ભેદ તો હતો જ એ અતિ પ્રાચીન ગ્રન્થના ૧૦ મા મડલમા તેમ જ બીજા વેદોમા અને વળી ક્રિયાકાણ્ડનુ નિરૂપણ કરનાર ब्राह्मण ગ્રન્થોમા, આત્મા-પરમાત્મા વિષે વિચાર કરનાર आरण्यकોમા અને उपनिषदोમા અને નૈતિક વિષયો સબધે ચર્ચા કરનાર सूत्रોમા એ ભાષાનો વિકાસ થયો આ ગદ્ય ગ્રન્થોની સસ્કૃત ભાષાને પ્રખ્યાત વૈયાકરણી पाणिनिએ ( ઇ પૂ ૪ થુ સૈકુ ? ) વ્યાકરણથી બાધી લીધી અને એવુ અવિચળ સ્વરૂપ આપ્યુ કે તે હજી આજેય જેવી ને તેવી જ છે કાવ્યોની અને સાહિત્યની ભાષા મોટે ભાગે આ જ સસ્કૃત ભાષા છે એથી બેશક એની શુદ્ધિ તો સચવાઇ જ રહી છે, પણ લોકભાષાઓથી દૂર ને દૂર થતી ગઇ છે અને થોડાક પડિતો જ વાપરી શકે ને સમજી શકે એવી ઉંચી થઇ ગઇ છે

વેદના સમયની લોકભાષા પણ બ્રાહ્મણોએ પોતાના ધર્મ ગ્રથોમા વાપરેલી ભાષાથી અનેક રીતે જુદી હતી આમ આપણે સ્વીકારવુ જોઇએ કે અતિ પ્રાચીનકાળથી સાહિત્યની વિશિષ્ટ ભાષા અને લોકમા બોલાતી પ્રાકૃત ભાષા, એમ બે ભાષાઓ સાથે સાથે જ પ્રવર્ત્તતી હતી હ યાકોબી[1] એ સમ્બન્ધે આમ કહે છે

વૈદિક સસ્કૃત ભાષાથી ભિન્ન આવી કોઇ લોકભાષા મૂળ પ્રાકૃત ભાષા હતી તેના પ્રબળ પ્રમાણુ મળી આવે છે સસ્કૃત

ભાષાના ઉચ્ચારણના નિયમથી કેવળ જુદા પ્રકારના ઉચ્ચારણના સ્વરૂપો અનેક પ્રાકૃત ઉચ્ચારણ સ્વરૂપો વેદમા છે, વેદના મત્રો બધાયા, તે સમયે પજાબમા બોલાતી મૂળ–પ્રાકૃત ભાષાના અનેક શબ્દો તે મત્રોમા લેવાયા છે ડૉક્ટર પિટરસન સાચુ જ કહે છે[2] કે બોલનાર લોકને સમજાય નહિ એવા ભાષાના ફેરફાર વૈદિક ઋષિઓએ કર્યા હોય અને એવી રીતે પ્રાકૃતભાષા ઉભી થઇ હોય એમ તો માની શકાય જ નહિ, અર્થાત વૈદિક સસ્કૃત ભાષામાથી ભાષાશાસ્ત્રને સ્વાભાવિક નિયમે વિકાસ પામીને પ્રાકૃત ભાષા ઉત્પન્ન થાય એ તો સભવતુ નથી પણ પ્રાકૃત ભાષાના સશોધનથી એવુ સિદ્ધ થાય છે કે એનુ મૂળ નથી તો વેદની સસ્કૃત ભાષામા કે નથી સાહિત્યની સસ્કૃત ભાષામા એ રાબધે જે વાકરનાગલ ( Wackernagel )[3] આમ કહે છે વૈદિક ભાષાથી સ્વતત્ર, પણ ઈંડો–ઇરાનિયન ભાષામાથી વિકાસ પામેલી લોકભાષાઓ ભારતવર્ષમા ખરૂ જોતા હતી જ, એના પ્રમાણ મધ્યકાળના સ્મારકોમા સચવાઇ રહેલી ભાષામાથી અનેક અને સ્પષ્ટ રીતે મળી આવે છે

લોકભાષાઓ વિકાસ પામીને જેમ જેમ આગળ ચાલતી ગઇ અને એકવાર સમીપની, પણ સાહિત્યને પ્રતાપે સ્થિર અવિચળ થઇ ગયેલી સસ્કૃત ભાષાને પાછળ મૂકી અલગ માર્ગે દૂર થતી ગઇ, તેમ તેમ એ બે ભાષાઓ વચ્ચેનો ભેદભાવ વધતો ચાલ્યો, સાથે સાથે બને ભાષાઓ વાપરનાર પડિતોને માટે સસ્કૃત ભાષા રહી અને સસ્કૃત સમજી શકનાર પણ બોલી નહિ જાણનાર લોકસમૂહને માટે પ્રાકૃત ભાષા થઇ ત્યારે હવે સમજી શકાય છે કે ક્રાઇસ્ટપૂર્વેના પ મા સૈકામા પડિતવર્ગના આચાર્યોની સામે વિરોધ કરીને સમસ્ત જનસમૂહને માટે મુક્તિનો માર્ગ ખુલ્લો કરવા નવા ધર્મોદ્ધારકોએ પોતાના ઉપદેશમા અગમ્ય સસ્કૃત ભાષાનો નહિ પણ લોકભાષાનો ઉપયોગ કર્યો મહાવીરની જન્મભૂમિ મગધમા જે ભાષા બોલાતી તેનુ નામ માગધી હતુ આ ભાષા સસ્કૃત ભાષાથી મુખ્યત્વે કરીને ત્રણ અગમા જુદી પડે છે र નો ल અને स નો श થાય છે અને પ્રથમા એક વચનને છેડે अस ને બદલે ए આવે છે જૈન ગ્રન્થોમા જે ભાષા વપરાઇ છે તેમા આમાનો છેલ્લો જ ભેદ

સ્વીકારેલો છે, એટલે કે અર્ધો જ ભેદ સ્વીકારેલો છે, તેથી એને અર્ધમાગધી કહે છે શુદ્ધ માગધીથી આમ એ જુદી પડેલી ભાષાનો ઉપયોગ મહાવીરે કર્યો હતો એમ સર્વ જૈનગ્રન્થો સ્વીકારે છે માગધી ભાષામાથી ઉત્પન્ન થયેલી, પણ બીજી ભાષાઓના પણ તત્ત્વો સ્વીકારેલા એવી મિશ્રભાષા તે આ અર્ધમાગધી બધા સ્થળના અને તેથી પોતાની જન્મભૂમિના સીમાપ્રાન્તોમા પણ વસતા લોકોને ઉપદેશ આપવાને હેતુએ મહાવીરે આ મિશ્રભાષાનો ઉપયોગ કરેલો આના જેવા બીજા દષ્ટાન્તો નથી જ એમ નથી આજે પજાબમા ઉપદેશકો પજાબી અને હિદી ભાષાઓની મિશ્ર ભાષામા ઉપદેશ આપે છે[૪] કથિત પરપરા એવી છે કે મહાવીર જે બોલેલા તે જ ભાષામા શ્વેતામ્બર ગ્રન્થો લખાયા છે, પણ એ ગ્રન્થોમા વપરાયેલી ભાષાનુ સ્વરૂપ જોતા તો અનેક સૈકા પછીની એ લોકભાષા છે, અને તેથી અર્ધમાગધી નથી ખરી રીતે તો એ ભાષા માગધીને નહિ, પણ મહારાષ્ટ્રીને વધારે મળતી આવે છે, અને તેથી યુરોપિયન સશોધકોએ એને જૈનપ્રાકૃત એવી વિશિષ્ટ સજ્ઞા આપી છે જૈનોએ ભાષાને સામાન્ય રીતે आर्ष એટલે ઋષિની ભાષા કહે છે અને માને છે કે એ દેવોની ભાષા છે, અને એ પ્રકૃતિમાથી સસ્કૃત અને બીજી બધી ભાષાઓ ઉત્પન્ન થઇ છે

બહુ પ્રમાણમા જૈનોએ મહારાષ્ટ્રીનો ઉપયોગ કર્યો છે ભારતને પશ્ચિમ કાંઠે આજના મરાઠાઓના પ્રદેશમા–મહારાષ્ટ્રમા એ ભાષા બોલાતી બધી સાહિત્ય પ્રાકૃત ભાષાઓમા મહારાષ્ટ્રી મોખરે છે અને બ્રાહ્મણ કવિઓએ પણ પોતાના કાવ્યોમા એ ભાષાનો ઉપયોગ કર્યો છે જૈનોએ તો પદ્યમા જ નહિ, પણ ગદ્યમા અને શાસ્ત્રગ્રન્થોની ટીકામા પણ એ ભાષાનો ઉપયોગ કર્યો છે

દિગમ્બરોએ પોતાના ગદ્ય ગ્રન્થોમા ભાષા ફેરવી છે, તે પછી ના કાળમા લખાયેલા શ્વેતામ્બરોના શાસ્ત્રગ્રન્થોને કઇક મળતી આવતી દેખાય છે, છતા યે મહત્ત્વના વિષયમા ( ट નો ड લખ વામા ) એ શૌરસેનીને વધારે મળતી આવે છે, આર પિશલ (R Pischel) આ પ્રાકૃતને જૈન શૌરસેની કહે છે હ યાકોબીને[૬]

મતે આ ભાષાનુ મૂળસ્થાન હિંદુસ્થાન અને પંજાબ હતુ, અને એ પ્રદેશમા એ ભાષા એક વાર બોલાતી પણ ખરી

અપભ્રંશને ભારતના કેટલાક વૈયાકરણો પ્રાકૃતનુ ઉપાંગ માને છે, ત્યારે કેટલાક એને સંસ્કૃત અને પ્રાકૃતની માથે સ્વતંત્ર ભાષા માને છે, સાચી રીતે તો પ્રાકૃતની અને અર્વાચીન ભાષાઓની વચ્ચેની એ સાંકળ છે કેટલાક જૈનોએ એમા પણ કવિતાઓ લખી છે, પણ ૧૦–૧૨ મા સૈકામા રચાયેલા થોડાક ગ્રન્થોને આધારે જ અપભ્રંશ સાહિત્ય સંબંધે આપણે જે કંઈ જાણીએ છીએ તે જ જાણીએ છીએ

સમસ્ત જનસમૂહ પોતાના શાસ્ત્રો સમજી શકે એ હેતુએ જૈનો પોતાના ગ્રન્થ સંસ્કૃતમા નહિ, પણ પ્રાકૃતમા લખતા પણ સમય જતા પ્રાકૃત ભાષાઓએ પણ સાહિત્ય ભાષાઓનુ એવુ વિશિષ્ટ સ્વરૂપ ધારણ કર્યું કે લોકને સમજાતી બંધ થઇ ગઇ, વળી શાસ્ત્રીય ઉપયોગને માટે સંસ્કૃત ભાષાએ સમસ્ત ભારતમા એવુ મહત્ત્વનુ સ્થાન લીધુ કે જૈનોએ પણ એ ભાષા વાપરવાનુ યોગ્ય માન્યુ

દિગમ્બરોએ તો બહુ પૂર્વેથી જ સંસ્કૃત ભાષામા લખવા માંડયુ હતુ શ્વેતામ્બરોએ પોતાના ટીકાગ્રન્થોમા સંસ્કૃતનો જ ઉપયોગ કર્યો છે, પ્રથમ હરિભદ્ર (ઇ સ ૭૫૦ ના અરસામા) ટીકા લખવામા સંસ્કૃતનો ઉપયોગ કર્યો, હરિભદ્રની પૂર્વે માત્ર થોડા જ ગ્રન્થો સંસ્કૃત લખાયા હોય એમ જણાય છે જૈન લેખકોની સંસ્કૃત ભાષા ભિન્ન પ્રકારની છે, કેટલાક લેખકો શુદ્ધ અને વ્યાકરણના નિયમને અનુસરીને સંસ્કૃત ભાષા લખવાનો પ્રયત્ન કરે છે, ત્યારે બીજાઓ, જનસમૂહ પોતાનુ લખ્યુ સમજી શકે એટલા માટે, પોતાના ગ્રન્થોમા લોકભાષાના પ્રયોગોના પણ ઉપયોગ કરે છે

પ્રાકૃત ભાષાઓના વિકાસમાથી ધીરે ધીરે આજે ભારતમા બોલાતી અર્વાચીન ભાષાઓ થઇ ઇ સ ના બીજા સૈકાની શરૂઆતથી આ ભાષાઓ સાહિત્યને યોગ્ય બની હતી પ્રથમ તો

એમણે પ્રાકૃતને પાછળ હડસેલી દીધી ને પછી સસ્કૃતના સર્વોત્તમ પદ સામે પણ માથુ ઉચકયુ અને પરિણામે આ ભાષા, ઉપરની શ્રેણિના શિષ્ટ લોકોની ભાષા રૂપે જે ઉચ્ચ પદે હતી તે પદેથી ખસી પડી છે હવે તો માત્ર થોડાક પડિતો જ સસ્કૃત ભાષા બોલી શકે એમ છે અને થોડાક શિષ્ટ લોકો, એને સરળતાથી સમજી શકે એમ છે, ને તેમની સખ્યા પણ ઓછી થતી જાય છે

અર્વાચીન ઈંડો-આર્ય ભાષાઓ અનેક છે અને તેમને એક મેકને સબન્ધ હોવા છતાયે તેમનામા બહુ ભિન્નતા છે એ ભાષા ઓમા પજાબી રાજસ્થાની, હિન્દી બિહારી આસ્યા બગાળી, ગુજરાતી અને મરાઠી એ મુખ્ય છે અને એકદરે ૨૩ કરોડ જણ એ ભાષાઓ બોલે છે એમાની રાજસ્થાની, હિન્દી અને ગુજરાતી જૈનસાહિત્યને માટે મહત્ત્વની છે આ બધી ભાષાઓની અન્ય સ્થાનિક વિભાષાઓ પણ અનેક છે એ બધી ભાષાઓ વિકાસનિયમે ક્રમેક્રમે આજ સુધી ઉતરી આવી છે એમાની કેટલી પ્રાચીનરૂપે આજે પણ સાહિત્યના ઉપયોગમા લેવાય છે ખરી, પણ રોજના વ્યવહારમા બોલાતી નથી

ભારતવર્ષની આર્યેતર ભાષાઓમા દક્ષિણની દ્રાવિડિયન ભાષાઓ જૈનધર્મને કારણે ને હેતુએ મહત્ત્વ પામી છે ૬૦ મા પાના ઉપર જણાવ્યુ છે એમ જૈનોએ એ ભાષાનો બોલવામા જ નહિ, પણ સાહિત્યમા ય ઉપયોગ કર્યો છે કાનડીનો ઉપયોગ કરનાર અતિ પ્રાચીન કવિઓ જૈનો હતા, કાનડી સાહિત્યમા જૈન ધર્મનુ ઉચુ સ્થાન ઇ સ ૧૨ મા સૈકા સુધી જળવાઇ રહ્યુ તે સમયથી નવા ઉત્પન્ન થયેલા લિગાયતધર્મે સાહિત્યક્ષેત્રમા જૈનોની સામે શીંગડા કરવા માડ્યા, અને છતા યે ત્યારપછી લાબા કાળ સુધી જૈનોએ કાનડી સાહિત્યને પ્રખ્યાત લેખકો આપ્યા છે તામિલ ભાષાના સાહિત્યના ઇતિહાસમા પણ જૈનોનુ એ જ સ્થાન હતુ, તામિલ સાહિત્યના અનેક ગમ્ભીર ગ્રન્થો જૈનોની લેખણે લખાયા છે આ પ્રદેશમા પણ શૈવ વૈષ્ણવ ધર્મના આક્રમણથી જૈનધર્મને પાછા પગલા જેમ જેમ ભરવા પડતા ગયા, તેમ તેમ તેના સાહિત્યને પણ સકોચાના જવુ પડયુ

ભારતવર્ષના સીમાપ્રાન્તોમા બોલાતી ઇરાનિયન અને મોગો લિયન ભાષાઓનો ઉપયોગ જૈન સાહિત્યમા કદાપિ થયો નથી ભારતમા બ્રિટિશોનુ રાજ્ય થયા પછી અંગ્રેજી ભાષાઓનો પ્રચાર ખૂબ થયો છે અને આ નવા જુગમા જૈનો પણ પોતાના સાહિ ત્યમા એનો ઉપયોગ કરે છે, પણ તે પ્રાચીન સાધનોને આધારે પોતાના સિદ્ધાન્તોને નવીન રીતે ચર્ચવામા કે વિવાદ કરવામા કે સામિયકોમા લેખો લખવામા જ મોટે ભાગે એનો ઉપયોગ કરે છે

હિન્દુઓ અને બૌદ્ધોની પેઠે જૈનો પણ અતિ પ્રાચીન કાળથી શ્રુતિપરપરાદ્વારા સાચવીને પોતાના ધર્મગ્રન્થોને ઉતારી લાવ્યા છે સૌથી પ્રાચીન લખાણ આપણા જાણ્યા પ્રમાણે ૪૩ મા પાના ઉપર જણાવેલા શિલાલેખ છે એ લેખો ઈ પૂ ૭ જા સૈકા સુધી જવા જાય છે એ કાળના હસ્તલેખો તો મળી આવતા નથી, કારણકે ભારતવર્ષની ગરમ હવા લખેલા તાલપત્રો ને લાબુ આયુષ ભોગવવા દે એવી નથી એટલે પરિણામે જૈનગ્રન્થો સબધના જે બધા હસ્તલેખો આજે જોઇએ છીએ તે બહુ પછીના કાળના છે, ૧૪ મા સૈકાના હસ્તગ્રન્થો પણ મોટે ભાગે આજે વિરલ થઇ ગયા છે ભારત વર્ષમાથી મળી આવેલા પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થો ૧૧ મા સૈકાના છે, ભારતના એથીયે પ્રાચીન હસ્તલેખો નેપાલમાથી, પૂર્વ તુર્કસ્થા નમાથી અને જાપાનમાથી અનેક મળી આવ્યા છે, અને એમાના કેટલાક તો ઇ સ ૧ લા સૈકા સુધીના જેટલા જુના છે આ અતિ પ્રાચીન હસ્તગ્રન્થો બૌદ્ધ ધર્મના છે ઉમરમા એમની સ્પર્ધા કરી શકે એવા જૈન હસ્તલેખો હજી તો મળી આવ્યા નથી

જૈનો દેવનાગરા પૂર્વેની, તેને મળતી અને તેમાથી અપભ્રશ પામેલી લિપિ પોતાના ગ્રન્થોમા વાપરતા, દક્ષિણ ભારતની ભિન્નભિન્ન લિપિઓ પણ વાપરતા, મુસલમાનોએ દેશને જીતી લીધો ત્યાર- પછી ગ્રન્થોની નકલો કરતા ફારસી–આરબી શબ્દોએ દબાઈ ગયેલી હિંદીમા એટલે કે ઉર્દુમા આરબી લિપિનો વખતે ઉપયોગ કરતા અને આજના નવીન જુગમા લૅટિન લિપિનો પણ ઉપયોગ કરે છે

પત્થર અને ધાતુના પતરા ઉપર લેખો કોતરવામા આવતા ભોજપત્ર ઉપર, લાકડાના પાટીયા ઉપર, તાલપત્ર ઉપર અને કાગળ ઉપર લેખો લખવામા આવતા કાગળ તો મુસલમાનોએ એ દેશમા આણેલા કાગળ ઉપર લખેલ સૌથી પ્રાચીન ગ્રથ आवश्यक सूत्र છે ને તે ઇ સ ૧૧૩૨ મા લખાયેલો છે, એમ જી બુઇલર માને છે

લખાણની સ્વચ્છતામા અને શુદ્ધતામા જૈન હસ્તલેખો *બીજાઓના કરતા ચઢી જાય છે અનેક રગની શાહીનો ઉપયોગ* તેમા કરેલો હોય છે, અનેક પુસ્તકોમા નાના ચિત્રો ચીતરવાનો લેખકનો શોખ પણ એમા તરી આવે છે, એક એક પુસ્તકમા અનેક લબચોરસ પાના હોય છે, તેને એકબીજા ઉપર ગોઠવે છે, પછી તેમની ઉપર નીચે મજબુત ઢાકણુ (પાટલી) મૂકે છે અને પછી તે સૌને એક સાથે દોરીએ બાધે છે પ્રાચીન ગ્રન્થોના (તાડપત્રના) પાનામા વચગાળે ઘણુ કરીને કાણુ પાડવામા આવેલુ હોય છે, તેમા થઇને દોરી પરોવે છે અને પછી એના અમુક પાના અમુક રીતે બાધી દે છે

ગયા સૈકાથી આજ સુધી હજી કેટલાક જૈન ગ્રન્થો એ પ્રાચીન હસ્તલેખોને સ્વરૂપે છપાય છે, પણ હવે મોટે ભાગે તો યુરોપીયન પદ્ધતિએ છપાવા ને બધાવા માડ્યા છે

જૈનો પૂર્વ કાળથી સાહિત્યના આશ્રયદાતા હતા અને ધર્મ ગ્રન્થોની નકલો કરાવવામા પુણ્ય માનતા, તેથી જૈન હસ્તગ્રન્થોનો મોટો સગ્રહ સચવાઇ રહ્યો છે, અને છાપખાના નીકળ્યા પછી તો થોકેથોકે જૈન ગ્રન્થો પ્રસિદ્ધ થવા લાગ્યા છે મન્દિરોમા અને ઉપાશ્રયોમા મોટા મોટા सरस्वती भाण्डागार હોય છે ( એને આજે માત્ર भण्डार કહે છે ) અણહિલવાડ પાટણના ભણ્ડારો વિષે યાકોબી આમ લખે છે[૭]—

" જે ભાણ્ડારો મે જોયા તે ઉત્તમ સ્થિતિમા હતા, અમુક સખ્યામા ગ્રન્થોને બાધ્યા હતા અને તેમા જન્તુ ન પડે એવા પદાર્થો મૂકયા હતા ( પૂર્વે એ હેતુએ ઘોડાવજના ટકડા મૂકતા )

તેમને મજબુત પેટીઓમા ગોઠવ્યા હતા, અને સૌથી સુકી જગાએ એ પેટીઓને મૂકી હતી સઘવાયપાડા ના ભાણ્ડારમા ૩૮૪ પ્રાચીન તાલપત્રો ઉપર લખેના ગ્રન્થો છે, તેની પણ બનતી કાળજી લેવાતી મે જોઇ બીજી જગાએ ઉપાશ્રયમા ગ્રન્થોનો જે સગ્રહ મે જોયો તે પણ ઉત્તમ રીતે જળવાતો જોયો ગ્રન્થોને ઘણા મજબુત સુતરાઉ કપડામા વીંટીને સભાળથી બાધ્યા હતા, જેથી એ ગ્રંથોનો ઉપયોગ કરવામા પણ કઇક શ્રમ પડે ”

વિશાળ જૈન સાહિત્યના ગ્રંથોની વિગતવાર માહિતી આપવાનો પ્રયત્ન કરવા જતા તો પાનાના પાના ભરાઇ જાય, એટલે હુ તો સર્વ સામાન્ય અને અતિ મહત્વના ગ્રંથોની અહીં નોધ લઇશ જૈન સાહિત્યનો ઇતિહાસ આપવો એ તો સાહિત્યોના અનેક સાધનો ના આપણા અપૂર્ણ જ્ઞાને કરીને હજી અશક્ય છે વળી એવુ કાર્ય તો એની વિશાળતાને કારણે અને એને પહોચી વળવાની અશક્તિને લીધે આ ગ્રન્થની યોજના બહારનુ છે જેને વધારે વિગતવાર હકીકત જોઇતી હોય તે એમ વિંટરનિટ્સના Geschichte der indischen Literatur ગ્રથમાથી Die heiligen Texte der Jainas વાળા અધ્યાય ભાગ ૨ જા ( પૃ ૨૮૯--૩૫૬ ), Essai de Bibliographie jain મા આપેલી વિગત અને જે એન ફર્કવારે ( J n Farquhar ) કાળક્રમે ગોઠવેલો ઉપયોગી સગ્રહ outline of the Religions Literature of India જુએ

---

## ૧ શાસ્ત્રગ્રન્થો

---

### શાસ્ત્રની ઉત્પત્તિ.

જૈનોને મતે ધર્મના સિદ્ધાન્તો પ્રથમ તીર્થંકર ઋષભદેવના સમયથી જ સત્તામા આવ્યા હતા, અમુક તીર્થંકરોના સમયમા ધર્મની ઉન્નતિ થઇ ત્યારે ધર્મગ્રન્થો મોજુદ હતા, વચ્ચે ( તીર્થંકરોના વચગાળાના સમયમા ) સિદ્ધાન્તો લુપ્ત થતા ત્યારે ગુપ્ત રહેતા, પણ વળી દરેક તીર્થંકરના સમયમા પાછા ફરી નવે રૂપે પ્રકટ થતા

જુના મતના જૈનોમા એવી કથા ચાલે છે કે બધા તીર્થં કરોના સમયના ધર્મગ્રન્થો ખરી રીતે તો એકસરખા જ હતા (અને તેથી તીર્થંકરોની જીવનકથાઓ પણ મહત્ત્વના બધા વિષયોમા એક સરખી જ હતી, માત્ર નામ જ સૌના જુદા હતા)

પૂર્વના તીર્થંકરોના સિદ્ધાન્તોની પેઠે મહાવીરના સિદ્ધા તો પણ કેટલાક ગ્રન્થોમા ગોઠવાયા હતા એમના ગણધર શિષ્યોએ ભાવિ જૈનોને માટે એ સિદ્ધાન્તો ૧૨ અગમા, અને તેમાથી છેલ્લા અગના ૧૪ પૂર્વમા ગોઠવ્યા એક કથા પ્રમાણે તો એ ગણધરોએ શ્રી મહાવીર સ્વામીના ઉપદેશને પ્રથમ ૧૪ પૂર્વમા ગોઠવ્યો અને પછી તેને વિસ્તારીને અગ બનાવ્યા આ અને બીજા ગ્રન્થોને આધારે રચાયેલુ શાસન મહાવીર પછી તરતના શિષ્યોએ સઘના આચારમા સારી રીતે પાળ્યુ, પણ એ શાસન *ગ્રન્થોનો કેટલોક ભાગ પાછળથી કાળબળે અસ્તવ્યસ્ત થઇ ગયો*

શ્વેતામ્બરોને મતે ગ્રન્થોને નવેસરથી વ્યવસ્થિત કરવાને માટે ઇ સ ૩૦૦ ના અરસામા પાટલીપુત્રમા સઘ મળ્યો, (પૃ ૩૯ જોશો) તે પ્રસગે એમ જણાયુ કે છેવગ્ના મુખ્ય ગ્રન્થો–૧૨ અગ ગ્રન્થો, તેમાના ૧૪ પૂર્વગ્રન્થો સમેત–પ્રમાણભૂત સ્થિતિમા યાદ રહ્યા નહોતા ભદ્રબાહુને એ ગ્રન્થોનુ સારી રીતનુ જ્ઞાન હતુ, પણ એ તે સમયે સઘમા હાજર હતા નહિ, કેમકે એ તો તે સમયે નેપાળમા બાર વરસનુ તપ તપવા ગયા હતા એમને સઘમા તેડી લાવવાને સઘે બે સાધુ મોકલ્યા ભદ્રબાહુએ જણાવ્યુ કે મારાથી અત્યારે પાટલીપુત્ર અવાય એમ નથી, પણ તેને સ્થળે તે સમયે જો કોઈ શિષ્યો આવે તો તેમને બધા પૂર્વ શીખવુ તેથી એમની પાસેથી પૂર્વ શીખી આવવાને સઘે ૫૦૦ સાધુ સાથે સ્થૂલભદ્રને મોકલ્યા બીજા સાધુઓ આ શીખવાને અશકત નિવડ્યા, તેથી સ્થૂલભદ્રે એકલાએ ૧૪ પૂર્વ શીખી લીધા, પણ સઘને એ બહુ કામ ન લાગ્યા, કારણકે ગુરૂએ એમને છેલ્લા ચાર પૂર્વ બીજા કોઇને શીખવવાનો નિષેધ કર્યો હતો આમ આટલો બધો શ્રમ લીધા છતા શાસ્ત્રગ્રન્થો અધુરા રહ્યા આવી અપૂર્ણ સ્થિતિમા સ્થૂલ

ભદ્ર પછી સાત પુરૂષ સુધી તે ઉતરી આવ્યા પછી એ ૧૦ પૂર્વનુ જ્ઞાન પણ લુપ્ત થયુ, પણ બાકીના ગ્રન્થો તો હતા જ, તેમને વીર સવત ૯૮૦ મા દેવર્દ્ધિને પ્રમુખપદે વલ્લભીપુરમા મળેલા સઘે નવેસરથી છેવટના વ્યવસ્થિત કર્યા અને પહેલી જ વાર લિપિબદ્ધ કરી લીધા ( કારણ કે ત્યા સુધી બધા ધર્મગ્રન્થ શિષ્યપરપરાથી શ્રુતિથી ઉતરી આવતા હતા ) મથુરામા સ્કન્દિલને પ્રમુખપદે (વીર સવત ૯૯૩ મા ?) મળેલા સઘે એ ગ્રન્થોને છેવટના પુસ્તકારૂઢ કર્યા શ્વેતામ્બરોને મતે એમના આજના ગ્રન્થો એ સઘમા જે રૂપે વ્યવસ્થિત થયા તે જ રૂપે છે

શ્વેતામ્બરોની પેઠે દિગમ્બરો પણ માને છે કે ૧૪ પૂર્વના છેલ્લા જ્ઞાતા ભદ્રબાહુ હતા એમના ગયા પછી વખત જતે ધીરે ધીરે બારમુ અગ તેમજ એના ૧૪ પૂર્વ જે સાચા શાસ્ત્રો હતા, તે લુપ્ત થઇ ગયા ભદ્રબાહુની પછી પણ ૧૧ પુરૂષ સુધી ૧૧ અગ ને ૧૦ પૂર્વ સચવાઇ રહ્યા હતા ત્યારપછીના ૫ પુરૂષ સુધી ૧૧ અગ જ રહ્યા ને ત્યારપછીના ૪ પુરૂષ સુધી આચારાંગ રહ્યુ બીજી કથા પ્રમાણે આ ચાર પુરૂષોના સમયમા ૧૦ મુ, ૯ મુ, ૮ મુ અને ઘણુ કરીને ૭ મુ અગ હતુ, અને ત્યારપછી પાચ પુરૂષો એક અગ જાણતા એમાના છેલ્લા બેએ પુષ્પદન્તેઅનેભૂતવલ્યાચાર્યે શાસ્ત્રગ્રથો લિપિબદ્ધ કરી લીધા, પણ એમ કર્યા છતા ય ગ્રથો બચી શકયા નહીં આ વર્ણન પ્રમાણે ૧૧ અગના છેવટના જ્ઞાતા મહાવીરના નિર્વાણ પછી ૪૩૬ મે વર્ષે અને ભૂતવલ્યાચાર્ય ૬૮૩ મે વર્ષે મરણ પામ્યા ગણાય [૧૦] ત્યારપછી મહાવીરે પ્રકટ કરેલુ જ્ઞાન અગ કે બીજા કોઇ પ્રમાણભૂત ગ્રથો ઉપરથી લિપિબદ્ધ થયુ નથી પણ એ લુપ્ત થઇ ગયેલા ગ્રંથોના પરોક્ષ જ્ઞાન ઉપરથી નવા ગ્રથો રચાયા છે

શ્વેતામ્બરો માને છે કે સાચા શાસ્ત્રો, જો કે સમ્પૂર્ણ સ્વરૂપમા તો નથી, તોય છે ખરા, પણ દિગમ્બરોને મતે તો સાચા શાસ્ત્રો કાયમના લુપ્ત થઇ ગયા છે અને શ્વેતામ્બરોના શાસ્ત્રો તે સાચા શાસ્ત્ર નથી પછીના સમયમા લખાયેલા ગ્રથોનો સમૂહ

એમના ધર્મને આધાર આપવા માટે પૂરતો મનાય છે, પણ તેમના કર્તાઓના હિસાબે એ ગ્રથો મુખ્ય નહિ પણ ગૌણ ગણાય

## ૫ શ્વેતામ્બર ગ્રથો.

અત્યારે છે એ હિસાબે શ્વેતામ્બરોના ૪૫ ગ્રન્થો (આગમો) છે, તેમાના કેટલાક ગદ્યમા છે, કેટલાક પદ્યમા છે નીચે જે હકીકત આપી છે, તે ઉપરથી એ ગ્રથોમાના વિષયોનો સહજ ખ્યાલ આવી જશે, દરેક ગ્રન્થમાના વિષયની વિગતવાર હકીકત આપવાનુ વચન શુબ્રિગે પોતાના Grundriss der Indo-arischen *Philologie und altertums kunde* ની ભૂમિકામા કયારનુ ય આપ્યુ છે આલ્બ્રેષ્ટ વેબરે પોતાના Indisehen studien ના ૧૬ મા અને ૧૭ મા ભાગમા Uber the heiligen schriphen der Jainas (૧૮૮૩-૮૫) નામના વિસ્તૃત પ્રકરણમા ઘણીક જાણવા જેવી હકીકતો આપેલી છે

મુખ્ય નામ સસ્કૃતમા આપેલા છે ને તેના પ્રાકૃત નામ કૌસમા આપેલા છે

### ૧ ૧૧ અગ

૧ *आचाराङ्ग (आयारांग)* એમા સાધુઓના આચાર વિષે વર્ણન છે

૨ सूत्रकृताङ्ग (सूयगडांग) એમા પણ સાધુઓના આચાર વિષે વર્ણન છે અને પરદર્શનીઓ સામેનો વિરોધ છે

૩ स्थानाङ्ग (ठाणांग) એમા જૈન ધર્મના મુખ્ય તત્વોની ગણના અને તેની વ્યાખ્યા આપેલી છે

૪ *समवायाङ्ग (સમવાયાગ)* એમા ઉપરના અગની જેવી હકીકત છે પણ તે આગળ ચલાવી છે

૫ व्याख्याप्रज्ञप्त्यङ्ग અથવા विवाहप्रज्ञप्ति ( विवाहपण्णत्ति ) એને ભગવતી પણ કહે છે એમા બધુ ધર્મજ્ઞાન સવાદોથી અને કથાઓથી ઉપદિશ્યુ છે

૬ ज्ञाताधर्मकथाङ्ग અથવા ज्ञातृधर्मकथाङ्ग (नायाधम्मकहाओ) એમા કથાઓથી અને ઉપમાઓથી ધર્મનો ઉપદેશ આપ્યો છે

૭ उपासकाध्ययनाङ्ग અથવા उपासकदशा (उवासगदसाओ) એમા જૈન ધર્મના ઉપાસકો (શ્રાવકો) અને પવિત્ર પુરૂષોની કથાઓ છે

૮ अन्तकृद्दशाङ्ग અથવા अन्तकृतदशा (अतगडदसाओ) એમા અતે કર્મનો ક્ષય કરનાર સાધુઓની કથાઓ છે

૯ अनुत्तरौपपातिकदशाङ्ग અથવા अनुत्तरौपपातिकदशा (अनुत्तरोववाइय दसाओ) એમા સર્વોચ્ચસ્વર્ગમા ગયેલા અચાર્યોની કથાઓ છે

૧૦ प्रश्नव्याकरणाङ्ग અથવા प्रश्नव्याकरणानि (पन्हावागरणाइ) એમા ધર્મના વિધિનિષેધ આપેલા છે

૧૧ विपाकसूत्राङ्ग અથવા विपाकश्रुत (विवागसूयम्) એમા કર્મ ફળના ભોગ (સુખ દુખ) વિષેની કથાઓ છે

## ૨ લુપ્ત થએલ ૧૨ મુ અગ અને ૧૪ પર્વ

दृष्टिप्रवादाङ्ग અથવા दृष्टिवाद (दिट्ठिवाय) નામના લુપ્ત થએલા અગમાના વિષયની હકીકતો અને તેમનુ એકીકરણ આજના કેટલાક ગ્રન્થોમા છે તે ગ્રન્થને નીચે પ્રમાણેના પાચ ભાગમા સમાવી શકાય

### क परिक्रम

પરિક્રમના સાત વિભાગ છે અને એ વેબરને મતે એમા ગણિતના ૧૬ હિસાબને નામે સૂત્ર બાધવાની, અને સાચી રીતે તાળો મેળવી શકાય એવી ચાવી આપેલી છે[૧૧]

### ख सूत्र

સાચુ અને ખોટુ જ્ઞાન દેખાડનાર ૮૮ સૂત્રો છે

### ग अनुयोग

ધાર્મિક ઇતિહાસના મહાપુરૂષોની કથાઓ એમા કહી છે

## ઘ પૂર્વગત.

દૃષ્ટિવાદનો સૌથી મહત્ત્વનો ભાગ આ જ છે, એમા આગળ જણાવેલા ૧૪ પૂર્વોનો સમાવેશ છે એ આ પ્રમાણે છે

૧ उत्पादपूर्व ( उप्पायपूव्व ) એમા દ્રવ્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો વિષય છે

૨ अग्रायनीयपूर्व ( अग्गेअनायपूव्व ) એમા મૂળતત્ત્વ, દ્રવ્ય આદિ વિષય છે

૩ वीर्यप्रवादपूर्व ( वारियप्पवायपूव्व ) એમા દ્રવ્યની, મહાપુરૂષો ની અને દેવોની શકિતનો વિષય છે

૪ अस्तिनास्तिप्रवादपूव ( अत्यनत्थिप्पवायपूव ) એમા નિર્ણયના સાત પ્રકાર અને ન્યાયના સાત પ્રમાણવડે વસ્તુસ્થિતિનો નિર્ણય દર્શાવ્યો છે

૫ ज्ञानप्रवादपूर्व ( नानप्पवायपूव्व ) એમા સત્ય અને મિથ્યા જ્ઞાન વિષે ચર્ચા છે

૬ सत्यप्रवादपूव ( सच्चप्पवायपूव्व ) એમા સત્ય અને અસત્ય વચન વિષે ચર્ચા છે

૭ आत्मप्रवादपूव ( आयप्पवायपूव्व ) એમા આત્માના સ્વભાવ વિષે વર્ણન છે

૮ कमप्रवादपूर्व ( कम्मप्पवायपूव्व ) એમા કર્મ વિષે ચર્ચા છે

૯ प्रत्याख्यानप्रवादपूव ( पच्चक्खानप्पवायपूव्व ) એમા કર્મક્ષય વિષે ચર્ચા છે

૧૦ विद्याप्रवादपूव ( विज्जाप्पवायपूव्व એમા દરેક વિદ્યાને તે શી રીતે પ્રાપ્ત કરી શકાય તે વિષે ચર્ચા છે

૧૧ कल्याणवादपूर्व અથવા अवन्ध्यपूव ( अवंज्झपूव्व ) એમા ૬૩ શલાકા પુરૂષોની જીવનકથાઓના મુખ્ય પ્રસંગોનુ વર્ણન છે

૧૨ प्राणवादपूर (पाणावायपूव्व) એમા ઔષધ વિષે ચર્ચા છે

૧૩ क्रियाविशालपूर्व (किरियाविशालपूव्व) એમા સગીત વાદ્ય આદિ કલાઓ અને ધર્મક્રિયાઓનુ વર્ણન છે

૧૪ लोकबिन्दुसार (लोगबिंदुसार) એમા લોક વિષે, અમુક ધર્મ ક્રિયાઓ વિષે અને ગણિત વિષે ચર્ચા છે

## ङ चूलिका

ચૂલિકા તે ટીકા જેવી છે

## २. १२ उपाङ्ग

उपाङ्ग (उवंग)મા ધર્મકથાઓ અને વર્ણનો છે એમ માનવામા આવે છે કે એકેક અગને લગતુ એકેક ઉપાગ છે, પણ એ વર્ગના ગ્રન્થોને એકમેક સાથે-તે તે અગને જો તેના તેના ઉપાગ સાથે મેળવીએ તો કશો સબધ જણાતો નથી ઉપાગો નીચે પ્રમાણે છે

૧ औपपातिक (ओववाइय) મહાવીરના દર્શને એક રાજા (કોણિક) ગયેલો તેનુ અને પછી દેવલોકમા જન્મ કેમ પામી શકાય તેની એમા કથા છે

૨ राजप्रश्नीय (रायपसेणइज्ज) પાર્શ્વનાથના શિષ્યે (કેશિએ) રાજા પ્રદેશીને જૈનધર્મમા આણ્યો, પછી તે રાજા સૂર્યાભ નામનો દેવ થયો અને મહાવીરનુ એણે સન્માન કર્યું તે વિષે એમા કથા છે

૩ जीवाभिगम એમા જગતનુ અને એમા જે જીવો વસે છે, તેનુ વર્ણન છે

૪ प्रज्ञापना (पन्नवणा) એમા જીવના રૂપ ગુણ વિગેરે અનેક બાબતોનુ વર્ણન છે

૫ सूर्यप्रज्ञप्ति (सूरियपन्नत्ति) સૂર્ય અને ગ્રહ નક્ષત્રનુ એમા વર્ણન છે

૬ जम्बूद्वीपप्रज्ञप्ति (जम्बुदीवपन्नत्ति) એમાં જબૂદ્વીપનુ અને પ્રાચીન રાજાઓનુ વર્ણન છે

૭ चन्द्रप्रज्ञप्ति (चंदपन्नत्ति) એમા ચન્દ્ર અને (પાચમાના જેવુ જ) ગ્રહ નક્ષત્રનુ વર્ણન છે

૮ निरयावलीमा જે દશ કુમારો પોતાના ઓરમાન ભાઇ રાજા कूणिक (પૃ ૩૪) સાથે મળીને પોતાના દાદા વૈશાલીના રાજા ચેટકની સામે યુદ્ધમા ઉતર્યા, માર્યા ગયા અને નરકમા ઉપજ્યા એમની કથા છે એ સૂત્રને कप्पिया પણ કહે છે

૯ कल्पावतंसिका (कप्पवडंसिआओ) એમા આ રાજાના પુત્રો સાધુ થયા ને વિવિધ સ્વર્ગમા ગયા એની કથા છે

૧૦ पुष्पिका (पुप्फियाओ) એમા જે દેવોએ મહાવીરની પૂજા કરી તેમના પૂર્વ જન્મની કથાઓ છે

૧૧ पुष्पचूलिका (पुप्फचूलियाओ) એમા ઉપરના જેવી જ કથાઓ છે

૧૨ वृष्णिदशा (वह्हिदसाओ) એમા તીર્થંકર અરિષ્ટનેમિએ વૃષ્ણિવંશના દશ રાજાઓને જૈનધર્મમા આણ્યા એની કથા છે

## ૪ १० प्रकीर्ण

વિવિધ વિષયો ઉપર મુખ્યત્વે કરીને પદ્યમા કરેલી ચર્ચા ૧ા ગ્રન્થોને प्रकीर्ण (पइण्ण) કહે છે

૧ चतुःशरण (चउसरण) એમા પ્રાર્થના, પ્રાયશ્ચિત્ત વગેરે વિષે હકીકતો છે

૨ आतुरप्रत्याख्यान (आउरपच्चक्खान) એમા જ્ઞાનીઓના અંત સમયના પ્રયત્નોનુ વર્ણન છે

૩ भक्तपरिज्ञा (भत्तपरिण्णा) એમા એજ વિષય સમ્બન્ધે વિધિ આપેલી છે

૪ संस्तारक (संथारग) એમા મૃત્યુની ઇચ્છાએ જ્ઞાનીઓ જે કુશાસન ઉપર સુતા તેનુ વર્ણન છે

૫ तंदुलवैतालिका (तंदुलवेयालिया) એમા શરીરવિદ્યા ગર્ભવિદ્યા વગેરેનુ વર્ણન છે

૬ चन्दाविजय (चन्दाविज्ञा) એમા ગુરૂશિષ્યના ગુણ, પ્રયત્ન વગેરે વિષે વર્ણન છે

૭ देवेन्द्रस्तव (देविन्दत्यव) એમા સ્વર્ગના રાજાઓની ગણુના છે

૮ गणिविद्या (गणिविज्जा) એમા ફલિત જ્યોતિષની ચર્ચા છે

૯ महाप्रत्याख्यान (महापच्चक्खान) એમા પ્રાયશ્ચિતના સ્વરૂપનુ વર્ણન છે

૧૦ वीरस्तव (वीरत्थय) એમા મહાવીરની નામાવળી છે

## ૫ ६ छेद सूत्रो

છેદસૂત્ર અથવા छेदग्रन्थ (छेअगंथ) એમા સાધુશાસનના વિધિ છે

૧ निशीथ (निसीह) એમા સાધુઓના ધર્મ વિષે અને એમા દોષ થતા તેના પ્રાયશ્ચિત્તનુ વર્ણન છે

૨ महानिशीथ (महानिसीह) એમા પાપ તથા પ્રાયશ્ચિત્તનુ વર્ણન છે

૩ व्यवहार (ववहार) એમા શાસનના વિધિ છે

૪ आचारदशा (आयारदसाओ) અથવા दशाश्रुतस्कन्ध એમા આચારના વિધિ આપેલા છે આ ગ્રન્થમાનો ૯ મો અધ્યાય ભદ્રબાહુનુ રચેલુ કલ્પસૂત્ર છે અને તેમા તીર્થંકરના જીવનચરિત, સાધુઓના આચાર વિષે નિયમો તથા સમ્પ્રદાયના નામ છે

૫ बृहत्कल्पसूत्र એમા સાધુઓ તથા સાધ્વીઓ માટેના વિધિ છે

૬ पचकल्प (पचकप्प) એમા પણ ઉપર પ્રમાણે છે કેટલાક બીજાઓ जितकल्प ને ૬ ઠ્ઠુ છેદસૂત્ર કહે છે

## ૬. ૨ सूत्रो.

૧ नन्दी એમા જ્ઞાનના પાચ પ્રકાર વિષે ચર્ચા છે

૨ अनुयोगद्वार (अनुओगदार) એમા વિદ્યાસર્વસ્વનુ વર્ણન છે

## ૭ ૪ मूलसूत्र.[૧૨]

૧ उत्तराध्ययन (उत्तरज्झयन) એમા સિદ્ધાન્તો ઉપર કથાઓ, દૃષ્ટાન્તો, ઉપમાઓ, સવાદો અને ઉપદેશો આપેલા છે

૨ आवश्यक (आवस्सय) એમા દિનચર્યાના આવશ્યક વિધિઓ આપેલા છે પણ ત્યારપછી બીજા વિવિધ વિષયો સબધે પણ હકીકતો આપી છે

૩ दशवैकालिक (दसवेयालिय) એમા સાધુજીવનના નિયમ આપ્યા છે

૪ पिण्डनिर्युक्ति (पिंडनिज्जुत्ति) એમા સાધુઓએ દાન સ્વીકાર વાના વિધિ આપેલા છે, કેટલાક એને બદલે ओघनिर्युक्ति કહે છે

૪૫ આ, તથા તે ઉપરાત બીજા ૨૦ प्रकीर्ण, ૧૨ निर्युक्ति અને બીજા કેટલાક ગ્રન્થો ઉમેરીને એકદરે ૮૪ ધર્મગ્રથોની ગણના કરવામા આવે છે

આ आगम ગ્રન્થોને—શાસ્ત્રગ્રન્થોને પરિપૂર્ણ કરવાને તેમા બીજા જે ગ્રન્થોની ગણના કરવામા આવે છે, તે निगम ગ્રન્થો અથવા उपनिषद् છે અને તેની સખ્યા ૩૬ ની છે[૧૩]

ઉપર ગણાવેલા શ્વેતામ્બર ગ્રથોને બધાય શ્વેતામ્બરો સરખી રીતે પ્રમાણભૂત માને છે એમ નથી તેમાનો સ્થાનકવાસી સમ્પ્રદાય ૧૦ પ્રકીર્ણને, બીજા અને છઠ્ઠા છેદસૂત્રને તેમજ પિણ્ડનિર્યુક્તિને પ્રમાણભૂત નથી માનતો તેમના ધર્મગ્રથોની સખ્યા એ હિસાબે માત્ર ૩૨ છે ( પૃ ૭૩ જોશો )

ઉપરના વિવરણમા દરેક ગ્રથ સામે તેમાનો વિષય બતાવ્યો છે, તે ઉપરથી જોઇ શકાશે કે એમા કેટલા બધા વિષયોનો સમાવેશ છે વધારે ઉડા ઉતરવાથી એથી યે વધારે વિષય જડશે, કેમકે દરેક ગ્રન્થના પોતાના ખાસ વિષય સાથે કઇ લેવાદેવા નહિ એવા અનેક વિષયો, પ્રક્ષિપ્ત કે ઉત્ક્ષિપ્ત સ્વરૂપે, એ ગ્રન્થોમા અનેક છે અને તેથી તે વિષયો ઉપર કશુ ધ્યાન અપાતુ નથી

વિધિનિષેધની આવી વિવિધતાઓ છતા બધા ગ્રન્થો કઇ રસિક નથી કારણકે એમા ઘણા વાક્યો એક ને એક સ્વરૂપે ને શુષ્ક ભાવે વારવાર આવ્યે જાય છે અને દરેક વિધિને અન્તે સુન્દર સુભા ષિતો કે એક બે દૃષ્ટાન્તો આપ્યા હોય છે, તે જુદે સ્વરૂપે હોય છે શાસ્ત્રગ્રન્થોમા જે કથાઓ કહી છે તે પણ નિરસ અને લાબી હોય છે ઘણા ખરા ધર્મગ્રન્થોનુ વિશિષ્ટ લક્ષણ તો એ છે જે તેમા અનેકાનેક પુનરુક્તિઓ આવે છે અને શબ્દોના જડ પદ્ધતિએ ચકાવા આવ્યે જાય છે એ સ્થિતિ એટલી હદે પહોચે છે કે તે ગ્રન્થોના મૂળ લેખકોને કે પ્રતો ઉતારનારને પણ એ શબ્દો ને વાક્યો આખા ને આખા વારવાર ઉતારવા જરૂરના લાગ્યા નથી, એને બદલે તેમણે અમુક ચિન્હો મૂક્યા છે અને બીજા કોઇ ગ્રન્થમાના અમુક રૂઢ વાક્યો અને પુનરુક્તિઓ મૂકીને વાચકને બાકીનો ભાગ પોતાની મેળે સમજી લેવાની વ્યવસ્થા કરી દીધી છે સ્થાનો, પુરૂષો વગેરે સમ્બન્ધે વર્ણવતા પણ એવી જ યોજના કરી છે કે ગ્રન્થમા તેનુ એક જગાએ વર્ણન હોય અને ત્યાર-પછી જ્યારે જ્યારે એ સ્થાન કે પુરૂષ સમ્બન્ધે વર્ણન કરવાનુ આવે ત્યારે પ્રથમ વર્ણનની જગ્યાનો માત્ર નિર્દેશ કરી દે આવા વર્ણનોને વર્ણક કહે છે, તેમા અનેક શબ્દો એકઠા ગોઠવીને મોટા મોટા વાક્યો અને અનેક શિખામણો મૂકીને સ્પષ્ટતા કરવામા આવે છે આ શૈલીનો કાવ્યમા પુષ્કળ ઉપયોગ થાય છે સાહિ-ત્યની દૃષ્ટિએ જોતા ધર્મશાસ્ત્રોના ગ્રન્થોને ઉચી કોટિમા મૂકી શકાય એમ નથી માત્ર શ્રોતાને જ નહિ, પણ વક્તાને પણ અતિશય નીરસ લાગે છે અને આજના વાચકને તેમા એવો રસ તો ભાગ્યે જ આવે કે જેથી તેને અત્યાનન્દ થાય

શ્વેતામ્બરોને પોતાને જ મતે એમાના અમુક ધર્મગ્રન્થો કેવળ જુદે જુદે સમયે રચાયેલા છે એમ માનવામા આવે છે કે અગ, ઉપાગ અને બીજા કેટલાક ગ્રન્થો તો ગણધરોએ, ખાસ કરીને સુધર્માએ રચેલા, એમણે મહાવીરના શબ્દો સાભળીને તે શબ્દો ગ્રન્થી કરી લીધેલા, અને કેટલાક પછીના આચાર્યોએ લિપિબદ્ધ કરી લીધેલા ૮ શુ ઉપાગ પ્રજ્ઞાપના આર્યશ્યામે રચ્યુ

કહેવાય છે અને એમ પણ કહેવાય છે કે એ આર્યશ્યામ કાલકાચાર્યનુ ( ઇ પૂ ૧ લુ સૈકુ, પૃ ૪૪ )જ બીજુ નામ હતુ તેવી જ રીતે નન્દીસૂત્ર દેવર્દ્ધિએ ( ઇ સ ૫ મા સૈકામા ), અનુ યોગદ્વાર સૂત્ર આર્યરક્ષિત ( ઈ સ ૧ લા સૈકામા ), ચતુશરણ વીરભદ્રે અને દશવૈકાલિક સૂત્ર શય્યમ્ભવ રચેલ ગણાય છે એક યુવાન સાધુ કે જે તેમના સસારીપણે પુત્ર હતા તેનું મૃત્યુ છ માસમા થવાનુ હતુ, તેને એટલા ટુકા સમયમા ધર્મનુ જ્ઞાન કરાવી શકાય એટલા માટે દશવૈકાલિક સૂત્રની રચના કરવામા આવી હતી એવી કથા છે ૪ થુ છેદ સૂત્ર અને બીજા પણ છેદસૂત્રો હરિભદ્રે ( ઇ સ ૩૦૦ ) રચ્યા મનાય છે[૧૪] અને હરિભદ્ર ( ઇ સ ૮ મા સૈકામા ) મહાનિશીય રચ્યુ મનાય છે આમ આજે છે તે ગ્રન્થો જુદે જુદે કાળે ને જુદી જુદી લેખણે લખાયેલા છે, એમા એક કાળના વિચારોનુ નિરૂપણ નથી, પણ અનેક જમાનાઓનો શ્રમ છે

અગ ગ્રન્થો સૌ ગ્રથોમા સૌથી પ્રાચીન છે, પણ તે સપૂર્ણ નથી, કારણ કે ૧૪ પૂર્વ સમાવનારૂ જે ૧૨ મુ અગ, તે તો અતિ પૂર્વકાળથી જ લુપ્ત થઇ ગયુ કહેવાય છે ૧૨ મુ અગ હતુ એમા તો કશી શકા નથી, કારણ કે એને વિષે જે જે ઉલ્લેખો છે તે બધામા એકવાકયતા છે, એટલુ જ નહિ પણ એમાથી અવતરણો લેવાયેલા અને એને આધારે અનેક ગ્રન્થો લખાયેલા કહેવાય છે[૧૫] ત્યારે એ દૃષ્ટિવાદનો લોપ કેમ થયો તેની આપણને ખબર પડતી નથી વખતે એમ પણ હોય કે એમાના વિષય પાછળના જમાનાને રસિક ન લાગ્યા હોય, કારણ કે તે સમયના-પણ પાછળથી નષ્ટ થયેલા વિરોધી સમ્પ્રદાયોના મતનુ ખડન એમા હોય, વખતે એમ પણ હોય કે એમાના વિષય બીજા ગ્રન્થોમા વધારે સારી ને સ્પષ્ટ રીતે ચર્ચ્યા હોય, આથી એનો અભ્યાસ અટકી ગયો હોય ને ધીરે ધીરે એ અગ લુપ્ત થઈ ગયુ હોય[૧]

---

૧ બારમુ અગ બાર વર્ષી દુષ્કાળને અગે મુનિઓ ન સભારી શક્યા
થી નષ્ટ પામ્યુ છે

ત્યારે વર્તમાન ૧૧ અગ, ઉપાઙ્ગમાના ૧૧,* અને બીજા કેટલાક ગ્રન્થો આગળ કહી ગયા એમ મહાવીરના શિષ્ય સુધર્માએ રચ્યા કહેવાય છે એમ પણ કહેવાય છે જે એ ગ્રન્થો શ્રુતિપરપરાથી ઉતરી આવતા હતા, તે પ્રથમ વીર સવત ૯૮૦ મા દેવર્દ્ધિના નિર્ણય પછી લિપિબદ્ધ થયા અને તેની અનેક પ્રતો-નકલો કરી તેનો પ્રચાર કરવામા આવ્યો ગ્રન્થોને નિર્ણિત અને નિશ્ચિત પછીના સમયમા કરવામા આવ્યા એ વાત સાચી છે એમ જો સ્વીકારી લઇએ, તો પછી મહાવીર વિષે અને એમના સિદ્ધાન્તો વિષે એ ગ્રન્થોમાથી જે માહિતી આપણને આજે મળે છે, તે સબધે પાકી શકા ઉભી થાય આલ્બ્રેર વેબર લખે છે[૧૬] કે ધારો કે બાઇબલનો નવો કરાર ઇ સ ૯૮૦ સુધી ( ખરી રીતે ૯૫૦ સુધી, કારણ કે આપણે ક્રાઇસ્ટના જન્મથી સવત ગણીએ છીએ, પણ જૈનો મહાવીરના નિર્વાણથી ગણે છે ) લિપિબદ્ધ થયો જ ન હોય, ધારો કે જે માણસોને ક્રાઇસ્ટ સબધે પૂર્વ લિપિબદ્ધ કશુ ય મળ્યુ ન હોય, પણ માત્ર શ્રુતિ પરપરાદ્વારા જ જ્ઞાન હોય તે માણસો પોપ સિલ્વેસ્ટર બીજાને ( Sylvester II ) અધ્યક્ષપદે એ જ્ઞાનને લિપિબદ્ધ કરે, તો આપણી સામે ક્રાઇસ્ટનુ કેવુ ચિત્ર હોય એની કલ્પના કરો ” અને છતાયે ઉપરના વચનમા બતાવી છે એટલી બધી અશ્રદ્ધાએ આ શાસ્ત્રગ્રન્થો જોવાના નથી, કારણ કે એમ માનવાનુ કારણ જ નથી કે વલ્લભીના સઘમા લિપિબદ્ધ થયા પહેલા એ ગ્રન્થો કદી લખાયા જ નહોતા, ખરી વાત તો એ છે કે તે પ્રસગે તો એમાના વિષયોનુ સ્વરૂપ છેવટનુ નિર્ણિત કર્યું અને ત્યાર-પછી તેની અનેક નકલો કરાવીને તેનો પ્રચાર કર્યો આ હકીકત માનવાનુ ચોકસ કારણ પણ મળે છે કેમકે ઇ પૂ ૧ લા સૈકાના જૈન શિલાલેખો આપણી સામે જ છે તે ઉપરથી એમ તો સાબિત થાય છે જ કે જૈનો લેખનકળાનો ઉપયોગ બહુ પૂર્વેથી કરતા ત્યારપછી એ પણ નહિ ભૂલવુ જોઇએ કે ભારતમા અ-તિશય વિકાસ પામેલી સ્મરણશક્તિને બળે અનેક ગ્રન્થો ગુરુમુખેથી

---

* ઉપાગો સુધર્મા સ્વામી વિરચિત્ નથી.

શિષ્યપરમ્પરાએ અનેક સૈકાથી ઉતરી આવ્યા છે, કારણકે વર્તમાનપત્રો અને ટેલીફોન વિનાના જુગમા એ જ શકય હતુ

એમા તો શકા નથી જ કે સૌથી પ્રાચીન ગ્રન્થોમા પછીના સમયના વિચારો દાખલ થયા છે અને તેમા ઘણા પ્રક્ષિપ્ત ભાગો પણ છે અને છતાયે કહેવુ પડે છે કે એ બહુ પ્રાચીન કાળના છે હ યાકોબી એ સમ્બન્ધે જણાવે છે કે[૧૭] આ ગ્રન્થોની ભાષા, એમા વપરાયેલા વૃત્ત અને એમા આપેલી ઇતિહાસની મહત્ત્વની હકીકતો એ સૌ પૂરવાર કરે છે કે સૌથી પ્રાચીન ગ્રન્થો ઇ પૂ ૩૦૦ ના અરસાના હોવા જોઇએ, અને તે સમયે પાટલીપુત્રમા સઘે મળીને ગ્રન્થ નિર્ણય કર્યો હોય તે વાત સાચી હોય વળી એમ પણ માની લેવાનુ નથી કે મહાવીર નિર્વાણ પામ્યા અને પાટલીપુત્રમા સઘ મળ્યો એ બે વચ્ચેના આશરે ૧૦૦ વર્ષના ગાળામા માત્ર ગમે તેવી ઉડતી કથાઓ ઉતરી આવતી હતી સમ્ભવિત છે કે મહાવીરસ્વામીના જીવન અને ઉપદેશ વિષે જે જ્ઞાને એમના શિષ્યમડળમા નિર્ણિત સ્વરૂપ બહુ પૂર્વેથી જ ધારણ કરી લીધુ હતુ એ ઉપરથી જ સઘનુ પછીના વખતનુ સૌ સાહિત્ય રચાયુ હોય

આમ શાસ્ત્રગ્રન્થોનો ઘણો ભાગ પ્રાચીન કાળે રચાયો હતો એમ લાગે છે છતાયે એટલુ પણ નક્કી છે કે સુધર્માએ રચ્યા કહેવાય છે તે અગ અને બીજા શ્વેતામ્બર ગ્રન્થો આજે જે સ્વરૂપમા છે તે સ્વરૂપ તો ઘણા ફેરફાર પછી થયુ છે એમના પછીના જમાનાના લોકો પોતાના વિચારને બધબેસતા થાય એવા ફેરફાર એમા કરતા ગયા છે,* એ તો સ્વીકારી લેવુ જ જોઇએ શ્વેતામ્બરોના ગ્રન્થો સાચા નથી એમ દિગમ્બરો જે માને છે એ ઉપરથી પણ આપણા આ અનુમાનને ટેકો મળે છે

---

* આ ફેરફાર વિસ્તારને સક્ષિપ્ત કરવા રૂપ કરેલો છે પણ તેના રહસ્યમા બીલકુલ ફેરફાર કરેલ નથી

# દિગમ્બર ગ્રન્થો

## લુપ્ત ગ્રન્થો

બહુવાર આગળ જણાવી ગયા છીએ તેમ દિગમ્બરોને કોઇ પ્રાચીન ગ્રન્થો છે જ નહિ, એ સમ્પ્રદાય તો માને છે કે પ્રાચીન ગ્રન્થો લુપ્ત થઇ ગયા છે અને શ્વેતામ્બરોના ગ્રન્થો પણ સાચા નથી આથી એ લુપ્ત થઇ ગયેલા પ્રાચીનગ્રન્થોની નવી સંકલનાથી અને તેમાંના વિષયોની કરેલી પુનર્યોજનાથી થયેલા નવા ગ્રન્થ તે જ દિગમ્બરોના ધર્મગ્રન્થ[૧૮] નીચેના વિવરણમા એમના જે ગ્રન્થો બતાવ્યા છે, તેમના નામ કઈક અંશે શ્વેતામ્બર ગ્રન્થોના નામને મળતા છે, વિષયો પણ કઈક અંશે શ્વેતામ્બર ગ્રન્થોના વિષયો જેવા જ છે, છતા યે અનેક સ્થળે બન્નેના વિચારોમા મોટો વિરોધ પણ છે નીચે એનુ થોડુક વિવરણ આપુ છુ એ ધર્મગ્રન્થોના બે સમૂહ છે ૧ अग અને ૨ अगबाह्य ( અગ બહારના તે )

### ૧ अग

શ્વેતામ્બરો પોતાના અગના જે નામ આપે છે તે જ નામ દિગમ્બરો પણ પોતાના અગના આપે છે મહત્વનો તફાવત એ છે ૧૨મા અગ દૃષ્ટિવાદમા જે પરિક્રમ અને ચૂલિકાઓ આવે છે તે શ્વેતામ્બરો કરતા દિગમ્બરોના જુદા છે ( જોઓ પૃ ૯૫ ) અને તે નીચે પ્રમાણે છે

### ૫ परिक्रम

૧ चन्द्रप्रज्ञप्ति એમા ચન્દ્રનુ વર્ણન છે,

૨ सूर्यप्रज्ञप्ति એમા સૂર્યનુ વર્ણન છે,

૩ जम्बूद्वीपप्रज्ञप्ति એમા જબૂદ્વીપનુ વર્ણન છે

૪ द्वीपसागरप्रज्ञप्ति એમા દ્વીપો અને સાગરોનુ વર્ણન છે અને

૫ व्याख्याप्रज्ञप्ति એમા જીવ, અજીવ વગેરે તત્ત્વોનુ વર્ણન છે

## ५ चूलिका

१ जलगतचूलिका એમા અમુક મન્ત્રો ભણીને જળને કેમ થભાવી શકાય એની પાર કેમ નીકળી શકાય, અગ્નિને કેમ ખાઇ શકાય વગેરે વિદ્યાઓનુ વર્ણન છે

२ स्थलगतचूलिका એમા મન્ત્રસાધનાથી કેમ દૂર દેશમા જઇ શકાય વગેરે વિદ્યાઓનુ વર્ણન છે

३ मायागतचूलिका એમા અનેક પ્રકારના ચમત્કારો કેમ કરી શકાય એનુ વર્ણન છે

४ रूपगतचूलिका એમા સિંહ હાથી વગેરે પ્રાણીના રૂપ કેવી રીતે ધારણ કરી શકાય તથા વનસ્પતિ અને ધાતુના રૂપ કેવી રીતે ફેરવી નખાય એનુ વર્ણન છે

५ आकाशगतचूलिका એમા કેવી રીતે આકાશમા ઉડી શકાય એનુ વર્ણન છે

આ ઉપરથી જોઇ શકાશે કે ભૂગોળ–ખગોળના જે ગ્રન્થોને શ્વેતામ્બરો ઉપાઙ્ગ, ગ્રન્થોમા મૂકે છે, તેમને દિગમ્બરો પરિકર્મ ગ્રન્થોમા મૂકે છે દિગમ્બરો ઉપાઙ્ગની ગણના ધર્મગ્રન્થોમા કરતા જ નથી

## २ अगबाह्य

એના ૧૪ प्रकीर्णक નીચે પ્રમાણે છે

१ सामायिक એમા ભક્તિના પ્રકાર વિષે વર્ણન છે

२ चतुर्विंशतिस्तव એમા તીર્થંકરોના જીવન, શક્તિ, ગુણ વગેરેનુ વર્ણન છે

३ वन्दना એમા ગુરૂ પૂજા વિષે વર્ણન છે

४ प्रतिक्रमण એમા પ્રાયશ્ચિત વિષે વર્ણન છે

५ विनय એમા નિયમન–વિનય વિષે વર્ણન છે

६ कृतिकर्म એમા જૈન (પ્રતિમા) વગેરેના પૂજાવિધિનુ વર્ણન છે

૭ दशवैकालिक એમા સાધુજીવનના નિયમો છે

૮ उत्तराध्ययन એમા સાધુજીવનની મુશ્કેલીઓનુ વર્ણન છે

૯ कल्पव्यवहार એમા શાસન વિધિઓનુ વર્ણન છે

૧૦ कल्याकल्प (विज्ञानक) એમા સાધુએ શુ ન વાપરવુ એનુ વર્ણન છે

૧૧ महाकल्प (सत्तक) એમા જિનકલ્પી અને સ્થવિરકલ્પી (સ્વતત્ર અને મધ્યસ્થ ) સાધુઓ માટેના નિયમો છે

૧૨ पुण्डरीक એમા પુનર્જન્મે દેવયોનિ પ્રાપ્ત કરી શકાય એવા કર્મનુ વર્ણન છે

૧૩ महापुण्डरीक એમા પુનર્જન્મે ઇન્દ્રપદપ્રાપ્ત કરી શકાય એવા કર્મનુ વર્ણન છે

૧૪ निषिधिक એમા દોષોમાથી આત્માની શુદ્ધિ કરવાના સાધનો બતાવ્યા છે કેટલાક આ સ્થાને अशीतिकसमને મૂકે છે

આમાના ૭ મા, ૮ મા અને ૯ મા ગ્રન્થના નામ શ્વેતામ્બરના એ પ્રકારના ગ્રન્થના નામને મળતા છે ૧ લા થી ૪ થા સુધીના જ મૂલસૂત્ર (આવશ્યક)ના અધ્યયનના નામને મળતા છે

## અર્વાચીન ગૌણ ગ્રન્થો

જે પ્રાચીન ગ્રન્થો લુપ્ત થઇ ગયા છે તેમને સ્થાને દિગમ્બરોએ બીજા અનેક ગ્રન્થો ગોઠવ્યા છે અને તેમને પ્રમાણભૂત સિદ્ધાન્તગ્રન્થો માન્યા છે એ ગ્રન્થોને ચાર વર્ગમા ગોઠવ્યા છે (૧) ઇતિહાસ, (૨) વિશ્વવ્યાખ્યાન, (૩) તત્ત્વજ્ઞાન અને (૪) નીતિ. આ ચાર વર્ગના ગ્રન્થોને દિગમ્બરો પોતાના ' ચાર વેદ ' કહે છે એ દરેક વર્ગમા કયા કયા ને કેટલા ગ્રન્થો છે, એની કશી સ્પષ્ટતા નથી આ બધા ગ્રન્થો ઇ સ ૯૦૦ પૂર્વે રચાયેલા છે, તેથી એમ માનવુ ઘટે કે આ ગૌણ ગ્રન્થો એ અર્વાચીન કાળના છે એ ગ્રન્થો નીચે પ્રમાણે છે

(૧) प्रथमानुयोग ( ઇતિહાસ ) रविसेननु पद्मपुराण ( ઈ સ ૬૫૦ ? ) जिनसेनु हरिवंशपुराण ( ૭૮૩ ), અને आदिपुराण, गुण भद्रनु उत्तरपुराण ( ૮૭૯ મા સમાપ્ત ),

(૨) करणानुयोग ( વિશ્વવ્યાખ્યાન ) सूर्यप्रज्ञप्ति, चन्द्रप्रज्ञप्ति, जयधवल

(૩) द्रव्यानुयोग ( તત્વજ્ઞાન ) कुन्दकुन्द નો ૧ प्रवचनसार, २ समयसार, ३ नियमसार ४ पचास्तिकाय, ઉમાસ્વામીનો तत्वार्थाधिगमसूत्र અને સમન્તભદ્ર ( ૬૦૦ ), પૂજ્યપાદ ( ૭૦૦ ), અકલક (૭૫૦) વિદ્યાનન્દ (૮૦૦) વગેરેએ એના ઉપર લખેલી ટીકાઓ સમન્તભદ્રની आप्तमीमांसा ( ૬૦૦ ) અને અકલક, વિદ્યાનન્દ વગેરેએ એના ઉપર લખેલી ટીકાઓ

(૪) चरणानुयोग ( નીતિ અને ક્રિયાકાણ્ડ ) वट्टेर નો मूलाचार અને त्रिवर्णाचार, સમન્તભદ્રનો रत्नकरण्डश्रावकाचार ( ૬૦૦ )

## શાસ્ત્રેતર ગ્રન્થો.

### ધાર્મિક અને વૈજ્ઞાનિક ગ્રન્થો

મહાવીરના સિદ્ધાન્તોને પ્રદર્શિત કરવા માટે, તેને ટીકાવડે સ્પષ્ટ કરવા માટે અને તેને વિકાસ આપવાને માટે તેમજ વળી સાધુઓને અને શ્રાવકોને તેમની જીવનચર્યાના નિયમ આપવા માટે તથા સઘને વ્યવસ્થા આપવા માટે અનેક લેખકોએ પરિશ્રમ લીધો છે આમાના સૌથી પ્રાચીન ભદ્રબાહુ છે, એમને શ્વેતામ્બરો તેમજ દિગમ્બરો બન્ને સરખી રીતે ઉચી શ્રદ્ધાદૃષ્ટિએ જુએ છે અને છેલ્લા શ્રુતકેવલી માને છે ઇ સ ૩૦૦ ના અરસામા એ થઇ ગયેલા અને જે સાધુઓનો સઘ મૈસુર તરફ ગયેલો તેમા એમનુ નામ પણ છે, એમ કથા વાચતા જણાય છે ( જોશો પૃ ૪૦ ) પણ છતા યે એમને વિષે જે હકીકતો મળી આવે છે તે એકમેકથી ધ્રુવાન્તરે વિરુદ્ધ છે શ્વેતામ્બરો એમને વૃદ્ધાવસ્થામા નેપાળ ગયેલા માને છે ( પૃ ૯૨ ), ત્યારે દિગમ્બરો એમને

પોતાના શિષ્ય મહારાજા ચન્દ્રગુપ્ત સાથે શ્રવણ–બેલગોલા ગયેલા માને છે ( પૃ ૩૯ ) ઇ સ ૫૮૭ મા મૃત્યુ પામેલા જ્યોતિર્વિદ વરાહમિહિરના એમને ભાઇ માનવા એ તો ઇતિહાસમા ભૂલ કરવા સરખુ છે

ભદ્રબાહુએ અનેક શાસ્ત્રગ્રન્થો ઉપર નિર્યુક્તિઓ એટલે કે માગધી ટીકાઓ લખી છે એમના કલ્પસૂત્રને શ્વેતામ્બરો એટલે ઉંચે સ્થાને મૂકે છે કે એની શાસ્ત્રગ્રન્થમા જ ગણના કરે છે કાયદા વગેરેની ચર્ચા કરનાર भद्रबाहु संहिता નામના એક ગ્રન્થના પણ એ કર્તા ગણાય છે વળી એમ પણ કહેવાય છે કે એ જ્યોતિર્વિદ પણ હતા

ત્યારપછી ધર્મના સિદ્ધાન્તો ઉપર ચર્ચા કરનાર સૌથી પ્રથમ उमास्वाति હતા એમ લાગે છે બ્રાહ્મણોના દર્શનને અનુસરીને એમણે સૂત્રપદ્ધતિએ સમસ્ત ધર્મની ટુકામા ચર્ચા કરી છે तत्त्वार्थाधिगमसूत्र નામે પ્રખ્યાત ગ્રન્થ એમણે લખ્યો છે બને સમ્પ્રદાય એ ગ્રન્થને પોતાનો પ્રમાણભૂત ગ્રન્થ માને છે એ વિખ્યાત પુરુષ અમારા સમ્પ્રદાયના હતા એવો દાવો શ્વેતામ્બરો અને દિગબરો બને કરે છે પણ યાકોબી માને છે કે ઘણુ કરીને એ શ્વેતામ્બર સમ્પ્રદાયના હતા, કારણ કે એમણે પોતે જ પોતાના એ ગ્રન્થ ઉપર જે ટીકા લખી છે તે ટીકા માત્ર શ્વેતામ્બરો જ પ્રમાણભૂત ગણે છે, ત્યારે દિગમ્બરો તો બીજાએ લખેલી ટીકાઓને પ્રમાણભૂત ગણે છે એ બને સમ્પ્રદાયો ઉમાસ્વાતિને સરખી શ્રદ્ધાએ પોતાના ગુરૂ માને છે, એ વસ્તુ એમ સાબીત કરે છે કે એમના સમયમા એ બે સમ્પ્રદાયો વચ્ચેનો ભેદભાવ પાછળના સમય જેવો હજી તીવ્ર નહોતો થયો ઉમાસ્વાતિના સમયનો હજી ચોકસ નિર્ણય થયો નથી, જૈનો પોતે એમને ઇ સન ની શરૂઆતમા મૂકે છે, પણ ઇ સ ૪ થા કે ૫ મા સૈકામા એ થયાનો વધારે સભવ છે [૨૦]

ઉમાસ્વાતિ પછી શ્વેતામ્બર સમ્પ્રદાયના મહત્ત્વના ધર્મજ્ઞ सिद्धसेन दिवाकर થયા કથા પ્રમાણે આ મહાન પણ્ડિત મહારાજા વિક્રમાદિત્યના સમકાલિન હતા ( પૃ ૪૪ ) પણ ખરી રીતે ઇ સ ૬૫૦ પછી પ્રખ્યાત થયા હોય એમને વિષે જૈનો બહુ અદ્ભુત

કથાઓ કહે છે એ કથાઓ પ્રમાણે દિવાકર મૂળે તો બ્રાહ્મણ હતા, પણ वृद्धवादसूरि એમને શાસ્ત્રાર્થમા પરાજિત કર્યા ને પછી એમણે જૈનધર્મ સ્વીકાર્યો ને ત્યાર્થી પોતાનુ નામ સિદ્ધસેન ગણ્યુ એકવાર એમણે બધા જૈનગ્રન્થોના પ્રાકૃતમાથી સસ્કૃત અનુવાદ કરવાની યોજના, પોતાના ગુરૂ સમક્ષ મૂકી, આ પાપના પ્રાયશ્ચિત માટે ગુરૂએ એમને બધા જૈનમન્દિરોની યાત્રા કરવાની આજ્ઞા કરી બાર વર્ષ સુધી શ્રદ્ધાપૂર્વક યાત્રા કરતા એ ફર્યા અને છેવટે ઉજ્જયન ના શિવમન્દિરમા આવ્યા ત્યા શિવને નમસ્કાર કરવાને બદલે શિવ લિંગની સામે પગ કરીને મન્દિરમા બેઠા આ જોઇને શિવભક્તોએ રાજા વિક્રમાદિત્યને ફરિયાદ કરી રાજાએ પડિતને એમના અપ રાધને કારણે ચાબુકોનો માર મારવાની સજા કરી, પણ થયુ એવુ કે પહેલી જ ચાબક મારતામા તો રાજાના અન્તઃપુરમાથી ચીસ સભળાઇ, કારણકે પડિતે જાદુબળથી એવુ કર્યું કે ચાબુક પડે પોતાની ઉપર, પણ વાગે રાજાની પટ્ટરાણીને આ ઉપરથી સિદ્ધસેનને છોડી મેલવામા આવ્યા, એમણે શિવલિંગ તરફ હાથ ઉચો કર્યો એટલે લિંગ ચીરાઇ ગયુ, તેમાથી પ્રકાશ નીકળ્યો ને તેમા ભગ વાન પાર્શ્વનાથની પ્રતિમાના દર્શન થયા [૨૧]

ન્યાય ઉપર સ્વતત્ર ગ્રથ લખનાર જૈનોમા સૌથી પ્રથમ સિદ્ધ સેન જ હતા એમણે ૩૨ શ્લોકમા ન્યાયના સમસ્ત પ્રદેશને ઘેરી લીધો છે એ ગ્રન્થનો સમય નિર્ણય કરવા માટે મહત્ત્વની વાત એ છે કે વિદ્વાન બૌદ્ધ તાર્કિક धर्मकीर्त्तिना न्यायबिन्दु (ઇ સ ૭મા સૈકામા) વાચ્યા પછી સિદ્ધસેને પોતાનો ગ્રન્થ લખેલો એમ યાકોબી જણાવે છે [૨]

વીર સવત ૯૮૦ મા (એટલે કે ઇ સ ૫ મા સૈકામા) વલ્લભીમા શ્વેતામ્બર ગ્રન્થો વ્યવસ્થિત થયા, ત્યારપછી એ ગ્રન્થો ઉપર ખુબ ટીકાઓ લખાઇ છે ત્યા મળેલા સઘના અધ્યક્ષ દેવર્દ્ધિએ પણ ટીકાઓ લખેલી જણાય છે બીજા મુખ્ય ટીકા કારોના નામ આ પ્રમાણે છે—૭ મા સૈકામા सिद्धसेनगणि, ૮ મા મા हरिभद्र, ૯ મા મા शीलाङ्क, ૧૧ મા મા शान्तिसूरि देवेन्द्र અને अभयदेव, ૧૨ મા મા मलयगिरि આમાના ઘણા લેખકો ધર્મગ્રન્થો ઉપર

ટીકા લખીને જ અટકયા નથી, પણ એમણે બીજા મહત્ત્વના સ્વતંત્ર ગ્રન્થો પણ લખ્યા છે પણ એ સૌમા પ્રખ્યાત તો હરિભદ્ર હતા

હરિભદ્ર બ્રાહ્મણ હતા અને એમણે સકળ વિદ્યાઓનો અભ્યાસ કર્યો હતો 'હું જે કાંઇ ન જાણતો હોઉં તે જે કોઇ જાણતો હોય તેવા ગુરૂનો શિષ્ય થાઉં' એવી એમની પ્રતિજ્ઞા હતી એક વાર એમણે એક જૈનસાધ્વીને કંઇક શબ્દો બોલતી સાભળી, પણ એનો અર્થ હરિભદ્ર સમજી શકયા નહિ પૂછી જોતા તે સાધ્વીએ એમને એ અર્થ જાણનાર ગુરૂનો પત્તો આપ્યો હરિભદ્ર એ ગુરૂપાસે ગયા ને એમના ઉપદેશે જૈન થયા પછી બધા શાસ્ત્રનો અભ્યાસ કરીને એ સૂરિ થયા એમના બે ભત્રિજા હંસ અને પરમહંસ એમના શિષ્ય થયા બૌદ્ધોને એમના જ શાસ્ત્રોથી પરાજિત કરવાને માટે એ બે જણ બૌદ્ધસાધુનો વેશ ધારણ કરીને, એમના મિથ્યાજ્ઞાનનો અભ્યાસ કરવાને એક બૌદ્ધવિહારમા ગયા પોતાના સંઘમા પેસી ગયેલા આ બે સાધુઓના સાચા ધર્મ વિષે બૌદ્ધોને શંકા થઇ ને તેમની કસોટી કાઢી જોવા બારણાને પગથીએ તીર્થંકરની મૂર્તિ ચિતરી, એવી રીતે કે જેના ઉપર પગ મૂકયા વિના બહારથી અંદર અવાય નહિ અને અંદરથી બહાર જવાય નહિ એ બે વેશધારી જૈનોએ ખડીવડે મૂર્તિમા ફેરફાર કરી નાખ્યો, (એટલે પછી એ જૈનમૂર્તિ રહી નહિ) અને એના ઉપર થઇને નિર્ભયતાએ ચાલતા થયા. પણ બૌદ્ધો વાત કળી ગયા અને હંસ તથા પરમહંસ નાસી ગયા, પણ ત્યાના બૌદ્ધ રાજાની સેના એમની પાછળ પડી અને એમને મારી નાખ્યા પોતાના શિષ્યોનો આ પ્રકારે નાશ થયાથી હરિભદ્રે એ બૌદ્ધવિહારના એકંદર ૧૪૪૪ સાધુઓને મારી નાખવાનો નિર્ણય કર્યો અને તે માટે તેમને સૌને પોતાને જાદુબળે ઉકળતા તેલના કઢાયામા બાળી નાખવા એવી યોજના કરી, પણ આ યોજના એમના ગુરૂએ (કે એમની ધર્મમાતા સાધ્વીએ) વખતસર અટકાવી પાડી જે પાપ પોતે કરવા તૈયાર થયા હતા તેને માટે હરિભદ્ર વિમાસવા લાગ્યા અને જૈનધર્મની સ્તુતિના ૧૪૪૪ ગ્રંથ લખ્યા જૈનધર્મ અને નીતિના ગ્રન્થો ઉપરાત એમણે બૌદ્ધોના સમયના વિવિધ ન્યાયસિદ્ધાન્તો વિષે પણ ગ્રન્થો લખ્યા

શ્વેતામ્બરોમા સૌથી પ્રખ્યાત લેખક તો હેમચન્દ્ર (૧૦૮૮ ૧૧૭૨ ) થયા એમના સર્વતોમુખી જ્ઞાનને કારણે એ कलिकालसर्वज्ञ કહેવાયા ધર્મસિદ્ધાન્તો ઉપર એમનો મુખ્ય ગ્રન્થ योगशास्त्र અથવા अध्यात्मउपनिषद् છે એ ગ્રન્થમા એમણે જૈનધર્મના સિદ્ધાન્તો વિષે વિશાળ ચર્ચા કરી છે, એટલુ જ નહિ પણ એમા યોગવિષે વિસ્તારથી ચર્ચા કરી છે वीतरागस्तव નામે એક બીજો નાનો ગ્રન્થ હેમચન્દ્રનો છે એ ગ્રથમા સ્તુતિરૂપે ધર્મનો ઉપદેશ કરેલો છે, એમની એક બત્રીશી ઉપર મલ્લિસેને ૧૨૯૨મા स्याद्वादमजरी નામે વિશાળ ટીકા ગ્રન્થ લખ્યો છે આ ટીકાગ્રન્થ પોતે પણ તર્કઉપર અનેક પ્રકારે ચર્ચા કરે છે

ધર્મસિદ્ધાન્તો ઉપર લખનાર અનેક પ્રખ્યાત શ્વેતામ્બર લેખકો થઈ ગયા છે, પણ તેમાના થોડાનો જ અહીં ઉલ્લેખ કરી જઈશુ, देवेन्द्रसूरिએ ( ૧૩ મા સૈકામા ) कर्मग्रन्थ લખ્યા છે અને તેમા કર્મના સિદ્ધાતની ચર્ચા અનેક દૃષ્ટિએ કરી છે गुणरत्ने ( ૧૪૦૦ ના અરસામા ) હરિભદ્રના ન્યાયગ્રન્થો ઉપર ટીકા લખી છે धर्मसागर ૧૫૭૩ મા कुपक्षकौशिकसहस्रकिरण નામે ગ્રન્થ લખીને દિગમ્બરોની ખબર લીધી છે ૧૭ મા સૈકામા થઈ ગયેલા વિનયવિજય અને યશોવિજય એ બે સફળ લેખકો વિષે તો ૭૪ મા પૃષ્ઠ ઉપર લખ્યુ જ છે વિનયવિજયનો लोकप्रकाश તો જ્ઞાનચક્ર જેવો ગ્રન્થ છે અને તેમા જૈનધર્મના સર્વ ક્ષેત્રો ઉપર ચર્ચા છે યશોવિજયે ન્યાય અને તર્ક ઉપર અનેક ગ્રથો લખ્યા છે, એમનો प्रतिमाशतक ગ્રન્થ ખાસ આકર્ષક છે, એમા મૂર્તિપૂજા વિષે લખ્યુ છે એ ધર્મના સિદ્ધાન્તો વિષે ચર્ચા ચલાવનાર સસ્કૃત અને પ્રાકૃત ગ્રન્થો આજ સુધી યે લખાયા જાય છે અને એવો છેલ્લો ગ્રન્થ, મારા જાણવામા આવ્યુ છે તે પ્રમાણે, ૧૯૧૭ મા વિજયધર્મસૂરિનો जैनतत्त्वज्ञान પ્રકટ થયો છે

શ્વેતામ્બરોની પેઠે દિગમ્બરોએ પણ ધર્મ અને તેને અનુકૂળ શાસન વિષેના ગ્રન્થ બહુ ઉત્સાહથી લખ્યા છે, એ પ્રદેશમા લખનાર સૌથી પ્રાચીન લેખક કુન્દકુન્દ હતા એ ઇ સ ૬૦૦

પહેલા થઇ ગયા છે કેટલાક તો એમને ઇ સ ની શરૂઆતમા લઇ જાય છે આ સમ્પ્રદાયના કેટલાક આચાર્યોના ગ્રન્થો ધર્મના 'ગૌણગ્રન્થ' મનાય છે ( પૃ ૧૦૭ જોશો), તેવી જ રીતે આ આચાર્યના ગ્રન્થો પણ 'ગૌણગ્રન્થ' મનાય છે બીજા ધાર્મિક લેખકો સમન્તભદ્ર, પૂજ્યપાદ, અકલક, વિદ્યાનન્દ, નેમિચદ્ર વિષે આગળ ( પૃ ૫૫ ) ઉલ્લેખ કરવામા આવ્યો છે, એટલે અહીં તો એમના નામ ગણાવી ગયે જ બસ થશે તે ઉપરાત બીજા મહત્ત્વના લેખકો प्रभाचन्द्र ( ૮૨૫ ના અરસામા ), अमितगति ( ૧૦૦૦ ના અરસામા ), आशाधर ( ૧૩ મા સૈકાની શરૂઆતમા ), सकलकीर्ति ( ૧૪૬૪ ના અરસામા ) અને श्रुतसागर ( ૧૫ મા સૈકાને અન્તે ) થયા છે

એ બધા લેખકોએ પોતાના ગ્રન્થો સસ્કૃત અથવા પ્રાકૃત શ્લોકોમા લખ્યા છે, અને એ ગ્રન્થો ઉપર એમણે પોતે જ અથવા તો એમના શિષ્યોએ અને બીજા ટીકાકારોએ ટીકા લખી છે

પ્રખ્યાત ધાર્મિક ગ્રન્થોના અનુવાદ ભાષામા થયા છે, અને એ રીતે વર્તમાન ભારતભાષાઓનો ઉપયોગ જૈનસાહિત્યમા થયો છે ગુજરાતી અને બીજી ભાષાઓમા અનેક ધર્મગ્રન્થોના અનેક અનુવાદ થયા છે કેટલાક ગ્રન્થકારોએ પૂર્વે પણ પોતાની માતૃભાષામા ગ્રન્થો લખ્યા છે श्रीवर्द्धदेव જન્મભૂમિનુ એમનુ નામ तुम्बुलूराचार्य કાનડામા થઇ ગયેલા ને તત્ત્વાર્થાધિગમસૂત્ર ઉપર એમણે કાનડીમા ટીકા ૯૬૦૦૦ ગાથા (શ્લોક) મા લખી છે એ ગ્રન્થની રચનાનો સમય નિર્ણિત નથી થયો, પણ કહેવાય છે કે બારમા સૈકામા રચાયો હતો, દુર્ભાગ્યે એ ગ્રન્થ અત્યારે પ્રાપ્ત નથી જેમ જેમ આપણે વર્તમાન સમય તરફ આવતા જઇએ છીએ તેમ તેમ જૈન ધર્મ વિષેના ગ્રન્થો અર્વાચીન ભાષામા લખાયેલા વધારે જણાતા જાય છે ધર્મજ્ઞાનને લોકપ્રિય બનાવી તેનો જનસમૂહમા પ્રચાર કરી શકાય અને શ્રાવકોને શુદ્ધ જ્ઞાન આપી શકાય એ હેતુએ જુદી જુદી લોકભાષામા અનેક ગ્રન્થો લખાયા છે

૧૫

જૈનલેખકોએ પોતાના સિદ્ધાન્તનુ સ્વરૂપ દેખાડીને, તેમનુ પૃથક્કરણ કરીને કે તેના ઉપર પ્રકાશ પાડીને જ સતોષ પકડ્યો નથી એમણે ભારતના બુદ્ધિક્ષેત્રના બીજા બધા પ્રદેશોમા પોતાનો હાથ અનેક રીતે અજમાવ્યો છે

એ દેશના લેખકો વ્યાકરણને મહત્ત્વનુ શાસ્ત્ર માને છે, કારણકે અમુક અશે એના ઉપર બીજા બધા વિષયોનો આધાર છે એના સબધે એક શ્લોક આમ છે

त्द्द्वारमपवर्गस्य वाङमलाना चिकित्सितम् ।
पवित्र सर्वविद्यानामधिविद्य प्रचक्षते ॥

'વ્યાકરણ સ્વર્ગનુ દ્વાર છે, વાણીના દોષોનુ એ ઔષધ છે, સર્વે વિદ્યાઓમા એ પવિત્ર છે, સર્વ વિદ્યાઓમા એ ઉપર છે'

જૈન સસ્કૃત-વૈયાકરણીઓ પાણિનિના બ્રાહ્મણ વ્યાકરણને જ મોટે ભાગે અનુસરે છે પૂજ્યપાદ દેવનદીનુ ( પૃ ૫૦ જોશો ) जैनेन्द्रव्याकरण અને અમોઘવર્ષના સમયમા ( નવમા સૈકામા ) शाक्टायने લખેલુ शाक्टायनव्याकरण એ બે વ્યાકરણ સૌથી પ્રખ્યાત છે હેમચન્દ્રે ( ૧૨ મા સૈકામા ) પોતાનુ વ્યાકરણ सिद्धहेमचन्द्र એ શાકટાયનવ્યાકરણને અવલબીને લખ્યુ મધ્ય કાળમા લખાયેલા સૌ વ્યાકરણોમા સિદ્ધહેમચન્દ્ર સર્વશ્રેષ્ઠ છે એવો કીલ્હૉર્નનો મત છે[૨૪] જૈનોની ધર્મભાષા પ્રાકૃત છે, એટલે એ ભાષાના વ્યાકરણ વિષે પણ એમણે ખુબ લખ્યુ છે તેમજ વર્તમાન ભાષાઓના વ્યાકરણ પણ એમણે લખ્યા છે શબ્દકોષ અને એ પ્રકારના ગ્રન્થ પણ જૈનોએ સારી પેઠે લખ્યા છે વ્યાકરણના પ્રયોગો બીજા ગ્રન્થોમા કરી બતાવવાનુ ભારતના વૈયાકરણીઓને બહુ ગમે છે, હેમચન્દ્રનો कुमारपाल चरित (द्व्याश्रय महाकाव्य ) ગ્રન્થ એવી રીતના પ્રયોગોથી વ્યાકરણ ગ્રન્થ જેવો બની રહ્યો છે, અને એવી રીતે એ વિચાર-આચારનુ સગઠન કરે છે બ્રાહ્મણગ્રન્થ भट्टिकाव्य પણ એજ પ્રકારનો છે

કાવ્યકળા વિષે પણ અનેક જૈનોએ વિવિધ પ્રકારે લખ્યુ છે, અને તેમા अजितसेन ( ૧૦ મા સૈકામા ), હેમચન્દ્ર, वाग्भट

( ૧૧ મા સૈકાને અન્તે ) अरिसिंह, अमरचन्द्र ( ૧૩ મા સૈકામા ) એ ખાસ છે[25] હેમચન્દ્ર વગેરેએ છન્દશાસ્ત્ર વિષે લખ્યુ છે અનેક લેખકોએ બીજાઓના પ્રખ્યાત સાહિત્યગ્રન્થો ઉપર ટીકાઓ લખી છે તેવે પ્રસગે જૈનકાવ્યોની જ નહિ પણ બ્રાહ્મણકાવ્યોની પણ ટીકા લખી છે ને ત્યારે ધર્મની પણ આડ માની નથી તેમજ ટીકામા પોતાના ધર્મને આગળ ધર્યો નથી[26] સગીત સમ્બન્ધે પણ જૈનોએ ગ્રન્થ લખ્યા છે पार्श्वदेवना संगीतसमयसार અને संगीत रत्नाकर[27] ( ૧૨૧૦ પૂર્વે ) અને કાનડી ગ્રન્થ रत्नाकर जगत्पदजाति[28] એ ગ્રન્થોથી જણાઈ આવે છે

આપણે આગળ જોઇ ગયા છીએ કે પૂર્વે અનેક જૈન રાજાઓ થઇ ગયા છે એમને માટે રાજનીતિના વિશિષ્ટ ગ્રન્થો પણ જૈન પણ્ડિતોએ લખ્યા છે

ભદ્રબાહુએ ભદ્રબાહુ સહિતા રચી છે, તેમા જ્યોતિષ ઉપરાત રાજનીતિ વિષે ચર્ચા છે, सोमदेवसूरिનો नीतिवाक्यामृत ( ઇ સ ૯૫૦ ના અરસામા ), अनितगनिનો वर्धमाननीति (ઈ સ ૧૦૧૧ ના અન્તમા ) અને હેમચન્દ્રનો अर्हन्नीति ( ૧૨ મા સૈકામા ) એ ગ્રન્થો શુદ્ધ રાજનીતિના જ છે[29] અર્હન્નીતિ ગ્રન્થ આપણી પાસે જે છે તે તો માત્ર સસ્કૃત ભાષામા જ છે અને તેનુ નામ लघ्वर्हन्नीति છે, પણ તેમા જે નોંધો મળી આવે છે,[30] તેના ઉપરથી જણાય છે કે મૂળે તો રાજા કુમારપાળને માટે હેમચન્દ્રે बृहदर्हन्नीतिशास्त्र એ નામનો ગ્રન્થ પ્રાકૃતમા રચેલો અને આ लघ्वर्हन्नीति તો એ મૂળનો સસ્કૃત સારાશમાત્ર છે

વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસનો જૈનોમા વિકાસ થયેલો, તે તેમા વસનારાના સાધના એમના મતના નિર્ણયો ઉપરથી થયેલો એમના ઘણાખરા ધાર્મિક અને તાત્ત્વિક ગ્રન્થોમા આ વિષય ઉપર અધ્યાયો લખાયેલા છે તે ઉપરાત ભૂગોળ અને જ્યોતિષ વિષય ઉપર જ થોડે કે ઘણે અશે લખાયેલા એવા પણ ગ્રન્થો છે[31] ભદ્રબાહુએ ( ? ) અને કાલકાચાર્યે એ વિષય ઉપર ખાસ ગ્રન્થો લખ્યા મનાય છે[32]

પોતાના સિદ્ધાન્તોમા જૈનોએ અપરિમિત સખ્યાનો ઉપયોગ કર્યો છે, એટલે એથી એમ પણ જણાય છે કે ગણિતશાસ્ત્રમા એ નિપુણ હોવા જોઈએ, અને એમનામા એ વિષય ઉપર ગ્રન્થો લખનાર પણ થઇ ગયા છે महावीरના ( ઇ સ ૯ મા સૈકામા ) गणितसारसग्रह યાને ગણિત શીખવનારા ગ્રન્થનો તો અગ્રેજીમા અનુવાદ પણ થયો છે [૩૩]

જીવ અને અજીવના સિદ્ધાન્ત વિષે તો એમના ધાર્મિક અને તાત્ત્વિક ગ્રન્થોમા પુષ્કળ ચર્ચા છે रत्नसिंहे પુદ્ગળ અને निगोद (સૂક્ષ્મતમ જન્તુ ) વિષેના જૈન સિદ્ધાન્ત ઉપર નાના નાના અનેક લેખ ( છત્રીશીઓ ) લખ્યા છે,[૩૪] शान्तिसूरिએ ( ૧૧ મા સૈકામા ) પોતાના जीवविचारમા જીવનશાસ્ત્ર, ઉદ્ભિજ-શાસ્ત્ર, પ્રાણી શાસ્ત્ર અને માનવશાસ્ત્ર સમ્બન્ધે સારી ચર્ચા કરી છે [૩૫] પ્રખ્યાત પૂજ્યપાદે પોતાના कल्याणकारकમા વૈદ્યક વિષય ચર્ચ્યો છે આ ગ્રન્થમા ઔષધિની વનસ્પતિ વિષે ચર્ચા છે जगदल સોમનાથે ૧૧૫૦ ના અરસામા એનો અનુવાદ કાનડી ભાષામા કર્યો એજ વિષય ઉપર કાનડી ભાષામા બીજો એક ગ્રન્થ मगराजनो खगेन्द्रमणिदपण છે [૩૬]

અનેક જૈન લેખકોએ મત્રશાસ્ત્ર વિષે પણ લખ્યુ છે, કાનડી પડિત रेद्दे ( ૧૩૦૦ ) रत्सूत्र નામે ગ્રન્થ લખ્યો છે, તેમા વરસાદ, ધરતીકપ, વિજળી અને વિવિધ પ્રકારના પૂર્વલક્ષણો વિષે ચર્ચા કરી છે हणकीर्तिએ ज्योतिषसारोद्धार નામે તારાઓ સબધેનો ગ્રન્થ લખ્યો છે અને એમા સ્વપ્નો, મંત્રો અને બીજી અનેક ગુપ્તવિદ્યાઓ સબધે ચર્ચા છે [૩૭]

ક્રિયાકાણ્ડના ગ્રન્થોમા મદિર બાધવાની તથા પ્રતિમાઓ કોતરવાની કળા વિષે વર્ણનો છે સ્થાપત્ય અને શિલ્પશાસ્ત્ર વિષે પણ ગ્રન્થો જૈનોએ લખ્યા હોય એમ માનવાને કારણ છે પણ એવા ગ્રન્થો હજી સુધી મને મળી આવ્યા નથી

જૈનોની સાહિત્યસેવા વિષે અહીં આપણે માત્ર દિગ્દર્શન જ કરી ગયા, એ નથી તો કોઇ રીતે સમ્પૂર્ણ, કે નથી તો સમ્પૂર્ણ

કરવાનો કશો પ્રયત્ન પણ આપણે કર્યો, પણ એ ઉપરથી જણાઇ આવશે કે એમણે કેટલી વિવિધ દિશાઓથી સાહિત્યસેવા કરવાનો પરિશ્રમ ઉઠાવ્યો છે, અને વળી એ પણ જણાઇ આવશે કે ભાગ્તમા સાહિત્યક્ષેત્રના કોઇ પણ પ્રદેશને એમણે જતો નથી કર્યો, આપણે હજી એ વિષે પૂરૂ જાણતા નથી, એટલે એ વિષયમા પૂરી માહિતી મળી આવે ત્યાસુધી જૈનોની સાહિત્ય સેવા માટે સમ્પૂર્ણ અભિપ્રાય આપતા ચોભવુ જોઇએ

## કથાઓ અને કાવ્યો

જૈનશાસ્ત્રો અનેક પ્રકારની કથાઓથી ભરપૂર છે, શાસ્ત્રોમા તીર્થકરો, ઉપદેશકો અને સાધુઓ વિષે જે વર્ણનો છે તેમનો ઉપયોગ પાછળના લેખકાએ પોતાની સાહિત્યરચનામા કર્યો અનેક ભાષાઓના અનેક ગ્રન્થોમા એ પુરાણુ વસ્તુને આધારે નવનવે ને તાજે સ્વરૂપે, સરળ અને સમજવે સહજ, તેમજ વળી કલાવિશિષ્ટ અને સમજવે શ્રમસાધ્ય સ્વરૂપે કથાઓને કાવ્યો લખાયા ઋષભદેવના, શાન્તિનાથના, અરિષ્ટનેમિના, પાર્શ્વનાથના, મહાવીરના અને બીજા તીર્થકરોના જીવનમાથી અનેક કથાઓ લઇને તેમને પોતાની પ્રિય ભાવનાઓની સહાયતાએ નવા નવા સ્વરૂપ આપ્યા, વળી એમના જીવનમા નવા નવા પ્રસગો મૂકયા, તેમના અને તેમના શિષ્યોના પાછલા ભવની કથાઓનો ઉપયોગ કર્યો અને એ સૌને પોતપોતાના જમાનાને બધ બેસતા સ્વરૂપ આપ્યા

જૈનોએ જીવનકથાઓ લખવાનો પ્રદેશ પણ બહુ વિશાળ લીધો છે એમણે ધર્માચાર્યોની, પોતાના ધર્મને અનુકૂળ તથા પ્રતિકૂળ રહેલાની, તેમજ લોકકથાઓમાના આકર્ષક અનેક પુરૂષોની પણ જીવનકથાઓ વિસ્તારથી લખી છે ૨૪ તીર્થકરો ઉપરાન્ત ૧૨ ચક્રવર્તીઓની અને ૨૭ વીરપુરૂષો ( વાસુદેવ, પ્રતિવાસુદેવ, બળદેવ ) ની જીવનકથાઓ લખી છે વળી ભરત, સગર, રામ, લક્ષ્મણ, રાવણ, બળદેવ, કૃષ્ણ, જરાસઘ વગેર બ્રાહ્મણમાન્ય પુરૂષોને જૈનોએ પણ પોતાના માન્યા છે અને વળી બહુ ઉંચે

સ્થાને મૂકયા છે આ અને બીજા પુરૂષોના ઇતિહાસ જૈનોએ રામાયણમાંથી અને મહાભારતમાંથી લીધા છે ને પોતાનો હેતુ સાધવા તેમા થોડો ઘણો પોતાને મનમાનતો ફેરફાર કરી લીધો છે, અને વળી એ લેખકો એ સૌ પુરૂષોને જૈન માને અને તેમને જૈનરૂપે આળેખે એ તો ઉઘાડી જ વાત છે બ્રાહ્મણ સાહિત્યનો આધાર લઇને નવુ સાહિત્ય રચવાના ( કહેવુ જોઇએ કે દુરૂપ યોગ કરવાના પણ ) ઉત્સાહમા જૈનોએ અનેક પુસ્તકો લખ્યા છે જિનસેને હરિવંશ પુરાણ ( ૮ મા સૈકામા ), આદિ પંપે ( ૧૦ મા સૈકામા ) કાનડી ભાષામા विक्रमाजुर्नविजय ( એને पपभारत પણ કહે છે ), शुभचन्द्रे ( ૧૬ મા સૈકામા ) पाण्डवपुराण અને બીજા અનેક લેખકોએ અનેક ગ્રન્થ લખ્યા છે, અને તેમા મહાભારતમાથી કૃષ્ણ વગેરેનુ વસ્તુ લીધેલુ છે, રામાયણમાથી વસ્તુ લઇને શ્વેતામ્બર विमलसूरिએ ( ૩ જા કે ૪ થા સૈકામા ) प्राकृत पउमचरिय, દિગમ્બર रविसेने ( ૬૬૦ ના અરસામા ) पद्मपुराण, કાનડી કવિ તરૂણ પંપે ( ૧૧૦૦ ) रामचन्द्रचरितपुराण ( અથવા पपरामायण ) અને બીજા અનેકોએ એ પ્રકારના અનેક ગ્રન્થ લખ્યા

જિનસેને આદિપુરાણમા અને તેની પૂર્ત્તિમા ગુણભદ્રે (બને ૯ મા સૈકામા ) ઉત્તરપુરાણમા, હેમચન્દ્રે ( ૧૨ મા સૈકામા ) त्रिषष्टिशलाकापुरुषचरितमा તેમજ બીજા અનેક લેખકોએ પોતાના ગ્રન્થોમા ૬૩ મહાપુરૂષોના જીવનનો ઇતિહાસ વ્યવસ્થિત ક્રમે ગોઠવવાના પ્રયત્ન કર્યા છે

મહાવીરના સમય પછી સમ્પ્રદાયે જે પ્રગતિ કરી એનો ઇતિહાસ પણ લખાવાના પ્રયત્ન થયા છે કાળના પ્રવાહમા જૈન ધર્મે જે છાયા તાપ જોયા તેનુ વર્ણન કરવાને માટે પણ અનેક ગ્રન્થો લખાયા છે બેશક આ ગ્રન્થોમા ઐતિહાસિક વાસ્તવ તો ઘણુ ય છે, અને છતા યે એમા કથાઓ ઉપકથાઓ એટલી બધી ગુથી નાખી છે કે એ ગ્રન્થોના બધા વસ્તુને ઐતિહાસિક માનતા બહુ સાવધાન રહેવુ ઘટે લેખકોને ભાનેય નહિ હશે એવી રીતે એમા સત્ય અને કલ્પના એકઠા મળી ગયા છે અને તારીખવાર

નો ક્રમ કેવળ ઉલટસુલટ થઇ ગયો છે, આ પ્રકારના ગ્રન્થ ઢગલા બધ છે જૈનો चरित्र અને प्रबन्ध વચ્ચે ભેદ પાડે છે[३८] બધા ત્રિષષ્ટિ શલાકા પુરૂષોની તેમજ વીર સવત ૫૫૭ મા સ્વર્ગ પામેલા आर्यरक्षित સુધીના પ્રાચીન ધર્માચાર્યોની જીવનકથા તે ચરિત્ર, ત્યારપછીના ધાર્મિક પુરૂષોની તેમજ રાજા, પ્રધાન, વેપારી વગેરે ઇતર મહાપુરૂષોની જીવનકથા તે પ્રબન્ધ વળી ઐતિહાસિક પુરૂ ષોની કથાઓ ગુજરાતી તેમજ બીજી આધુનિક ભાષાઓના રાસ મા પણ લખાયેલી છે આ બધા ગ્રન્થોનુ ધ્યેય માત્ર ઇતિહાસ લખવાનુ નથી ( અને તેમા કથાઓને ખુબ વણી કાઢી છે ), પણ ધર્મોપદેશમા દૃષ્ટાત દેવા માટે સાધન તૈયાર કરવાનુ પણ છે વાચકને ધાર્મિક અને નૈતિક બનાવવો, જૈનધર્મનો પ્રચાર કરવો અને સાધુઓને ઉપદેશનુ સાધન કરી આપવુ, એ ઉદ્દેશે આમાના ઘણાખરા ગ્રન્થો લખાયા છે

હેમચન્દ્રે ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર લખ્યા પછી તેની પૂર્તિરૂપે परिशिष्टपर्व ગ્રન્થ લખ્યો, તેમા જૈનધર્મના સળગ ઇતિ હાસનો સમાવેશ કર્યો છે અને ધર્માચાર્યોની કથાઓ લખી છે વળી આ ગ્રન્થની પૂર્તિરૂપે प्रभाचन्द्रे અને प्रद्युम्नसूरिએ ( ૧૨૫૦ ના અરસામા ) प्रभावकचरित ગ્રન્થ લખ્યો અને તેમા હેમાચાર્ય સમેત ૨૨ જૈનાચાર્યોની જીવનકથા લખી मेरुतुंगे ( ૧૩૦૦ ના અરસામા ) प्रबन्धचिन्तामणिमा અર્ધ–ઐતિહાસિક ઘટનાઓનો અને કાલ્પનિક કથાઓનો સગ્રહ કર્યો, હેમચન્દ્રે કુમારપાલ ચરિ ત્રરૂપે ઐતિહાસિક કાવ્ય લખ્યુ, અને બીજા અનેક લેખકોએ દાનવીરોની સ્તુતિરૂપ ગ્રન્થોમા ઐતિહાસિક ઘટનાઓ સાથે કલ્પ નાઓ મેળવી નાખી, આપણા સમયમા દક્ષિણદેશમા राजावलिकथा નામે ગ્રન્થ દિગમ્બર देवचन्द्रे ૧૮૩૮ મા કાનડી ભાષામા લખ્યો, તેમા મૈસુરની રાજકન્યાની સ્તુતિ છ, તેમા પ્રાચીન કાળના લેખોનો આધાર લઇને, પોતાના સમયના યુરોપિયન સશોધકને રસ પડે એવી રીતે જૈન ધર્મના સિદ્ધાન્તો વિષે ચર્ચા કરી છે

જૈન ઇતિહાસકોની ખાસ વિશિષ્ટતા તો એ છે કે ઇતિહા

સમા બની ગયેલી ઘટનાઓને જ વર્ણવીને એ બેસી રહેતા નથી, પણ ભવિષ્યમા શુ બનવાનુ છે તેનુ પણ વર્ણન કરવાનુ સાહસ કરે છે એ ધર્મને મતે જગતનો જે ઇતિહાસ છે એ આપણે પાછીથી જોઇશુ, અને એ ઉપરથી જણાઇ આવશે જે હવે પછી પ્રવર્તનાર દુષ્ટ જુગમાની નિરાશાજનક સ્થિતિનુ પણ વર્ણન જૈન લેખકોએ કર્યુ છે છેક છેવટે થનાર શ્રાવકનુ અને સાધુનુ નામ પણ એમણે આપ્યુ છે જૈનધર્મનો કેવળ લોપ થઇ ગયા પછી તેની પાછી નવેસરથી આવતા જુગમા સ્થાપના કરનાર તીર્થકરોના જીવનચરિત્ર વર્ણવવા એ કેટલાક લેખકોનો પ્રિય વિષય છે

કથાઓ અને વાર્તાઓના પ્રદેશમા બહુ પૂર્વેથી જૈન સાહિત્યકોએ અતિ મગળ કાર્ય કર્યુ છે કથાને માટે નવનવા વસ્તુઓ શોધી કાઢવામા અને તેમને બધબેસતા સ્વરૂપ આપવામા એમણે હિન્દુઓની અને બૌદ્ધોની સ્પર્ધા કરી છે કથાસાહિત્યના પ્રદેશમા એમનુ લખાણ એટલુ બધુ છે કે હજી સુધીયે એ પોતાનુ મહત્ત્વ સાચવી રહ્યુ છે ભારતના લગભગ બધા મહત્ત્વના કથા અને વાર્ત્તા-ગ્રથોનુ જૈનોએ સસ્કરણ કરી એમને પોતાના જેવા કરી દીધા છે બીજા સપ્રદાયની રચનામા અને આમના સસ્કરણમા ભેદ એટલો ગણવામા આવે છે કે એ લોક પોતાના સસ્કરણમા પોતાના ધાર્મિક સિદ્ધાન્તો દાખલ કરે છે એવી રીતે એમણે वेताल पचविंशति सिंहासन द्वात्रिंशिका शुक सप्तति વિગેરે ગ્રન્થોના સસ્કરણ કર્યા છે વળી આશ્ચર્ય તો એ છે કે એકના એક જ ગ્રન્થના અનેક સસ્કરણ થયા છે ઇ સ ૩૦૦ ને સુમારે થઇ ગયેલા બ્રાહ્મણ विष्णुशर्माના વૈષ્ણવ पचतत्रના એવી રીતે અનેક જૈન સસ્કરણ થયા જણાય છે અને વળી એ બધામા વસ્તુની અને ભાષાની દૃષ્ટિએ પુષ્કળ તફાવત છે એકમા પ્રાચીન કથાઓ કઇક વિસ્તારથી લખી છે, બીજામા વિદ્યાર્થીઓ સમજી શકે એવી રીતે નાના વાક્યોવડે લખી છે મૂળ કથામાના શ્લોક બને લે છે, પણ મૂળમાની કઠણ અને ક્લિષ્ટ સસ્કૃત ભાષાને સોળી કરી નાખે છે તથા મૂળમાના પાઠથી સ્વતત્ર રહીને તેમાની વાર્તાઓ લોકશૈલીએ લોકભાષામા

કહે છે ત્યારપછી કોઇ જુના ગ્રન્થને આદર્શમા રાખીને નવા વાર્તાગ્રન્થ સસ્કૃતમા લખનારની, તેમજ લોક તરફ નજર રાખીને એ પ્રાચીન સસ્કૃત વાર્તાગ્રન્થના પોતાની માતૃભાષામા —ગુજરાતીમા—અનુવાદ કરનારનીયે ખોટ નથી મધ્યયુગમા પૂરા પના ગાયકો કથાઓનો પ્રચાર કરતા એવો પ્રચાર કરવાનુ બની શકે એટલા માટે અને લોક પોતે ગાઇ શકે એટલા માટે જૈન સાધુ રત્નસુન્દરે એ આખો ગ્રન્થ લોકગમાને ઘાટે રચ્યો છે, એ કવિ એક કવિસમ્પ્રદાયના નેતા પણ હતા વળી તરત જ એમના એક પ્રશસકે એમના ગ્રન્થને નવુ સ્વરૂપ આપ્યુ, એમાના રાગને જરા લીસા કર્યા ને એમા થોડીક નવી કથાઓ ઉમેરી ત્યારપછી વળી વત્સરાજે એ ગ્રન્થને જ આધારે એને જ મળતે સ્વરૂપે નવો ગ્રથ લખ્યો, પણ એમા કવિતાઓ ઘણી ઉચી અને છતાયે પોતાની માતૃભાષામા લખી વળી ત્રીજાએ એ ગ્રથ સસ્કૃત પદ્યમા ઉતાર્યો અને આ સસ્કૃત કાવ્યને ચોથાએ—મેઘવિજયે મૂળ સસ્કૃત ગ્રથને સ્વરૂપે ગદ્યપદ્યના મિશ્રણરૂપે પાછો સસ્કૃતમા ઉતાર્યો અને છતાએ રત્નસુદરના અને મેઘવિજયના ગ્રથ વચ્ચે પુરો સો વર્ષનો ય ગાળો નથી ”૩૯

બહુ પ્રાચીન કાળથી જૈનોએ ભારતની સર્વસામાન્ય કથાઓના વસ્તુને લઇને પોતાના ધર્મને અનુકૂળ તેમાથી વાર્તાઓ યોજી કાઢી છે, એમણે એ રીતે સાહિત્યક્ષેત્રમા જે અપરિમિત શ્રમ ઉઠાવ્યો છે, તેને પરિણામે તો એ બધી કથાઓ ને વાર્તાઓ આજસુધી સચવાતી આવી છે, કારણ કે જૈનોએ જો એ પ્રમાણે ન કર્યું હોત તો એ આજ સુધીમા તો ક્યારની યે ભુસાઇ ગઇ હોત પ્રાચીન વસ્તુનો આધાર લઇને જૈન લેખકોએ એવી વાર્તાઓ લખી છે, એના ચિહ્ન તો અનેક રીતે જોઈ શકાય છે અમુક ગ્રન્થમા ખાસ જરૂરની ન હોય એવી એકાદ વાર્તા, વિષયની ચર્ચામા કે ગ્રન્થને આરમ્ભે કે તેને અંતે, એ લેખકોએ મૂકી દીધેલી જોઇએ છીએ પણ વળી ધાર્મિક વિચારને કારણે અનેક પ્રસગે વાર્તાની વિગતમા ફેરફાર પણ કરી નાખેલા હોય છે

" એક રાજા ઘોડા ખેલતો નીકળ્યો, પણ અણઘડ ઘોડો ક્યાનો ક્યા એને વનમા લઇ ગયો રાજા વનમા ભૂલો પડ્યો, ત્યા એણે રૂપાળી રાજકન્યા જોઇ, અથવા બીજુ કાઇ સાહસ થયુ " આવી શરૂઆત અનેક જૈનવાર્તાઓમા હોય છે, હિંદુ સુખ્યાત વાર્તાઓમા રાજા શિકારે ચઢે છે, પણ જીવહિંસાનો જૈનોમા નિષેધ હોવાથી તેઓ સર્વસામાન્ય વાર્તાઓની વિગતોમા આવો ફેરફાર કરે છે એમ યાકોબી ધારે છે[40]

જુની કથાઓને આધારે નવી કથાઓ ૨ચ્યા ઉપરાત જૈનોએ કેવળ નવી કથાઓ નવે સ્વરૂપે રચી કાઢી છે શુદ્ધ જૈનરચનાની એવી કથાઓ અને કથાનકો અનેક છે આ કથાઓના લેખકોએ પોતાની કથાઓ માત્ર કથા ઉપરના મોહને જ કારણે લખી છે એવુ નથી, સાથે સાથે બીજા પણ હેતુ હતા પ્રખ્યાત હરિભદ્ર કથાના ચાર પ્રકાર પાડે છે, જીવનનીતિ, રાજનીતિ વગેરે શીખવનાર કથા તે अर्थकथा, પ્રેમની વાતો કરનાર કથા તે कामकथा, ધાર્મિક જ્ઞાન આપનાર કથા તે धर्मकथा અને જીવનના એ ત્રણે પ્રદેશોની મિશ્ર કથા તે संकीर्णकथा કેટલીક કથાઓમા રૂચિકર સ્વરૂપે શુભ જીવનના નિયમો દેખાડવામા આવેલા અથવા તો સસારવિલાસના વિધવિધ સ્વરૂપો આપવામા આવેલા હોય છે અને ત્યારે ધનસમ્પત્તિ, ભોગવિલાસ અને ઘરબાર તજી સાધુ થવાની જે જૈનભાવના તેની વિરૂદ્ધ પણ કેટલાક પ્રસગો એ કથાઓમા આવે છે તેવે પ્રસગે કથાકાર ધર્મભાવનાને ઉચી રાખવા માટે, પોતાની કથાના નાયકને સસારના સૌ ભોગવિલાસ ભોગવાવ્યા પછી તેના જીવનને શેષ ભાગે તેને સાધુ બનાવે છે અને એમ કરીને ધર્મભાવનાને પ્રબળ બનાવે છે જૈનકથાઓમા બીજી એક દૃષ્ટિએ પણ ધાર્મિક સિદ્ધાન્તો વણાયા છે, પુનર્જન્મના સિદ્ધાતને પ્રબળ બનાવનાર વસ્તુ અનેક કથાઓમા લેવાયા છે અનેક કથાઓને અંતે કોઇ સાધુ અથવા કેવળી આવે છે તે કથાના નાયકને સમજાવે છે કે 'તારે આ ભવમા જે બધા સુખ દુખ ભોગવવાના આવ્યા તેનુ કારણ આમ છે પૂર્વ જન્મમા

કરેલા પુણ્યના ફળ રૂપે તુ આ જન્મે સુખ ભોગવે છે, પૂર્વ જન્મમા કરેલા પાપના ફળ રૂપે તુ આ જન્મે દુખ ભોગવે છે'

કથાઓ અને કથાનકો અનેક સ્વરૂપે છે, અનેક કદના છે પશુપખીની અને આનદ ઉપજાવે એવી એવી નાની નાની કથાઓથી માડીને તે ગદ્યમા, પદ્યમા કે ગદ્યપદ્યમા, નવે સ્વરૂપે રચાયેલી લાબી લાબી કથાઓ પણ અનેક છે આવી લાબી કથાઓ જો પદ્યમા હોય તો સાહિત્યમા એ કાવ્ય કહેવાય છે

જૈનોએ આ પ્રકારનુ સાહિત્ય એટલુ બધુ લખ્યુ છે કે તેમાના મહત્ત્વના ગ્રથો સબધે લખવા જેટલુ પણ આ ગ્રથના પરિમિત ક્ષેત્રમા બની શકે નહિ ત્યારે એમાના થોડાજ ગ્રથો વિષે અહીં સક્ષેપમા જ લખીને મારે સતોષ લેવો પડે છે

जीवक (અથવા जीवघर) વિષેનો ઇતિહાસ તે (દિગબરમાં) સૌથી વધારે લોકપ્રિય કાવ્યવસ્તુ છે સસ્કૃતમા એ કથા રચાઇ છે, તેમજ ગુણભદ્રના (નવમા સૈકામા રચાયેલા) ઉત્તરપુરાણમા પણ એ કથા છે પણ સૌથી સુન્દર તો તામિલ રચના છે, तिरुत्तक्कदेवर (સ શ્રી दत्तदेव) ૧૦ મા કે ૧૧ સૈકામા થઇ ગયેલા, તેમણે એ કથા લખેલી કહેવાય છે એ કથા લખાયા સબધે એવી વાત ચાલે છે કે તિરુત્તકદેવર મદુરાની પ્રખ્યાત પાઠશાળામા ભણતા હતા એમના સહાધ્યાયીઓએ એકવાર એમને કહ્યુ કે 'કામશાસ્ત્ર વિષે કશુ લખવાની તારામા શકિત નથી' ત્યારે એમણે જણાવ્યુ કે 'હજીસુધી કામશાસ્ત્ર વિષે મે કશુ લખ્યુ નથી એ વાત સાચી, પણ પ્રસગ આવશે તો એ સબધે ગ્રન્થ લખીશ ત્યારે તેમા પ્રેમ તથા જીવનવિલાસની વાતો લખીશ' પછી એમણે जीवक चिन्तामणि નામે ગ્રન્થ લખ્યો, તેમા જીવકના ૮ લગ્ન વિષે, તેના એક મિત્રના ૧ લગ્ન વિષે તેમજ નાયકના વિજ્ઞાન, પૃથ્વી, સુખ અને નિર્વાણ સાથેના લગ્ન વિષે અલકારરૂપે ૧૮ ગાનોમા વર્ણન કર્યું એ ગ્રન્થ રચાઇ રહ્યા પછી એક તેજોદ્વેષીએ એને વાચ્યો ને કહ્યુ જે 'તિરૂત્તકદેવર પાકો દુરાચારી હોવો જોઇએ, અને એણે પોતાના કામજીવનના બધા અનુભવો એકઠા કરીને

આ ગ્રન્થમા ઉતાર્યા છે, કારણ કે નહિ તો એ આવુ આબેહુબ વર્ણન કરી શકે ની રીતે ?' કવિએ તો આખુ જીવન પવિત્રતામા ગાળ્યુ હતુ, તેથી આ આરોપ સામે પોતાનો બચાવ કર્યો પોતાની પવિત્રતાના પ્રમાણમા ધિકધિકતો લાલચોળ લોઢાનો ગોળો પોતાના હાથમા એમણે લીધો અને કહ્યુ જે " હુ પવિત્ર ન હોઉ તો આ ગોળો મને બાળી મૂકો !' આ પ્રકારની અગ્નિ પરીક્ષાએ એ વાત સાચી પાડી જે " અગ્નિ સાધુને કશુ કરી શકતો નથી, સાધુ તો પોતાની પવિત્રતાએ પ્રકાશતો ઉભો છે "

ગુણભદ્રે લખેલા ઉત્તરપુરાણમાની[૪૧] જીવકની અથવા જીવ ધરની પ્રખ્યાત કથા સૌથી પુરાણી ગણાય છે એને આધારે અહીં સક્ષેપમા એ કથા આપુ છુ

" રાજપુરના રાજા સત્યધરને એનો નિમકહરામ પ્રધાન કાષ્ઠાગારક પદભ્રષ્ટ કરે છે ને મારી નાખે છે એની રાણીને તે વેળાએ સારી આશા હતી, તે નાશી છુટે છે એક સ્મશાન ભૂમિમા એ પુત્રને જન્મ આપે છે ગન્ધોત્કર નામે એક વેપા રીને પોતાના પાછલા ભવના પાપને લીધે છોકરા જીવતા નહિ, તે તેજ વેળાએ પોતાના તરતના જન્મેલા તેમજ મરેલા છોકરાને બાળવાને ત્યા આવ્યો રાજપુત્રને એ પોતાની સાથે લઇ જાય છે અને પોતાના પેટના પુત્રની પેઠે ઉછેરે છે એને કોઇએ ભવિષ્ય ભાખ્યુ હતુ કે મરેલાને બદલે તને જીવતો છોકરો મળશે, એ પ્રમાણે થયુ એટલે એ રાજપુત્રનુ નામ જીવધર પાડે છે ત્યાર પછી શેઠને બીજો છોકરો થાય છે, તેનુ નામ નન્દાઢ્ય પાડે છે એ બે બાળકો સાથે ઉછરે છે જીવધરની ચતુરાઇના અને શક્તિના લક્ષણ નાનપણમાથી જ દેખાવા માડે છે ત્યારપછી એ ઘણા પરાક્રમ કરે છે અને એના આરબ્ધમા લખાયા પ્રમાણે આઠ સ્ત્રીઓ પરણે છે, અકેકી કળામા નિપુણતા બતાવીને અકેકી સ્ત્રીને પરણે છે એકને વાસળી વગાડીને, બીજીને હાથી વશ કરીને, ત્રીજીને સાપનુ ઝેર ઉતારીને વગેરે એક યક્ષ કુતરાના અવતારમા હતો ત્યારે અવળચડા છોકરાથી એને ઉગારી લઇ એને

વશ કરેલો તેની મહાયતાથી જીવધર અનેક પરાક્રમ કરી શકે છે અન્તે એ કાષ્ઠાગારકને મારી નાખે છે ને બાપની ગાદીએ બેસે છે ત્યારપછી એ બહુ લાબા કાળ સુધી રાજ્ય કરીને યશ પ્રાપ્ત કરે છે છેવટે મહાવીરના ઉપદેશથી એ સમાન્ત્યાગ કરે છે રાજ્ય પોતાના પુત્રને સોપે છે, કેવલી થાય છે ને અન્તે મોક્ષ ( નિર્વાણ ) પામે છે

જીવધરનુ અને કથામાના મુખ્ય પાત્રોનુ પ્રારબ્ધ તેમના કર્માનુબધને અનુસરીને એકમેક સાથે જોડાયા છે, અને પોતાના પાછલા ભવના કર્મ પ્રમાણે સૌને ફળ મળે છે જીવધર પોતાના મગામબધીથી સોળ વર્ષ વિખુટો રહ્યો, કારણ કે એણે પાછલા ભવમા એકવાર એક હમને તેના મગામબધીથી ૧૬ દિવસ વિખુટો રાખ્યો હતો આ કથામા પુનર્જન્મના સિદ્ધાન્તને પણ મહત્ત્વનુ સ્થાન આપ્યુ છે રાજકુમારી શ્રીચદ્રા એકવાર કબુતરની જોડને રમતી જોઇ બેભાન થઈ પડે છે પૂર્વજન્મમા પોતે પણ કબુતરી હતી અને પોતાના કબુતર સાથે બહુ સુખમા દિવસ ગાળતી, તે વાતનુ એને સ્મરણ થઈ આવે છે એના માબાપ શ્રીચદ્રા પાસેથી તેના પૂર્વજન્મની કથાના સ્મરણો સાભળી લે છે, અને તે પ્રમાણે એક ચિત્રકાર પાસે તે ચીતરાવે છે પછી એ સૌ ચિત્રો ચૌટામા મૂકાવે છે જેથી તેના પૂર્વભવના સ્વામીને શોધી શકાય અને શ્રીચન્દ્રાને તેની સાથે પરણાવી શકાય નદાઢ્ય એ ચિત્રો જુએ છે, એને પોતાને પણ પાછલો ભવ સાભરી આવે છે અને તે સુદર રાજ્યકન્યા સાથે તે લગ્ન કરે છે

દિગબરોનુ એક બીજુ પ્રખ્યાત કાવ્ય भविसत्तकहा છે, ઘણુ કરીને દશમા સૈકામા થઇ ગયેલા દિગબર વેપારી નામે धनपाले એ રચેલુ છે એમા ૨૨ ઘત્તા છે અને અપભ્રશ ભાષામા શ્લોકાનુ બધ રચનાએ રચ્યુ છે એ ભાષામા કેવુ ગમ્ભીર લખી શકાય, એનો આ કાવ્ય નમુનો છે૪૨ એમાનુ વસ્તુ સક્ષેપમા આ પ્રમાણે છે—कुरुजगल રાજ્યનો વેપારી भविसत्त પ્રવાસ કરતો કરતો સુવર્ણ-દ્વીપમા આવી પહોચે છે, ત્યાથી જતા માર્ગમા, એના ઓરમાન

ભાઇ વન્ધુયત્તના કપટથી એક બેટ ઉપર તે એકલવાયો થઇ પડે છે વિચિત્ર સંજોગોને બળે ત્યા એને સુદર રાજકુમારી મળી આવે છે, તેની સાથે એ લગ્ન કરે છે ત્યારપછી એ દપની બાર વર્ષ સુધી ત્યા સુખમા રહે છે એવામા વન્ધુયત્તના વહાણ એ બેટ ઉપર આવી ચઢે છે ભાઇઓ એકમેક સાથે સમજી જાય છે ને વન્ધુયત્ત ભવિસત્તને ઘેર આવવા સમજાવે છે ઉપડવાની બધી તૈયારી થઇ રહી છે, ત્યા તો આપણા નાયકને યાદ આવે છે કે બેટ ઉપર એક રત્ન રહી ગયુ ફરી પાછો વહાણમાથી એ બેટ ઉપર એ રત્ન લેવા જાય છે, એવે સમે પેલો કપટી ભાઈ વહાણનુ લગર ઉપડાવી લે છે અને ભાઇને મૂકી ચાલતો થાય છે ઘેર જઇને વન્ધુયત્ત પોતાની ભાભીને પરણવા પજવે છે ને લગ્નની તૈયારીઓ કરે છે કોઈ દેવની કૃપાથી ભવિસત્ત વિમાનમા બેસીને પિતાના નગરમા આવી જાય છે પોતાના ભાઇના કારસ્તાનની સૌ કથાઓ રાજાને કહી સભળાવે છે, પોતાની સ્ત્રીને પાછી મેળવે છે, ત્યાર પછી રાજકન્યા સાથે પરણે છે ને વળી ગાદીવારસ પણ બને છે કપટચારી વન્ધુયત્ત ત્યાથી નાસીને પાયનાના રાજા પાસે જાય છે એ રાજા કુરૂજંગલના રાજાને કહેણ મોકલે છે કે 'તમારે પરાજય સ્વીકારવો અને ભવિસત્તની બને સ્ત્રીઓ મને સોપી દેવી' આ અપમાનભર્યા કહેણના ઉત્તરમા કુરૂજંગલનો રાજા યુદ્ધનુ કહેણ કહાવી મોકલે છે ભયકર યુદ્ધ થાય છે અને તેમા પોયનાનો રાજા પરાભવ પામે છે ત્યારપછી ભવિસત્ત લાબાકાળ સુધી બંને સ્ત્રીઓ સાથે સુખાનદમા રહે છે, અંતે તેને એક સાધુ મળે છે તે એને એના પાછલા ભવની કથા કહે છે, તે ઉપરથી એને વૈરાગ્ય ઉપજે છે, સાધુ થાય છે અને અનેક અવતાર પછી મોક્ષ પામે છે

સક્ષેપમા ઉપર જણાવેલી કથાઓમા, લોકપ્રિય પુનર્જન્મનુ મહત્ત્વ દેખાડવાને માટે બીજી કથાઓની પણ ગુથણી કરી છે

શ્વેતાબરોમા ગદ્યમા તેમજ પદ્યમા લખાયેલી કથાઓ અનેક છે અહીં માત્ર પાદલિપ્તની તરગવતી વિષે જ કઇ ઉલ્લેખ કરીશ ઇ સ ૧ લા સૈકામા રચાયેલી, પણ ત્યારપછી આશરે હજાર વર્ષે એનુ

તરગલોના નામે નવુ સ ક્ષેપ કરણ થયુ, તેજ આપણી પાસે તો છે ઇ લૉયમાને એનો Dienonne નામે જર્મન ભાષામા અનુવાદ કર્યો[૪૩] છે ત્યારપછી બીજી પ્રખ્યાત કથા હરિભદ્રની समराइच्चकहा છે, એમા વચ્ચે ગાથાઓ મૂકેલી છે એનો જર્મન અનુવાદ કિર્ફેલ તરફથી થવાની આશા છે[૪૪] આ કથામા સાનુભાવવાળા બે માણુસની નવ ભવની કથા વર્ણવી છે કોઇ ભવે પિતા-પુત્રરૂપે અવતરે છે, કોઇ ભવે પતિ-પત્ની રૂપે અને કોઇ ભવે બીજે કોઇ સબધે એ જન્મે છે દુષ્ટ દરેક ભવમા શિષ્ટની પાછળ પડે છે અને તેને મારી પણ નાખે છે છેવટે શિષ્ટ મોક્ષ પામે છે

ત્યારપછી વળી એક વિશિષ્ટ પ્રકારની પણ જૈનકથાઓ છે, અલકાર રૂપે ઉપમાઓ દ્વારા જૈનધર્મનુ જ્ઞાન આપવાના હેતુએ એવી કથાઓ લખી છે પ્રથમ તો ધાર્મિક સાહિત્યમા એવા પ્રયત્ન થયેલા, પણ પછી તો સર્વ પ્રકારના સાહિત્યમા એવી કથાઓ લખાઇ છે ભવ્ય શૈલીમા લખાયેલી એવી કથા સિદ્ધર્ષિએ उपमितिभवप्रपञ्चकथा નામે લખી છે ( ૯૦૬ મા એ કથા પૂરી થઇ ) એમા ઉપમાઓવડે માનવજીવનનુ વર્ણન કરેલુ છે, જુદા જુદા માણુસો દ્વારા જુદા જુદા ગુણદોષનુ વર્ણન કરેલુ છે અને એ બધાના એકીકરણ દ્વારા, જૈન સાધુની ભાવનાને અનુકૂળ માનવજીવનનુ ચિત્ર ખડુ કર્યુ છે સાહિત્યની દૃષ્ટિએ યાકોબી એને Bunyan Pilgrim's progress વર્ગમા મૂકે છે ધાર્મિકવૃત્તિવાળા માણુસોમા એ કથા હજી યે પ્રિય છે[૪૫]

बाणની પદ્ધતિએ પણ કળાની દૃષ્ટિએ જૈનોએ કથાઓ રચી છે, પણ એવા ગ્રન્થોમા ભાષા તરફ વિશેષ ધ્યાન અપાયુ છે સાહિત્યકારોની વ્યાખ્યા પ્રમાણે એને કાવ્ય કહી શકાય, પછી ગમે તો એ ગદ્યમા હોય કે ગમે તો પદ્યમા હોય કે ગમે તો બેનુ મિશ્રણ હોય सोमदेवનો यशस्तिलक અને धनपालનો तिलकमजरी ( ૯૫૦ ના અરસામા રચાયેલા તે ) બન્ને આ પ્રકારના ગ્રન્થ છે

અત્યાર સુધી આપણે જે કથાસાહિત્ય વિષે વાત કરી, તેમા એનુ વસ્તુ એ મહત્ત્વનુ બિન્દુ છે ગદ્યમા જ રચાયેલી

કથા વિષે નહિ, પણ પદ્યમા ને કાવ્યરૂપે રચાયેલી કથાઓ વિષે પણ આ વાત સમજવાની છે અનેક કથાઓની રચનામા કાવ્ય સ્વરૂપ અતિ સુન્દર હોય છે, તો પણ વાચક જ્યારે એ કથા વાચવા બેસે છે, ત્યારે કથાના તાર એવા ગુચવાયેલા હોય છે કે તેમા યુરોપિયન વાચકને તો ગમ પડે જ નહિ ત્યારપછી જૈન સાહિત્યમા એવા અનેક કથાકાવ્યો છે, જેનુ વસ્તુ એકેવારે ગુપ્ત રહે છે એની એક એક ગાથામા આખો ભાવ ભરાઇ રહેલો હોય છે, એક એક ગાથામા આધ્યાત્મિક અને અલૌકિક ભાવ ભરાઇ રહેલો હોય છે[૪૬] આવી કથાઓમા કાવ્યકળાનુ આતિશય્ય હોય છે આ ક્રીડા એટલી સીમાએ પહોચી છે કે બે જૈન કવિઓએ कालिदासના मेघदूतને આદર્શમા રાખી समस्यापूरणની કળા સાથે ખેલ કર્યા છે એમાની એકીએકી ગાથામા મેઘદૂતના શ્લોક સાથે સબન્ધ રાખીને અરિષ્ટનેમિથી પાર્શ્વનાથ સુધીનો ઇતિહાસ લખ્યો છે ને બેકીબેકી ગાથા તેમા ઉમેરી છે એથી યે વધારે આશ્ચર્યજનક કળા તો દિગમ્બર श्रुतकीर्तिએ (૧૧૨૫ ના અરસામા) પોતાના राघवपाण्डवीयમા દેખાડી છે એમા તો દરેકે દરેક શ્લોકમા બે બે અર્થ નીકળી શકે છે અને એ રીતે એમાથી રામાયણ અને મહાભારત સાથે સાથે જ વાચી શકાય છે[૪૭]

રસકાવ્યોમા (Syries) પણ જૈનોએ સારી નામના કાઢી છે પ્રાકૃતમા એકેક ગાથામા એવા બે કાવ્યો પ્રસિદ્ધ છે, તે એકેક કવિએ રચેલા છે, અથવા આપણે જે સ્વરૂપે હાલ જોઇએ છીએ તે સ્વરૂપે એનો સગ્રહ થયેલો છે આ બને કાવ્યોના કર્તા વિષે નિર્ણય કરવો બહુ કઠણ છે, કારણ કે એમાના એકેમા જૈન-વિશિષ્ટતાના કશા ચિહ્ન નજરે આવતા નથી લોક ભાવનાને અનુસરીને રચાયેલી सत्तसई તે હાલ शातवाहन અથવા शालिवाहनની ગણાય છે, એ દખ્ખણના आन्ध्रभृत्यकुळનો રાજા હતો, અને જૈનો એને પોતાના ધર્મનો માને છે (પૃ ૪૫ જોશો) એ કાવ્યમા મત્ત શૃગારરસની ગાથાઓ છે એવુ કહેવાય છે કે વાણીની દેવી સરસ્વતીએ એકવાર શાતવાહનના મહેલમા દોઢ દિવસ વાસ કર્યો, તે સમયમા ઘોડેસ્વારથી માડીને હાથીના

સુધી-સમસ્ત મેનાએ પ્રાકૃતમા ગાથાઓ રચી કાઢી અને રાજાએ એમાથી ૭૦૦ સર્વોત્તમ ગાથાઓ વીણી કાઢી ને તેનો સગ્રહ કર્યો એમાની થોડીક ગાથાઓનો અર્થ નીચે આપુ છુ [૪૮]

રાત્રિના લલાટભૂષણ ચન્દ્ર! આકાશના શિરોરત્ન! તુ રાત્રિએ પ્રકાશે છે,

મારા પ્રિયતમને જે કરે તુ સ્પર્શે છે, તે જ કરે મારો સ્પર્શ કર

"તુ આવશે" એ આશાએ મારી અર્ધી રાત એમને એમ ચાલી ગઈ,

છતા યે તુ આવ્યો નહીં અને બાકીની ઘડીઓ દુખના વર્ષો જેટલી લાબી થઇ

નમેરો મારો નાથ મને મૂકીને સવારે ચાલ્યો જશે એમ લોક મને કહે છે,

ત્યારે લાબી થા, અરે લાબી થા, મધુર રાત્રિ! જેથી સવાર થાય જ નહિ

એનુ સુદર સ્વરૂપ આખ સામે તરે છે, એનુ ચુમ્બન હજી યે હોઠ ઉપર બળે છે,

મારા હૈયામા એનુ હૈયુ છે, કાનમા હજીયે એનો શબ્દ છે, પ્રારબ્ધ અમને વિખુટા કરી શકે ?

એમાની ઘણીખરી ગાથાઓ શૃગારરસે લદબદ છે, છતા યે આખા સગ્રહમા એ જ ધ્વનિ ગુજે છે એમ નથી, કેટલાકમા બ્રાહ્મણદેવતાની સ્તુતિ છે, તો કેટલાકમા સર્વ સામાન્ય સુભાષિતો છે જુઓ —

આશાની પીંછીવડે હૃદયપટ ઉપર ભાવિ ચિત્રો મન ચીતરે છે,

પણ હસતા બાળકની પેઠે પ્રારબ્ધ હળવે હાથે એ સૌ ભૂસી નાખે છે

એવુ હસ, જે તને કોઇ હસી કાઢે નહીં, એવુ બોલ જે શ્રોતાના કાનને મીઠુ લાગે

એવુ જીવ, જે જીવનમા કીર્તિ મળે એવુ મર, જે ફરી અવતરવુ ના પડે

આપણે બીજા જે ગાથાસગ્રહ વિષે કહેવાનુ છે, તે શ્વેતામ્બર जयवल्लभनो (સમયનિર્ણય હજી થયો નથી, પણ ૧૩૩૪ની તો પૂર્વે) वज्जालग्ग છે એમા માત્ર કામ વિષેની જ ગાથાઓ નથી, પણ જીવનની ત્રણે કામનાઓ–ધર્મ, અર્થ, કામ–વિષેની છે, એટલે હાલના સગ્રહ કરતા વધારે વિશાળ છે એમાનુ વસ્તુ અનેકમુખ છે આપણી સામે સસ્કૃતિના ઇતિહાસમા આ સુદર નમુનો છે, ભારતવાસીઓના નૈતિક જીવન વિષે તથા શિષ્ટજન વિષે એમની ભાવનાઓ કેવી છે ? ભ્રષ્ટતાને એ કવા ધિક્કારે છે ? એ આપણે આ સગ્રહથી જાણી શકીએ છીએ સાચી મિત્રતાનો અને શુદ્ધ જીવનનો ખ્યાલ કવિ આપે છે, દૃઢતાને અને વીર નિશ્ચલતાને જશ આપે છે, કાર્યશક્ત પુરૂષોને વિષે ભવ્ય ગાથાઓ આપે છે, પણ બાહ્ય પરિણામો પ્રારબ્ધને આધીન છે અને તેથી માનવજીવનની જે બીજી કામના–અર્થ–તેની સિદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ નિર્ધનતાના દુખ હૃદયદ્રાવક ભાવે વર્ણવ્યા છે, કેટલીક ગાથામા સ્વામીનુ વર્ણન છે, કેટલીકમા સેવકનુ છે, પણ જે પોતાના સ્વામીનુ રક્ષણ કરતા વીર સૈનિકની પેઠે, યુદ્ધમા પડે છે એને માટે સુદર ગાથાઓ છે વજ્જાલગ્ગનો ⅔ ભાગ કામ વિષે રોકાય છે સ્નેહની મૃદુ ભાવનાથી માડીને તે મોહના મત્ત આવેગ સુધીની અનેક ગાથાઓ છે, પ્રણયીજનની વિરહવેદના અને તેમની જલ્પના વિષે પણ છે કુલમજરીમાથી મધુ ચૂસતા ભ્રમર વિષે, પોતાના વૃન્દમાથી વિખુટા પડી જઇ કેદ પકડેલા હાથી વિષે, રાજહસ કે યુતિ (જુઇ) વિષે સુદર ચિત્રો ખડા કરે છે, એ સૌમા પુરૂષના સ્રી ઉપરના સ્નેહની ભાવનાઓ છે શૃગાર વિષયમા યુરોપવાસીની કરતા ભારતવાસીની ભાવનાઓ વધારે નિર્દોષ અને ખુલ્લી છે, આપણને કલ્પારી વછુટે એટલી સીમા સુધી સ્નેહજીવનના નિયમ

વિરૂદ્ધની ગાથાઓથી ભારતવાસીને કશુ આશ્ચર્ય થતુ નથી આ મ ગ્રહમા વ્યભિચાર મ બ ધી ગાથાઓની પણ સ્વાભાવિક રીતે જ ખોટ નથી, ગોવાળ તેમજ કૃષ્ણની સુ દર લીલાનુ ચિત્ર કવિએ સુ દર ભાવે ચીતર્યુ છે અને આ વજ્જાલગ્ગમા ઋતુઓ વિષે પણ વર્ણન છે[૪]

માનવજીવનના વિવિધ દૃશ્યો, પ્રકૃતિનુ સૌન્દર્ય અને એવા અનેક વિષયો ઉપર કળાપૂર્ણ કાવ્યો સસ્કૃતમા અર્વાચીન ભાષાઓમા લખનાર અનેક જૈનકવિઓ થઈ ગયા છે આ પ્રકારના સગ્રહ કાનડી ભાષામા અનેક છે, આશ્ચર્યજનક તો એ છે કે આ પ્રકારના સાહિત્યમા સ્ત્રીઓએ પણ ભાગ લીધો છે, कान्ति (૧૧૦૦ ના અરસામા ) નામની સાધ્વીએ વિવિધ વિષયો ઉપર ગાથાઓ રચવામા પોતાની કુશળતા પ્રકટ કરી છે

બુદ્ધિવિષયક કાવ્યોમા પણ જૈન કવિઓની કૃતિઓ બીજા ધર્મના કવિઓ કરતા અનેક રીતે ભિન્ન નથી આશ્ચર્યજનક તો એ છે જે આવા પ્રકારના અનેક કાવ્યો, જૈનો કહે છે કે જૈન કવિઓએ લખ્યા છે, બીજા ધર્મવાળા તેના તે જ કાવ્યો પોતાના ધર્મવાળાએ લખ્યા કહે છે तिरुवल्लुवर નામે વણકરના कुरल નામે કાવ્યને માટે આવી જ તાણાતાણ છે પૂર્વે એમ માનવામા આવતુ કે એ કવિ ૮ મા સૈકામા થઇ ગયો હાલ એમ માનવામા આવે છે કે ઘણે કરીને એ ૧ લા કે ૨ જા સૈકામા થઇ ગયેલો કુર્ટલમા ૨૬૬૦ ટુકી ગાથાઓ છે અને તે ધર્મ અર્થ ને કામ એ ત્રણે જીવનકામનાઓ ઉપર છે અમુક એક ધર્મના વિશેષ સિદ્ધાન્ત વિષે કશો ઉલ્લેખ નથી, તેથી સ્પષ્ટ છે કે વૈષ્ણવ, શૈવ અને બૌદ્ધ તેમજ જૈનધર્મના અનુયાયી સરખી રીતે દાવો કરે છે કે એ ગ્રન્થ અમાના સિદ્ધાન્તો વિષે લખાયો છે બી. શેષગિરિ શાસ્ત્રીઆર અને એમ એમ રામસ્વામી માને છે કે કુર્ટલમાની કેટલીક ગાથાઓ એવી છે જે એ ગ્રન્થનો કર્તા કોઇ જૈન હોવો જોઇએ અને એ ( જૈનો એને एलाचार्य કહે છે ) કુદકુદના સમયમા હોવો જોઇએ, પણ એ વાતનો બહુ થોડો સ ભવ છે[૫]

એ પ્રખ્યાત સુભાષિત સગ્રહનો જર્મન અનુવાદ આપણુ પ્રખ્યાત અનુવાદક ફ્રાઇકર્ટે પદ્યમા કરેલો છે, એમાથી ૯ સુભાષિતના ગુજરાતી અનુવાદ નીચે આપુ છુ [1]

જે નારી દેવોને કઇ આહુતિ આપતી નથી, માત્ર પોતાના સ્વામીને અનુરક્ત રહે છે, તેને દેવો એવુ વરદાન આપે છે કે જો એ 'વરસ' કહે તો વરસાદ વરસે

જેને પોતાની પત્ની અનુરક્ત નથી તે, સિહ જેમ વિના સકોચે શત્રુઓમા ફરી શકે તેમ ફરી શકે નહિ

જેના તરફ બાળક પોતાનો હાથ લાબો કરશે, તે કોળિયો તને અમૃત જેવો મીઠો લાગશે

જેને વાસળીનો સુર મધુર લાગે છે, તેણે પોતાના બાળકની તોતડી વાણી સાભળી નથી

માતાને પોતાના પુત્રની કીર્તિના શબ્દો કાને પડે છે, ત્યારે એને જન્મ આપ્યો હતો, ત્યારના કરતા યે વધારે આનદ થાય છે

જેનામા સ્નેહ નથી, તેને બધુ પોતાને માટે લાગે છે, જેનામા સ્નેહ છે તે પોતાનુ શરીર પણ બીજાનુ જાણે છે

તિરૂવલ્લુવરની બહેને નીતિ ઉપર એવી જ ગાથાઓ રચી છે

એવો બીજો સુભાષિતસગ્રહ નાલદિયાર છે,[12] એની ઉત્પત્તિ વિષે આવી કથા છે—એકવાર દુષ્કાળને દુખે ૮૦૦૦ જૈન સાધુઓ પોતાને દેશથી નીકળી ગયા અને મદુરાના પાણ્ડ્ય રાજાના દરબારમા ગયા રાજાએ એમનો સત્કાર કરીને રાખ્યા જ્યારે દુષ્કાળ ચાલ્યો ગયો, ત્યારે સાધુઓએ પાછા ઘેર જવાની તૈયારી કરી, પણ જેને લીધે પોતાનો દરબાર શોભી ઉઠ્યો હતો એવા એ પરદેશીને રાજા જવા દેતો નહોતો સાધુઓને જ્યારે બીજો કશોય ઉપાય જડ્યો નહિ, ત્યારે રાતના નીકળી ચાલ્યા જતા જતાં દરેક સાધુએ પોતે બેસતો હતો તે જગા ઉપર એકેક શ્લોક મૂકી દીધો જે તાલપત્ર ઉપર એ શ્લોક લખાયા હતા, એ સૌ

તાલપત્રોને વહેતી નદીમા નાખી દેવાની રાજાએ આજ્ઞા કરી બધાના આશ્ચર્ય વચ્ચે ૪૦૦ તાલપત્રો પાણી ઉપર તરતા રહ્યા ને નદીને કાઠે આવ્યા એ બધાને એકઠા કર્યા અને એ સગ્રહને નાલદિયારનુ નામ આપ્યુ. થોડાક બીજા તાલપત્ર બીજે કાઠે પણ તરી ગયા અને તેના બીજા સગ્રહ પણ થયા છે

દિગમ્બર સાધુ અમિતગતિએ ( ૯૯૪ મા ) લખેલા સુભાષિત સન્દોહ જેવા કાવ્યોમા જૈનધર્મના ઉપદેશની સ્પષ્ટ છાપ તરી નીકળે છે અમિતગતિએ આ ગ્રન્થમા મોહવિલાસની અનિત્યતાનુ વર્ણન કર્યુ છે, જરા અને મરણ વિષે ખ્યાલ આપ્યો છે, કામ, ક્રોધ, લોભ અને મોહ વિરૂદ્ધ વિવેચન કર્યુ છે, માસ, મદિરા અને મધ સબધે, જુગાર વિષે અને વેશ્યાગમન સમ્બન્ધે નિવારણ કર્યુ છે અને જૈનધર્મના વિધિઓ પાળવાનો ઉપદેશ આપ્યો છે લૌતિક વિલાસો એકેએક વર્ણવ્યા છે અને તેની નિરર્થકતા વિષે નિરૂપણ કર્યુ છે પવિત્ર સાધુને ઘટે એમ સ્ત્રી સબધી એમણે કેવો બળવાન નિષેધ કર્યો છે તેનો આ નીચે નમુનો છે—

" જે વિવેકશૂન્ય પુરૂષ ભ્રષ્ટતાસ્વરૂપ, જીવજન્તુએ ભરેલા, ( મનુષ્યદેહના ) ત્રણ પ્રવાહી પદાર્થોના બનેલા, એકદરે ઘણા જ ભ્રષ્ટ એવા ચર્મ, માસ, અસ્થિ, મજ્જા, લોહી, મેદ તથા જન્તુથી બનેલા, અને મળ, મૂત્ર, રૂધિર અને આસુ આદિ નવ અશુદ્ધિ પદાર્થોના દાગવાળા નારીદેહથી આનન્દ પામે છે તે નરકમા જન્તુ થઇને અવતરે છે"

" સર્વે દુખોના ભડાર, અજ્ઞાનના સ્થાન, સ્વર્ગપુરના આગળા, નરકધામના માર્ગ, લજ્જાના મૂળ, અવિવેકના ધામ, પવિત્રતારૂપ વનના કુઠાર, જ્ઞાનકમળના હિમ, પાપવૃક્ષના મૂળ અને નાગવિષની મત્રભૂમિ રૂપ નારીને કયો જ્ઞાનીજન સેવે ? " ૫૩

દુખજ્વાળાથી બળતા સમુદ્રમા જે અથડાયા કરે છે તેમની અશાન્તિ તથા દુખ એક બાજુએ અને જેણે સદ્વિચાર મેળ્યા

છે તથા પોતાના ધનનો ત્યાગ કર્યો છે એવા આત્માની શાન્તિ બીજી બાજુએ, એ બે વચ્ચે બહુ વિરોધભાવ છે ગ્રીષ્મઋતુના સૂર્યના તાપથી અકળાયા વિના માત્ર નિશ્ચયરૂપ છત્રી લઇને એ ચઢે છે, શિયાળાની રાત્રિની ઠંડીથી કમ્પ્યા વિના, વાદળાની ગર્જનાને કે વનના તોફાનને ગણકાર્યા વિના, ધ્યાનનિમગ્ન થઇને એ હિમ પર્વતને શિખરે પહોંચે છે

પણ જૈન કાવ્યોનો વિશાળ પ્રદેશ તો સ્તોત્રકાવ્યોનો છે એક, અનેક કે સર્વે તીર્થંકરોના પુષ્કળ સ્તોત્રો મળી આવે છે તે ઉપરાત વળી દેવોના અને પવિત્ર પુરૂષોના સ્તોત્ર પણ મળી આવે છે વળી બીજી દિશાએ બીજી દૃષ્ટિએ લખાયેલી કવિતાઓ પણ છે, એમાની ઘણીક મત્રસિદ્ધિની પણ છે લગભગ ઘર્ણે મોટા લેખકોએ એ પ્રકારના સ્તોત્ર લખ્યા છે એમાનુ એક પ્રખ્યાત સ્તોત્ર તે मानतुंगनु भक्तामरस्तोत्र છે એમના સમયનો નિર્ણય થયો નથી, પણ સ્તોત્ર ઉપરથી ધારી લેવાય કે રાજા ભોજના સમયમા એ થઇ ગયેલા, અને मयुर તથા बाण એ બે (૭ મા સૈકામા) બ્રાહ્મણ કવિઓની સ્પર્ધામા એમણે પોતાનુ સ્તોત્ર લખેલુ કહેવાય છે કે મયુરને કોઢ થયેલા, અનેક ઔષધ વ્યર્થ ગયા ત્યારે એણે सूर्यशतक લખીને સૂર્યદેવને પ્રસન્ન કર્યા અને સૂર્યે એમના કોઢ મટાડ્યા, ચડીની શક્તિની પરીક્ષા કરવાને બાણ પોતાના એકેક અગને છેદતા ગયા અને चंडीशतकનો એકેક શ્લોક રચતા ગયા, એ શતકના સર્વે શ્લોક એવા પ્રભાવશાળી હતા કે એમના છેદાયેલા સૌ અગ પાછા ઉગ્યા જૈનસાધુઓ પણ એવા ચમત્કાર કરી શકે છે એવુ દેખાડી આપવાને માનતુગે પોતાને સાકળથી બધાવ્યા પછી એ ભક્તામર સ્તોત્રનો એકેકો શ્લોક બોલતા ગયા તેમ તેમ શ્લોકના ધ્વનિથી ૪૨ (૪૪) સાકળોના બધ એકેએકે તૂટતા ગયા, અને અન્તે છુટા થયા એ સ્તોત્રના ટીકાકારો જણાવે છે કે ભક્તામર સ્તોત્રના જુદા જુદા શ્લોકોની શક્તિ ત્યારપછી પણ એવી રીતે પ્રકટી નીકળેલી છે

પહેલા તીર્થંકર ઋષભદેવ વિષે સસ્કૃત ભાષામા વસન્તતિ

હકા શ્લોકમા એ સ્તોત્ર રચાયેલુ છે મારા પિતાની નકલમાથી થોડાક શ્લોક નીચે ઉતારૂ છુ

૧ દેવોના શિર ઉપર પ્રકાશતા ચુડામણિ કરતા યે વધારે પ્રકાશીત જિનના ચરણને ભકિતભાવે સેવુ છુ, તે ચરણ સર્વત્ર પ્રકાશ આપે છે એ પાપરાત્રિનો નાશ કરે છે અને આપણા જુગના આદિમા એ ભવસાગરના માનવીના એકમાત્ર શરણસ્વરૂપ થયા છે

૨ આદિજિનને નમસ્કાર, એમની કીર્તિના ગાન ત્રણ ભુવનમા રણકે છે, આગળ ને આગળ ચાલ્યા જાય છે, વિમાનવાસી ઓના મુખમાના–અધિદેવોના મુખમાના ગાન બીજા સૌ ગાનોના અને શબ્દોના કરતા વધારે પ્રકાશે છે

૩ હુ, જેનુ આસન પૂજવાને સૌ વિમાનવાસી આકાક્ષા રાખે છે મારૂ હ્રદય પણ એટલુ બધુ તલપે છે, પ્રભુ ! હુ દ્દઢ નિશ્ચય કરૂ છુ તારી સ્તુતિ કરવા, તારી કીર્તિ ગાવા, તને પ્રાર્થનાએ ઘેરી લેવા, જેમ બાળક જળાદર્શમાથી ચન્દ્રચ્છાયાને લેવા તલપે તેમ તલપે છે

૧૧ હે તીર્થંકર ! ધ્યાનનિમગ્ન થઇને નિશ્ચલભાવે જે તને નિહાળે છે, તેની આખ પછીથી બીજા કશાને જોવાની આકાક્ષા રાખતી નથી જેણે એક જ વાર ક્ષીરસાગરમાથી ચન્દ્રસમ પ્રકાશતો રસ પીધો છે, તે સમુદ્રના ખારા જળને પીવાની કેમ આકાક્ષા રાખે ?

૨૨ અસખ્ય માતાઓએ અસખ્ય પુત્રોને જન્મ આપ્યા છે, પણ તારા જેવા પ્રકાશમાન પુત્રને તો કોઇએ જન્મ આપ્યો નથી આકાશમા સ્થળે સ્થળે તારાઓના બિબ સુન્દર પ્રકાશવડે પ્રકાશે છે, પણ પૂર્વમા તો શુદ્ધ પ્રકાશવાળો માત્ર સૂર્ય જ ઉગે છે

૪૦ ગભીર સસારસાગરમા જ્યા વડવાનળ પ્રજળે છે, મગર જ્યા રહે છે, મચ્છ જયા રહે છે, ત્યા તારા ઉપદેશને માનનાર નિર્ભયતાએ પોતાના વહાણ હકારે છે, તેમના માર્ગમાથી પ્રચણ્ડ મોજાના પર્વત પણ ખમી જાય છે

૪૨ જો માનવીનુ માથુ અને તેના અગ સાકળોથી બધાયા હોય, જો એના પગ હજારો બધથી બધાઈ ગયા હોય, તો ય એની

સાંકળો ને એના બધ સૌ છુટી પડે, જો માત્ર એ તાન પવિત્ર નામનો મહામત્ર વિચારે તો

## નાટક

ભારતવાસીઓમા નાટ્યકળા બહુ સુન્દર રીતે ખીલી છે, કારણ કે એની રચનામા વીર કાવ્ય ( Epic ) અને ( Lyric ) રસ કાવ્ય) એ બંને પ્રકારના કાવ્યોનુ સારી રીતે સયોગીકરણ થઈ શકે છે જૈન કવિઓએ પણ આ પ્રદેશમા પોતાની શક્તિ અજમાવી છે[५४] વસ્તુ તરીકે એમણે મોટે ભાગે ધાર્મિક કથાઓ લીધી છે, રામચન્દ્રની કથા લઈને હેમચન્દ્રના શિષ્ય रामचन्द्रे रघुविलास અને हस्तिमल्ले વળી मैथिलीकल्याण નાટક લખ્યા, જીવકની કથા ( પૃ ૧૨૩ ) લઈને हरिचन्द्रे जीवधरनाटक લખ્યુ ઐતિહાસિક વસ્તુ ઉપર પણ નાટક લખાયા છે શ્વેતામ્બર जयसिंहे પોતાના हमीरमदमर्दन નાટકમા ધોળકાના ચૌલુક્ય રાજા वीरधवले મુસલમાન હમીર નામે मीलच्छीकारने હાંકી કાઢ્યાનુ વસ્તુ લીધુ છે પછીથી ગાદીએ બેઠેલા સુલતાન समसुद्दीन इल्तुत्मिशने (अल्तमशने ) એની પૂર્વેના રાજાએ અરબી मिर-शिकार-શિકારમા નિપુણ-એવો ઇલકાબ આપ્યો હતો અને એ મિરશિકાર શબ્દ ફેરવીને આપણા કવીએ મીલચ્છીકાર બનાવ્યો છે

मोहराजपराजय નામે આલકારિક નાટક यशपाले ૧૨ મા સૈકાને અતે લખ્યુ પ્રદેશ એનો અણહિલવાડ છે અને મહાન્ હેમચદ્ર રાજા કુમારપાળને જૈનધર્મમા લીધો એ એનુ વસ્તુ છે રાજાએ મોહ ઉપર વિજય કેમ મેળવ્યો એ એમા ઉપમાઓ દ્વારા સમજાવ્યુ છે રાજા વિવેકચન્દ્રની કન્યા કૃપાસુન્દરી સાથે રાજા કુમારપાળ લગ્ન કરે છે વિવેકચન્દ્રને તેના મનોવૃત્તિ નામે મહેલમાથી મોહરાજા હાંકી કાઢે છે, પણ મોહના પરાજય પછી તે પાછો આવે છે

સ્ટેન કૉનો Sten Kanow વિવિધ લેખકોના બીજા આવા આલકારિક નાટકોના નામ આપે છે એમાનુ એક તો આધુનિક

પંડિત પદ્મરાજે ૧૮૯૭મા મૈસુરમા તીર્થંકર શાન્તિનાથની પ્રતિમાની સ્થાપના કરી તે પ્રસંગે રચ્યુ હતુ

## સામયિક સાહિત્ય

બધા દેશોમા તેમજ ભારતવર્ષમા અર્વાચીન કાળમા છાપખાના આવ્યા પછી અને અવરજવરના સાધન થયા પછી સામયિક સાહિત્ય ખુબ વધી પડયુ છે, એ વાત ખરી, પરંતુ પૂર્વે પણ અમુક વિસ્તારમા લખાતુ, તેમાનુ બહુ થોડુ જ આજ સુધી ઉતરી આવ્યુ છે, કારણકે જે સાહિત્ય સમયને માટે લખાયેલુ, તેની થોડીજ નકલો થયેલી, તેથી એ સાહિત્ય થોડા જ સમયમા ભલી જવાયેલુ, નકલો નહિ થયેલી એટલા માટે કે એવા સાહિત્યમા લોકને બહુ રસ પડેલો નહિ તેથી એને માટે–તેને સાચવી રાખવા માટે તેની નકલ કરી લેવાની કોઇએ પરવા કરેલી નહિ

છેક વર્તમાન કાળ પૂર્વેના કાળનુ વિજ્ઞપ્તિ સાહિત્ય હજી કઇંક અંશે સચવાઇ રહેલુ છે પર્યુષણ–સપ્તાહને છેલે દિવસે જૈનો પોતાના ધર્માચાર્યોને પત્રો લખે છે એ પણ જાણીતુ છે કે પર્વના આ છેલ્લા દિવસ સુધી કોઈ પણ જાતનો કલહ માડવાળ કર્યા વિના, તથા કોઇ પણ જાતના પાપ પ્રાયશ્ચિત કર્યા વિના રહેવા દેતા નથી એટલા માટે જેની સાથે કલહ થયો હોય તેવા પરગામી માણસ ઉપર, માડવાળ કરવાને કાગળ લખે છે, અને પોતાના પાપની ક્ષમા પામવા માટે પોતાના ગુરૂને લખે છે પૂર્વકાળે ગુરૂ ઉપર મોકલવાની આવી વિજ્ઞપ્તિમા છેલ્લા સમયમા બનેલા બનાવની વિગતવાર નોધ લખાતી કોઈ કોઇ વાર તો જાણે સાહિત્યનો નાનો સસ્કૃત ગ્રન્થ હોય એવી રીતે લખાતી કાળિદાસના મેઘદૂતને આદર્શમા રાખીને લખાયેલા ઇન્દુદૂત અને ચેતોદૂત તે આવા પ્રકારની વિજ્ઞપ્તિઓ જ છે સાધુઓની વિજ્ઞપ્તિઓ કોઇ કોઇ વાર ખુબ લાબો થતી, અને એવી એક વિજ્ઞપ્તિનો વીંટો ૨૦ વાર લાબો છે તેમા વચ્ચે વચ્ચે સુન્દર

ચિત્રો ચિતરતા અને કોઇ કોઇમા તો મસજીદ, ગાડી, મહુ વગેરે, વિષય સાથે કશો ય સમ્બન્ધ નહિ રાખનારી વસ્તુઓના ચિત્રો ચિતરતા ( અને આજે પણ ભારતવર્ષના પુસ્તકોમા એમજ થાય છે ) વિજ્ઞપ્તિઓ ઇતિહાસના સશોધનમા પ્રમાણભૂત લેખો છે ને તેથી થોડા વખતથી ભાવનગરની જૈન-आत्मानन्द सभा એમનો સગ્રહ કરીને इतिहासमालामा પ્રકટ કરે છે છેક ઉત્તરમા હિમાલયની તળેટીમા આવેલા પજાબના નગર कागानो પ્રવાસ પદરમા સૈકામા એક સાધુએ કરેલો તેનુ વર્ણન એક વિજ્ઞપ્તિમા છે[૫૬]

વર્તમાન કાળે જૈન સાહિત્ય મહત્ત્વનુ પ્રસિદ્ધ થાય છે, અને તે એટલુ બધુ પ્રસિદ્ધ થાય છે કે તે એ બધાને આખ તળે લઇ શકાય પણ નહિ પોતાનુ હિત સાચવનાર અનેક સાપ્તાહિકો અને માસિકો એ લોક કાઢે છે એમાના સૌથી વધારે મહત્ત્વના નામ અહીં આપુ દિગમ્બરોના અનેક પત્રો છે સુરતથી પ્રસિદ્ધ થતુ માસિક 'દિગમ્બર જૈન', તેમા અનેક ભાષાના લેખો હોય છે, 'હિન્દી જૈન ગેઝેટ' 'જૈન મિત્ર,' સ્ત્રીઓને માટે 'જૈન નારી હિતકારી' શ્વેતામ્બરોનુ હિત સાચવનારૂ પત્ર જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ તરફથી મુખ્યત્વે કરીને ગુજરાતીમા 'શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરલ્ડ' પ્રસિદ્ધ થાય છે એમના બીજા પત્રો કાશીમા પ્રસિદ્ધ થતુ 'જૈન શાસન' અને ભાવનગરમા પ્રસિદ્ધ થતા 'જૈન ધર્મ પ્રકાશ' અને 'આત્માનદ પ્રકાશ' છે સ્થાનકવાસીઓ 'કોન્ફરન્સ પ્રકાશ' અને માસિક 'જૈન હિતેચ્છુ' પ્રકટ કરે છે आरा मा જૈન સેટ્રલ લાઇબ્રેરી છે, તે બધી દિશાએ કામ કરી રહી છે, તે કલકત્તામા હિન્દી ભાષામા 'જૈન સિદ્ધાન્ત ભાસ્કર' નામનુ માસિક પ્રગટ કરે છે ધી ઓલ ઇડિયા જૈન એસોસીએશન મદ્રાસમા 'જૈન ગેઝેટ' નામનુ માસિક અગ્રેજીમા પ્રકટ કરે છે

આ સાપ્તાહિક અને માસિક પત્રો ઉપરાત આખુ વર્ષ ચોપાનીઆ, હેડબીલ, લેખો વગેરે સામયિક સાહિત્ય ભારતવર્ષના દરેક પ્રદેશમા પૂબ કાઢયે જ જાય છે, તેમા સામાયિક પ્રશ્નો વિષે ચર્ચા થાય છે, અને જૈનદષ્ટિ સ્પષ્ટ કરવાના પ્રયત્ન થાય છે

## ૩ લેખો

જૈન લખાણોમા શિલાલેખોનુ અને તામ્રલેખોનુ વિશિષ્ટ સ્થાન છે, કારણ કે લખાયેલા સાહિત્યની પેઠે એ પણ ભૂતકાળની ઘટનાઓના સાક્ષીરૂપ છે સસ્કૃતમા, પ્રાકૃતમા અને વિવિધ આર્ય તેમજ દ્રાવિડિયન ભાષાઓમા લખાયેલા એ લેખો ઐતિહાસિક કે કાલ્પનિક પુરૂષોનુ કે ઘટનાઓનુ વર્ણન આપે છે, સાદી કે કળામય શૈલીએ કથાઓ કે ઇતિહાસ કહે છે એ લેખોનુ વસ્તુ કેટલીકવાર એવુ વિવિધ હોય છે કે તેમા જાણે કોઇ વીર કાવ્ય કે પ્રશસ્ત નાટક આખુ ને આખુ કોતરી કાઢ્યુ લાગે !

એવા લેખો ઘણુ કરીને મન્દિરોમા કે સમાધિઓમા છત્રી ઓમા મૂકેલા હોય છે એ લેખોમા પછીના જમાનાઓને જાણવા માટે દાનની મિતિ, શ્રદ્ધાળુ દાતાના નામ, એમના વશ અને કાર્ય લખેલા હોય છે કેટલાક લેખોમા ગુજરી ગયેલા રાજાઓના, મહાજનોના, પ્રતિષ્ઠિત સ્ત્રીઓના, સાધુઓના, આચાર્યોના, સાધ્વી ઓના, નિત્ય અથવા નૈમિત્તિક પ્રસગોના સ્મરણ કોતરેલા હોય છે, એટલા માટે કે એ મહત્ત્વના હોવાથી પછીના જમાનાઓને ઉપયોગી થઇ પડે

આપણને જે લેખો આજે મળી આવ્યા છે તે વિવિધ સ્વરૂપે છે, કેટલાક ટુકા ને સુદાસગ હોય છે, કેટલાકમા ભાષા ઉંચી અને સુન્દર હોય છે તથા કાવ્યશાસ્રમા આપેલા બધા અલકારોએ અલકૃત હોય છે

ઘણાખરા જૈનલેખો ૐ, स्वस्ति श्री આદિ સ્વસ્તિવાચક શબ્દોથી સરસ્વતીની અથવા એક, અનેક કે સર્વે તીર્થકરોની સ્તુતિથી આરભાયેલા હોય છે પછી અન્ત પણ તેવી જ રીતે કે ' સમસ્ત જગતનુ કલ્યાણ થાઓ !' એવા ભાવના પ્રાર્થનાવાક્યોથી કરવામા આવે છે વળી કેટલાકના અન્તે, જે નિન્દાને પાત્ર હોય તેને અથવા જેણે મદિરને અર્પાયેલી ભૂમિ દબાવી દીધી હોય તેને શાપ પણ આપેલા છે, આવા એક લેખમા "૬૦૦૦૦ વર્ષ સુધી એ જન્તુ થઇને અવતરજો !" એવો શાપ એવા કર્મ કરનારને આપેલો છે

અનેક લેખોમા પ્રશસ્તિઓ હોય છે અને તેમા નામાકિત નરનારીઓના અતિશય યશોગાન ગાયા હોય છે આ પ્રશસ્તિઓ મોટે ભાગે સુન્દર પ્રાસાદિક ભાષાએ લખેલી હોય છે અને વર્ણનોમા તથા ઉપમાઓમા બરાબર પ્રાચ્ય દેશી હોય છે કોઇ રાજાને વિષે લખવુ હશે તો "કુલચુડામણિ, સરસ્વતીકર્ણકુડલ, જૈન ધર્મ સાગર તરગકર ચન્દ્ર, કવિકામદુધા, રિપુ-અગ્નિ" વગેરે શબ્દોથી શણગારશે, રાણીને વિષે લખવુ હશે તો "લક્ષ્મી સમાણી ધન દાત્રી, રૂપરૂપનો ભ્નભડાર, કામદેવની વિજયપતાકા, સપત્નીઓને ભયકર હાથણી જેવી" વગેરે શબ્દોથી શણગારશે, સાધુના વિષે લખવુ હશે તો "એમના ચરણકમળની ખુદ દેવો પૂજા કરે છે, પોતાની પવિત્રતાથી જગતને પવિત્ર તીર્થધામ બનાવે છે, એમની વાણી કાનને ગોપુચ્છના વીંઝણા જેવી સુવાળી લાગે છે, એમની ગગનગામી કીર્તિ ચદ્રકિરણોમા ભળી જાય છે" એવી રીતે શણગારશે

કેટલીક પ્રશસ્તિઓમા પવિત્ર શ્રાવક કે સાધુઓના અવસાન સબધેની, કેટલીકમા વળી ઉપવાસ કરીને મૃત્યુ પામેલાના અવસાન સબધેની મૃત્યુકથાઓ હોય છે પણ અનેક પ્રશસ્તિઓમા ભાષાના અલકારનો બહિષ્કાર કરેલો હોય છે અને અમુક સાધુ કે અમુક સાધ્વી આ ધગધામ છોડીને સ્વર્ગવાસી થયા છે એટલી સાદી હકીકત આપીને જ સન્તોષ વાળે છે

એવા મૃત્યુલેખમા સસારની અનિત્યતા વિષેની સર્વસામાન્ય ભાવના ઉપર ભાર રાખીને કાવ્યરચના કરવામા આવેલી હોય છે, ત્યારે તેની ભવ્ય સરળતા અતિ સુન્દર હોય છે શ્રવણબેલગોલામા સાધુ નન્દીસેનની સમાધિ ઉપર જે મૃત્યુલેખ છે તે આને વિષે સારૂ ઉદાહરણ છે

"ઇંદ્રધનુષની પેઠે, વિજળીની પેઠે અને ધુમસના વાદળાની પેઠે સૌન્દર્યની અને ધનની તેમજ મોહની અને શક્તિની પ્રાપ્તિ તરલતાવાળી છે, કોને એ સ્થિર છે? માટે શ્રેષ્ઠતા ઇચ્છનારે-જગતને વળગી ન રહેવુ" એમ સાધુઓને કહેતા નદીસેન શ્રેષ્ઠ કર્મફળે સ્વર્ગલોકને પ્રાપ્ત થયા

---

# અધ્યાય ૪.

## સિદ્ધાન્તો.

### પૂર્વકથન.

જૈનોના વિશાળ સાહિત્યને વાચવાથી આપણે જાણ્યુ છે તે ઉપરથી તો એમ સમજાય છે કે એ ધર્મ બીજા બધા ધર્મોથી એક વાતે જુદો છે દેખીતી રીતે એણે કશોય મહત્ત્વનો વિકાસ નથી કર્યો બ્રાહ્મણ ધર્મમા વેદને અને ઉપનિષદને, કલિયુગના પ્રવર્ત્યાથી પુરાણને, અને તન્ત્રને પ્રભાવે અન્ય શાસ્ત્રોને પોતાનુ કલેવર કેવળ ફેરવી નાખવુ પડયુ છે, બૌદ્ધ ધર્મમા નવા સૂત્રો જન્મ પામ્યા, आर्य मार्गोनो સિદ્ધાન્ત પ્રકટ થયો અને તે દ્વારા त्रिपिटिका મા ગુથાયેલો બુદ્ધનો ઉપદેશ વિસ્તાર અને પરિપૂર્ણતા પામ્યો, પ્રાચીન ખ્રિસ્તિ ધર્મમા લખાયેલા પ્રભુશબ્દના અર્થમા દેવાલય ના સમ્પ્રદાયને બળે અને તેણે આપેલા જીવનપ્રણાલીના નિયમને બળે શિષ્યોની અનુકૂળતાને અનુસરી ફેરફાર થતા ગયા, પણ જૈન ધર્મના સિદ્ધાન્તો સર્વકાળે એકના એક જ રહ્યા છે એ ધર્મના નિર્ણિત થયેલા જે સિદ્ધાન્તો આજે જોઇએ છીએ તે મુખ્યત્વે કરીને તો અતિ પ્રાચીન ગ્રન્થોમા પણ જોઇએ છીએ આવી સ્થિતિ કેમ છે એનુ કારણ આપવુ એ એ ધર્મના સંશોધનમા મચેલા પંડિતોને પણ કઠણ થઇ પડે છે જૈનો પોતે તો એ સ્થિતિને વિષે સ્વાભાવિક રીતે એમ માને છે કે અમારા ધર્મના સિદ્ધાન્તો સનાતન છે, અને તેથી કાળના પરિવર્તન સામે ટકી રહ્યા છે, વળી જેવે નિર્ણિત સ્વરૂપે અમને મળ્યા હતા તેવે જ સ્વરૂપે અમે એમને શુદ્ધભાવે સાચવી રાખ્યા છે, આથી જ એમા કશો ફેરફાર થયો નથી

એ શંકાનો ઉત્તર આપવો એ આપણે માટે તો કઠણ જ છે એટલુ માત્ર કહી શકીએ કે જે કાળે એ ધર્મના સિદ્ધાન્તોનુ

સગઠન થયુ અને એમનો વિકાસ થયો તે કાળના ગ્રન્થો આપણી પાસે છે નહિ, અને પ્રાચીનમા પ્રાચીન જે ગ્રન્થો આપણી પાસે છે, તેમા તો સિદ્ધાન્ત નિર્ણિત થઇ ગયેલા છે શ્વેતામ્બર અને દિગમ્બર એ બંને સમ્પ્રદાયો ધર્મના મહત્ત્વના સિદ્ધાન્તોમા કેવળ એકમત જ છે, તે ઉપરથી પણ એટલુ તો માનવુ પડે છે જ કે ઇ સનની શરૂઆતમા એ બે સમ્પ્રદાય જુદા પડયા તે પૂર્વથી જ ધર્મનુ આધુનિક સ્વરૂપ ઘડાઇ ગયેલુ હોવુ જોઇએ પણ ત્યારપછી આગળ જઇને યાકોબી કહે છે કે ભદ્રબાહુના ( ઇ પૂ ૩૦૦ ના અરસામા ) સમય પછી બહુ ફેરફાર થયો નથી, કારણ કે શ્વેતામ્બરો જણાવે છે તે પ્રમાણે એમણે ઘણા ગ્રન્થ રચ્યા છે અને દિગમ્બરો પણ એમના ઉપર અત્યન્ત પૂજ્યભાવ રાખે છે મહાવીરના સિદ્ધાન્તોમા ભદ્રબાહુએ કેવે પ્રકારે કેટલે અંશે વિકાસ કર્યો એ કહેવાનુ આપણી પાસે સાધન નથી, અને તેથી એમ પણ વખતે કહી શકાય કે એ ધર્મના સિદ્ધાન્તોમા મૂળતત્ત્વ ભદ્રબાહુએ જે સ્વરૂપે મૂકયા છે, તે તે જ સ્વરૂપે મહાવીરથી ઉતરી આવ્યા હતા ત્યારે એ ધર્મના સિદ્ધાન્તોમા ફેરફાર દેખીતો કઈ થયો છે એમ માનવાનુ કઇ ખાસ કારણ નથી અને તેથી, અમારો ધર્મ ઠેઠ મહાવીરથી તે જ સ્વરૂપે ચાલ્યો આવે છે એવી જે તેમની માન્યતા છે તે માન્યતા સાચી પણ હોય વળી એમ પણ કહેવાય છે કે મહાવીરે પોતે એ ધર્મ કાઢયો નથી, પણ એમની પૂર્વે ૨૫૦ વર્ષ ઉપર થઇ ગયેલા પાર્શ્વનાથનો ધર્મ એમણે સ્વીકારેલો અને તેમા સમયને અનુકૂળ પરિવર્તન કરેલા આ વિષે આપણી પાસે જો કે કશુ પ્રમાણ નથી, તો પણ સભવ છે કે વાત સાચી હોય વળી તે ધર્મના સિદ્ધાન્તની ઘટના પણ આ વાતની સાક્ષી પૂરે છે, કારણ કે જીવને પુદ્ગલના અણુઓરૂપે કર્મ બધાય છે એ જે એમના ધર્મનુ મૂળતત્ત્વ એના પ્રાચીન સ્વરૂપ ઉપરથી પણ માની શકાય છે કે એ ધર્મ ઇ પૂ ૮ મા ૯ મા સૈકામા પણ હશે આપણે ત્યારે એટલુ સ્વીકારી લઇએ કે એ ધર્મે પોતાનુ સ્પષ્ટ સ્વરૂપ પાછળથી ધારણ કર્યું, તો ય એના બીજ ઇ સ ૮૦૦ ના

અરસામા નખાયા હતા, પછી એણે ઇ સ ની શરૂઆતના અરસામા સ્પષ્ટ રીતે આજનુ સ્વરૂપ ધારણ કર્યું અને ત્યારપછી આજ સુધીના લગભગ ૨૦૦૦ વર્ષના ગાળામા અનેક વિષયો-પરત્વે વધારે સ્પષ્ટ સ્વરૂપમા એ આવ્યો, વળી નવેસરથી ઘડાયો, પણ એમા કશો ગભીર ફેરફાર થયો નથી

આ વિચિત્ર સ્થિતિનુ કારણ સિદ્ધાન્તોની શુદ્ધ રચનામા શોધી શકાય. એ વિષે યાકોબી આમ લખે છે —" પ્રાચીન સિદ્ધાન્તની નિશ્ચળતાના કારણ વિષે મારા માન્યામા એમ આવે છે કે એ સિદ્ધાન્તોના ભાવ અને ભાષાને પછીના કાળના તત્ત્વશાસ્ત્રના ભાવ અને ભાષા સાથે મેળ નહિ હોય અને તેથી પૂર્વ સિદ્ધાન્તો ઉપર ઉત્તર સિદ્ધાન્તોની કશી અસર થયેલી નહિ અમુક પ્રમાણમા એ સિદ્ધાન્તો દૃઢ થઇ ગયા અને પરપરાએ એ જ રૂપે દૃઢભાવે ઉતરતા ચાલ્યા જૈનોની તત્ત્વવિદ્યા મૃતભાષા જેવી છે એ શીખાય ને વપરાય, પણ એનો વિકાસ કરી શકાય નહીં[२] "

જૈન ધર્મના આ નિશ્ચળ ભાવને કારણે તેનામા બીજો-એક ગુણ આવ્યો છે બધા મુખ્ય સિદ્ધાન્તોમા તમે એની એવી સમ્પૂર્ણ છબી આકી શકો કે જે છબી સર્વ રીતે પ્રાચીન તેમજ અર્વાચીન જૈનધર્મને મળતી આવે, અને વિવિધ દેશના, કાળના ને વિષયના લેખકો કઇક જુદે સ્વરૂપે લખે છતા યે એ છબીની યથાર્થતામા કશોય ફેર પડે નહિ

આ ગ્રન્થમા જૈનધર્મના સિદ્ધાન્તોના જે જે પ્રદેશની રૂપરેખા આકવાનો પ્રયત્ન કર્યો છે તે તે પ્રદેશની માહિતી માટે હાલના પડિતોના પુસ્તકોમાથી અવતરણો લીધા છે વળી શ્વેતામ્બરના તેમજ દિગમ્બરના પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રન્થોની પણ સહાયતા લીધી છે પણ શ્વેતામ્બરના સાધનો વધારે પ્રમાણમા પામી શક્યો છુ, એટલે સ્વાભાવિક પરિણામે જ આ ગ્રન્થમા શ્વેતામ્બર સમ્પ્રદાય મુખ્ય સ્થાન પામ્યો છે, જ્યા જ્યા દિગમ્બર સમ્પ્રદાય વિષે હુ જાણતો હતો, ત્યા ત્યા એને પણ સાથે સાથે સ્થાન આપ્યુ છે

મારી રૂપરેખાને માટે મુખ્યત્વે કરીને ઉમાસ્વાતિનુ તત્ત્વાર્થાધિગમસૂત્ર અને યાકોબીનો એનો અનુવાદ એ બે મને બહુ ઉપયોગી થઇ પડયા છે, આ અનુવાદને આધારે પરિભાષાનો ઉપયોગ, બન્યુ ત્યા સુધી કર્યો છે 'તત્ત્વજ્ઞાન' અને 'નીતિ' વિષેના જે પ્રકરણો આ અધ્યાયમા લખ્યા છે તે Die Lehre vom Karman in der Philosophie der Jainas (જૈન તત્ત્વજ્ઞાનમા કર્મનો સિદ્ધાન્ત) એ નામે ૧૯૧૫ મા મે લખેલા નિબન્ધને આધારે લખ્યા છે, ત્યારપછી તો એ નિબધના કેટલાક પ્રકરણોમા કઇક સુધારો વધારો કરીને કરી છપાવ્યા છે, આ ગ્રન્થમા જે રૂપરેખા આપી છે તેમાની કેટલીકની વિગતવાર હકીકતો એ નિબન્ધમાથી મળી આવશે[3] 'વિશ્વજ્ઞાન' વિષેનુ જે પ્રકરણ છે તે કઇક અંશે Die Kosmographie der Inder (ભારતવાસીઓની વિશ્વવિદ્યા) એ નામે કીર્ફેલે લખેલા ગ્રથને આધારે લખ્યુ છે, કઇક અંશે નવી હકીકતો પણ મૂકી છે 'ઇતિહાસ અને જીવનચરિત' વિષેનુ પ્રકરણ તો નવુ જ છે, કારણ કે એનુ પૂરૂ સંશોધન કોઇએ હજી કર્યું નથી, એને માટે મુખ્ય આધાર વિનયવિજયના 'લોકપ્રકાશ' અને હેમચન્દ્રના 'ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત' ઉપર રાખ્યો છે, તેમજ વળી જ્યા જ્યા બીજા ગ્રન્થોના આધાર લીધા છે, ત્યા ત્યા તે ગ્રન્થના નામ નોધ્યા છે

## ક જ્ઞાનતત્ત્વ

### અ જ્ઞાનસાધન

જૈનોના માનવા પ્રમાણે તત્ત્વજ્ઞાનનો એકમાત્ર હેતુ એ જ છે કે આ જગતમા આપણુ પોતાનુ સાચુ સ્થાન કયા છે? એનુ જ્ઞાન આપણે પામીએ અને તે દ્વારા જેથી આપણુ હિત થાય એમ હોય તેને પ્રાપ્ત કરવાની અને અહિત થાય એમ હોય તેનો ત્યાગ કરવાની સ્થિતિમા આવીએ, આ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે આપણને સહાયતા આપનાર સાધનને નાણી જોવુ ઘટે આવુ જ્ઞાન પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે પ્રકારે પામી શકાય

જ્ઞાન પાચ ઇન્દ્રિયોદ્વારા અથવા તો એની સહાયતા વિના પણ અન્તરાત્માને પ્રાપ્ત થયેલી શક્તિદ્વારા પ્રાપ્ત કરી શકાય છે પહેલા પ્રકારનુ જ્ઞાન મેળવવાનું સાધન જગતના સૌ જીવને મળેલુ હોય છે, બીજા પ્રકારના જ્ઞાનનુ સાધન અમુક દેવોને કે સાધુઓને જ મળેલુ હોય છે અને સિદ્ધોને, જેમણે પ્રકૃતિ ઉપર વિજય મેળવ્યો હોય છે તેમને સર્વોત્કૃષ્ટ જ્ઞાન મળેલુ હોય છે

પરોક્ષ જ્ઞાન ( ૧ ) સ્મૃતિ, સ્મરણ, ( ૨ ) પ્રત્યભિજ્ઞાન–ફરી સ્મરણમા લાવવુ તે, ( ૩ ) અનુમાન–પચવાક્યની સહાયતાએ કરીને આમ સમજવુ તે–પર્વત ઉપર અગ્નિ છે કારણકે ત્યાથી ધુમાડો નીકળે છે, રસોડાની પેઠે, જ્યાથી ધુમાડો નીકળે ત્યા અગ્નિ હોય, પર્વત ઉપરથી પણ ધુમાડો નીકળે છે માટે ત્યા અગ્નિ છે ( ૪ ) આગમ-પવિત્ર પુરૂષોના તેમજ શાસ્ત્રોના શબ્દ

જેમના આત્મા પ્રાકૃતિક આવરણથી કેવળ મુક્ત છે અને બહારના સાધનની સહાયતા વિના જ સર્વને પ્રત્યક્ષ જાણી શકે છે, તે કેવલી કહેવાય છે, બધી વસ્તુઓનુ સમ્પૂર્ણ અને સાચુ જ્ઞાન તો માત્ર કેવલીને જ હોઇ શકે છે બીજા બધા જીવોની જ્ઞાનેન્દ્રિયો અને તેથી મળતુ જ્ઞાન, એ સૌ થોડે અંશે પણ સ્ખલનાવાળુ હોય છે, એટલે એમને સર્વજ્ઞ જે જ્ઞાન આપે તેજ સાચુ જ્ઞાન પ્રાપ્ત કરવાનુ આપણા આ જુગમા તો એવો કોઇ સર્વજ્ઞ થયો નથી, એટલે જગતના ને જીવના કોયડાનો ઉકેલ જાણવાને માટે પાછલા જુગમા થઇ ગયેલા સર્વજ્ઞના શબ્દો શોધવા જોઇએ એમના શબ્દો જૈનશાસ્ત્રોમા છે અને એ શાસ્ત્રોમા જગતના સૌ પ્રશ્નો ઉપર આપેલા અભિપ્રાય અત્યત પ્રમાણભૂત મનાય છે આ શાસ્ત્રોને આગમ કહે છે, આ સૃષ્ટિને સરજે છે, પોષે છે, ને નાશ કરે છે એવા કોઇ દેવ કે માણસે આ શાસ્ત્ર રચ્યા નથી, પણ જેમણે આ પૃથ્વી ઉપર આવીને પોતાના જ્ઞાનદ્વારા પોતાના આત્માને આવરનારા અજ્ઞાન–આવરણને છેદી નાખ્યુ છે એવા પરિપૂર્ણ ગુરૂઓએ આપેલા છે.

એ ધર્મગ્રન્થો જ્ઞાનના પ્રમાણભૂત સાધનરૂપ ગણાય છે કારણ કે તેના રચનાર આધ્યાત્મિક દૃષ્ટિએ પરિપૂર્ણ હતા અને એમા લખેની હકીકતો સાચી જ છે એવી સાબીતી હરકોઇ જીવને મળી શકે તેમ છે કારણ કે આધ્યાત્મિક વિકાસથી એવુ જ પરિપૂર્ણ પદ પ્રાપ્ત કરી શકાય છે

પૂર્વ જુગના સર્વજ્ઞોએ આપેલા જ્ઞાનમાથી અમારા સિદ્ધાન્તો જન્મ પામ્યા છે એમ જૈનો માને છે, તેથી એમના તત્ત્વજ્ઞાનને એક બીજી વિશિષ્ટતા પ્રાપ્ત થઇ છે એમના શાસ્ત્રગ્રન્થોમા લખાયેલુ એકેએક વાકય આથી શુદ્ધ સત્ય જ મનાય છે, એની સામે શકા થઇ શકે જ નહિ એવુ મનાતુ આવ્યુ છે જે તત્ત્વજ્ઞાન ઉપર આપણે ચર્ચા કરવાની તે તો સર્વજ્ઞ ગુરૂઓના ચાલતા આવેલા વચનોને એકઠા કરવા, સ્પષ્ટ કરવા કે જરૂર પડે ત્યા આખા કરવા પુરતી જ કરવાની છે

જૈન તત્ત્વજ્ઞાનના આ મતને કારણે એ તો માનવુ જ પડે કે સર્વજ્ઞ પુરૂષો થઇ ગયા છે, અને એમના આ મત ઉપર બ્રાહ્મણ પડિતોએ પ્રચડ પ્રહાર કર્યા છે એટલી જ પ્રચડતાએ જૈનોએ પોતાના એ મતનુ રક્ષણ કરવાના અને તેને દૃઢ કરવાના પ્રયત્ન કર્યા છે જીવ પોતાને પણ જાણે, એ સિદ્ધાન્ત ઉપરથી એમણે એવો સિદ્ધાન્ત પણ સાબીત કરવાનો પ્રયત્ન કર્યો કે ભૌતિક આવરણ, વિકાર વિગેરે વિઘ્નો દૂર થઇ જાય કે તરત જ સર્વને જાણવાની આ શકિત પ્રાપ્ત થાય છે કારણ કે અગ્નિને બાળવાનુ કશુ ય ના હોય તો એ શેને બાળે? બુઝાઇ જ જાય

## તત્ત્વ શાસ્ત્ર અને ન્યાય શાસ્ત્ર.

બધી જાતિઓના તત્ત્વશાસ્ત્રની પેઠે ભારતવાસીઓના તત્ત્વ શાસ્ત્રમા પણ વસ્તુસ્થિતિના મૂળમા એકમેકથી વિરોધી બે તત્ત્વો રહેલા છે એક પક્ષ કહે છે કે—પદાર્થ જ સાચુ તત્ત્વ છે, એના ઉપર જે ફેરફાર થતા જણાય છે તે માત્ર અસત્ય દેખાવ છે, કારણકે ઘાટને પદાર્થ સાથે તો લેવા દેવા જ નથી સામો પક્ષ કહે

છે વસ્તુમા જે ગુણુ જોઇએ છીએ તે ગુણુ જ સત્ય છે, એ ગુણુના મૂળમા હોઇ શકે એવો અચળ પદાર્થ તો કોઇ છે જ નહિ, કારણુકે જગતમા અચળ કશુ નથી, સૌ ચલિત અને તેથી નાશવત છે

આ બેમાનો પહેલો મત ( જેને આપણે parmanندના મત સાથે સરખાવી શકાય તે ) ઉપનિષદ્નો અને એને આધારે રચાએલા પ્રાચીન મતના બ્રાહ્મણુ તત્ત્વજ્ઞાનનો, એટલે કે વેદાન્તોનો છે પ્રખ્યાત छान्दोग्य उपनिषन्મા ૬, ૧, ૩, મા आरुणि પોતાના પુત્ર श्वेतकेतु ને નીચેના શબ્દોથી એ વાત એકેવાર સ્પષ્ટ કરી નાખે છે

यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञात,
स्याद्वाचाऽऽरम्भण विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम् ॥

હે સૌમ્ય, માટીના એક પિંડથી માટીના બનેલા સર્વે પદાર્થોને જાણી લેવાય છે, જુદા જુદા નામ તો માત્ર વાણીના વિકાસ છે, બાકી માટી એજ સાચી વસ્તુ છે

એ મતથી બરાબર વિરૂદ્ધ મત બુદ્ધનો છે (જેને કઇક અ શેઅથી Herakliteના મત સાથે સરખાવી શકાય ) એમને મતે મૂળમા તો કશાનીअस्ति નથી સૌની માત્ર भवति છે વસ્તુ નથી પણુ માત્ર મૂળતત્ત્વો જ છે, તે માત્ર એક કાળે એકત્ર થાય છે આ મતનુ સ્પષ્ટ ચિત્ર सम्युत्त निकाय ૫, ૧૦ મા મુકેલા ભિક્ષુણી वजिरा અને मार વચ્ચેના સવાદમા આપ્યુ છે એ પવિત્ર સાધ્વીને ભુલાવીને ભય પમાડવા માટે માર એને પુછે છે કે પ્રાણીનુ મૂળ શુ અને એ કયા જશે ? ભિક્ષુણી બોલ્યા

" વસ્તુ તુ શેને કહે છે ? માર, તુ એક ભ્રમણુમા ભમાયો છે ! એ તો માત્ર ધાટનો સમૂહ છે, બાકી વસ્તુ તો છે જ નહિ કારણુ કે અમુક ભાગ એકઠા થઇને એક થયા ત્યારે એ ગાડુ કહેવાયુ, તેમજ પ્રકૃતિના પાચ સ્કધ મળીને શરીરવાળુ જીવતુ પુતળુ થયુ તેનો લોક પ્રાણી શબ્દથી વ્યવહાર કરે છે

જૈન મત વેદાન્ત અને બૌદ્ધ એ બે દર્શનોની વચ્ચેનો માર્ગ લેવા પ્રયત્ન કરે છે, બન્ને મત અમુક અંશે સાચા છે, પણુ એ

બન્નેએ પોતાના મત અતિ દૂર સુધી તાણી ગયા છે એમ જૈન મત માને છે તેથી એણે એ બન્નેની વચ્ચેનો अनेकान्तवाद प्रसिद्ध કર્યો એ મતે પદાર્થ માત્ર કંઈક અંશે નિત્ય છે, કંઇક અંશે અનિત્ય છે એમ સ્વીકાર્યું ઘર જે તત્ત્વોનું બનેલું છે તે તત્ત્વો નિત્ય છે, એના રૂપરંગ વગેરે બીજા ગુણો તે ઉભા થાય છે, વળી ચાલ્યા જાય છે આ દૃષ્ટિએ જોતા, પદાર્થ સામાન્ય રીતે જે સ્વરૂપે દેખાય છે તેથી વિરૂદ્ધની જ પરિસ્થિતિમા હોય છે અને તેથી જે કંઇ છે તેના ઉપરના સૌ બાહ્યરૂપ તે સ્વાભાવિક રીતે જ નિરપેક્ષ નહિ પણ સાપેક્ષ છે માટે એનુ અસ્તિત્વ અમુક અપેક્ષાએ અને અમુક સીમામા છે

જે જે દૃષ્ટિબિન્દુથી પદાર્થને જોઇ શકાય એ દૃષ્ટિબિંદુ અનેક છે જૈનો એના ૭ ભાગ પાડે છે ને તે દરેકને નય કહે છે વસ્તુના અમુક અંશોનો સ્વીકાર કરીએ, પણ બાકીનાનો નિષેધ ન કરીએ ત્યારે એ વસ્તુ સંબંધે જે જુદા જુદા અભિપ્રાય આપીએ તે નય કહેવાય પહેલા ૪ નય રૂપ સંબંધે છે, બીજા ૩ શબ્દ સંબંધે છે

૧ नैगम-नय એ સામાન્ય અને વિશેષ ગુણમા ભેદ કર્યા વિનાની દ્રવ્યની સ્થિતિ જુએ છે કેરીમા એના વિશેષ ધર્મ તો છે જ, પણ સાથે ફળ માત્રના સામાન્ય ગુણ પણ છે, અને એ દૃષ્ટિએ કેરીને જુએ છે

૨ सग्रहनय માત્ર સામાન્ય ગુણ આરોપીને જ દ્રવ્યને જુએ છે, પણ વિશેષ ગુણનો નિષેધ નથી કરતો

૩ व्यवहारनय માત્ર વિશેષ ગુણ આરોપીને જ દ્રવ્યને જુએ છે, પણ સામાન્ય ગુણનો નિષેધ નથી કરતો

૪ ऋजुसूत्रनय પદાર્થની અતીત કે અનાગત સ્થિતિનો વિચાર કર્યા વિના વર્તમાનમા છે તેવો જ જુએ છે

૫ शब्दनय પદાર્થના અનેક પર્યાયનામોના ધાત્વર્થની પરવા કર્યા વિના એક જ અર્થે એનો વ્યવહાર કરે છે ( જીવ,

આત્મા, પ્રાણ એવા ધાત્વર્થ જુદા જુદા થાય છે, છતા યે એ બધાનો એક સામાન્ય અર્થે વ્યવહાર કરે છે)

૬ समभिरूढनय ધાત્વર્થને અનુકૂળ રહી પર્યાય શબ્દોનો જુદો જુદો વ્યવહાર કરે છે

૭ एवभूतनय અમુક પ્રસગે પદાર્થનુ જે નામ છે તે તેની ક્રિયાને અનુકૂળ છે કે કેમ તે જુએ છે જેમકે શક્તિ એ શબ્દના ધાતુ ઉપરથી શક્ર (ઇન્દ્ર) એ નામ પડયુ છે

આમાના ગમે તે કોઇ નયનો દુર્વ્યવહાર કર્યાથી મિથ્યા સિદ્ધાન્ત ઉપર ઉતરી પડાય જૈનોને મતે, એમ આ ૭ નયમાના એક એક નયની એક જ દિશા પકડયાને પરિણામે, જુદા જુદા મિથ્યા દર્શન* જન્મ પામ્યા છે પણ જૈનધર્મે તો સાતે ય નયને શુદ્ધ રીતે એકમેક સાથે સમન્વય કરીને તે દ્વારા સત્ય શોધી લીધુ ને એક દિશાએથી જોનારની પેઠે મિથ્યામાથી બચી શકયા

વસ્તુને જુદી જુદી દૃષ્ટિથી જોવી અને તે ઉપરથી જુદા જુદા નિર્ણય ઉપર આવવુ, એ પ્રણાલીને स्याद्वाद કહે છે એ ન્યાય પ્રણાલી ખાસ જૈનોની છે અને એ લોક એને એટલુ ઉંચુ સ્થાન આપે છે કે એને એ પોતાના ધર્મની મુખ્ય અને સર્વોત્કૃષ્ટ પ્રણાલી માને છે સ્યાદ્વાદની પછી ૭ ભગી આવે છે, તે નીચે પ્રમાણે છે

૧ स्यादस्ति—કઇક છે, જેમકે એક દૃષ્ટિએ ઘડો છે

૨ स्यान्नास्ति—કઇક નથી, જેમકે બીજી એક દૃષ્ટિએ ઘડો નથી

૩ स्यादस्ति नास्ति—કઇક છે અને નથી, એમ ત્રીજી દૃષ્ટિએ

૪ स्यादवक्तव्य—એ કહી શકાય એવુ નથી ચોથી દૃષ્ટિએ

૫ स्यादस्ति चावक्तव्य—છે પણ કહી શકાય એવુ નથી, પાચમી દૃષ્ટિએ

---

* ૧ લા નયની એકજ દિશા પકડયાને પરિણામે ન્યાય વૈશષિક ૨ જા નયને પરિણામે વેદાન્ત, ૩ જા નયને પરિણામે જડવાદ અને ૪ થા નયને પરિણામે બાધ દર્શનનો જન્મ થયો

६ स्यान्नास्ति चावक्तव्य—નથી, ને કહી શકાય એવુ નથી, છઠ્ઠી દષ્ટિએ

૭ स्यादस्ति च नास्ति चावक्तव्य—છે, નથી, ને કહી શકાય એવુ નથી, સાતમી દષ્ટિએ

ઉપરના બધા સૂત્રને આરંભે स्यात् શબ્દ મૂકેલો છે, એનો અર્થ ' એમ હોય ' એવો છે અને નિર્ણયનો સભવ દેખાડે છે જૈનો વળી कथंचित् શબ્દનો ઉપયોગ ' કઇક અંશે ' એવા અર્થમા કરે છે એક જ કાળે એકમેકથી વિરૂદ્ધ જતા નિર્ણયો સાચા હોઇ શકે, પણ અમુક મુખ્ય નિર્ણય સ્વીકારવાનો છે એમ જણાવવુ એ સ્યાદ્વાદનુ કામ છે જેમકે પ્રથમ દષ્ટિએ એક માણસ પિતા અને પુત્ર છે એવો નિર્ણય થાય, પછી વધારે ઉડા ઉતરતા એ અમુકનો પિતા છે અને અમુકનો પુત્ર છે એવો નિર્ણય થાય સ્યાદ્વાદના પ્રયોગથી જૈનો એવુ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે કે કોઇ પણ વિધ્યાત્મક કે નિષેધાત્મક નિર્ણય એકેવારે છેવટનો ન હોય, પણ માત્ર અમુક સીમાબદ્ધ દષ્ટિએ જ સાચો હોય, કારણ કે તેને એક સાથે એક સબધ હોય અને બીજા સાથે બીજો હોય ६

## સત્ય અને તેનુ જ્ઞાન.

જૈનમતે, તત્ત્વજ્ઞાનના સર્વે દર્શનોમા સત્યનુ બીજ હોય છે, પોતાને જે સત્ય લાગે તે વિષે એક પક્ષપાતી અને નિરકુશ પદ્ધતિએ અને પ્રણાલીએ વિચાર કરવાથી અને તેમા સર્વ પ્રકારના અસત્યો ભેળવી દીધાથી સમ્પૂર્ણ જ્ઞાન એ પામી શકતા નથી પણ એ માને છે કે સાચુ જ્ઞાન જૈન ધર્મમા છે, કારણ કે

૧ જૈનધર્મ સર્વજ્ઞ ગુરૂઓ દ્વારા જન્મ પામ્યો છે

૨ શાસ્ત્રાર્થમા કદી પરાજય પામ્યો નથી, કારણ કે એ અપરાજેય છે

૩ જ્ઞાનના કોઇ પણ પ્રકારના પ્રમાણવડે-પછી તે પ્રત્યક્ષ હોય કે પરોક્ષ હોય કે અનુમાન હોય કે ગમે તે હોય, પણ તે વડે જૈન ધર્મમા કશોય ફેરફાર કરી શકાય નહિ

૪ જૈન ધર્મ દરેક પદાર્થને તેના સાચા સ્વભાવમા ઓળખે છે

૫ દેવોથી તે વનસ્પતિ સુધીના સૌ જીવમા અને અજીવમા નૈતિક ભાવના પ્રેરે છે ને સૌનુ હિત કરે છે

૬ જૈન ધર્મ એટલો બળવાન છે કે સર્વ અસત્યોનો નાશ કરી શકે

આ એના ગુણને લીધે જૈન ધર્મ એકલામા જ એ શકિત છે કે જગતનો અને જીવનનો કોયડો સન્તોષજનક રીતે ઉકેલી શકે અને ભૂલેલા જીવને એના લખચોરાશીના ફેરામાથી મોક્ષ અપાવી શકે એ ઉત્તમ જ્ઞાનનુ શ્રદ્ધાપૂર્વક અધ્યયન કરવાથી અને અમુક ધાર્મિક વિધિઓનુ દૃઢતાપૂર્વક પાલન કરવાથી અંતે ત્રિરત્ન પામી શકાય છે, સસારમા ઉત્પન્ન થયેલા રત્નોમા એ સર્વોત્તમ છે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યક્ ચારિત્ર

પડિતો જૈન ધર્મનો પ્રચાર કરવા જે પ્રણાલીએ ઉપદેશ આપે છે તે પ્રસગે પ્રસગે જુદી જુદી હોય છે પડિતોની શક્તિ ઉપર તો તેનો ઘણો આધાર છે તેમજ શ્રોતા વક્તા બનેની સ્થિતિ ઉપર પણ આધાર છે સાધુ જ્યારે નગરની શેરીઓમા કે ઉપાશ્રયમા, બહુ તત્ત્વજ્ઞાન નહિ પામેલા એવા શ્રાવકોને ઉપદેશ આપે છે ત્યારે લૌકિક પ્રણાલીએ બોલે છે અને બને ત્યા સુધી કથાઓથી અને વાર્તાઓથી પોતાનો ઉપદેશભાવ સમજાવવાના પ્રયત્ન કરે છે, પણ જ્યારે ન્યાય અને તર્કની શાખાઓમા પ્રવીણ એ સાધુને ભારતપ્રિય શાસ્ત્રાર્થમા જૈનધર્મનુ સાચુ સ્વરૂપ પ્રકટ કરવા કે પોતાનુ તત્ત્વદર્શન સ્થાપિત કરવા અને સામાના દર્શન વિરુદ્ધ પોતાનો બચાવ કરવા જવાનુ હોય છે, ત્યારે શાસ્ત્રના પોતાના સૌ આયુધ સજીને જાય છે આ સવાદપ્રણાલીને અનુસરીને જૈન-ધર્મનુ જ્ઞાન પ્રચારવા સાહિત્ય પણ ઘણું લખાયુ છે અને તે પણ અનેક પ્રકારે પ્રસિદ્ધ થાય છે લોકપ્રિય ચોપાનિયાથી માડીને તે ગભીર ગ્રન્થો સુધા પ્રસિદ્ધ થાય છે એ પુસ્તકો કદમા અને પ્રતિપાદન કરવાના વિષયમા અનેક રીતે ભિન્ન હોવા છતા એમાના જે પુસ્તકો સમગ્ર જૈનધર્મની ચર્ચા કરે છે તે તો એક જ પ્રણા

લીએ કે છે પ્રારભમા મૂળતત્ત્વની વાતો કરે છે, પછી એના ભાગવિભાગ પાડી દે છે પછી સમજાવવાને માટે પ્રસગને અનુકુળ થોડે કે વધારે અંશે સબધ રાખનારી કોઇ વસ્તુનુ દૃષ્ટાન્ત આપે છે એટલુ સમજાવીને વળી પાછા વિષયની એકેએક શાખામા આગળ લઇ જાય છે અને અમુક વ્યવસ્થિત દૃષ્ટિબિન્દુઓ લઇને વિષયને બરાબર સમજાવે છે એવા ચાર દૃષ્ટિબિન્દુ આ પ્રમાણે છે નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ જીવને એ દૃષ્ટિબિન્દુએ આમ જોઇ શકાય નામજીવ એટલે જેનુ નામ જીવ પડયુ હોય તે સ્થાપનાજીવ એટલે જીવરૂપે જે ચિત્રાયો છે તે, દ્રવ્યજીવ એટલે જીવ પોતે જે છે તે તેના ઉપરના બીજા ગુણોને બાદ કરતાં શુદ્ધ સ્વરૂપે રહે તે, અને ભાવજીવ એટલે જે તે કાળે જે તે સ્વરૂપે જીવ છે તે વળી દૃષ્ટિના બીજા ૬ બિન્દુ છે ભાવના, સબધ, ઉત્પત્તિકારણ, દેશ, કાળ ને વિભાગ ચાકાળી આ સબધમા કહે છે કે-આ જોઇને પ્રાચીન Quis Quid, ubi Quibus auxilius cur Quomodo Quando યાદ આવે છે જેમકે (એ દૃષ્ટિબિદુઓએ) આમ પૂછી શકાય "સાચો ધર્મ કયો ? કયા જાય છે ? કયાથી આવે છે ? કયા દેશનો છે ? કેવડો મોટો છે ? કયી જાતિનો છ ?" વળી પાછા આ ૮ દૃષ્ટિબિદુઓ પણ એ સૌને બદલે મૂકાય છે જો કે આ ૮ કોઈ પણ પ્રકારે પાછલામા સમાઇ તો જાય છે, અસ્તિત્વ, સખ્યા, સ્થાન, મહત્વ આયુષ, વિભાગ, સ્થિતિ, મહત્વ કે લઘુત્વ

જૈન દર્શન સમજાવવાને જે પ્રણાલી સ્વીકારવામા આવેલી છે તે ભારતવર્ષના વાચકને તો અનુકૂળ લાગશે, પણ ભારતની વિચારપ્રણાલીએ નહિ ટેવાયેલા યુરોપિયનને તે બહુ જ ભારે પડે છે જૈનધર્મના આજે અનેક ગ્રન્થો છે તે સૌનો સારાશ આપવાનો આ ગ્રથમા પ્રયત્ન કર્યો છે, પણ તેમ કરતા ભારતપ્રણાલીનો દાસભાવે સ્વીકાર નથી કરી લીધો, યુરોપીઅન વાચકને ઉપયોગી થઇ પડે તેવા સ્વરૂપમા એને મૂકવાનો પ્રયત્ન કર્યો છે જૈન દર્શનની સાથે સબધ રાખતા સિદ્ધાન્તોને અનુક્રમે મૂકવા અને તેમને સમજાવવા પછી તેના વિભાગ દેખાડવા અને પછી

એ બધાને સબધમા ગોઠવવા, આથી શુષ્કતા કઇક ઓછી થશે. કારણકે અહીં માત્ર જૈનધર્મના સિદ્ધાન્તોના સ્વરૂપો જ નથી આપ્યા, પણ એ સિદ્ધાન્તોનો આત્મા જ મુખ્યત્વે ઓળખાવવાનો પ્રયત્ન કર્યો છે, સસારના અને સ્વર્ગના સ્વરૂપો આળેખવા, તેના ભાગવિભાગ પાડવા અને તેનો સબધ દેખાડવા જે ધર્મપ્રણાલીએ પ્રયત્ન કર્યા છે એ ધર્મપ્રણાલીનો આત્મા ઓળખાવવામાટે પ્રયત્ન કર્યો છે

## તત્ત્વજ્ઞાન.

### ધર્મતત્ત્વ.

જૈનધર્મના સિદ્ધાન્ત પ્રમાણે પદાર્થમાત્રનો તત્ત્વોમા સમાવેશ થઇ જાય છે, ૧ જીવ ૨ અજીવ ૩ આશ્રવ, ૪ બન્ધ ૫ સંવર ૬ નિર્જરા અને ૭ મોક્ષ આ અનુક્રમે તત્ત્વોની ગણના દિગમ્બરો કરે છે, શ્વેતામ્બરો ૯ તત્ત્વો માને છે તે પુણ્યને તથા પાપને ૩ જે તથા ૪ થે સ્થાને મૂકે છે દિગમ્બરો આ બે તત્ત્વોને વિશિષ્ટ તત્ત્વો માનતા નથી, પણ માને છે કે પહેલાના તત્ત્વોમા એમનો સમાવેશ થઇ જાય છે

જૈન તત્ત્વજ્ઞાનનુ સ્વરૂપ આળેખવાનો જે પ્રયત્ન અહીં કરવામા આવ્યો છે તેમા આ નવ તત્ત્વોનુ સ્વરૂપ પણ આળેખાશે પણ નજર નાખી જવાને હેતુએ અને દરેક તત્ત્વનુ ઝાખુ દર્શન કરી લેવાને હેતુએ અહીં એના વિષે કઇક સંક્ષેપમા જોઇ લઇએ સાથે સાથે ઘણાખરા જૈન ગ્રન્થોના સ્વરૂપ અને વિષય ઉપર પણ નજર નાખી લેવાશે

જગતમા નિત્ય અથવા અવિનાશી તત્ત્વો બે પ્રકારના છે ૧ જીવ અનત છે, ચેતન છે, અને એને સચેતન છે, ૨ અજીવ એમા આકાશ, ધર્મ, અધર્મ ( ગતિ અને સ્થિતિના સાધન ), કાળ અને પુદ્ગલ એ પાચનો સમાવેશ થાય છે

પુદ્ગલના કાર્યને પરિણામે જીવ પોતાની સ્વાભાવિક પૂર્ણતા ખોઇ બેસે છે અને નવા તથા પોતાના શુદ્ધ સ્વભાવથી જુદા પ્રકારના ભાવને પામે છે, વિવિધ કારણોને પ્રતાપે એ આસ્રવમા તણાય છે અને બધમા પડે છે

પુદ્ગલના કાર્યને લીધે જે પ્રારબ્ધ અને પુનર્જન્મ બધાય છે તેને અમુક શુભ કાર્યોથી રોકી શકાય છે, નવા કમબધન ન બાધવા તેને સવર કહે છે અને જુનાનો નાશ કરવો એને નિર્જરા કહે છે જીવ જ્યારે સર્વ કર્મબધનથી મુક્ત થાય છે ત્યારે ભૌતિક સર્વ પ્રયાસોનો જે અતિમ હેતુ—મોક્ષ તે પમાય છે

## દ્રવ્ય

દ્રવ્ય એ નિત્ય પદાર્થો છે, એનામા અમુક અવિકારી ગુણો છે, એના વિવિધ પ્રકારના પર્યાય વિકાસ પામે છે દ્રવ્યોના બે પ્રકાર છે ૧ जीव અને ૨ अजीव

જીવ અનાદિ, અનન્ત, જ્ઞાતા, કર્તા અને ભોક્તા છે, અનત છે જીવ એકમેકથી પૃથક્ છે, સ્વતત્ર છે, પણ બીજા જીવોની અને દ્રવ્યોની સાથે સબધમા છે પ્રકૃતિથી પ્રત્યેક જીવ પરિપૂર્ણ જ્ઞાનવાળો, પરિપૂર્ણ ધર્મવાળો, પરિપૂર્ણ નીતિવાળો છે એની શક્તિ અપરિમિત છે, એ સદા શુદ્ધ છે, અશરીરી છે, એની ગતિ ઉર્ધ્વ–ઉપરની દિશાએ સીધી છે

જીવના આ સ્વાભાવિક ગુણો, બીજી બધી ઉપાધિઓથી એ મુક્ત હોય છે ત્યારે જ પ્રકટ થાય છે, પણ એ અનત જીવોમાથી માત્ર થોડા જ આમ ઉપાધિમુક્ત થયેલા હોય છે ઘણાખરા જીવ તો પોતાના સ્વાભાવિક ગુણોનો વિકાસ કરી શકતા નથી, કારણકે એ સૌ બીજા અને જુદા એક તત્ત્વની ઉપાધિએ ઘેરાયેલા હોય છે આ તત્ત્વ તે અજીવ છે

## અજીવ

જીવ ઉપરાત બીજા પાચ દ્રવ્ય છે અને તે પણ જીવની પેઠે

નિત્ય અને અવિનાશી છે, એમા ચેતન નથી એટલો જ માત્ર ફેર જીવ અને એમની વચ્ચે છે આ દ્રવ્યો તે આકાશ, ધર્મ, અધર્મ, કાળ અને પુદ્‌ગલ છે

## ૧ આકાશ.

આકાશમા સૌ પદાર્થોની સ્થિતિ છે, પણ બીજા કોઈ પદાર્થમા આકાશની સ્થિતિ નથી સૌને સ્થાન આપવુ એ એનો ખાસ ગુણ છે બીજા બધા દ્રવ્યો અને આકાશ વચ્ચે ભેદ એ છે કે એ લોકમા જ નહિ, પણ લોકની પે પાર, અલોકમા પણ પ્રવર્તે છે લોકાકાશના અસખ્ય પ્રદેશો છે

## ૨ ધર્મ, ૩ અધર્મ.

ધર્મ અને અધર્મ બને એક પ્રકારે ઇથર ( Ether ) છે એ ગતિના અને સ્થિતિના સહાયક છે એનો અર્થ એવો છે કે ગતિને કે સ્થિતિને એ પ્રત્યક્ષ સહાય આપતા નથી, પણ એમના વિના ગતિ કે સ્થિતિ હોઇ શકતી નથી ધર્મને પાણીની સાથે સરખાવી શકાય, અને તે પાણી માછલીને તરવાની સહાયતા આપે છે, અધર્મને પૃથ્વી સાથે સરખાવી શકાય, એની સહાયતાથી જ પ્રવાસી આરામ લઈ શકે છે એ બે તત્ત્વો સમસ્ત લોકાકાશમા છે અને તેમા અસખ્ય પ્રદેશો છે

ધર્મ અને અધર્મ એ બે દ્રવ્યનો સ્વીકાર તે જૈનધર્મની વિશિષ્ટતા છે આ બે શબ્દોનો જે અર્થ જૈનદર્શનમા થાય છે તે સસ્કૃત ભાષામા નથી થતો અને તેથી શરૂઆતના જે સશોધકોએ જૈનદર્શન વિષે અભ્યાસ કરવા માડ્યો, તે એનો આ વિશિષ્ટ અર્થ સમજ્યા નહીં, તેથી એનો મૂળ અર્થ કરવા લાગ્યા ને ભૂલમા પડ્યા એનો સાચો અર્થ પ્રથમ એચ એચ વિલ્સને દેખાડ્યો અને ત્યારપછી જૈનોએ આ બે તત્ત્વ શા કારણથી માન્યા છે તેનુ કારણ યાકોબીએ દેખાડયુ ૮

## ૪ કાળ.

બીજા દ્રવ્યોમા ફેરફાર કરવો એ કામ કાળનુ છે એ નવાને જુનુ અને જુનાને નવુ કરે છે કુભાર પોતાના ચાક ઉપર માટીનો પિંડ મૂકે છે, તેને બનાવતો નથી, છતા પોતાની હાજરીથી તેને ગતિ આપે છે, તેવી જ રીતે કાળ પણ પોતાની હયાતિથી બીજી વસ્તુઓમા ફેરફાર થઇ શકે એને માટેની જોગવાઈ આપે છે તત્ત્વજ્ઞાનના ગભીર વિચાર પ્રમાણે તો કાળ અનાદિ, અનન્ત, અચ્છેદ્ય, અખડ પ્રવાહ છે, પણ એને સમજી શકાય એટલા માટે એમા અસખ્ય સમય માન્યા છે એમાનો એક સમય વર્તમાનકાળનો અને બાકીના ગમે તો ભૂતકાળના કે ગમે તો ભવિષ્યકાળના છે બીજા બધા દ્રવ્યોની પેઠે કાળમા પ્રદેશ હોતો નથી તેથી કેટલાક જૈનદર્શની એને દ્રવ્યની ગણનામા લેતા નથી બીજા એને દ્રવ્ય માને છે અને કહે છે કે એના અસખ્ય પરમાણુ એકમેક ઉપર ગોઠવાઇ જાય છે અને એકમેક સાથે મળી ગયા વિના એકમેક સાથે આકાશમા રહી શકે છે ગમે તેમ પણ એ અસ્તિકાય નથી, કારણકે જીવ અને બીજા ચાર અજીવ તત્ત્વોની પેઠે એનામા સખ્યાત, અસખ્યાત કે અનત પ્રદેશ નથી

જૈનોની કાળગણના વિશિષ્ટ પ્રકારની છે નાનામા નાનો કાળ વિભાગ તે સમય પરમાણુ પોતાની આસપાસ એક પ્રદક્ષિણા કરી રહે એટલા કાળને સમય કહે છે, અસખ્ય સમય મળીને એક આવલિકા થાય છે, ૧૬૭૭૭૨૧૬ આવલિકા મળીને એક મુહૂર્ત, ૩૦ મુહૂર્ત મળીને એક અહોરાત્ર, ૧૫ અહોરાત્ર મળીને એક પક્ષ, ૨ પક્ષ મળીને એક માસ, ૨ માસ મળીને એક ઋતુ, ૩ ઋતુ મળીને એક અયન, ૨ અયન મળીને એક સવત્સર, ૮૪૦૦૦૦૦ સવત્સર મળીને એક પૂર્વાંગ, ૮૪૦૦૦૦૦ પૂર્વાંગ મળીને એક પૂર્વ, (૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦[૨] સવત્સર) થાય છે અને એમ કાળ ગણના મોટી ને મોટી થતી જાય છે ને છેવટે ૧૯૪ આકડા જેવડી મોટી થાય છે ત્યારપછી કાળગણના ચોક્કસ આકડે નહિ, પણ માત્ર ઉપમાએ કરવામા આવે છે એક જોજન પહોળો, એક જોજન લાબો

અને એક જોજન ઉંડો કુવો એક અઠવાડીઆ સુધીમા ઉગે એવડા વાળના કકટાથી ભર્યો હોય, તેમાથી એક એક કકડાને સો સો વર્ષે કાઢતા આખો કુવો ખાલી થતા જેટલો કાળ લાગે એટલા કાળને બાદર અદ્ધા પલ્યોપમ કહે છે સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમ તેથી અસખ્યગુણા વર્ષોનુ થાય છે તેવા ૧૦ કોટિકોટિ (૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦) પલ્યોપમ મળીને એક સાગરોપમ, ૧૦ કોટિકોટિ સાગરોપમ મળીને એક ઉત્સર્પિણી અથવા એટલા જ સાગરોપમની અવસર્પિણી થાય છે આવી અનત ઉત્સર્પિણી અને અવસર્પિણી અનુક્રમે એક પછી એક આવીને પુદ્ગલપરાવર્ત્ત થાય છે

## ૫ પુદ્ગલ.

સખ્ય, અસખ્ય અથવા અનત સૂક્ષ્મ, અલક્ષ્ય અને અચ્છેદ્ય પરમાણુ મળીને પુદ્ગલ સ્કધ બને છે બીજા બધા દ્રવ્યો નિરાકાર હોય છે પ્રત્યેક પરમાણુમા અમુક એક ગધ, અમુક એક રસ, અમુક એક વર્ણ અને અમુક બે સ્પર્શગુણ હોય છે

પરમાણુનો ગધ સારો કે ખોટો એમ બે પ્રકારનો હોય છે, રસ ખાટો, કષાયેલો, તિક્ત, કટુ અને મીઠો ( ખારો એ મીઠાનો એક પ્રકાર જ મનાય છે ) વર્ણ કાળો, લીલો, રાતો, પીળો અને સફેદ, સ્પર્શ ભારે, હલકો, નરમ, કઠણ, ઠડો, ગરમ, લીલો કે સુકો હોય છે

પરમાણુ એક આકાશપ્રદેશને રોકે છે, પણ અનેક સાથે મળીને જ્યારે એ સ્કધરૂપે બધાય છે, ત્યારે સખ્યાત કે અસખ્યાત પ્રદેશ પણ રોકે છે સ્થૂલરૂપ ધારણ કરેલો પુદગલ સ્કધ અભેદ્ય પણ હોય છે, તેથી અનત પરમાણુઓનો સ્કધ પણ એક આકાશ પ્રદેશમા સમાઇ જાય છે

પરમાણુઓના યોગથી સૂક્ષ્મ કે સ્થૂલ પ્રકારનો સ્કધ બને છે ઘટનાને અનુસાર સ્કધના છ પ્રકાર છે—

૧ સૂક્ષ્મ સૂક્ષ્મ, અને તેથી અદૃશ્ય, જેમકે—પરમાણુ

૨ સૂક્ષ્મ અને તેથી એ પણ અદૃશ્ય, જેમકે-કર્મ-સ્કંધ

૩ સૂક્ષ્મસ્થૂલ, જે બધા ભૌતિક દ્રવ્યોનો ગંધ, રસ, શબ્દ કે સ્પર્શ પામી શકાય, છતા યે અદૃશ્ય હોય તે

૪ સ્થૂલસૂક્ષ્મ, જેમકે-સૂર્યપ્રકાશ, અન્ધકાર, છાયા અને જે દ્રવ્યોને જોઇ શકાય, પણ સ્પર્શી શકાય નહિ તે

૫ સ્થૂલ, જેમકે-ઘી, પાણી, તેલ જેવા પ્રવાહી દ્રવ્યો, જેને એકવાર જુદા પાડ્યા પછી પણ પોતાની મેળે એકઠા થઇ શકે

૬ સ્થૂલસ્થૂલ જેમકે-પત્થર, ધાતુ જેવા દ્રવ્યો, જે તગ્સ્થની સહાયતા વિના ફરી મળી શકતા નથી

સ્કંધને અમુક પ્રકારના આકાર હોય છે, એ આકાર કેટલાક એવા હોય છે કે જેને સ્પષ્ટતાએ વર્ણવી શકાય ( જેમકે-ગોળ, ત્રિકોણ, ચોરસ ), અથવા તો કેટલાક એવા હોય છે કે જેને સ્પષ્ટતાએ વર્ણવી શકાય નહિ ( જેમકે-વાદળાંનો આકાર )

સ્કંધની અનેક પ્રકારની વિશિષ્ટ સ્થિતિઓ કહી છે જેમકે-ઉષ્ણ પ્રકાશકિરણ ( જે સૂર્યમાથી નીકળે છે ) અને શીતળ પ્રકાશકિરણ ( જે ચન્દ્રમાથી, રત્નમાથી, અગ્નિકીટમાથી નીકળે છે ), અન્ધકાર, છાયા અને શબ્દ અન્ધકાર એ માત્ર પ્રકાશનો અભાવ નથી, પણ પુદ્ગળસ્કંધમય મનાયો છે[11] પદાર્થની છાયા અને તેનુ ( દર્પણ, પાણી વગેરેમા ) પ્રતિબિંબ પણ પૌદ્ગલિક છે અને તે સૂક્ષ્મ સ્કંધોના બનેલા પદાથમાથી નીકળે છે

ભારતના બીજા તત્ત્વદર્શન શબ્દને આકાશનો ગુણ માને છે, જૈનો તેમ નહિ માનતા એને સૂક્ષ્મ પુદ્ગલ સ્કંધ માને છે પરમાણુના સ્કંધ એકમેક સાથે ઘસાયાથી એ ઉત્પન્ન થાય છે શબ્દના બે પ્રકાર પાડ્યા છે ભાષારૂપે વ્યક્ત કરી શકાય છે તે શબ્દ અને એમ વ્યક્ત કરી શકાતો નથી તે શબ્દ પહેલા પ્રકારના વળી બે ભેદ છે અક્ષરવડે સ્પષ્ટ કરી શકાય છે તે શબ્દ અને એમ નથી સ્પષ્ટ કરી શકાતો તે શબ્દ આ છેવટના પ્રકારનો શબ્દ દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોનો તેમજ કેવલીનો હોય છે

ભાષારૂપે બોલી નથી શકાતો તે શબ્દ માણુસ વાદ્યોની ( એના ૪ પ્રકાર પાડ્યા છે ) સહાયતાએ કરે છે, અથવા બીજી રીતે ( જેમકે-વાદળાની ગર્જના ) થાય છે[૧૨]

બીજા અજીવ દ્રવ્યોથી જુદા જ પ્રકારની ખાસ વિશિષ્ટતા પુદ્ગલમા રહેલી છે એ જીવની સાથે સયોજાય છે અને એમ કરીને તેના સ્વરૂપમા ફેરફાર કરી શકે છે જીવ સાથે સયોજાયેલો પુદ્ગલ સ્કધ કર્મસ્વરૂપે પ્રકટ થાય છે જૈનધર્મના એ મહત્ત્વના સિદ્ધાન્ત વિષે વિગતવાર ચર્ચા નીચે કરેલી છે

## કર્મ.

બધા ભારતવાસીઓની પેઠે જૈનોને પણ કર્મના-પાપપુણ્યના ફળને આપનાર કર્મના સિદ્ધાન્ત ઉપર શ્રદ્ધા છે એક સુભાષિત છે કે -

પ્રારબ્ધભૂમિમા સારા અથવા નરસા બીજ જે વાવે છે,
તે પરિપકવ થતા પાછા સારા નરસા ફળ લાવે છે[૧૩]

માણુસે વાવ્યુ તેવુ લણવુ પડે, એ સિદ્ધાન્ત બીજા ધર્મોને અજાણ્યો નથી, પણ ભારતવર્ષમા એ સિદ્ધાન્ત સાથે પુનર્જન્મની સકલના બહુ પ્રાચીન કાળથી થઇ છે પ્રત્યેક આચાર પ્રત્યેક ઉચ્ચાર, પ્રત્યેક વિચાર તેના કર્તાના સચિત સ્વરૂપ ઉપર અસર કરે છે પુણ્યપાપના ફળ માણુસથી વર્તમાન જીવનમા પૂરેપૂરા ભોગવી લેવાતા નથી, તેથી તે ફળ મૃત્યુની પેલી પાર સુધી પણ પહોચે છે તેથી નવા ભવનુ કારણુ બને છે અને અમુક યોનિમા અમુક કાળ માટે તે જીવે અવતરવુ પડે છે દરેક જન્મના કરેલા કર્મ પૂરા થવા જોઇએ, અને તેથી આ ભવમા પૂરા ન ભોગવાય તે નવા જન્મમા ભોગવવા જોઇએ, માટે મૃત્યુ પછી નવે સ્વરૂપે જન્મ લેવો પડે છે, પણ દરેક ભવ આગલા ભાવના કર્મનુ પરિણામ છે તેથી આગલો ભવ થઇ ગયો હોવો જોઇએ એથી એવુ પ્રતિપાદિત થાય છે કે પ્રત્યેક ભવ તે અનાદિ અને ( તે જ ન્યાયે ) અનન્ત ભવમાળાની આગલા અને પાછલા ભવ વચ્ચેની કડી છે આ સિદ્ધાન્તનો સ્વીકાર કરવાથી સર્વે જીવોની શારીરિક અને આત્મિક

દશાઓમા રહેલી વિચિત્ર વિવિધતાઓ, તેમના જીવનસબધ અને તેમના સચિત એ સૌ તેમના પૂર્વભવમા કરેલા કર્મને આધારે છે, એમ ભારતવાસીઓ માની શકે છે, અને વળી એ જ શ્રદ્ધાને બળે નીતિમય જીવન ગાળવાનો હેતુ એને સ્પષ્ટ સમજાય છે તથા કર્મનો ત્યાગ કરવાની અને એમ કરીને પુનર્જન્મના ભવસાગરમાથી મુક્ત થવાની ઇચ્છા કરી શકે છે

ભારતવાસીઓના જુદા જુદા તત્ત્વદર્શનમા કર્મના સિદ્ધાન્ત વિષે જુદા જુદા મત છે ઘણાખરા હિંદુઓને મતે કર્મ એ અલૌકિક અદષ્ટ શક્તિ છે, એક ભવમાથી બીજા ભવમા જાય છે ત્યારે આ શકિત આત્માને વળગેલા સૂક્ષ્મ દેહરૂપે અવિકારી સાત્ત્વિક પડરૂપે જાય છે, પણ સર્વ પ્રાકૃતિક તત્ત્વોથી અસ્પૃષ્ટ રહેલા આત્માને એ ચોટતી નથી જૈનો કર્મને સમ્પૂર્ણ સ્વતત્ર તત્ત્વ માને છે એમને મતે એ પુદ્ગલ છે અને જીવમા જડાયેલા સૂક્ષ્મ પુદ્ગલનુ સ્પષ્ટ થયેલુ પરિણામ છે જેમ કોઇ માણસ ઔષધની ગોળી લે, ત્યારે તે ગોળી એના પેટમા જઇને વિકાર કરે, તેમ આ સૂક્ષ્મ કર્મ–પુદ્ગલ પણ જીવને લાગીને અનેક પ્રકારના વિકાર કરે છે

જીવ અને કર્મનો સબધ અનાદિ અને વસ્તુસ્થિતિને સ્વાભાવિક નિયમે અનન્ત છે જીવ કોઇપણ કાર્ય કરવા માડે કે તુરત જ તેજ આકાશપ્રદેશના રહેલા કર્મપરમાણુ એને વળગે છે અને તેલ ચોળેલા શરીરને ધૂળના રજકણ ચોટે એમ એ જીવને ચોટી જાય છે દૂધમા જેમ પાણી અને ધાતુમા જેમ અગ્નિ મળી જાય છે, એમ જીવમા આ તત્ત્વ મળી જાય છે એથી જીવમા એકસાથે વિકાર થઇ જાય છે, એનુ જ્ઞાન તથા શક્તિ પરિમિત થઇ જાય છે, એનામા ભ્રષ્ટ વૃત્તિઓ જાગ્રત થાય છે અને એના શુદ્ધ સ્વભાવથી કેવળ જુદા પ્રકારના ગુણો એનામા દેખાય છે

પુદ્ગલ આત્માને વળગીને તેમા જે વિકાર કરે છે તેની ઉડી ને વિસ્તૃત વિગતો જૈનદર્શન આપે છે બધા વિષયોને વ્યવસ્થામા ગોઠવવાની અને તેમનુ વર્ગીકરણ કરવાની આતુરતાને

કારણે કર્મના વિષયમા પણ જૈનદર્શન ખુબ ઉંડા ઉતર્યા છે એમને મતે કર્મની ૮ मूलप्रकृति અને તેમા ચે વળી ૧૪૮ उत्तरप्रकृति છે આ વિષય એટલો મહત્ત્વનો છે કે એ બધી પ્રકૃતિને અહીં ક્રમવાર ગણાવી જવી જોઇશે એમાની ઘણી હકીકતો વિષે વિગતવાર વર્ણન પછીથી આવશે, એટલે અહીં બહુ આપવાની જરૂર નથી, અહીં તો હુ ક્રામા ગણાવી જઇને જ સન્તોષ પકડીશ અને યોગ્ય સ્થળે વધારે વિગત આપતો જઇશ વળી कर्मग्रन्थोमा उत्तरप्रकृतिनो જે ક્રમ આપેલો છે તે સરળતાને ખાતર શિથિલ કરીને ઉપર ઉપરથી એના માત્ર નામ મે ગણાવી નાખ્યા છે

કર્મની મૂળપ્રકૃતિ નીચે પ્રમાણે ૮ છે—

૧ ज्ञानावरणकर्म, જ્ઞાનને આવરણ દેનાર—રૂધનાર કર્મ
૨ दर्शनावरणकर्म, દર્શનને આવરણ દેનારા—રૂધનાર કર્મ
૩ वेदनीयकर्म સુખદુ ખનો અનુભવ કરાવનાર કર્મ
૪ मोहनीयकर्म, શ્રદ્ધાનો ને ચારિત્રનો નાશ કરનાર કર્મ
૫ आयुष्कर्म, આયુષ્યનુ પ્રમાણ આપનાર કર્મ
૬ नामकर्म, જીવને જુદી જુદી યોનિ વિગેરે આપનાર કર્મ
૭ गोत्रकर्म, ઉચા નીચા ગોત્રમા જન્મ આપનાર કર્મ
૮ अन्तरायकर्म, દાન, લાભ અને ભોગોપભોગ તથા વીર્ય નામે અન્તરાય મૂકનાર કર્મ

આ આઠ પ્રકારના કર્મોને ઉપમા આપીને આમ સમજાવી શકાય—૧ લા પ્રકારના કર્મ, ચક્ષુની દષ્ટિને રૂધનારા વસ્ત્ર જેવા છે, ૨ જા પ્રકારના, રાજાના દર્શનને રોકનારા દ્વારપાળ જેવા છે, ૩ જા પ્રકારના, મધ ચોપડેલી તલવારનુ તીક્ષ્ણ પાનુ માણસ મોમા ઘાલે ત્યારે મળતા સુખ ને દુ ખ જેવા છે, ૪ થા પ્રકારના, માણસે પોતે ગાળેલો દારૂ જ્યારે એ પીએ ત્યારે તેને સારૂ નરસુ પારખ વાનુ ભાન ભૂલાવે એના જેવા છે, ૫ મા પ્રકારના, માણસને ઇચ્છા

પ્રમાણે જતા રોકી રાખનારી સાકળ જેવા છે, ૬ ઠ્ઠા પ્રકારના, પોતાની સામેના ચિત્રમાના માણસોને જુદે જુદે રંગે ચીતરનાર ચિત્રકાર જેવા છે, ૭ મા પ્રકારના, સારા નરસા ઘડા ઘડનાર કુભારના જેવા છે, ૮ મા પ્રકારના, ભડારમાથી ધન વાપરતા અટકાવનાર ધનરક્ષક જેવા છે[૧૪]

હવે આ ૮ પ્રકારના કર્મ વિષે સક્ષેપમા વર્ણન આપુ, અને વળી એમના ભેદ ( ઉત્તરપ્રકૃતિ ) પણ આપુ

૧ જ્ઞાનવરણકર્મ–જીવને પોતાના શુદ્ધ સ્વરૂપમા જે જ્ઞાન હોય એ જ્ઞાન ઉપર આવરણ મૂકે છે, એટલે કે પદાર્થના સાચા સ્વરૂપનુ જ્ઞાન પામતા એને અટકાવે છે જ્ઞાનના પાચ ભેદ છે તેને અનુસરતા પાચ ભેદ આ કર્મમા પણ છ

૨ દર્શનાવરણકર્મ–જીવને પોતાના શુદ્ધ સ્વરૂપમા જોવાની જે શક્તિ હોય એના ઉપર આવરણ મૂકે છે એટલે કે પદાર્થને એના સાચા સ્વરૂપમા, વિભાગે કે સમસ્તે, જોતા એને અટકાવે છે દર્શનના ચાર ભેદ છે તેને અનુસરતા ચાર ભેદ દર્શનાવરણ કર્મના પણ છે કેટલાક માનસિક કર્મ એવા છે કે જેમા ઇન્દ્રિયો નિષ્કર્મ રહે છે અને તેથી તે કર્મ જાણી શકાતા નથી એવા કર્મના પાચ ભેદ છે निद्रा કર્મ લઘુ તન્દ્રાના, निद्रानिद्रा કર્મ ગાઢ તન્દ્રાના, प्रचला કર્મ ગાઢ નિદ્રાના, प्रचलाप्रचला કર્મ પ્રગાઢ નિદ્રાના, स्त्यानर्द्धि કમ નિદ્રામા ભાવ વિના થતા કર્મ

૩ વેદનીયકર્મ–જીવને પોતાના શુધ્ધ સ્વરૂપમા જે આનદ હોય એના ઉપર આવરણ મૂકે છે એ કર્મ જીવને સાસારિક સુખમા ( साता ) અને દુખમા ( असाता ) નાખે છે, એટલે એના બે ભેદ છે

૪ મોહનીયકર્મ–જીવને પોતાના સાચા જ્ઞાનથી (શ્રદ્ધાથી) અને સાચા ચારિત્રથી દૂર રાખે છે એના બે વર્ગ છે અને એકદરે ૨૮ ભેદ છે दर्शनमोहनीय કર્મ ધાર્મિક જ્ઞાન ઉપર આવરણ મૂકે છે મિથ્યા, મિશ્ર કે સમ્યક્ રૂપે એ આવરણ મૂકાય છે, એને અનુસરીને

એના ત્રણ ભેદ છે ચારિત્ર મોહનીય કર્મ જીવને ધાર્મિક વિધિએ ચાલતા રોકે છે તેમા ૧૬ કષાયના, ૯ નોકષાયના અને ૩ વેદના મળી ૨૫ ભેદ છે,

કષાયના ૪ ભેદ છે ક્રોધ, માન, માયા અને લોભ એ પ્રત્યેકના વળી ચાર ચાર પ્રકાર છે, તેથી એકદરે ૧૬ પ્રકારના કષાય છે

નોકષાય તે કષાયના સહચારી છ પ્રકારે છે તે હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને જુગુપ્સા છે

ત્રણ જાતિને અનુસરતા વેદના ૩ ભેદ છે (સ્ત્રી વેદ, પુરૂષ વેદ ને નપુંસક વેદ)

૫ આયુષ્કર્મ દેવ, મનુષ્ય, તિર્યંચ કે નારકી જીવનની અમુક મર્યાદા જીવને બાધી આપે છે અને તેથી આ કર્મના ચાર ભેદ છે

એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે આયુષ્કર્મ જીવનકાળના વર્ષની નહિ, પણ જીવનક્ષેત્રના વિસ્તારની મર્યાદા બાધે છે જેમકે–તળાવમા તરવા પેસતા એને તરતા કેટલો સમય લાગશે તેને નહિ, પણ એમા કેટલુ તરવાનુ છે તેને નજરમા રાખીએ, તેમ જીવન જીવતા કેટલા વર્ષ જીવવાનુ છે એને નહિ, પણ હજી કેટલુ જીવન જીવવાનુ છે તેનો નિર્ણય આ કર્મ કરે છે

૬ નામકર્મ–જીવને જુદી જુદી યોનિમા જુદે જુદે પ્રકારે જન્મ આપે છે એના ૯૩ ભેદ છે

૧–૪ ગતિનામ કર્મ દેવ, મનુષ્ય, તિર્યંચ કે નારકી યોનિમા જન્મ આપે છે

૫–૮ આનુપૂર્વી નામકર્મથી એક ભવ પૂરો થતા, જીવ ત્યાથી પોતાના નવા ભવને સ્થાને પહોચે છે ને ત્યા દેવ, મનુષ્ય, તિર્યંચ કે નારકી યોનિમા જન્મ પામે છે [૧૫]

૯–૧૩ જાતિ નામકર્મથી જીવ ૧, ૨, ૩, ૪, કે ૫ ઇંદ્રિય વાળી યોનિમા જન્મ પામે છે

૧૪-૧૮ शरीर નામકર્મથી ઔદારિક, વૈક્રિય આહારક, તૈજસ કે કાર્મણ એ પાચ પ્રકારના શરીરમાથી એક કે અનેકને ધારણ કરે છે

૧૯-૨૩ बन्धन નામકર્મથી પાછલા ભવના કાર્મણ શરીર સાથે નવા ભવના શરીર સાથેનો સબધ જોડાઇને નિરન્તર અખડ જળવાય છે શરીરના પાચ પ્રકારને અનુસરીને આ કર્મના પણ પાચ પ્રકાર છે

૨૪-૨૮ सघातन નામકર્મથી પાચ પ્રકારના શરીર સબધી પુદ્ગળનો સબધ થાય છે

૨૯-૩૧ अगोपाङ्ग નામકર્મથી ઔદારિક, વૈક્રિય કે આહારક શરીરના હાથ, પગ, ગળુ, છાતી, પેટ, માથુ વગેરે અગ તથા આગળીઓ વગેરે ઉપાગ બને છે ( બીજા બે શરીરને અગ હોતા નથી )

૩૨-૩૭ सस्थान નામકર્મથી શરીરના છ પ્રકારના સસ્થાન બધાય છે

૩૮-૪૩ सहनन નામકર્મથી શરીરના છ પ્રકારના બધારણ બધાય છે

૪૪-૪૮ वर्ण નામકર્મથી ૫ પ્રકારના વર્ણ બધાય છે

૪૯-૫૦ गध નામકર્મથી ૨ પ્રકારના ગધ બધાય છે

૫૧-૫૫ रस નામકર્મથી ૫ પ્રકારના રસ બધાય છે

૫૬-૬૩ स्पर्श નામકર્મથી ૮ પ્રકારના સ્પર્શ બધાય છે

૬૪-૬૫ विहायोगति નામકર્મથી હાથી કે હસ જેવી શુભ અથવા ઉટ કે ગધેડા જેવી અશુભ ચાલવાની ગતિ મળે છે

૬૬ त्रस નામકર્મથી ઇચ્છા પ્રમાણે હલાવી ચલાવી શકાય એવા શરીર પમાય છે

૬૭ स्थावर નામકર્મથી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ ને વૃક્ષ રૂપ સ્થાવર શરીર પમાય છે

૬૮ બાદર નામકર્મથી સ્થૂલ શરીર પમાય છે

૬૯ સૂક્ષ્મ નામકર્મથી સૂક્ષ્મ અને આપણી ઇંદ્રિયોને અગોચર શરીર પમાય છે

૭૦ પર્યાપ્ત નામકર્મથી પોષણની, શરીરની, ઇંદ્રિયોની, શ્વાસોશ્વાસની, ભાષાની તથા વિચારની શક્તિઓનો પરિપૂર્ણ વિકાસ થાય છે

૭૧ અપર્યાપ્ત નામકર્મથી ઉપર જણાવેલી શકિતઓનો વિકાસ અપૂર્ણ રહે છે

૭૨ પ્રત્યેક નામકર્મથી અમુક વિશિષ્ટ જુદુ જુદુ શરીર બધાય છે

૭૩ સાધારણ નામકર્મથી પોતાના વર્ગના ઘણા જીવોનુ ભેળુ એક સાધારણ શરીર બધાય છે

૭૪ સ્થિર નામકર્મથી દાત, હાડકા વગેરે સ્થિર અગ બધાય છે[૧૬]

૭૫ અસ્થિર નામકર્મથી કાન, વગેરે હાલતા અગ બધાય છે

૭૬ શુભ નામકર્મથી શરીરનો નાભિ ઉપરનો ભાગ બધાય છે ને તેથી કોઇને માથાવડે સ્પર્શ કરીએ તો આનદ થાય છે

૭૭ અશુભ નામકર્મથી શરીરનો નાભિ નીચેનો ભાગ બધાય છે, જે અશુભ છે તેથી કોઇને પગવડે સ્પર્શ થાય તો માઠુ લાગે છે

૭૮ સુભગ નામકર્મથી જેણે કશો ઉપકાર ન કર્યો હોય તેના ઉપર પણ પ્રમભાવ ઉપજે છે

૭૯ દુભગ નામકર્મથી પ્રેમભાવનો અભાવ થાય છે

૮૦ સુસ્વર નામકર્મથી મૃદુ સ્વર બધાય છે

૮૧ દુસ્વર નામકર્મથી કઠોર સ્વર બધાય છે

૮૨ આદેય નામકર્મથી પ્રબોધક થવાય છે ને તેથી તેની વાણીનો બીજા સ્વીકાર કરે છે

૮૩ અનાદેય નામકર્મથી પ્રબોધક થવાતુ નથી

૮૪ यश कीर्ति નામકર્મથી માન અને કીર્ત્તિ મળે છે

૮૫ अयश कीर्ति નામકર્મથી અપમાન અને અપકીર્ત્તિ મળે છે

૮૬ पराघात નામકર્મથી બીજાનો નાશ કે તેના ઉપર વિજય કરવાની શકિત મળે છે

૮૭ उपघात નામકર્મથી પોતાના શરીરના અગો જ દુખ ઉપજાવે એવા બને છે ( ગમે તો શરીરમા સારી રીતે ગોઠવાયા ન હોય તેથી કે ગમે તો કસ્તુરી મૃગની નાભિ જેવા મળ્યા હોય તેથી તેનો શિકાર થાય છે, તેને દુખ ઉપજે છે )

૮૮ निर्माण નામકર્મથી શરીર સુઘટ બધાય છે, એટલે કે બધા અગ વ્યવસ્થિત બધાય છે

૮૯ उच्छ्वास નામકર્મથી સુખપૂર્વક શ્વાસોચ્છ્વાસ લેવાની શકિત આવે છે

૯૦ आतप નામકર્મથી અનુષ્ણ શરીરમાથી ઉષ્ણ પ્રકાશ નીકળે છે

૯૧ उद्योत નામકર્મથી દેવોના તેમજ સાધુઓના, તેમજ વળી ચન્દ્ર, તારા, રત્ન, અગ્નિકીટ આદિના શરીરમાથી શીત પ્રકાશ નીકળે છે

૯૨ अगुरुलघु નામકર્મથી શરીર નહિ હલકુ તેમજ નહિ ભારે એવુ બને છે, એટલે કે ખૂબ ભારે નહીં તેમજ બિલકુલ ભાર વિનાનુ નહીં એવુ બને છે

૯૩ तीर्थकर નામકર્મથી જૈનધર્મના તીર્થંકરનુ સ્થાન પ્રાપ્ત થાય છે

૭ મા ગોત્રકર્મથી ઉચા નીચા ગોત્રમા જન્મ મળે છે, उच्चगोत्र कर्मथी ઉંચા ગોત્રમા અને नीचैर्गोत्रकर्मथी નીચા ગોત્રમા જન્મ મળે છે

૮ મા અન્તરાયકર્મ પાચ પ્રકારે જીવની શક્તિ સામે અન્તરાય મૂકે છે, તે નીચે પ્રમાણે—

૧ દાન અન્તરાયકર્મ દાન દેતા અટકાવે છે માણસ દાનનુ મહત્ત્વ જાણે છે, તેની પાસે દાન દેવાનુ કઇ છે પણ ખરૂ, દાન દેવા યોગ્ય વ્યક્તિ પણ સામે છે પણ આ કર્મને કારણે એ દાન દઇ શકતો નથી

૨ લાભ અન્તરાયકર્મ દાન લેતા અટકાવે છે, દાન દેનાર વ્યક્તિ છે, દાન માગવાથી તેને દયા પણ આવે છે, દાન દેવા જેવુ કઇક તેની પાસે છે, પણ આ કર્મને કારણે એ દાન મળી શકતુ નથી

૩ ભોગ અન્તરાયકર્મ ભોજન જળ વગેરે જે દ્રવ્યોને એક જ વાર ભોગવી શકાય એમના ભોગ સામે અન્તરાય મૂકે છે

૪ ઉપભોગ અન્તરાયકર્મ ઘર, વસ્ત્ર, સ્ત્રી વગેરે જે દ્રવ્યોને વારવાર ભોગવી શકાય એમના ભોગ સામે અન્તરાય મૂકે છે

૫ વીર્ય અન્તરાયકર્મ શરીરાદિકની શક્તિ સામે અન્તરાય મૂકે છે એ કર્મની સત્તાથી માણસ ગમે તેવો બળવાન હોય તોપણ ઘાસનુ તરણુ હલાવી શકતો નથી

ઉપર બધા મળીને ૧૪૮ પ્રકારના કર્મ બતાવી ગયા તેના જૈનોએ વિવિધ દૃષ્ટિએ વિવિધ પ્રકારના વર્ગ પાડ્યા છે સૌથી મહત્ત્વના ઘાતિકર્મ અને અઘાતિકર્મ એવા બે વર્ગ છે જીવના સ્વાભાવિક ગુણોનો જે નાશ કરે છે અને તેથી એના જ્ઞાન તથા દર્શન વિગેરેની સામે આવરણ મૂકે છે, અને શાન્તિનો નાશ કરે છે એવા જે કર્મ (૧ થી ૪) તે ઘાતિકર્મ ગણાય છે, અને આત્માના સ્વાભાવિક ગુણોનો નાશ નથી કરતા, પણ એનામા અસ્વાભાવિક ગુણો ઉત્પન્ન કરે છે એવા જે કર્મ (૫ થી ૮) તે અઘાતિકર્મ ગણાય છે

પ્રત્યેક કાર્ય કરતા જીવ પોતાના આત્મપ્રદેશમા સૂક્ષ્મ પુદ્ગલ પરમાણુઓને આકર્ષે છે, એ પરમાણુઓ કર્મસ્વરૂપે બધાય છે અને તે કર્મની સાથે જીવ સબધાય છે આપણે જે આહાર ખાઇએ છીએ, તે રૂપાન્તર પામીને લોહી વગેરે શરીરના ઇતર પદાર્થોનુ

સ્વરૂપ લે છે, તેવી જ રીતે આ કર્મ પણ આઠ ભાગમા વહેચાઇ જાય છે એ મુખ્ય ૮ ભાગમા ગયા પછી વળી પાછા તેના વિભાગમા જાય છે એમ વિવિધ કર્મપ્રકારમા વહેચાયેલો કર્મસમૂહ વિવિધ પ્રકારનો છે જૈનો એનુ અતિ સૂક્ષ્મ વર્ણન કરે છે, પણ એટલુ બધુ સૂક્ષ્મ વર્ણન કરવુ આપણે વિસ્તાર ભયથી પાલવે એમ નથી, છતા યે તેવા કર્મ બનેલા પરમાણુઓએ જીવમા કેટલા પ્રદેશ રોકયા છે, એ પ્રશ્ન મહત્ત્વનો છે એ સબધે જૈનમત એવો છે કે કર્મપ્રકારની સખ્યા જેમ નાની, કર્મસબધી જીવનો વિકાસ જેમ ઉચો, તેમ કર્મપ્રકારને માટેના પ્રદેશની સખ્યા મોટી છેક થોડા વિકાસવાળા એકેન્દ્રિય જીવ કરતા પૂર્ણ વિકાસ પામેલા અને વિચાર કરનારા જીવમા વધારે કર્મપરમાણુ હોય છે હવે (સાધુ જેવાના જીવના પ્રસગમા હોય છે તેમ) આ મોટો પરમાણુસમૂહ છેક ઓછા કર્મપ્રકારમા વહેચાઇ ગયેલો હોય છે (કારણ કે એવા પુરૂષોને ઘણાખરા કર્મ પછી બહુ બધન કરતા નથી), તેથી જાણે અમુક પરમાણુઓ એથી વધારે વધારે કર્મપ્રકારમા વહેચાતા હોય તેવી રીતે સ્વાભાવિક રીતે જ આ કર્મપ્રકાર વધારે પ્રદેશોને રોકે છે આથી જણાઇ આવે છે કે જીવની સાથે સયોજાનારા અને કર્મપ્રકારમા વહેચાઇ જનારા પરમાણુઓનો સમૂહ જીવના ગુણ ઉપર તેનો સર્વથા નાશ કરે તેવી અસર કરતો નથી

ઉપરના વર્ણનને અનુકૂળ બીજી એક વાત એ છે કે ઔષધની ગોળીની અસર જેમ લાબા ટુકા સમય સુધી પહોચે છે, તેમ કર્મની અસર પણ વિવિધ પ્રમાણમા લાબા ટુકા સમય સુધી પહોચે છે કર્મગ્રન્થોને મતે આ ૧૪૮ કર્મોમાના પ્રત્યેકની સ્થિતિ લાબામા લાબી (મિથ્યાત્વ જેવા કર્મને માટે) ૭૦ કોટિ કોટિ સાગરોપમની અને ટુકામા ટુકી અતર્મુહૂર્ત્તની છે

એક ગોળી ગળી હોય છે, બીજી એથી યે વધારે ગળી હોય છે એ જ પ્રમાણે કર્મફળ પણ સ્થિતિ પ્રમાણે ઓછી વધારે અસર કરે છે કર્મફળનો આ રસ અથવા અનુભાગ જીવમા રહેલા કષાયની અસરના પ્રમાણમા હોય છે, કષાયના ૪ પ્રકારને અનુસરતા કર્મફળના રસના પણ ૪ પ્રકાર છે

જીવ જેમ પાપી, તેમ તેના કર્મની સ્થિતિ લાબી, તેના અશુભ કર્મફળનો રસ બળવાન તથા શુભ કર્મફળનો રસ નિર્બળ, શુદ્ધિ જેમ વધારે તેમ કર્મની સ્થિતિ તથા અશુભ કર્મફળનો રસ ઓછો અને શુભ કર્મફળનો રસ વધારે

કર્મફળ સબધે વિચાર કરતા હિન્દુઓ કર્મને ત્રણ વિભાગમા મૂકે છે

૧ क्रियमाण એટલે વર્તમાનમા જે તાજા કર્મ દરેક પળે નવા નવા કરવામા આવે છે અને ચાલતા સમૂહમા ઉમેરાય છે તે આથી પાપપુણ્યના સગ્રહમા દરેક પળે ઉમેરો થયા કરે છે તે

૨ प्रारब्ध એટલે જે કર્મોએ પોતાના ફળ આપવા શરૂ કરી દીધા છે અને જીવના નશીબરૂપ પ્રકટ થાય છે તે

૩ संचित એટલે જે કર્મો પૂર્વના કાર્યથી ગોઠવાઈ ગયા છે ને પાછળથી પ્રસગ મળતા પોતાનો વિકાસ કરે છે તે[१७]

આ ત્રણ પ્રકાર જૈનોએ પણ સ્વીકાર્યા છે, માત્ર એમના નામ ફેરવીને અનુક્રમે એમણે ૧ बन्ध ૨ उदय અને ૩ सत्ता એ પ્રમાણે રાખ્યા છે

અમુક પ્રકારના કર્મસ્વરૂપે પરમાણુના સમ્બન્ધમા જીવનુ આવવુ તે બધ, તેથી એ નારકીકર્મબધ બાધે છે એમ કોઇને વિષે કહ્યુ હોય તો સમજવુ કે એ પોતાના કર્મથી એવા પ્રકારના પરમાણુઓના બધ બાધે છે કે જેથી પરિણામે-અન્તે તેને નરકમા અવતાર લેવો પડશે

કર્મના ફળનુ જે તે સમયે પ્રકટ થવુ તે ઉદય નારકી કર્મબધનો ઉદય થયો છે, એટલે જે જીવે એ કર્મબધ બાધ્યા છે તે નરકમા અવતર્યો છ ને ત્યાની પીડા અનુભવે છે

કર્મ થયા ત્યાથી ભોગવવાના શરૂ થાય અથવા બીજી રીતે ક્ષય પામે ત્યા સુધી સઘરાયેલા કર્મ તે સત્તા કહેવાય.

નારકીકર્મો બધાયા હોય પણ તે ભોગવવા માડ્યા ના હોય ત્યા સુધી એ સત્તારૂપે રહે છે

ક્યા કર્મ બધાય છે ? ક્યા કર્મ તરત જ ભોગવવા શરૂ થાય છે ? અને ક્યા કર્મ સાથે સાથે જ બધાઇ સત્તાસ્વરૂપ પામે છે ? એનુ વિગતવાર વિવરણ કર્મગ્રન્થોમા આવે છે આ બધા 'આત્મિક અકશાસ્ત્ર' મા (એક પ્રખ્યાત જૈન લેખકે આ નામ આપ્યુ છે) ઉડે ઉતરવાનુ છોડી દઉ છુ અને જેને જૈનોના કર્મસિદ્ધાન્ત વિષે વધારે માહિતી મેળવવી હોય તેણે મારા એ વિષેના ગ્રન્થમા જોવુ, ત્યા મે વિસ્તારથી એ હકીકતો આપી છે

અમુક પરિસ્થિતિમા એવુ પણ બને કે અમુક કર્મ વહેલા પકવતા ( उदीरणा ) પામે ને ત્યારે સાધારણ રીતે ફળવા જોઇએ તેના કરતા પણ વહેલા ફળે બીજા કેટલાક કર્મની સ્થિતિમા ઘટાડો ( अपवर्तना ) થાય છે અને કેટલાકમા વધારો ( उद्वतना ) થાય છે કેટલાકનો રસ અથવા અનુભાગ બદલાય છે, એટલે કે અમુક પરિસ્થિતિમા એક ઉત્તર પ્રકૃતિને બદલે બીજી પ્રકૃતિના ફળ ભોગવવાના થાય છે, પછી એ બીજી પ્રકૃતિના કર્મ બધાયા હોય કે ન પણ બધાયા હોય કર્મના આમ બદલાવાને संक्रम કહે છે, પણ છતા યે આ પ્રકારનો સક્રમ ઉત્તર પ્રકૃતિના કર્મમા જ થાય છે, મૂળપ્રકૃતિના કર્મમા તો નહિ જ, અને વળી ઉત્તર પ્રકૃતિના ય બધા કર્મમા નહિ

કર્મ બધનવાળો જીવ
દેહી જીવનુ શારીરિક જીવન
શરીર અને ઇન્દ્રિયો

જીવનો નવા પુદ્ગલ સાથેનો સબધ પ્રકટ થાય છે કે તરત જીવ નવો પૌદ્ગલિક દેહ ધારણ કરે છે અને તેને આત્મપ્રદેશોવડે ભરી કાઢે છે, કારણ કે તે તેમા વિસ્તાર પામે છે આમ એક ભવમા હાથીના ને બીજા ભવમા કીડીના દેહને સરખી રીતે ભરી કાઢે છે

જૈનોના સિદ્ધાન્ત પ્રમાણે ૫ શરીર છે

૧ ઔદારિક શરીર, સ્થૂલ પુદ્ગલનુ ભૌતિક શરીર, મનુષ્ય ને અને તિર્યચને આ શરીર હોય છે

૨ વૈક્રિય શરીર, સૂક્ષ્મ પુદ્ગલનુ ફેરવી શકાય એવુ શરીર દેહી જીવની ઇચ્છા પ્રમાણે આ શરીરનો આકાર અને કદ ફેરવી શકાય દેવોને, નરકવાસીઓને અને અમુક તિર્યચોને આ શરીર સ્વભાવથી જ મળેલુ હોય છે, મનુષ્યને પણ ઉચી શ્રેણિએ જતા મળી શકે છે

૩ આહારક શરીર, સ્થાનાન્તર કરી શકે એવુ શરીર સારા અને શુદ્ધ દ્રવ્યનુ આ શરીર બનેલુ હોય છે, અને એને સ્થૂલ કે સૂક્ષ્મ કશાનો અન્તરાય નડતો નથી પ્રમત્તસયત સાધુને જ્યારે જગતને કોઈ બીજે સ્થળે કોઇ આચાર્ય ( કેવળી ) સાથે ધર્મના કોઇ વિકટ પ્રશ્ન સબધે વિચારણા કરવાની હોય છે, ત્યારે તે આ શરીર ધારણ કરે છે ને ત્યારે એનુ ઔદારિક શરીર ત્યા જ પડી રહે છે

૪ તૈજસ શરીર, આ શરીર ઉષ્ણપુદ્ગળનુ બનેલુ હોય છે અને જે આહાર ખાધો હોય તેની પાચનક્રિયા એ શરીર કરે છે સાધુનુ એ શરીર ઇતર પ્રાણી તથા પદાર્થને બાળી શકે છે

૫ કાર્મણ શરીર, કર્મપરમાણુઓનુ આ શરીર બનેલુ છે એમા દરેક પળે ફેરફાર થાય છે, કારણ કે જીવને નવા નવા કર્મબધન બધાયા જાય છે અને જુના ભોગવાતા જાય છે

આ પાચ શરીરોમાનુ પ્રત્યેક તે એના પછીના કરતા સ્થૂલ હોય છે, પછી પછીનામા પહેલાના કરતા વધારે પૌદ્ગલિક પર માણુ હોય છે જીવ સસારમા પરિભ્રમણ કરે છે, અને જ્યારે જુના ભવમાથી નવા ભવમા જાય છે, ત્યારે તેની સાથે સદા બે શરીર હોય છે તૈજસ શરીર અને કાર્મણ શરીર આ બને શરીરને સુખદુ ખ કઇ લાગતુ નથી અને તેમને કઇ અવયવ હોતા નથી અને કશો અન્તરાય નડતો નથી, અને તેની સામે

ગમે તે કઇ હોય તેની પાર ચાલ્યા જાય છે, એટલે આખા જગતમા ફરી વળે છે અને માત્ર તેની સીમાએ જઇને જ અટકી પડે છે એક ભવમા આ બે શરીર ઉપરાત એક જ કાળે બીજા બે શરીર પણ હોય છે, પણ વૈક્રિય અને આહારક શરીર એકઠા થતા નથી અને આહારક શરીર તો ઔદારિક શરીરની સાથે જ રહે છે પાચ શરીરોમાનુ માત્ર ઔદારિક શરીર જ સામાન્ય મનુષ્યની આખે જોઇ શકાય છે અને બધા દ્રવ્યોની પેઠે એને રસ, ગધ, વર્ણ અને સ્પર્શ હોય છે

દરેક જીવને ભિન્ન ભિન્ન પ્રકારના ઔદારિક શરીર હોય છે કેટલાક જીવને પોતપોતાનુ જુદુ જુદુ શરીર હોય છે, કેટલાક જીવને અનેક વચ્ચે એક સામાન્ય શરીર હોય છે, આવુ સામાન્ય શરીર અમુક વનસ્પતિને હોય છે ( જેમકે કદમૂળ, લસણ, ડુગળી વગેરેને ) ઘણા જીવોના ઔદારિક શરીર એવા સૂક્ષ્મ હોય છે કે જ્યારે એ મોટા સમૂહમા ભળે ત્યારે જ પ્રત્યક્ષ થાય છે અનેક તિર્યંચોને ( ઓછા વિકાસવાળાને અને વનસ્પતિને ) એવા પ્રકારના શરીર હોય છે

કેટલાક જીવના શરીર તેમની ઇચ્છા પ્રમાણે હાલીચાલી શકે છે, બીજાના ( જેની ઇન્દ્રિયોનો ઓછા વિકાસ થયો હોય તેવાના ) શરીર પોતાની મેળે હાલીચાલી શકતા નથી, પણ ઘણુ કરીને બીજાને, બહારનાને બળે એક સ્થાનેથી બીજે સ્થાને જઇ શકે છે તે સ્થાવર કહેવાય છે

શરીરના ઘાટને અનુસરીને જીવનુ શરીર સુરૂપ કે વિરૂપ હોઇ શકે છે જૈનો આ ઘાટના ( સસ્થાનના ) સુરૂપથી માડીને વિરૂપ સુધીના છ પ્રકારના ભેદ કહે છે સુરૂપની ભાવના સમજવાને માટે મનુષ્યના શરીરને ધારવામા આવે છે, અને પછી બીજી હકીકત આમ સમજાવવામા આવે છે—મનુષ્યે પોતાની સામે પર્યંક આસનમા બેઠેલા–એટલે કે પલાઠીવાળીને બેઠેલા અને પોતાના હાથ નાભિએ મૂકેલા–મનુષ્યને કલ્પવો પછી બે ઢીંચણને સાધનારી, ડાબા ખભાથી જમણા ઢીચણને સાધનારી અને તેવી જ રીતે જમણા ખભાથી ડાબા ઢીંચણને સાધનારી અને પછી કપાળથી

હાથ સુધીની એમ ચાર રેખાઓ કલ્પવી જો આ ચારેય રેખાઓ એકમેક સાથે સરખી થાય તો એનો ઘાટ સુરેખ–સુરૂપ ગણાય, નહિ તો બાકીના પાચ પ્રકારમાથી કોઇ એક પ્રકારનુ ગણાય

એ છ સસ્થાન નીચે પ્રમાણે છે

૧ समचतुरस्र સસ્થાન શરીર બરાબર સુરેખ હોય

૨ न्यग्रोधपरिमंडल સસ્થાન શરીરનો ઉપરનો ભાગ સુરેખ હોય, નીચેનો ન હોય, તેથી એ શરીરને ન્યગ્રોધવૃક્ષ સાથે સરખાવી શકાય, ઉપરનુ મોટુ ને સુરૂપ, નીચેનુ નાનુ અને વરવુ ( વિરૂપ )

૩ सादि સસ્થાન નાભિ નીચેનુ શરીર સુરેખ હોય, ઉપરનુ ન હોય

૪ कुब्ज સસ્થાન શરીર કુબડુ હોય, એટલે કે હાથ, પગ, માથુ ને ગરદન સુરેખ હોય, પણ છાતી ને પેટ ન હોય

૫ वामन સસ્થાન શરીર વામણુ હોય, એટલે કે છાતી ને પેટ સુરેખ હોય, પણ હાથ પગ વગેરે ન હોય

૬ हुण्ड સસ્થાન આખુ શરીર વિરૂપ હોય

આ છ પ્રકારના શરીર સૌ જીવોને હોય છે, છતા યે દેવોને માત્ર પહેલા પ્રકારનુ અને નારકીઓને તથા સમૂર્ચ્છન દ્વારા ઉત્પન્ન થએલા જીવોને માત્ર છઠ્ઠા પ્રકારનુ સસ્થાન હોય છે, તિર્યંચોને અને મનુષ્યોને ( તેથી સાધુઓને પણ ) છ યે પ્રકારના સસ્થાન હોય છે

એ પણ મહત્ત્વની વાત છે કે ઉંચો વિકાસ પામેલા અવયવવાળા જીવોને ઔદારિક શરીરમા હાડકા દૃઢ સમ્બન્ધે જોડાએલા હોય છે એવો સબધ ( संहनन ) ૬ પ્રકારનો છે

૧ वज्रऋषभनाराचसंहनन એ સૌથી ઉત્તમ પ્રકારનો સાધો છે બે હાડકાને અમુક રીતે એકમેક સાથે જોડેલા હોય છે, તે

એની પાર વજ્ર ( ખીલો ) હોય છે અને એ બધાની ઉપર બધ બાધી લીધેલો હોય છે

२ ऋषभनाराचसंहनन આ સાધો ઉપરના જેટલો મજબૂત નથી, કારણ કે એમા વજ્ર નથી

३ नाराचसहनन આ સાધો વળી ઉપરના કરતા યે નબળો છે, કારણ કે એમા તો બધ પણ નથી

४ अर्धनाराचसहनन આ સાધો એક બાજુએથી ઉપરના જેવો છે, પણ બીજી બાજુએથી હાડકાને એકમેક સાથે માત્ર દબાવીને તેમા ખીલો મારેલો હોય છે

५ कीलिकासहनन આ સાધો એનાથી યે નબળો છે, કારણ કે તેમા તો હાડકાને એકમેક સાથે દબાવીને તેમા ખીલો મારેલો હોય છે

६ सेवात-( અથવા छेदपृष्ठ ) सहनन આ સાધો તો છેક નબળો છે, કારણ કે તેમા તો હાડકાની ધારો જ માત્ર એકમેક સાથે અડેલી છે

આ સહનનનુ મહત્ત્વ જૈનદર્શનમા ભારે છે પહેલાના ૪ સહનન હોય તો જ ધ્યાની ધ્યાન અને એકાગ્રતા સાધી શકે છે, માત્ર પહેલુ સહનન હોય તો જ શ્રેષ્ઠ પ્રકારની એકાગ્રતા સાધી શકાય છે ને ત્યારે જ મોક્ષપ્રાપ્તિ થાય છે

## *પ્રાણ

* સૌથી પ્રાચીન ઉપનિષદોમા પ્રાણ શબ્દનો જે અર્થ લેવાયો હતો તે જ અર્થ અહીં લેવાયો છે એટલે કે શ્વાસ, વાચા, દૃષ્ટિ, શ્રુતિ અને બુદ્ધિ એ પાચ માનસિક-શારીરિક જીવનની પાચ ઇન્દ્રિયો પાછળથી એનો અર્થ માત્ર શ્વાસ એવો થવા લાગ્યો એટલે કે એના મુખ્ય અર્થ અને તેના પ્રકારને માટે એ શબ્દ વપરાવા લાગ્યો ( આ નોટ સમજાતી નથી )

સંસારમાં જન્મતાં જીવને કેટલીક શારીરિક ઇન્દ્રિયો હોય છે એને પ્રાણ કહે છે એકંદરે ૧૦ પ્રકારના પ્રાણ છે[૧૮]

૧ આયુ ( જુઓ પૃ ૧૬૩ )

૨-૩-૪ મનોબળ, વાગ્બળ અને કાયબળ
મનનું, વાચાનું અને શરીરનું એ ત્રણ પ્રકારનાં બળ

૫ ઉચ્છ્વાસનિશ્વાસ ( આનપાન )

૬-૧૦ આંખ, નાક, કાન, જીભ અને ચામડી-એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના દ્વાર

સૌથી વધારે વિકાસ પામેલા શરીરને એ દશેય પ્રાણ હોય છે, ઓછા વિકાસ પામેલાને ઓછા પ્રાણ હોય છે, પણ છતાં યે કમમાં કમ આયુ, કાયબળ, ઉચ્છ્વાસનિશ્વાસ ને ચામડી એ ચાર તો કોઇપણ જીવને હોય છે જ

શરીરને વધારે કે ઓછાં ઇંદ્રિયદ્વાર હોય તે ઉપરથી એવા શરીરવાળા જીવનું વર્ગીકરણ કરવામાં આવેલ છે ૧, ૨, ૩, ૪, ૫ ઇંદ્રિયોવાળા જીવના તે પ્રકારે વર્ગ પાડવામાં આવ્યા છે અને વળી પાંચ ઇન્દ્રિયવાળા જીવમાં વિચાર કરી શકનારા અને નહિ કરી શકનારા એવા બે ભાગ પાડવામાં આવ્યા છે

૧ ઇન્દ્રિયવાળા તે એકેન્દ્રિય પૃથ્વીકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાય વળી એના બે ભેદ છે સૂક્ષ્મ તે ચર્મચક્ષુએ જોઇ શકાય નહિ, બાદર તે જોઇ શકાય

ચામડી ને જીભ એ ૨ ઇન્દ્રિયવાળા તે દ્વીન્દ્રીય કીટ, શંખ, જળો વગેરે, ચામડી, જીભ ને નાક એ ૩ ઇન્દ્રિયવાળા તે ત્રીન્દ્રિય જુ, કીડી, કરોળીયો આદિ, ચામડી, જીભ, નાક ને આંખ એ ૪ ઇન્દ્રિયવાળા તે ચતુરિન્દ્રિય ભમરી, માખી વગેરે

૫ ઇન્દ્રિય જીવના વળી બે પ્રકાર છે વિચાર કરી શકનાર સંજ્ઞી અને વિચાર નહિ કરી શકનાર અસંજ્ઞી સંજ્ઞીની અંદર મન હોય છે, અને તેથી કરીને પદાર્થની ભૂત, વર્તમાન અને ભવિષ્ય વિષેની

સ્થિતિનો તે વિચાર કરી શકે છે જેની અંદર મન નથી હોતું, તે માત્ર પ્રેરણાબળે જ પ્રેરાય છે અસંજ્ઞી ને સંજ્ઞી બંને પ્રકારના તિર્યંચ પંચેદ્રિયમાં બકરૂં, ઘેટું, હાથી, સિંહ, વાઘ વગેરે મન વિનાના ને મનવાળા તિર્યંચનો સમાવેશ થાય છે માત્ર સંજ્ઞીમાં મનુષ્ય, દેવ અને નરકવાસીનો તથા મનવાળા તિર્યંચ પંચેદ્રિયનો સમાવેશ થાય છે

આ બધા પ્રકારના જીવોનો પરિપૂર્ણ વિકાસ ( पर्याप्त) થાય અથવા અપૂર્ણ વિકાસ ( अपर्याप्त ) થાય અપર્યાપ્ત જીવોના શરીરની ઇન્દ્રિયોનો કે તેની શક્તિઓનો પૂરો વિકાસ થતો નથી

## જાતિવેદ

જીવના જાતિજીવન સબંધનો જૈનમત જોવા જેવો છે એમને મતે જાતિ ત્રણ છે અને તેને અનુસરીને જાતિવેદ પણ ત્રણ પ્રકારનો છે पुरुषवद स्त्रीवेद અને नपुसकवेद, જેને કોઈ જાતિલિંગ ના હોય તે આ છેલ્લા વેદમાં આવે

કફ જેમ ખાટું ખાવાની ઇચ્છાને પ્રેરે છે (આયુર્વેદને મતે), તેવી રીતે પુરૂષવેદ પુરૂષમાં સ્ત્રીસંભોગની આવશ્યકતાને પ્રેરે છે એ વેદને ઘાસના અગ્નિ સાથે સરખાવ્યો છે, ઘાસ બળે છે ત્યારે અગ્નિ એકદમ સળગે છે ને પછી તરત જ ઓલવાઈ જાય છે તેવી જ રીતે પુરૂષમાં પ્રથમ તો અતિશય કામ હોય છે, પણ તૃપ્ત થતાં સમાઈ જાય છે[१८]

પિત્ત જેમ ગળ્યું ખાવાની ઇચ્છાને પ્રેરે છે, તેવી રીતે સ્ત્રીવેદ પુરૂષસંભોગની ઇચ્છાને પ્રેરે છે એ વેદને ઉકરડાના અગ્નિ સાથે સરખાવ્યો છે, ઉકરડામાં દેવતા ઢંકાયેલો હોય છે, ત્યાં સુધી એ પ્રકાશતો નથી, પણ એને ખૂબ ઉકેરવાથી અગ્નિ ખૂબ સળગે છે તેવી જ રીતે સ્ત્રીમાં પ્રથમ તો કામ અતિશય હોતો નથી, પણ સંભોગ થતાં ખૂબ જાગ્રત થાય છે

ત્રીજા વેદમાં સ્ત્રી-પુરૂષનો કશો ભેદ હોતો નથી અને તે અતિશય તીવ્ર છે એથી કરીને કફ અને પિત્તનું મિશ્રણ ખાડ

મેળવેલુ દહીં ( શ્રીખડ ) ખાવાની ઇચ્છાને પ્રેરે છે, એવુ કાય આ વેદનુ છે એને કોઇ નગરના અગ્નિ સાથે સરખાવી શકાય એ અગ્નિ મળગ્યે જ જાય છે, ઓલવાતો નથી ને જે મળે તે સૌને ભસ્મ કરી નાખે છે આ ત્રીજો વેદ સર્વ પ્રકારના જીવોમા હોય છે, પણ દેવોમા હોતો નથી, પુરૂષ અને સ્ત્રી પચેન્દ્રિય જીવમા હોય છે, પણ નારકીઓમા ને સમૂર્ચ્છનદ્વારા ઉત્પન્ન થયેલા જીવોમા હોતા નથી

## જન્મ અને મરણ.

જીવનો જન્મ ત્રણ પ્રકારે થાય છે

૧ ગર્ભ દ્વારા પક્ષી, સાપ વગેરેમા ઇંડામાથી જન્મ થાય છે, માણસ, ગાય વગેરેમા જરાયુ ( ઓર ) સાથે બાળકનો જન્મ થાય છે, અને હાથી વગેરેમા જરાયુ વિના બાળકનો જન્મ થાય છે તે પોતજ કહેવાય છે

૨ ઉપપાત દ્વારા દેવો અને નરકવાસીઓ, એમને કર્મબળે જ્યા જન્મવાનુ હોય છે ત્યા એમને એમ ભવમા આવે છે, તેવી જ રીતે બીજા જીવોની પેઠે મરણ પણ પામતા નથી, પણ એમને એમ એમનો ભવ સમાપ્ત થાય છે

૩ સમૂર્ચ્છન કફ, લોહી, મળ આદિમાથી ઉત્પન્ન થતા જીવો ગર્ભથી કે ઉપપાતથી જે જીવો ઉત્પન્ન થતા નથી તે બધા આ પ્રકારના છે હેમચન્દ્ર (અભિધાનચિન્તામણિ, શ્લોક ૧૩૫૫ થી ) લખે છે એમ પ્રવાહી પદાર્થોની ખટાશમાથી અમુક જીવો, ભીના પદાર્થો ગરમ થતા એમાથી, કાદવમાથી માછલા વિગેરે અને પૃથ્વીમાથી ખજન ( દેડકા વિગેરે ) પેદા થાય છે જૈનો માને છે કે પુરૂષ અને સ્ત્રીના દરેક સયોગથી ઉત્પન્ન થતા અને પછી તરત જ મરણ પામતા મનુષ્યો પણ આ વર્ગમા આવે છે[૨૦]

કર્મને અનુસરીને જીવનસીમા સુધી જીવ્યા પછી અન્તે જીવ મરણ પામે છે મનુષ્ય અને તિર્યંચ અમુક કારણે

(उपक्रमे) મરણ પામે છે, દેવો અને નરકવાસીઓ આવા કોઇપણ ઉપક્રમ વિના અકસ્માત્ મરણ પામે છે મરણ પામતા જીવ એ ભવના પાચ શરીરમાથી તૈજસ અને કાર્મણ સિવાયના બીજા શરીરનો ત્યાગ કરે છે, અને આનુપૂર્વી નામકર્મને બળે ( પૃ ૧૬૩ ) નવા ભવમા જ્યા એને જન્મવાનુ હોય છે ત્યા એ જાય છે મરણ અને જન્મ વચ્ચેના કાળને विग्रहकाल કહે છે ને તે માત્ર થોડી જ પળોનો ( ૧-૨-૩-૪ સમયનો ) હોય છે

ભવમા હોવા છતા અમુક સજોગોમા જીવ પોતાના ઔદારિક શરીરનો ત્યાગ કરી શકે, એ શરીર બહાર અમુક વ્યાપાર કરી શકે અને પાછો એ શરીરમા પ્રવેશી શકે આવા શરીરત્યાગને समुद्घात કહે છે અને જે જીવમા ઉચા પ્રકારની શક્તિ હોય છે તેજ એમ કરી શકે છે એકદરે સાત પ્રકારના સમુદ્ઘાત કહ્યા છે[२१] આહારક સમુદ્ઘાત વિષે તો આગળ (પૃષ્ટ ૧૭૧) કહેવાઇ ગયુ છે બાકીનામાથી તૈજસ-સમુદ્ઘાત વિષે કઇક કહેવા જેવુ છે, એ સમુદ્ઘાત તૈજસ શરીરદ્વારા થઇ શકે છે એના શુભ અને અશુભ એવા બે પ્રકાર છે કોઇ વિઘ્નમાથી મુક્ત થવાને માટે જ્ઞાની શુભનો ઉપયોગ કરે છે તેવારે તેના જમણા ખભામાથી એક શ્વેત બિબ નીકળે છે, તે વિઘ્નને ટાળે છે ને પાછુ જ્ઞાનીના શરીરમા પ્રવેશે છે નગમતા મનુષ્યનુ કે વિષયનુ નિવારણ કરવાને માટે ક્રોધી સાધુ અશુભનો ઉપયોગ કરે છે, તેવારે એના ડાબા ખભામાથી એક રક્ત બિબ નીકળે છે, તે વિરોધી પુરૂષને કે વિષયને બાળી ભસ્મ કરી નાખે છે ઉપર કહ્યા તે સમુદ્ઘાતનો ઉપયોગ સસારમા વિચરતા જીવ કરે છે, પણ મોક્ષ પ્રાપ્તિની સાધનાને સારૂ કર્મક્ષય કરવાને હેતુએ પોતાના કર્મને બરાબર વ્યવસ્થિત કરવાને માટે, ૧૩ મે ગુણસ્થાને પહોચેલા સર્વજ્ઞ केवलि સમુદ્ઘાતનો ઉપયોગ કરે છે

## આધ્યાત્મિક.

### દેહી જીવનુ માનસિક જીવન

### વીર્ય.

સ્વભાવથી જ જીવમા વીર્ય અર્થાત્ અપરિમિત શક્તિ રહેલી છે પણ સર્વ કર્મપુદ્ગલથી જીવ મુક્ત થાય છે, ત્યારે જ એ વીર્ય પૂર્ણ વિકાસ પામે છે જ્યાસુધી એમ નથી થતુ, ત્યાસુધી વીર્ય અનેક રીતે પરિમિત રહે છે એ એમનુ એમ પ્રકટ નથી થતુ, પણ દ્રવ્ય સાથે સયોજાયેલુ રહે છે, પ્રકટ થવાને કોઇ ઇન્દ્રિયનો આધાર લેવો પડે છે, કાર્ય કરવાને માટે મન, વાચા કે કર્મનો આધાર લેવો પડે છે

દ્રવ્યની સાથે સયોજાયેલા વીર્યના આ સ્વરૂપને યોગ કહે છે જીવની અદરના પરમાણુઓના આન્દોલનથી યોગ બને છે મન કે વાચાની ઇદ્રિયોને તથા કાયને માટે જે દ્રવ્યોની આવ શ્યકતા છે, તે દ્રવ્યો યોગદ્વારા અદર આકર્ષાય છે, આ અવય વોને પલટાવી નાખે છે અને ત્યારપછી નીકળી જાય છે જીવના યોગ દ્રવ્યોસાથે યોજાયા જાય છે, તેથી નવા કર્મનુ કારણ બને છે

જીવના યોગ ત્રણ પ્રકારના છે તે મન, વાચા કે કાયદ્વારા પ્રકટ થાય છે અને તેથી એ ત્રણ પ્રકારના કહેવાય છે

મનોયોગ ના ચાર પ્રકાર છે જયારે કઇક સત્ય વિષયનો વિચાર હોય ત્યારે સત્ય, અસત્ય વિષયનો વિચાર હોય ત્યારે અસત્ય કહેવાય છે સત્યે ય હોય તેમજ અસત્યે ય હોય એને સત્યાસત્ય કહે છે, જેમકે અશોકવન, જેમા અશોક ઉપરાત બીજા પણ વૃક્ષ હોય સત્યે ય ન હોય એમજ અસત્યે ય ન હોય, સત્યાસત્યના પ્રદેશ બહારનો હોય એને અસત્યામૃષા કહે છે જેમકે, 'દેવદત્ત મને ગાય આપે' તો ઠીક, એવો વિચાર

વાગ્યોગ ના તેવી જ રીતે બોલવારૂપે ચાર પ્રકાર છે

( ધ્યાન, ધારણા, સમાધિ વગેરે વિચારને અમુક સયમમા

લાવવાને અર્થે હિંદુતત્ત્વદર્શનમા વપરાયો છે એવા અર્થમા યોગ શબ્દ અહીં વપરાયો નથી )

કાયયોગના ૭ પ્રકાર છે ઔદારિક, વૈક્રિય, આહારક ને કાર્મણ-એ ચાર શરીર એકલા, કે બીજા કોઇ એકની સાથે મળીને ક્રિયા કરે, તેને અનુસરીને આ પ્રકાર પડેલા છે, તૈજસ શરીરનો સ્વતંત્ર યોગ ગણાતો નથી, કારણ કે એ શરીર કાર્મણ શરીર સાથે સદા સંયોજાયેલું જ રહે છે

નીચેના જીવોમા વીર્ય અતિ પરિમિત સ્થિતિમા હોય છે, જેમ જેમ ઇંદ્રિયો વધે છે, તેમ તેમ તે વધતું જાય છે જીવોના ક્રમ પ્રમાણે યોગના ક્રમનો પણ વિકાસ હોય છે, એક ઇન્દ્રિય વાળા અવિકસિત સૂક્ષ્મ જીવને માત્ર ઔદારિક શરીરનો જ યોગ હોય છે, ત્યારે વિચાર કરી શકે એવા મનુષ્ય પંચેન્દ્રિય જીવને પૂરા ૧૫ યોગ હોઇ શકે છે

અશુભ પ્રકારના કર્મબંધનને અટકાવવા માટે મનોયોગ, વાગ્યોગ અને કાયયોગને વ્યવસ્થિત કરવા પડે છે સતત આત્મ સંયમદ્વારા મોક્ષપદ પ્રાપ્ત કરવાને માટે પ્રથમ સ્થૂલ અને પછી સૂક્ષ્મ મનોયોગ વાગ્યોગ અને કાયયોગને રોકવા પડે છે અને એથી સાધક अयोगी केवली થાય છે અને ત્યારથી ઇન્દ્રિયો સાથેના કોઇ પણ સમ્બન્ધ વિનાનું, પુદ્ગલથી કેવળ મુક્ત અનન્ત વીર્ય સદાને માટે પ્રાપ્ત કરે છે

## જ્ઞાનશક્તિ

પુદ્ગલની સંચિત સત્તાથી જીવ જ્યારે કેવળ મુક્ત થાય છે ત્યારે વર્તમાન્ ભૂત ને ભવિષ્યનું સૌ જાણવાની એનામા શક્તિ આવે છે જો એના ઉપર કર્મની સત્તા જામેલી હોય છે, તો તેનું આ અપરિમિત જ્ઞાન રૂંધાઇ રહે છે ગાઢું મેઘાવરણ જેમ સૂર્ય પ્રકાશને ઢાંકી રાખે છે એમ પુદ્ગલ જીવની સર્વજ્ઞતાને ઢાંકી રાખે છે પણ જેમ સૂર્ય ઢંકાયા છતાં ય તેનો કંઇક પ્રકાશ મેઘાવરણમા થઇને આવે છે, તેમ પુદ્ગલની પ્રતિકૂળ સત્તા હોવા

છતાય ય જીવમા એની જ્ઞાનશક્તિનો કઇક અવશેષ બચવાઇ રહે છે કારણ કે એટલો અવશેષ પણ જો એ ગુમાવી દે તો એનુ જીવ-સ્વરૂપ નાશ પામે. જ્ઞાનનો આ અવશેષ જુદા જુદા જીવોમા જુદા જુદા પ્રમાણમા હોય છે, કેટલાક જીવોમા અતિશય હોય છે, એટલે અનુપસ્થિત પૌદ્ગલિક પદાર્થોને તેમજ બીજાના વિચારોને તે પારદષ્ટિથી આત્મા વડે જાણી શકે છે, પણ ઘણાખરાને એ અવશેષ છેક નજીવો જ હોય છે, અને તેથી એ ચર્મેન્દ્રિયો શિવાય આત્મદ્વારા જાણી શકતો નથી

પદાર્થને બે પ્રકારે જાણી શકાય, ગમે તો એની રૂપરેખા, એના સામાન્ય બાહ્ય સ્વરૂપ દ્વારા જાણી શકાય, એવા જાણવાને દર્શન* કહે છે, અથવા તો એના વિશેષ ગુણ દ્વારા જાણી શકાય છે ત્યારે એવા જાણવાને જ્ઞાન કહે છે આમ દર્શન તે अनाकार-उपयोग છે, જ્ઞાન તે साकार-उपयोग છે

સસારમા વિચરતા જીવોમા એકકાળે દર્શન અને જ્ઞાનનો ઉપયોગ હોય નહિ, પણ જ્ઞાનની પૂર્વે દર્શન હોય છે મુક્ત જીવોમા અને સર્વજ્ઞોમા એ બન્ને સાથે હોઇ શકે છે

દર્શન ૪ પ્રકારના હોય છે

૧ चक्षुदर्शन આ દર્શન માત્ર ચક્ષુવડે જ થાય છે, તેથી જેને ચક્ષુ હોય છે તેને જ આ દર્શન થાય છે

૨ अचक्षुदर्शन આ દર્શન બાકીની ચાર ઇન્દ્રિયો દ્વારા અથવા મનદ્વારા થાય છે આ બે પ્રકારમાથી ગમે તે પ્રકારે બધા જીવોને દર્શન થાય છે

૩ अवधिदर्शन ઇન્દ્રિયોની સહાયતા વિના પૌદ્ગલિક પદાર્થોનુ દર્શન શારીરિક ઇન્દ્રિયોના આધાર વિના આ દર્શન પમાય

---

* જૈનધર્મમા दर्शन શબ્દના બે અર્થ થાય છે દષ્ટિ, મત, તાત્વિક સમ્પ્રદાય એવો એક અર્થ થાય છે અને તેથી सम्यक्दर्शननो ( પૃ ૨૨ થી સરખાવશો ) અર્થ સાચી દૃષ્ટિ, સત્ય જ્ઞાન એવો થાય છે બીજો અર્થ અહીં બતાવ્યો છે તે છે અને ખાસ જૈનોનો એ પારિભાષિક શબ્દ છે

છે દેવોને અને નરકવાસીઓને આ દર્શન જન્મથી
છે, પણ વિકાસ પામેલા તેમજ વિવેકશીલ મનુષ્યે
ઓને ઉચ્ચ આધ્યાત્મિક વિકાસને પરિણામે નરે છે.

૪ કેવળદર્શન તે અપરિમિત, પ્રત્યક્ષ અને
દર્શન. દર્શનને આવરણ દેનાર કર્મનો સંપૂર્ણ
જ આ દર્શન પ્રાપ્ત થાય છે

જ્ઞાનના પાંચ પ્રકાર છે

૧ મતિજ્ઞાન, પાંચ ઇન્દ્રિયોથી અને મનથી
એના ચાર ક્રમ છે

क अवग्रह પહેલી દૃષ્ટિ પડવી તે " હું જોઉં
ख ईहा—જાણવાની ઇચ્છા " આ તે
કેવું છે ? તેનો નિર્ણય કરીશ. "
ग अपाय—નિર્ણય " મારો નિર્ણય છે
વૃક્ષ વિના હાલ્યે એ ઉભું છે, એને શાખા
घ धारणा—" પૂર્વે દેખેલા વૃક્ષના
સમાનતા છે, તેથી એના વિષેનું મારું

૨ श्रुतज्ञान શાસ્ત્ર સાંભળ્યાથી કે વા

૩ अवधिज्ञान, ઇન્દ્રિયોની સહાયતા
વિષેનું મળેલું જ્ઞાન. દેવોને તથા નરકવાસી
મળેલું હોય છે, પણ ( એ જ પ્રકારના
ના વિકાસથી બીજાઓને પણ પ્રાપ્ત

૪ मन पर्यायज्ञान ઇન્દ્રિયદ્વારની
ચારો જાણી લેવા તે ઉચ્ચ પ્રકારનો
જ્ઞાન પ્રાપ્ત થાય છે

૫ केवलज्ञान અપરિમિત, પ્રત્યક્ષ
પરિપૂર્ણ પુરુષને જ પ્રાપ્ત થાય છે

છતાય ય જીવમા એની જ્ઞાનશક્તિનો કઇક અવશેષ સચવાઇ રહે છે, કારણ કે એટલો અવશેષ પણ જો એ ગુમાવી દે તો એનુ જીવ-સ્વરૂપ નાશ પામે જ્ઞાનનો આ અવશેષ જુદા જુદા જીવોમા જુદા જુદા પ્રમાણમા હોય છે, કેટલાક જીવોમા અતિશય હોય છે, એટલે અનુપસ્થિત પૌદ્‌ગલિક પદાર્થોને તેમજ બીજાના વિચારોને તે પારદષ્ટિથી આત્મા વડે જાણી શકે છે, પણ ઘણાખરાને એ અવશેષ છેક નજીવો જ હોય છે, અને તેથી એ ચર્મેન્દ્રિયો શિવાય આત્મદ્વારા જાણી શકતો નથી

પદાર્થને બે પ્રકારે જાણી શકાય, ગમે તો એની રૂપરેખા, એના સામાન્ય બાહ્ય સ્વરૂપ દ્વારા જાણી શકાય, એવા જાણવાને દર્શન* કહે છે, અથવા તો એના વિશેષ ગુણ દ્વારા જાણી શકાય છે ત્યારે એવા જાણવાને જ્ઞાન કહે છે આમ દર્શન તે अनाकार-उपयोग છે, જ્ઞાન તે साकार-उपयोग છે

સસારમા વિચરતા જીવોમા એકકાળે દર્શન અને જ્ઞાનનો ઉપયોગ હોય નહિ, પણ જ્ઞાનની પૂર્વે દર્શન હોય છે મુક્ત જીવોમા અને સર્વજ્ઞોમા એ બને સાથે હોઇ શકે છે

દર્શન ૪ પ્રકારના હોય છે

૧ चक्षुदर्शन આ દર્શન માત્ર ચક્ષુવડે જ થાય છે, તેથી જેને ચક્ષુ હોય છે તેને જ આ દર્શન થાય છે

૨ अचक्षुदर्शन આ દર્શન બાકીની ચાર ઇન્દ્રિયો દ્વારા અથવા મનદ્વારા થાય છે આ બે પ્રકારમાથી ગમે તે પ્રકારે બધા જીવોને દર્શન થાય છે

૩ अवधिदर्शन ઇન્દ્રિયોની સહાયતા વિના પૌદ્‌ગલિક પદાર્થોનુ દર્શન શારીરિક ઇન્દ્રિયોના આધાર વિના આ દર્શન પમાય

---

* જૈનધર્મમા દર્શન શબ્દના બે અર્થ થાય છે દષ્ટિ, મત, તાત્વિક સમ્પ્રદાય એવો એક અર્થ થાય છે અને તેથી सम्यग्दर्शननो (પૃ ૨૨ થી સરખાવશો ) અર્થ સાચી દષ્ટિ, સત્ય જ્ઞાન એવો થાય છે બીજો અર્થ અહીં બતાવ્યો છે તે છે અને ખાસ જૈનોનો એ પારિભાષિક શબ્દ છે

છે દેવોને અને નરકવાસીઓને આ દર્શન જન્મથી મળેલુ હોય છે, પણ વિકાસ પામેલા તેમજ વિવેકશીલ મનુષ્યો અને તિર્યચોને ઉચા આધ્યાત્મિક વિકાસને પરિણામે મળે છે

૪ केवलदर्शन તે અપરિમિત, પ્રત્યક્ષ અને પરમ (કેવલીનુ) દર્શન દર્શનને આવરણ દેનાર કર્મનો સપૂર્ણ ક્ષય થાય ત્યારે જ આ દર્શન પ્રાપ્ત થાય છે

જ્ઞાનના પાચ પ્રકાર છે

૧ मतिज्ञान, પાચ ઇન્દ્રિયોથી અને મનથી મેળવેલુ હોય છે એના ચાર ક્રમ છે

क अवग्रह પહેલી દૃષ્ટિ પડવી તે " હુ જોઉ છુ કે કઇક છે "

ख इहा–જાણવાની ઇચ્છા " આ તે મનુષ્ય છે કે ઝાડનુ ઠુઠુ છે ? તેનો નિર્ણય કરીશ "

ग अपाय–નિર્ણય " મારો નિર્ણય છે કે એ વૃક્ષ છે, કારણકે વિના હાલ્યે એ ઉભુ છે, એને શાખા છે, વગેરે "

घ धारणा–" પૂર્વે દેખેલા વૃક્ષના સ્મરણ સાથે આ વૃક્ષને સમાનતા છે, તેથી એના વિષેનુ સાચુ જ્ઞાન મને થયુ છે "

૨ श्रुतज्ञान શાસ્ત્ર સાભળ્યાથી કે વાચ્યાથી મળેલુ હોય તે

૩ अवधिज्ञान, ઇન્દ્રિયોની સહાયતા વિના પૌદ્ગલિક પદાર્થો વિષેનુ મળેલુ જ્ઞાન દેવોને તથા નરકવાસીઓને આ જ્ઞાન જન્મથી મળેલુ હોય છે, પણ ( એ જ પ્રકારના દર્શન પેઠે ) ઉચા પ્રકારના વિકાસથી બીજાઓને પણ પ્રાપ્ત થાય છે

૪ मन पर्यायज्ञान ઇન્દ્રિયદ્વારની સહાયતા વિના બીજાના વિચારો જાણી લેવા તે ઉચા પ્રકારનો વિકાસ પામેલા મનુષ્યોને આ જ્ઞાન પ્રાપ્ત થાય છે

૫ केवलज्ञान અપરિમિત, પ્રત્યક્ષ અને પરમ જ્ઞાન. એ માત્ર પરિપૂર્ણ પુરૂષને જ પ્રાપ્ત થાય છે

મનુષ્યોમા જે સમ્યગ્દષ્ટિ હોય છે, તેમનેજ છેલ્લા બે પ્રકારના જ્ઞાન પ્રાપ્ત થાય છે બાકીના ત્રણ પ્રકારના જ્ઞાન તેવી દૃષ્ટિ વિનાનાને પણ પ્રાપ્ત થાય છે છે–નથીનુ ખોટુ જ્ઞાન વિવેકશૂન્ય અને ગમે તેવુ હોય છે તેથી સમ્યગ્દર્શન વિનાનુ જ્ઞાન તે સાચુ નથી અને તેથી એને अज्ञान કહે છે ઉપરના ૫ પ્રકારના જ્ઞાન તથા આ ૩ પ્રકારના अज्ञान ( मति–अज्ञान, श्रुत–अज्ञान તથા अवधि–अज्ञान અથવા તો विभगज्ञान ) મળીને ૮ પ્રકારના જ્ઞાન થાય છે એ રીતે જ્યા સુધી સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય નહિ, ત્યાંસુધી સર્વ જીવો અજ્ઞાન હોય છે, સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાની સાથે જ જ્ઞાન પ્રાપ્ત થાય છે જેને ખરી ખોટી દૃષ્ટિ હોય છે, તેનામા કઇક જ્ઞાન પણ હોય છે, કઇક અજ્ઞાન પણ હોય છે

સસારી જીવોને ૪ માના પહેલા ૩ પ્રકારના દર્શન અને ૮ માના પહેલા ચાર પ્રકારના જ્ઞાન પ્રાપ્ત થાય છે કેવલીને માત્ર કેવલદર્શન અને કેવલજ્ઞાન જ પ્રાપ્ત થાય છે, અને એમ જણાય છે કે એ દર્શનમા અને જ્ઞાનમા જાણે બીજા બધા સમાઈ જતા હોય, ગામની અદર તેની જમીન પણ સમાઇ જાય છે તેમ અથવા એમ પણ હોય કે એ દર્શનના અને જ્ઞાનના ઉદયથી બીજા બધા અદૃશ્ય થઇ જતા હોય સૂર્યના ઉદયથી ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા વગેરે અદૃશ્ય થઇ જાય છે તેમ

## સમ્યગ્દર્શન.

જૈનધર્મના પરમ સત્ય વિષેનુ નિસશય જ્ઞાન તે સમ્યગ્દર્શન, સર્વજ્ઞ તીર્થકરોના, ધર્મશાસ્ત્રોના વચનો ઉપર અને એ વચનો વિષે વ્યાખ્યાન આપનાર ગુરુના શબ્દો ઉપર આસ્થા રાખવાથી એ દર્શન પ્રાપ્ત થાય છે એ દર્શન જીવને સ્વભાવસિદ્ધ છે દર્શનમોહનીય કર્મને બળે એ દર્શન થોડે કે ઘણે અંશે લુપ્ત રહે છે, થોડે કે ઘણે અંશે એ કર્મનુ બળ ઓછુ થાય છે, તેમ તેમ થોડે કે ઘણે અશે એ દર્શન પ્રાપ્ત થતુ જાય છે, એ કર્મનો કેવળ ક્ષય થાય છે ત્યારે સમ્પૂર્ણરૂપે પ્રાપ્ત થાય છે

સમ્પૂર્ણ મિથ્યાદર્શનથી તે સમ્પૂર્ણ સમ્યગ્દર્શન સુધીના એકદરે ૬ પ્રકાર છે

१ मिथ्यात्व–મિથ્યાદર્શન એના વળી ૫ પ્રકાર છે

- क आभिग्रहिक, અમુક મિથ્યા સિદ્ધાન્તના માની લીધેલા સત્યમાથી પ્રાપ્ત થયેલુ,
- ख अनाभिग्रहिक, અમુક મિથ્યા સિદ્ધાન્તને સ્વીકાર્યા વિના ઉદાસીનતાથી પ્રાપ્ત થયેલુ,
- ग आभिनिवेशिक, અમુક મિથ્યા સિદ્ધાન્ત પ્રતિના દુરાગ્રહી મમતથી થયેલુ,
- घ सांशयिक, સશયથી પ્રાપ્ત થયેલુ અને
- ङ अनाभोग અસ્પષ્ટ દષ્ટિથી એટલે કે સત્યને શોધવાની અશક્તિથી થયેલુ

२ सास्वादन सम्यक्त्व—સમ્યગ્દર્શનનો સ્વાદ આ સમ્યગ્દર્શનનુ ભાન થોડીક જ પળ થાય છે, વળી તરત જ જતુ રહે છે એ નામનો અર્થ આવી રીતે સ્પષ્ટ કરી શકાય, પોતે કદી ખીર ખાધી છે કે નહિ એવુ નહિ જાણનાર મનુષ્ય ક્ષીરનો સ્વાદ ચાખે છે કે તરત જ ઉલટી થાય છે તેવી જ રીતે જેની મતિ મિથ્યાદર્શન પ્રતિ વળેલી છે તે સમ્યગ્દર્શનનો સ્વાદ ચાખે છે કે તરત જ તે ચાલ્યુ જાય છે

३ सम्यग्मिथ्यात्व—મિશ્રજ્ઞાન–સત્ય અસત્યને વિનાવિવેકે સત્ય માની લેવુ તે એના પ્રભાવથી સત્ય–અસત્ય વચ્ચે જીવ ઝોલા ખાય છે, જૈનધર્મ પ્રત્યે ઉદાસીન રહે છે, તેના પ્રત્યે તેને નથી પક્ષપાત કે નથી તિરસ્કાર

४ क्षायोपशमिक–અથવા वेदक–सम्यक्त्व–એક પ્રકારનુ સમ્યગ્દર્શન સમ્યગ્દર્શન તરફનુ આ એક પગથીઉં છે અને વળી એક પ્રકારનુ મિથ્યાત્વ (પ્રદેશઉદયે) છે કે જેમાથી અદર રહેલુ સૌ વિષ દૂર કરવામા આવ્યું હોય છે જેમ દૂધ પાણી ભેળવેલા દૂધને ઉકાળી તેમાનુ

છેવટે એ પણ જણાવવાની આવશ્યકતા છે કે મરણ સમયે જીવ જે લેશ્યામા હોય તેજ લેશ્યામા નવે ભવે નારકી ને દેવતામા જન્મ પ્રમગે હોય છે, પછીથી લેશ્યા ફરી પણ જાય છે

જેમના કષાય અને યોગ ટળી ગયા છે એવા સાધુઓને તથા સિદ્ધોને લેશ્યા હોતી નથી

## જીવના ભાવ

જે સમસ્ત જીવના સમ્બન્ધમા વિકાસ પામે છે તેને જૈન દર્શન ભાવ કહે છે ભાવના પાચ પ્રકાર છે

૧ પારિણામિક ભાવ કર્મથી કઇ ફેરફાર થઇ શકતો નથી એવો જીવસ્વભાવ તે આ ભાવ અને તેથી પારિણામિક સ્વભાવ, મોક્ષભાવ, અમોક્ષભાવ ( જીવત્વ, ભવ્યત્વ, અભવ્યત્વ )

૨ ઔદયિક ભાવ પ્રચલિત કર્મફળ ઉપર આ ભાવ આધાર રાખે છે અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય, લેશ્યા વગેરે કર્મફળને અનુ-સરતા જે ગુણ જીવમા આવેલા છે તે સૌનો આ ભાવ છે

૩ ઔપશમિક ભાવ આ ભાવમા કર્મની છાપ કઇક ઉડી બેઠેલી હોય છે મોહનીય કર્મો અને તેથી કરીને કષાયની છાપ એવી પડેલી હોય છે કે તે દેખાય તો નહિ, પણ હોય તો ખરી તે વારે જીવમા રહેલા દર્શનનો અને ચારિત્રનો ભાવ તે આ ભાવ છે

૪ ક્ષાયિક ભાવ કર્મક્ષયના સબધનો ભાવ એમા સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્ર, સર્વજ્ઞતા, સર્વશક્તિ, એકદરે કર્મનો કેવળ ક્ષય થાય ને જીવની જે સ્થિતિ થાય તે ભાવ

૫ ક્ષયોપશમિક અથવા મિશ્ર ભાવ કર્મ કઇક અશે ક્ષય પામ્યા છે, કઇક અશે દબી આપ્યે જાય છે, તે સમયનો આ ભાવ છે આ ભાવના પેટાભાગના નામમા ૩ જા ને ૪ થા ભાવના નામોનુ મિશ્રણ છે, તે ઉપરથી એમ સમજવાનુ નથી કે આ ભાવ તે એ બે ભાવોનુ મિશ્રણ છે, પણ આ ભાવમા સમ્યગ્દર્શનના અને

સમ્યક્ચારિત્રના ઉતરતા પ્રકાર છે અને થોડાક કર્મ જ્ઞાન, દર્શન ને શક્તિને રોકનારા કઇક અશે કાર્ય કરતા બધ પડ્યા છે

આ પાચ ભાવના કઇક વ્યવસ્થાદૃષ્ટિએ વળી પેટા પ્રકાર પાડ્યા છે એ બધા ભાવમાથી ઓછા કે વધારે જીવમા એકે સમયે હોય આ પાચ ભાવનો સિધ્ધાન્ત સ્થાપવાનો હેતુ એ છે કે જીવનો સ્વભાવસિદ્ધ ભાવ કયો છે, કર્મફળને કારણે કયા ભાવ થાય છે અને એ ફળ ન થવાને કારણે કયા ભાવ થાય છે તે જણાવી શકાય

## નીતિ.

### નીતિનુ ધાર્મિક કારણ.

### દુખનુ વર્ણન અને મોક્ષની શક્યતા

असार संसार સસારને આવુ વિશેષણ આપીને જૈનસિધ્ધાન્ત દેહધારીના ભવની અસારતા સાબિત કરવાનો પ્રયત્ન કરે છે તેને મતે બધા જીવ, ગમે તો નરકલોકમા, કે તિર્યચ અથવા મનુષ્યલોકમા અથવા દેવલોકમા હોય, તો પણ તે બધા જીવ દુખમા પડ્યા છે, કદાપિ તૃપ્ત ન થાય એવી વાસનાએ પીડાય છે અને વેદનાના તથા મૃત્યુના ભોગ બને છે, અનેક ઉપદેશોમા અને ગ્રન્થોમા, કથાઓમા અને કાવ્યોમા પડિતો વારવાર આનુ આ સત્ય જણાવ્યે જાય છે અને શ્રાવકોના મન ઉપર એની એ વાત ફરી ફરીને તીવ્ર ભાવે ઠસાવતા કટાળતા નથી હેમચદ્ર પોતાના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' મા વ્યવસ્થિત રીતે ગોઠવીને તીર્થંકર પદ્મપ્રભુ પાસે એક ઉપદેશમા બોલાવરાવે છે કે 'નીચતમથી ઉચ્ચતમ સુધીના સૌ જીવ દુખમા પડ્યા છે'

પોતાના પાપનુ ફળ ભોગવવાને ઉષ્ણ અને શીત નરકમા આ જીવ ભયકર દુખ ભોગવે છે ભયકર અસુરો એમના શરીર વહેરે છે અને ભયકર હથિયારોથી તેમને વેદના આપે છે, તાવડામા તળે છે અને એમની આખો ફોડી નાખે છે તેમના

શરીર ઉપર ચેળ થયાથી અસહ્ય વેદના થાય છે, તરસ લાગે છે ત્યારે તે છીપાવવા નરકની વૈતરણી નદીમા બાથોડીઆ મારે છે, પણ ત્યા તો જળને બદલે સીસાનો ચળકતો ધીકધીકતો રસ હોય છે વનમા કોઇ વૃક્ષ નીચે છાયા લેવા ફાંફા મારે છે, ત્યારે તે વૃક્ષના પાન તીક્ષ્ણ તલવારરૂપ બની એમના ઉપર પડે છે અને એમના હજારો ટુકડા કરી નાખે છે વળી નરકવાસીઓ પોતાના ક્રોધના ને ખેદના બળ્યા પોતાની વેદનાને અને પોતાના દુખને અને પાપને પરિણામે પોતાની ચિન્તામા જે વધારો કરી મૂકે છે એનો કહો પાર આવે એમ નથી પણ વળી આ દુખ એથી યે ભયકર તો એટલા માટે છે કે એ શરીરનો અકાળે અન્ત નથી આવતો, કપાયેલા અગ ફરી ફરીને ઉગે છે ને દુખ ખમવાને આખા થાય છે, કારણકે જીવ પોતાના કર્મના ફળ ભોગવી રહે ત્યાસુધી એના શરીરનો નાશ થતો નથી અને કર્મની શકિત નાશ પામે—એટલે ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ વીતે—ત્યારે જ એ શરીર નાશ પામે છે

નરકવાસીઓના દુખની તુલનામા તિર્યંચોના દુખ નરમ છે, અને છતાએ ભયકર તો છે જ એકેન્દ્રિય જીવ રક્ષણ વિના ચ્યરાઇ મરે છે પૃથ્વીકાય જીવને ઘોડા હાથી પીલી નાખે છે, હળ ચીરી નાખે છે, જળપ્રવાહ ખેચી જાય છે, જળકાય જીવને સૂર્ય બાળી નાખે છે, ઠડીથી ઠરી જાય છે, તૃષાતુર પી જાય છે, અગ્નિકાય જીવને પાણી ઠડા કરી નાખે છે વાયુકાય જીવને વિવિધ દિશાએથી ઉઠતા તોફાનોથી ખમવુ પડે છે, આકાશમા વસ્તુઓના વ્યાપારથી ને વીંઝણાના વીંઝાવાથી એમના શરીર નાશ પામે છે વનસ્પતિકાય જીવને સૂર્ય બાળી નાખે છે, પાણી ભીંજવી નાખે છે, વાયુ સુકવી નાખે છે, બીજા જીવો તેને ઘસે છે, જડ મૂળથી ખોદી નાખે છે ને નષ્ટ કરી નાખે છે ૨, ૩, ૪, ૫ ઇન્દ્રિયોવાળા તિર્યંચોને અનેક પ્રકારના દુ:ખ ખમવા પડે છે તે જન્તુને લોક ચાપે છે ને પીલે છે, જુઆને અને જુઓને મારી નાખે છે, મધમાખોને મધના લોભી મારે છે, માછલાને લોક પકડે છે ને તાવડામા તળે છે, પક્ષીઓને પણ એજ પ્રકારે મારી નાખે છે, પૃથ્વી ઉપરના તિર્યંચ જીવોમા નબળા હોય તેને જબરા ખાઇ

જાય છે અને ઘણાની પાસે મનુષ્ય ભાર ઉંચકાવે છે, તેમને ચાબુકો મારે છે ને આરો ખોસે છે

તિર્યંચ કરતા મનુષ્ય વધારે ભાગ્યશાળી છે, કારણકે નવા કર્મબંધથી દૂર રહેવાનુ અને મુક્તિ પામવાનુ એનાથી બની શકે તેમ છે પાછલા ભવના પુણ્યકર્મથી મહામુશ્કેલીએ મળેલા માનવ જન્મનો આ અમૂલ્ય લાભ કેટલા થોડા જીવ ઉઠાવે છે! સારા કર્મ કરવાને બદલે ધનપ્રાપ્તિ માટેના લોભમા અને ઇંદ્રિયોના વિલાસની લાલસામા પડે છે, તુચ્છ અને નિરર્થક કર્મ કરે છે, ઘણાખરા મનુષ્યો બાલ્યાવસ્થામા વિષ્ટા ખોતરતા શુકર જેવા, યુવાવસ્થામા કામે કરીને ગધેડા જેવા અને વૃદ્ધાવસ્થામા ઘરડા બળદીઆ જેવા હોય છે દરિદ્રતા, દાસત્વ, રોગ, જરા અને મૃત્યુથી આર્યના અને અનાર્યના જીવન ખારા થઇ જાય છે, માતાના ગર્ભમા પ્રવેશે છે અને મહાપ્રયત્ને એના સાકડા દ્વારમાથી નીકળીને જીવન શરૂ કરે છે ત્યારથીજ દુખ પામવા માડે છે

દેવોને પણ દુખ પડે છે દેવો ભૌતિક દુખોથી મુક્ત છે અને આનદમા તથા વિલાસમા પોતાના દિવસો ગાળે છે એ વાત સાચી, પણ છતા યે એ સર્વથા સુખી નથી. નીચેના વર્ગના દેવો ઉપરના વર્ગના દેવોનુ સુખ અને વિલાસ જુએ ત્યારે એ ઇર્ષ્યાએ બળે છે અને પોતાને એવા પ્રકારનુ સુખ અને વિલાસ નથી એ પ્રકારે વિચાર કરે છે પૃથ્વીલોકમા નવો અવતાર લેવાને માટે સ્વર્ગ હવે છોડવુ પડશે એવા ચિહ્ન થતા માતૃ ગર્ભમા પ્રવેશ કરવાનો એમને ભય લાગે છે અને ભવિષ્યમા શુ થશે એ તેમને માલમ નહિ હોવાથી એમને એવી ચિન્તા થાય છે કે જે સુખ એમણે ભોગવ્યા હોય તે પણ કડવા થઈ જાય છે

આમ આખુ જીવન દુખમય છે, અને ભાડાના એક ઘર માથી નીકળીને બીજામા જવુ [illegible] એમ [illegible] ભવમાથી બીજા ભવમા અનાદિ કાળથી ર[illegible] કરેકને માટે એટલુ તો નક્કી છે કે [illegible] છે અને સુખ ઓછુ છે જો કે સ[illegible] પર્વત

બધુ પાણી બાળી નાખીએ, એટલે તે દધ શુદ્ધ થાય છે તેમ સમકિત આવરણ દેનાર કર્મ દૂર થતા સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે

૫ ઔપશમિક સમ્યક્ત્વ—સમકિતને આવરણ દેનાર કર્મને દબાવવાથી પ્રાપ્ત થયેલુ સમ્યગ્દર્શન બેશક કર્મને દબાવવાથી કઇક દૂર થવાનો સભવ છે, પણ તેનો ક્ષય નથી થયો, તેથી આ દર્શનને પાછલે પગથીએ પડવાનો સભવ છે

૬ ક્ષાયિક સમ્યક્ત્વ—સમકિતને આવરણ દેનાર કર્મનો સમૂળો ક્ષય થયે પ્રાપ્ત થતુ સમ્પૂર્ણ સમ્યગ્દર્શન

## સમ્યક્ચારિત્ર.

ચારિત્રમોહનીય કર્મની સત્તામાથી જીવ મુક્ત થાય છે, ત્યારે તેને પરમ શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત થાય છે જ્યાસુધી આમ નથી બનતુ ત્યાસુધી કષાયની, નોકષાયની અને જાતિવેદની સત્તાથી ચારિત્રનો નાશ થાય છે

૧ कषाय ના ૪ ભેદ છે—૧ क्रोध, ૨ मान, ३ माया ४ लोम

એ દરેક ભેદના રસ તથા સ્થિતિને અનુસરીને ચાર ચાર પ્રકાર છે

१ अनन्तानुबन्धी, આ કષાયથી મિથ્યાત્વે બધાઈ રહે ને આજીવન ટકે તે સમકિતનો ને ચારિત્રનો નાશ કરે છે

२ अप्रत्याख्यानावरण, ત્યાગને અટકાવે પ્રત્યેકનો ( એટલે અશનો ) ત્યાગ અટકાવે નહિ અને સમકિતને પ્રાપ્ત કરવા દે એ એક વર્ષ સુધી ટકે

३ प्रत्याख्यानावरण, ત્યાગને કાઇક અટકાવે સમ્પૂર્ણ આત્મ-સયમ આચરવા દે નહિ, પણ સમકિત અને દેશવિરતિ પામવા દે એની સત્તા ૪ માસ ચાલે છે

४ सज्वलन, સમ્પૂર્ણ આત્મસયમ (સર્વવિરતિ) આચરવા દે,

પણ સમ્પૂર્ણ (યથાખ્યાત) ચારિત્રની પ્રાપ્તિ પામવા દે. નહિ એની સત્તા (૧૫) દિવસ ચાલે છે

કષાયના રસ કે અનુભાગના ભેદ ઉપમા આપીને સમજાવ્યા છે ક્રોધના ચાર ભેદ–પત્થર, લોય, ધૂળ અને પાણી ઉપર દોરેલી રેખાઓ સાથે સરખાવ્યા છે પત્થર ઉપર દોરેલી રેખા બહુ પ્રયાસે ભુસાય અને ત્યારપછીના પદાર્થ ઉપર દોરેલી રેખાઓ અનુક્રમે ઓછે ઓછે પ્રયાસે ભુસાય તેવીજ રીતે આજીવન ટકનારા ક્રોધની સત્તા અતિ તીવ્ર હોય છે અને નિવારવામા કઠણ હોય છે, ત્યારપછીના પ્રકારના ક્રોધની સત્તા અનુક્રમે મૃદુ થતી જાય છે ને નિવારવામા સરળ થતી જાય છે માનના ચાર પ્રકાર –પત્થરના સ્તંભ, હાડકા, લાકડા અને નેતરની લતા સાથે સરખાવ્યા છે, અને એની તીવ્રતા પણ અનુક્રમે સરખાવી છે માયાના ચાર પ્રકાર વાસના મૂળ, ઘેટાના શીંગડા, ગોમૂત્ર અને લાકડાની પાતળી ચીપ સાથે સરખાવ્યા છે, એ દરેકની વક્રતા દૂર કરવી અનુક્રમે સરળ થતી જાય છે લોભના ચાર પ્રકાર જબુરંગ (કીરમજ), ઘેરા અને આછા ખંજનના રંગ અને પીળા રંગ સાથે સરખાવ્યા છે આ બધા રંગ વસ્ત્ર ઉપર ચડે, પણ જબુરંગ ચડ્યા પછી ભાગ્યે જ ઉતરે, ઘેરો અને આછો બીજો રંગ વધારે ઓછે શ્રમે ઉતરે, પીળા રંગને ઉતારતા બહુ શ્રમ ન લાગે

૨ नोकषायના ૯ પ્રકાર છે ને તે દરેક જીવને શુદ્ધ ચારિત્ર આચરતા કંઇક અન્તરાય કરે છે ૧ हास्य હસવુ ને વિલાસ ઉડાવવો તે, ૨ रति–સન્તોષ (આનંદ) કોઇ મનુષ્ય કે પદાર્થ પ્રત્યે મમતા અને તેથી ઉત્પન્ન થતો પક્ષપાત, ૩ अरति–અસન્તોષ (અફસોસ) કોઇ મનુષ્ય કે પદાર્થ પ્રત્યે વિરોધભાવ અને તેથી ઉત્પન્ન થતો તિરસ્કાર, ૪ शोक ૫ भय અને ૬ जुगुप्सा

૩ जातिवेदના ત્રણ પ્રકાર વિષે ૧૭૬ મા પૃષ્ઠ ઉપર લખ્યુ જ છે જીવના સમકિત ને ચારિત્રના ત્રણ મુખ્ય ભેદ છે

૧ अविरति–આત્મસંયમનો કેવળ અભાવ તેની ૫ ઇન્દ્રિયોના તેમજ મનના વિષયો તરફ તેમજ એકેન્દ્રિયવાળા ૪ પ્રકારના

જીવોની, વનસ્પતિની અને ત્રસ જીવોની કુલ છ પ્રકારની હિંસા તરફ વૃત્તિ વળે છે, અને એ રીતે એના ૧૨ પ્રકાર થાય છે

૨ દેશવિરતિ—આંશિક આત્મસયમ મુખ્યત્વે કરીને ત્રસ જીવોની હિંસાથી દૂર રહેવાની વૃત્તિ થાય છે કષાયના ચારે પ્રકારમાથી બે પ્રકારનો ત્યાગ કરે છે

૩ સર્વવિરતિ—આત્મસયમ પ્રત્યાખ્યાનાવરણ કષાય શાન્ત થઈ જાય છે ત્યારે જ આ પ્રાપ્ત થઈ શકે છે એના જુદા જુદા પ્રકાર માટે પૃ ૧૮૫–૮૬ ઉપર લખ્યુ છે

## લેશ્યા.

જીવના અધ્યવસાયને અનુસરીને—તેમજ તેને બધનમા નાખતા કર્મને અનુસરીને લેશ્યાવાળા જીવના છ પ્રકાર માનવામા આવ્યા છે તેમાનો પહેલા પ્રકારનો જીવ સૌથી પાપી છે ને ત્યારપછીના એક એક પ્રકારનો ઓછો ઓછો પાપી છે, છેક છેલ્લા પ્રકારનો જીવ સૌથી સારો છે જીવના આવા ભેદ ઇન્દ્રિયથી તો અગોચર છે, છતા વર્ણ, રસ, ગધ ને સ્પર્શથી—એટલે કે આપણને સ્પષ્ટ રીતે જાણી શકાય એમ એમનો ભેદ પાડ્યો છે આ પ્રકારને છ લેશ્યા કહે છે

વર્ણના નામ ઉપરથી આ લેશ્યાના નામ રાખવામા આવ્યા છે અને જે તે પ્રકારના જીવને જે તે પ્રકારની લેશ્યાનો રગ આરોપવાની કલ્પના છે ૧ कृष्ण—કાળો, ૨ नील—ગળીનો, ૩ कापोत—ભુરો, ૪ तेजस—અગ્નિવર્ણો, ૫ पीत—પીળો અને ૬ शुक्ल—સફેદ

પ્રત્યેક લેશ્યાના જીવને બે પ્રકારે ઉપમા આપવામા આવી છે

છ મનુષ્યો જબૂવૃક્ષ જુએ છે, એના ઉપર પુષ્કળ ફળ છે બધાને ફળ ખાવાનુ મન થાય છે, છતા ઉપર ચડતા ભય લાગે છે ત્યારે એ જાબુ કેમ પામી શકાય? એના ઉપાય સૌ બતાવે છે ૧ લો કહે છે કે ઝાડને જડમૂળથી ખોદી પાડવુ ૨ જો કહે છે કે મોટી ડાળ કાપી નાખવી જોઇએ ૩ જો કહે છે કે નાની

ડાખળીઓ તોડી પાડવી જોઇએ ૪ થો કહે છે કે ફળના ગુચ્છા તોડી પાડવા જોઇએ. ૫ મો કહે છે કે માત્ર જાણુ જ તોડી પાડવા જોઇએ ત્યારે છઠ્ઠો કહે છે કે ભોયે પડેલા જ જાણુ વીણી લેવા ને ખાવા જોઇએ ૧ લો જીવ કૃષ્ણ, ૨ જો નીલ, ૩ જો કાપોત, ૪ તેજસ, ૫ મો પદ્મ અને ૬ ઠ્ઠો શુકલ લેશ્યાવાળો છે

વળી પણ બીજી ઉપમા ચોર સાથેની આપીને આ વાત સમજાવી છે છ ચોર કોઇ ગામ ઉપર તુટી પડવા ધારે છે ૧ લો ચોર બધા જીવને, ૨ જો માત્ર મનુષ્યોને, ૩ જો માત્ર પુરૂષોને, ૪ થો માત્ર હથિયારવાળાને, ૫ મો માત્ર લડનારાને મારી નાખવાનુ કહે છે ૬ ઠ્ઠો માત્ર ધનમાલ લેવાની વાત કહે છે પણ કોઇને મારવા નહિ એમ કહે છે

દેવેન્દ્રસૂરિના કર્મગ્રન્થમા ( ટીકા પૃ ૯૩ ) જુદી જુદી લેશ્યા-વાળાનુ આવુ વર્ણન છે

" શત્રુભાવવાળા, દયાહીન, ક્રૂર, મૂર્ખ, ભ્રષ્ટ, ભુડી જીભ વાળા અને બીજાને દુ ખ દેવાની વૃત્તિવાળા મનુષ્યને કૃષ્ણ લેશ્યા હોય છે, કપટાચારી, દ ભાચારી, ચચળ મનના, આડમ્બરવાળા લપટ મનુષ્યને નીલ લેશ્યા હોય છે, વિવેકહીન, કાર્યકરતા ભુડાનો વિચાર નહિ કરનારા અને ક્રોધી મનુષ્યને કાપોત લેશ્યા હોય છે, વિવેકી, નવા કર્મબધનને નહિ કરનારા, દાતા, માનપાત્ર, ધર્મભાવનાવાળા મનુષ્યને તેજસ લેશ્યા હોય છે, દયાભાવવાળા, દાતા, ચારિત્રવાન, અને સમજદાર મનુષ્યને પીત લેશ્યા હોય છે, પવિત્ર, સદાચારી, કષાય વિનાના અને સમદર્શી મનુષ્યને શુકલ લેશ્યા હોય છે "

ઉપર કહેલા બધા ગુણો મુખ્ય છે, દરેક લેશ્યાના બીજા અનેક ભેદ એ ગુણોની તીવ્રતા મ દતાને અનુસરીને થાય છે વળી થોડે કે પુરે અંશે જેમ જેમ આત્મસયમ સધાતો જાય તેમ તેમ જીવનો વિકાસ થતો જાય છે, અને તેને અનુસરતા દરેક લેશ્યામા ફેરફાર થતા જાય છે વળી ઉપર જણાવેલા ગુણોનો ઉલ્લેખ કર્યા વિના પણ દરેક લેશ્યા જીવની મનોદશા દેખાડે છે

જેવડો મોટો છે, સુખ રાઇના દાણા જેટલુ થોડુ છે ને કે સુખ ત્રાજવાની દાડી જેવુ અનિશ્ચલ છે અને વીજળી જેવુ ક્ષણિક છે છતા યે દરેક જીવ જીવનસૂત્રને પૂરા ભાવથી વળગી રહે છે ને થોડાક સુખના મોહે જન્મ, જરા, રોગ અને મૃત્યુની ઘટમાળાને ઉત્પન્ન કરનાર ભયને ભૂલી જાય છે

ત્યારે દરેક જીવને કુવામા રહેલા મનુષ્યની ( મધુબિન્દુના દૃષ્ટાતની ) ઉપમા આપી શકાય ર કથા એવી છે કે—એક માણસની પાછળ વનમા એક ભયકર હાથી પડ્યો, માણસ બીકનો માર્યો વડના ઝાડ પાસે ગયો, પણ તેની ઉપર ચડી નહિ શકવાથી, પાસે એક જુનો કુવો હતો તેમા કુદકો માર્યો કુવાની ભીંતોમા ઘાસ ને છોડ ઉગ્યા હતા, તેમાના એક છોડના થડીઆને પેલા માણસે પડતા પડતા પકડી લીધુ હાથીએ આવીને એને પકડવા સૂઢ લબાવી, સૂઢ એના માથાને અડી, પણ હાથીથી માણસને પકડી શકાયો નહિ હવે પેલા માણસની નજર નીચે કુવામા પડી, તો કુવાને તળીએ એક ભયકર અજગર તેને ગળી જવા તલપી રહ્યો હતો બીજા ચાર નાના નાગ ફણ માડીને તેની સામે પુફવાડા મારી રહ્યા હતા અદર પડી ન જવાય એટલા માટે પેલો માણસ છોડના થડીઆ ઉપર કઇક ચડી ગયો ત્યારપછી એની નજર ઉપર ગઇ તો ત્યા એક મ્હેદ અને બીજો કાળો એમ બે ઉંદર પોતાના તીક્ષ્ણ દાતથી પેલા છોડના થડીઆને કાતરી રહ્યા છે અને હાથી પૂરા જોરથી વડના ઝાડને હલાવી રહ્યો છે હાથીના પ્રહારને પરિણામે એ ઝાડની એક ડાળમાથી અનેક મધમાખીઓ નીકળી અને કુવામાના પેલા માણસને ચટકા મારવા લાગી આમ ચારે બાજુએથી એ દુખે ઘેરાઇ રહ્યો છે, તેવામા એકાએક એ અભાગીયાએ ઝાડમાથી મધ ટપકતુ જોયુ, એ બિન્દુ એના કપાળ ઉપર પડીને ત્યાથી ધીરે ધીરે નીગળીને તેના મોમા ગયુ ઉત્સુકતાએ એણે એ બિન્દુ ચાટી લીધુ, એનો સ્વાદ એણે ચાખ્યો ને એના ગળપણમા સામે આવી ઉભેલા મો ભય એ ક્ષણવાર ભૂલી ગયો

ઉપરના દૃષ્ટાન્તમા કુવામાનો માણસ તે જીવ છે, વન તે સસાર છે, ઝાડ તે જીવન છે, કુવો તે માનવ–અવતાર છે, એની પાછળ પડેલો હાથી તે મરણ છે, અજગર તે નરક છે, ચાર નાગ તે ચાર પ્રકારના કષાય છે, બે ઉંદર તે શુકલ અને કૃષ્ણ એવા માસના બે પક્ષ છે, મધમાખીઓ તે રોગ છે, પણ મધનુ બિદુ તે સસારમા ફસાવનાર સુખ છે

કુવામાના માણસની પેઠે જીવ નાશવન્ત સુખના વિચારમા પોતે ખરી રીતે જે ભયકર સ્થિતિમા છે તે ભૂલી જાય છે પણ જ્યારે એને સાચુ ભાન આવે છે ત્યારે એ બધા દુખમાથી છુટા થવા ચાહે છે બધી વેદનાઓમાથી નીકળવાનુ–મોક્ષ પ્રાપ્ત કરવાનુ ઈચ્છે છે

જગતમાના થોડા જ જીવ મોક્ષ પ્રાપ્ત કરવાની વૃત્તિવાળા હોય છે, કારણકે સમ્પૂર્ણ ઔદાસીન્યમાથી બહાર નીકળી શકાય એવો વિકાસ બહુ થોડાને જ પ્રાપ્ત થાય છે અને તેમાથી યે થોડા મોક્ષપ્રાપ્તિ સુધી જઇ શકે છે

અતિસૂક્ષ્મ નિગોદના જીવોથી વિશ્વ પરિપૂર્ણ છે તેમનામા એક પ્રકારનુ ઉદાસીન ( અનાભોગ ) મિથ્યાત્વ છે, તેથી તેમની વૃત્તિ શુભ પ્રતિની યે નથી, અશુભ પ્રતિની યે નથી તેમની ઉદાસીન સ્થિતિ માથી કોઇ રીતે બહાર નીકળે, ત્યારે તેમનુ મિથ્યાત્વ કોઈ અમુક સ્વરૂપ ધારણ કરે છે આથી કરીને તેમના આધ્યાત્મિક વિકાસ માટે અનુકૂળતા થાય છે એ વિકાસ એમને અન્તે મોક્ષ અપાવી શકે ખરો, પણ અપાવે જ છે એમ કઇ સદા બનતુ નથી કારણ કે સર્વ જીવોમા અભવ્ય ( મોક્ષને માટે અયોગ્ય ) જીવોનો એક વર્ગ છે, આ વર્ગના જીવ મિથ્યાત્વમાથી કદી છુટી શક્તા નથી અને મોક્ષ પ્રાપ્તિને માટે કશો ય પ્રયત્ન કરતા નથી જે જીવોનુ ભવ્યત્વ ( મોક્ષ માટેની યોગ્યતા ) પ્રારબ્ધથી જ નિર્માયુ છે તે જૈનધર્મનુ સત્ય સમજી શકે છે, તે નવાનવા ભવથી કટાળી જાય છે, સયમ અને તપસ્યા આચરે છે અને છેવટે મોક્ષ પામે છે

## કર્મનાં મૂળ કારણ.

સસારમાથી બહાર નીકળવુ હોય તો નવા કર્મબધનના મૂળ કારણ જાણી લેવા જોઇએ અને એ મૂળ કારણોનો નાશ કરવો જોઇએ

કર્મ બધનના મૂળ કારણ નીચે પ્રમાણે છે—

( ૧ ) मिथ्यात्व ( २ ) अविरति, ( ३ ) कषाय અને ( ४ ) योग

આ દરેક કારણના વળી અનેક પ્રકાર છે,* એ દરેક અમુક અમુક પ્રકારના કર્મબધન ખડા કરે છે હવે એ કર્મબધનના કારણ જ્યા સુધી ઉપસ્થિત હોય, ત્યા સુધી તે તે પ્રકારના કર્મ બધન સ્વાભાવિક રીતે જ રહે છે, અને એ કારણ જ્યા દૂર થયા કે એ બન્ધન પણ દૂર થાય છે એ બધનના કારણ વ્યતિક્રમે નહિ, પણ અનુક્રમે જ દૂર થાય છે આ રીતે વિચારતાં મિથ્યાત્વથી માડીને તે મોક્ષ સુધીના માર્ગના ૧૪ પગથીઆ ( गुणस्थान) છે એનો વિવેક એવો છે કે નીચેના પગથીઆ કરતા તેની પાસેનુ ઉંચુ પગથીઉ એટલા માટે ઉંચુ છે કે ઉંચેનામા કર્મબંધનનુ એક કારણ સર્વ અશે ક કઇક અશે ઓછુ થાય છે ને તેને જ અનુકૂળ કર્મબધન પણ ઓછુ થાય છે કષાય સુધીના બધા બધ કારણ દૂર થાય છે, એટલે જીવ માત્ર સુખસવેદન ( સાતાવેદની ) કર્મ જ બાધે છે અને તેને યોગની જ સાથે સબધ છે તેથી યોગ જાય એટલે પછી કોઇ પ્રકારના કર્મબધન રહે નહિ અને મોક્ષ પ્રાપ્તિ થાય

---

* ઘણાએક પાચમુ કારણ પ્રમાદ આપે છે, પણ કેટલાક એને અવિરતિનો ભેદ જ માને છે

તીર્થંકર નામકર્મ, આહારક શરીર અને આહારક અગોપાગ—નામકર્મ એ ત્રણ કર્મને ઉપરના કોઈ કારણ ઉત્પન્ન કરી શકતા નથી એ કર્મબધન માત્ર ભાગ્યશાળી જીવોને જ હોય છે તીર્થંકર નામકર્મ સમ્યગ્જ્ઞાન દ્વારા બધાય છે અને આહારકદ્વિક વિરતિથી બધાય છે

# મોક્ષનો માર્ગ

જ્ઞાનનો અને ચારિત્રનો નાશ કરનાર કર્મનો એટલે મોહનીય કર્મનો ક્ષય થયે જીવનો આધ્યાત્મિક વિકાસ થાય છે હવે એકાદ પ્રકારના એવા મોહનીય કર્મથી નવુ કર્મ બધન થાય છે અને તેની અમુક કાળ સુધીની સ્થિતિ હોય છે, તેથી માત્ર શુદ્ધ મનોવૃત્તિથી જ નવા મોહનીય કર્મનુ બધન થતુ અટકતુ નથી, એ અટકાવવાને માટે તો જીવે ત્રણ રીતોનુ ( करण ) ગ્રહણ કરવુ પડે છે એ બધાથી મુહૂર્ત માત્રમા પરિણામે કર્મનો ક્ષય થવા માડે છે સજ્ઞાવાળા, પર્યાપ્ત વિકાસવાળા, મનો વાગ્ અને કાયયોગવાળા, સમ્યગ્જ્ઞાનવાળા અને એક સારી લેશ્યાવાળા પચેન્દ્રિય જીવથી જ આ પ્રમાણે કર્મક્ષય કરવાનુ બની શકે છે

૧ લા यथाप्रवृत्तिकरण ને પરિણામે કર્મના રસનો ને સ્થિતિનો ઘાત થાય છે એને વારવાર સાધવામા આવે છતા યે એની પાછળ બીજા બે કરણની સાધના હોય તોજ સાધ્યે પહોચી શકાય છે

૨ જા अपूर्वकरण ને પરિણામે તેવી જ રીતે જીવની શુદ્ધિ સધાય છે એની સાધનાથી સમકિતનો અને ચારિત્રનો નાશ કરનારી હૃદયની ગ્રન્થિ જે આપણા અન્તરમા છે તે છુટી જાય છે અને તેથી આધ્યાત્મિક માર્ગના દ્વાર ખુલ્લા થાય છે

૩ જા अनिवृत्तिकरण ને પરિણામે વળી કર્મનો રસ ને સ્થિતિ ઓછા થાય છે, છતા યે મિથ્યાત્વ મ બધના કર્મતત્ત્વનો થોડોક ભાગ ત્રણ અશમા વહેચાઇ જાય છે એક મિથ્યાત્વનો અ શુદ્ધ અશ, એક સમ્યમિથ્યાત્વનો અર્ધશુદ્ધ અશ અને એક क्षयोप शमिक भाव નો (સમકિતનો)શુદ્ધ–અશ ત્યારપછી થોડે વખતે આમાનો એક અશ ફળે છે અને તે વડે જીવનુ આગળનુ પ્રારબ્ધ નિર્માય છે, તેથી ગમે તો મિથ્યાત્વ પાછુ આવે છે અને તેથી આખુ કરણ નિરથક જાય છે કે ગમે તો મિશ્રભાવનુ અથવા સમ્યક્ત્વનુ સ્વરૂપ પ્રાપ્ત થાય છે એટલે આ જીવ સમકિત પામી ગયો કહેવાય છે

તેવી જ રીતે એ ત્રણ કરણથી આજન્મ કષાયના કર્મ પણ દૂર થાય છે, જેણે ક્ષયોપશમિક સમકિત પ્રાપ્ત કર્યું છે, તે ૭ મા એટલે અપ્રમત્ત સયત ગુણસ્થાન સુધી જઇ પહોચે છે, ત્યા એ પ્રમાદ બધનથી મુક્ત થઇને વિરતિ સાધી શકે છે એને જો આગળ જવુ હોય તો બેમાથી એક શ્રેણિએ એણે ચડવુ જોઇએ, એટલા માટે કે ત્યારપછી કર્મ કળે નહિ એ બે શ્રેણિ તે આ છે -उपशमश्रेणि अने क्षपकश्रेणि

ઉપશમ એટલે શાન્તિ પામવી તે જે કર્મનો ઉપશમ આચરે છે, તેનામા એવી શક્તિ આવે કે કર્મ પોતાના ફળ આપી શકતા નથી, એના સત્તા કર્મ દબાય છે, તેથી એના ફળ પ્રકટ ન થાય, પણ એ જડમૂળથી નાશ પામતા નથી, તેથી તે ગુપ્તભાવે રહે છે ને પ્રસગ આવ્યે પાછા પ્રકટ થાય છે જો અમુક ક્રમે વ્યવસ્થિત રીતે કર્મ દાબવાનો પ્રયત્ન થાય તો ઉપશમ શ્રેણિથી મોહનીય કર્મને સમ્પૂર્ણ રીતે દાબી શકાય આ શ્રેણિએ ચડનાર જીવ ૪ થી ૭ મા ગુણસ્થાનક સુધી ચડેલ હોય ને ત્યારપછી એકે એકે ૧૧ મા સુધી ચડી શકે, અને ઉપશાન્ત મોહ થાય આ સ્થિતિમા જીવ માત્ર થોડો જ કાળ ટકે છે, વખતે ૧ જ સમય સુધી આ કાળ પૂરો થાય કે તરત એ ગુણસ્થાનેથી એનુ પતન થાય છે એ પતન બે કારણે થાય છે ગમે તો એ વ્યક્તિનુ મરણ થવાથી એના એ ભવનો અન્ત આવે છે, અથવા તો આ ઉપશાન્ત સ્થિતિને જોઇતો સમય પૂરો થઇ જાય છે જો પહેલો પ્રસગ બને તો એ વ્યક્તિ આ ગુણસ્થાનમા મરણ પામે અને એ જીવ अनुत्तर-सुर રૂપે જન્મ પામે, પણ ૧૧ મે ગુણસ્થાનેથી ચોથામા પડે જો બીજો પ્રસગ બને એટલે કે જોઇતો સમય પૂરો થઈ જાય તો એ સાતમા ગુણસ્થાને ઉતરી પડે અથવા અમુક સ્થિતિમા એથીયે નીચે ઉતરી પડે

ઉપશમ શ્રેણિ એકદરે એક અતર્મુહૂર્ત ટકે છે, એક ભવમા એ શ્રેષ્ઠ શ્રેણિએ બે વાર ચઢી શકાય જો એવુ થાય તો એ જન્મમા નિર્વાણ પામી શકાય નહિ જો આ શ્રેણિએ એકજ વાર

ચડવાનુ થાય તો એ પતન પછી એ વ્યક્તિ ક્ષપકશ્રેણિ પામી શકે ને નિર્વાણ પામી શકે

ક્ષપકશ્રેણિ કર્મના ક્ષયને માર્ગની શ્રેણિ છે આઠ વર્ષની ઉપરની ઉમરનો, શ્રેષ્ઠ સહનનવાળો, ૪ થા થી ૭ મા ગુણસ્થાનમા હોય તેવો મનુષ્ય આ શ્રેણિએ ચડી શકે છે વિવિધ પ્રકારના સત્તા કર્મનો એ સમૂળતાએ નાશ કરી શકે છે અન્તે એ સયોગી કેવલી સર્વજ્ઞ–થાય છે, ત્યારપછી એ થોડો કાળ પૃથ્વી ઉપર વિચરે છે ને ત્યારપછી નિર્વાણ પામે છે

## ૧૪. ગુણસ્થાન

કર્મની સપૂર્ણ બધનવાળી સ્થિતિથી માડીને તે તેનાથી સમ્પૂર્ણ મુક્તિ સુધીની ૧૪ શ્રેણિ છે, તેને ગુણસ્થાન કહે છે એ શ્રેણિઓને ન્યાયપ્રણાલીએ ગોઠવેલી છે, એટલે કે દરેક શ્રેણિમા જીવે કેટલો કાળ રહેવાનુ છે તે દૃષ્ટિએ નહિ, પણ નીચેની પાપદશાથી ઉપરની પવિત્ર દશામા જવાનુ છે તે દૃષ્ટિએ ગોઠવેલી છે કારણકે અમુક શ્રેણિએ ચડ્યા પછી જીવે પાછુ ત્યાથી ઉતરવુ પણ પડે અને ત્યાસુધી કરેલો વિકાસ સર્વ કે કઇક અશે પાછો ફરી કરવો પડે જો નીચેની વાત ધ્યાનમા લેશુ તો ઉપરની વાત સમજાશે, કેટલાક ગુણસ્થાનમા જીવની સ્થિતિ થોડીક પળો સુધી જ રહે છે, અને તેથી એવુ પણ બની શકે છે કે સવારમા જીવ અમુક ગુણસ્થાને ચડે છે, બપોરે ત્યાથી પાછો પડે છે ને વળી સાજે પાછો તે ને તે ગુણસ્થાને વળી ચડે છે આમ પાછુ પડવાનુ થાય છે એ વાત ધ્યાનમા ન લઇએ, તોપણ ચૌદેય ગુણસ્થાન બરાબર અનુક્રમે ચડી શકાવા અશકય છે કારણકે ૧લા ઉપરથી બીજાજ ઉપર સીધુ જવાનુ ખાસ કારણ નથી તેમજ ૧૨ માથી ૧૪ મા સુધીની પહેલા ૧૧ માથી ઉપર જવાતુ નથી, ત્યાથી તો પાછા પડવુ જ પડે છે અનુક્રમે એકે એક ગુણસ્થાન ઉપર ચડવાની વિવિધ શકયતા વિષે ગયા પ્રકરણમા જણાવ્યુ છે

' 'દરેક ગુણસ્થાન અનુક્રમે નીચે આપુ છુ ને સાથે સાથે તેની વિશેષતા પણ આપુ છુ

१ मिथ्यादृष्टिगुणस्थान આ ગુણસ્થાન ઉપર મિથ્યાદૃષ્ટિવાળા જીવ હોય છે મોક્ષ પામવાની અશક્તિવાળા ઘણા જીવ આ ગુણસ્થાનની ઉપર ચઢતા નથી, ૧ થી ૫ ઇન્દ્રિયોવાળા તેમજ પર્યાપ્તિના વિકાસ વાળા, પણ સંજ્ઞા વિનાના તિર્યંચ જીવો પણ જ્યાસુધી એ વર્ગમા એમનો ભવ હોય છે ત્યાસુધી આ ગુણસ્થાનની ઉપર ચઢતા નથી બીજા જીવ અહીંથી ઉપર ચડે છે અને તેમાના કેટલાક તો બારોબાર ૪થે ગુણસ્થાને ચડી જાય છે, પણ વળી ત્યાથી પાછા પડી જાય છે અને અહીં ઓછામા ઓછુ એક મુહૂર્તનો કઇક અશ અને વધારેમા વધારે અર્ધ પુદ્ગલપરાવર્તથી કઇક ઓછુ રહે છે અહીંથી પરભાર્યા બીજે ત્રીજે ગુણસ્થાને ચડાતુ નથી

२ सास्वादनसम्यग्दृष्टिगुणस्थान આ સ્થાન ઉપર 'સમ્યગ્દર્શનનો સ્વાદ' આવેલો હોય છે (પૃ ૧૮૪) અહીં ઓછામા ઓછો ૧ સમય અને વધારેમા વધારે ૬ આવલિકા જેટલો વખત રહે છે અને જે જીવોએ ઔપશમિકસમ્યકત્વ (પૃ ૧૮૫) એક મુહૂર્તના અશ સુધી પ્રાપ્ત કર્યું છે તે આ ગુણસ્થાને આવે છે, અને આજીવન કષાયના ઉદયવાળુ આ ગુણસ્થાન હોવાથી અહીંથી નીચે પડે છે એ પ્રમાણે જે સ્થાન ઉપર (ચોથા ઉપર) મિથ્યાત્વ નાશ પામે છ અને જે સ્થાન ઉપર (પેલા ઉપર) મિથ્યાત્વનુ સપૂર્ણ બળ હોય છે એ બે વચ્ચેની આ સ્થિતિ છે, તે ટુકા કાળની હોય છ, એ સ્થિતિકાળ પૂરો થતા જીવ પાછો ૧ લા ગુણસ્થાન ઉપર આવી પડે છે ૫ ઇદ્રિયોવાળા સજ્ઞી જીવો જે સર્વ પ્રકારની પર્યાપ્તિ સબધી વિકાસ પામેલા હોય છે તે આ ગુણસ્થાને આવી શકે છે

३ सम्यग्मिथ्यादृष्टिगुणस्थान મિશ્રભાવનુ ગુણસ્થાન બધા પ્રકારના વિકસિત સજ્ઞી જીવ આ ગુણસ્થાન ઉપર આવી શકે છે, અને એના ઉપર એક મુહૂર્તના અશ જેટલા (અતર્મુહૂર્ત્ત) કાળ સુધી રહે છે એ કાળ પૂરો થતા સમ્યક્ કે મિથ્યા જ્ઞાનને અનુસરતી જીવની દશા થાય છે જે જીવો ૪ થે ગુણસ્થાનેથી પડે છે, તેમાથી કોઇ જીવ આ ગુણસ્થાને પણ આવે છે

४ अविरतसम्यग्दृष्टिगुणस्थान પ્રત્યેક પ્રકારના સજ્ઞી પચેન્દ્રિય

જે જીવ આ ગુણસ્થાને આવે છે તેમને સમકિત (પૃ ૧૮૪ ઉપર આપેલા ૪, ૫, ૬ માના એક પ્રકારનુ ) પ્રાપ્ત થાય છે એમાથી એક શ્રેણિએ (પૃ ૧૯૭) કર્મને દબાણ અથવા ક્ષય પદ્ધતિસર અહીંથી થવા માડે છે આ ગુણસ્થાન ઉપર સ્થિતિ ટુકામા ટુકી એક મુહૂર્તના અશથી લાબામા લાબી ૩૩ સાગરોપમ સુધીની અને એથી યે લાબા કાળ સુધીની (દેવો ને મનુષ્યો એકથી વધારે વાર આ ગુણસ્થાને આવી શકે છે, માટે તેમને આરૂ ) હોય છે

૫ देशविरतसम्यग्दृष्टिगुणस्थान અહીં સમકિત અને આશિક વિરતિ (પૃ ૧૮૭) પ્રાપ્ત થાય છે અહીં દેવો તથા નરકવાસીઓ આવી શકતા નથી, પણ પર્યાપ્ત વિકાસવાળા સજ્ઞી તિર્યંચો અને મનુષ્યો આવી શકે છે અને તેમની અહીં સ્થિતિ લાબામા લાબી એક પૂર્વકોટિથી કઇક ઓછી અને ટુકામા ટુકી એક મુહૂર્તના અશ સુધીની હોય છે

૬ प्रमत्तसयतगुणस्थान આ અને પછીના ગુણસ્થાનોએ માત્ર મનુષ્યો જ ચડી શકે છે અહીં સમ્પૂર્ણ વિરતિ પ્રાપ્ત થાય છે, પરન્તુ નિદ્રા વગેરેના તથા સજ્વલન કષાયના ઉદયવડે ઉત્પન્ન થયેલા પ્રમાદથી એનો નાશ થાય છે આ ગુણસ્થાનથી મનપર્યાયજ્ઞાન ઉદય પામી શકે છે આ ગુણસ્થાન ઉપરની સ્થિતિ ટુકામા ટુકી ૧ સમયની ને લાબામા લાબી એક અતર્મુહૂર્ત સુધીના કાળની છે જે કોઇ એક સમય પછી મરણ પામે તે અવિરત થાય, એક મુહૂર્ત પૂરો થતામા મરણ પામે તે પણ અવિરત થાય જો એ મુહૂર્તમા કશો ય અકસ્માત ના થાય તો જીવ ૭ મે ગુણસ્થાને જાય ત્યા મુહૂર્તના અશ* જેટલો કાળ રહીને પાછો આ છઠ્ઠા ગુણસ્થાન ઉપર આવે, અને ત્યારપછી ફરી ક્રમ શરૂ થાય આ ૬ ઠ્ઠા અને ૭ મા ગુણસ્થાન વચ્ચેની અવરજવર લાબામા લાબી એક પૂર્વ કોટિથી કઇક ઓછા કાળ સુધી ટકે જે સાધુઓ કોઈ શ્રેણિએ

* મુહૂર્તના અશની વાત જ્યા કહી હોય ત્યા બધે નાનુ મોટુ પણ અતર્મુહૂર્ત સમજવુ

ચડ્યા નથી તેમના સમ્બન્ધમા આમ બને છે, જે ચડ્યા છે અથવા પાર નીકળી ગયા છે તેમને આવી અવરજવર નથી, આજ ગુણસ્થાનવાળા આહારક શરીર કરી શકે છે એ એની વિશેષતા છે

૭ अप्रमत्तसंयतगुणस्थान આ ગુણસ્થાન ઉપર પ્રમાદ વિનાની સમ્પૂર્ણ વિરતિ પ્રાપ્ત થાય છે એની સ્થિતિ ૧ સમયથી ૧ અતર્મુહૂર્ત સુધીની હોય છે નીચેના ગુણસ્થાનો ઉપરના જીવોની પેઠે અહિના જીવોને ગમે તે નહિ, પણ ત્રણ શુભમાની એક લેશ્યા હોય છે

૮ अपूर्वकरणगुणस्थान હવે પછીના ગુણસ્થાનોની પેઠે અહીં પણ, જે જીવ એકાદ શ્રેણિ ઉપર ચડવાનો હોય છે, તે જ આવી શકે છે અહીં માત્ર શુકલ લેશ્યા જ રહે છે અહીં અપૂર્વકરણ નામના કરણનો પ્રયોગ થાય છે, ધ્યાનનિમગ્ન યોગીને તેથી ઉત્પન્ન થયેલા વિચારો અપૂર્વ આનન્દ આપે છે ઉપશમ શ્રેણિવાળા જીવની સ્થિતિ આ ગુણસ્થાન ઉપર ટુકામા ટુકી ૧ સમય અને લાબામા લાબી ૧ અતર્મુહૂર્ત સુધીના કાળની છે ક્ષપકશ્રેણિના જીવની અતર્મુહૂર્તના કાળની જ છે

૯ अनिवृत्तिबादरसंपरायगुणस्थान ઉપશમ અથવા ક્ષપક શ્રેણિ ઉપરનો જીવ અહીં અનિવૃત્તિકરણ નામના કરણને સમ્પૂર્ણ કરે છે અહીં ઉપશમ શ્રેણિવાળા જીવની સ્થિતિ ટુકામા ટુકી ૧ સમય અને લાબામા લાબી ૧ અતર્મુહૂર્ત કાળની હોય છે, ક્ષપક શ્રેણિવાળાની અતર્મુહૂર્ત કાળની જ હોય છે આ ગુણસ્થાનની વિશેષતા એ છે જે અહીં ૯ નોકષાય અને ૩ સજ્વલન કષાયનો નાશ થાય છે, ૧ સજ્વલન લોભ રહે છે

૧૦ सूक्ष्मसंपरायगुणस्थान આ ગુણસ્થાન ઉપર લોભનુ સજ્વલન સ્વરૂપ માત્ર અલ્પાશે રહેલુ હોય છે તેનો પણ નાશ થાય છે ઉપશમક જીવની સ્થિતિ અહીં ૧ સમયથી ૧ અતર્મુહૂર્ત સુધીની, અને ક્ષપકની એક અતર્મુહૂર્તકાળની હોય છે

૧૧ उपशान्तकषायवीतरागछद्मस्थगुणस्थान ઉપશમ શ્રેણિ ઉપરના

જીવને માટે આ ઉચામા ઉચુ ગુણસ્થાન છે અહીં બધા કષાય શમી ગયેલા હોય છે અહીંની સ્થિતિ ટુકામા ટુકી ૧ સમયની અને લાબામા લાબી ૧ અતર્મુહૂર્તની છે ત્યારપછી ઉપશમ શ્રેણિનો જીવ પાછો પડે છે ને નીચેના કોઈ પણ ગુણસ્થાને જાય છે

૧૨ क्षीणकषायवीतरागछद्मगुणस्थान ક્ષપક શ્રેણિએ ચઢી જે જીવોએ સર્વ પ્રકારના કષાયનો ક્ષય કર્યો છે તે જ આ અને તેની ઉપરના ગુણસ્થાને ચઢી શકે છે દશમા ગુણસ્થાનના છેલ્લા સમયમા છેવટે બાકી રહેલો લોભ ક્ષય પામે છે, ત્યારે ક્ષપક ( ૧૧ મા ગુણસ્થાનને કુદી જઈને ) આ ગુણસ્થાનમા આવે છે અને એક અતમુહૂર્ત કાળ રહે છે અહીં પણ એને કેટલાક કર્મના બધન હોય છે તેથી આ ગુણસ્થાનની સ્થિતિના છેલ્લા સમયમા તેના જ્ઞાનને, દર્શનને અને બળને આવરણ દેનારા કર્મનો ક્ષય થાય છે

૧૩ सयोगीकेवलीगुणस्थान આ ગુણસ્થાને ચડનાર પવિત્ર જીવ કેવલી–સર્વજ્ઞ–બને છે જો એણે પૂર્વભવમા તીર્થકર નામ કર્મ બાધ્યુ હોય તો એના ફળ એને અહીં મળે છે, ત્યારે એ તીર્થકર જૈન ધર્મના ઉદ્ધારક થાય છે સયોગી કેવલી સર્વ જાણે છે, સર્વ જુએ છે, સર્વ કરી શકે છે, છતા યે એને અમુક પૌદ્ગલિક યોગ હોય છે અને પૂર્વભવમા કરેલા કર્મ એને ફળ આપ્યે જાય છે, પણ આયુષ્કર્મનો ક્ષય થતા જ એ સૌ કર્મનો ક્ષય થાય છે તેને અનુસરીને સયોગી સ્થિતિ ટુકામા ટુકી ૧ અતર્મુહૂર્તની ને લાબામા લાબી ૧ પૂર્વકોટિથી કઇક ઓછા કાળની હોય છે નિર્માણ થયેલો કાળ પૂરો થતા જ તે યોગી ઉડી સમાધિમા ઉતરી પડે છે અને સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રકારના મનો–વાગ્ અને કાય–યોગને શાન્ત કરી દે છે

૧૪ अयोगीकेवलीगुणस्थान માત્ર એક અતર્મુહૂર્ત કાળની સ્થિતિ વાળા આ ગુણસ્થાનમા કેવલીને કશો યોગ પણ હોતો નથી, કશી લેશ્યા ય હોતી નથી

વળી એ શૈલેશી સ્થિતિમા આવે છે ને ૫ હ્રસ્વ અક્ષરોનુ (अ इ, उ ऋ, लृ) ઉચ્ચારણ કરે તેટલા કાળ સુધી એ સ્થિતિ

ટકે છે તે સમાધિમા ઉતરે છે ને છેવટે રહ્યા સહ્યા કર્મનો પણ ક્ષય કરે છે ત્યારે એ સર્વ પૌદ્દગલિક સબધથી મુક્ત થાય છે–નિર્વાણ પામે છે

## ધર્માચાર.

### પુણ્ય અને પાપ.

અગાઉના અધ્યાયોમા જણાવ્યુ તેમ કર્મનો સિદ્ધાન્ત એ જૈન ધર્મની ભાવનાઓનો મૂળ પાયો છે, તેવી જ રીતે એ ધર્મના ધર્માચારમા પણ એનુ એટલુ જ મહત્ત્વ છે કર્મતત્ત્વનો નાશ કરવાના તેમજ અનુકૂળ સજોગથી અશુભ તત્ત્વ સાથેના સમ્બન્ધને શમાવી શકાય કે પ્રકટ કરી શકાય તેનો વિધિ વારવાર આપવામા આવે છે

નદીદ્વારા જળ જેમ સમુદ્રમા પ્રવેશે છે તેમ મનો–વાગ્–અને કાય–યોગદ્વારા કર્મ જીવમા પ્રવેશે છે શુભયોગ એ પુણ્યનો આસ્રવ છે, અશુભયોગ એ પાપનો આસ્રવ છે

આસ્રવના ૪૨ પ્રકાર છે, એમાના વધારે મહત્ત્વના ૧૭ આ પ્રમાણે છે ૫ ઇંદ્રિયો, ૪ કષાય, ૩ યોગ ને ૫ અવ્રત. એ ઉપરાત બીજા ૨૫ પ્રકાર ( ક્રિયારૂપ ) છે [૨૩]

એમાના કેટલાક કાર્યોથી જીવ જુદા જુદા કર્મબધનમા આવે છે તે નીચે પ્રમાણે છે —

જ્ઞાન અને દર્શન પ્રત્યે તેમજ જ્ઞાનીઓ અને જ્ઞાનોપકરણ પ્રત્યે વિરોધભાવ, તેમની અવગણના, અવરોધ અને નાશ, ગુરૂની અને તેમની આજ્ઞાઓની અવગણના, ગ્રન્થોની આશાતના અને કોઇના ચક્ષુઓનુ ફોડી નાખવુ–આવા આવા કાર્યોથી જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મ બધાય છે

ભાવશૌચ, દેવપૂજા, ગુરૂપૂજા, નમ્રતા, દયા, વ્રતરક્ષા, શુદ્ધાચાર, કષાયમર્દન, દાન, જ્ઞાનશ્રદ્ધા–આથી શાતાવેદનીકર્મ બધાય છે, એથી વિરૂદ્ધ વર્તનથી અશાતાવેદની કર્મ બધાય છે

અસત્ય ધર્મનો પ્રચાર કરવો અને સત્ય ધર્મનો અવરોધ

કરવો, વિતરાગનો, શ્રુતનો, પ્રતિમાનો, સઘનો અને ધર્મનો અવર્ણ-વાદ બોલવો, ધર્મદ્રવ્યનુ અપહરણ કરવુ—આથી દર્શનમોહનીય કર્મ બધાય છે કષાયના ઉદયથી કષાય ચારિત્ર મોહનીય અને નોકષાયના ઉદયથી નોકષાય ચારિત્રમોહનીય કર્મો બધાય છે

પરિમિત કામવિલાસ, સરળ સ્વભાવ અને આચાર—આથી પુરૂષવેદરૂપ, ઇર્ષ્યા, નીચ મનોવૃત્તિ, મૃષાવાદ, અતિકુટિલતા—આથી સ્ત્રીવેદરૂપ, અત્યન્ત વિષયવાસના, પુરૂષ અને સ્ત્રી સાથે કામ સેવવાની પ્રચણ્ડ અભિલાષા—આથી નપુસકવેદરૂપ ચારિત્ર મોહનીય કર્મ બધાય છે

જીવોની હિસા અને વધ, અત્યત પરિગ્રહ અને આજીવન ( અનતાનુબધી ) કષાય—આથી જીવ નરકમા જન્મે છે અને તેને અનુસરતું આયુષ બાધે છે પ્રવચના, ગૂઢ હૃદયતા, મિથ્યાત્વનુ અનુસરણુ, અવિરતિ, અને પાપનુ પ્રાયશ્ચિત ન કરવુ—આથી જીવને તિર્યચ યોનિમા જન્મ મળે છે, ( તિર્યચ ગતિનુ આયુ બાધે છે ) મૃદુતા, અલ્પારભ, અલ્પપરિગ્રહ, બીજા જીવ પ્રત્યે અલ્પહિસા—આથી જીવને મનુષ્યયોનિમા જન્મ મળે છે, ( મનુષ્ય ગતિનુ આયુ બાધે છે ) સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, દેશસયમ, અલ્પકષાય, દભ, અકામનિર્જરા, ભૂખતરસથી વિનાહેતુએ મરવુ, શીલપાલન, દુખસહન, પર્વત ઉપરથી પડવુ, અગ્નિ કે જળથી મરવુ—આથી જીવને અમુક આયુષ સુધી દેવલોકમા જન્મ મળે છે (દેવ ગતિનુ આયુ બાધે છે)

શુચિ, મૃદુતા, અલોભ અને પવિત્રતા એ શુભનામકર્મના આશ્રવ છે, એથી વિરૂદ્ધના તે અશુભનામકર્મના આશ્રવ છે

પરના ગુણોની ગણના, ગુરૂ અને આચાર્ય પ્રત્યે માન અને નમ્રતા, પઠનપાઠનની વૃત્તિ એ ઉચ્ચગોત્રકર્મના બધહેતુઓ છે, એથી વિરૂદ્ધના તે નીચગોત્રકર્મના છે

વીતરાગની પૂજામા, અન્નમા, જળમા, વાસમા, વસ્ત્રમા અતરાય કરવાથી, મત્રની સહાયતાએ બીજાને બેશુદ્ધ કરી દેવાથી અન્તરાયકર્મનુ બધન થાય છે

જૈનો કર્મના બે ભાગ પાડે છે, શુભ કર્મને પુણ્ય કહે છે, અશુભને પાપ કહે છે એકંદરે શુભ કર્મના ૪૨ પ્રકાર છે અને અશુભના ૮૨ પ્રકાર છે[૨૪]

પાપી અને પુણ્યશાળી જીવોના ભેદ બતાવવાને માટે જૈનોએ બંને પ્રકારનુ વર્ગીકરણ કર્યું છે તે રીતે પુણ્યબંધના ૯ અને પાપબંધના ૧૮ પ્રકાર કહ્યા છે

અન્ન, જળ, વસ્ત્ર, શય્યા અને આશ્રયનુ સુપાત્રને દાન, મન, વાચા અને કાયામા સત્કર્મ, અને નમનવૃત્તિ એ પુણ્યના ૯ પ્રકાર કહ્યા છે

હિંસા, અસત્ય, ચૌર્ય, શીલહીનતા, અત્યન્ત પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહપ્રિયતા, કલંકદાન, ચાડી, રતિ અરતિ, નિંદા, માયામૃષાવાદ અને મિથ્યાત્વ એ પાપના ૧૮ પ્રકાર કહ્યા છે

## ધર્મવિધિ.

### ગૃહસ્થધર્મ.

જેનામા શુદ્ધ ધર્મબુદ્ધિ, દેવબુદ્ધિ અને ગુરૂબુદ્ધિ હોય છે અને ધર્મશંકા, બીજા લૈકિક અને પરલૈકિક જ્ઞાન અને ધર્મની વાસના (આકાંક્ષા), જૈનધર્મના જ્ઞાન વિષે અનિશ્ચિત મનોભાવ, ધર્મમોહ અને નાસ્તિકતા એટલા પાચ અશુભ વાના જેનામા હોતા નથી, એવા ગૃહસ્થે નીચેના ૫ અણુવ્રત પાળવા ઘટે

૧ અહિંસા કોઇ જીવની હિંસા કે હત્યા જાણી જોઇને કરવી નહિ આ આજ્ઞા તે કઇ મનુષ્યની હિંસા કે હત્યા વિરૂદ્ધ જ નહિ, પણ તિર્યંચની વિરૂદ્ધ પણ છે, અને કોઇ પણ પ્રાણીનો વધ આહારને માટે કે યજ્ઞને માટે પણ થાય નહિ વળી વનસ્પતિકાય જેવા સ્થાવર જીવની પણ બનતા સુધી હિંસા કરવી નહિ આ આજ્ઞા પાળવા માટે ખાવાપીવાના પદાર્થોની સંખ્યા ઉપર પણ અંકુશ મૂકાયો છે અને અમુક વ્યાપાર કરવા નિષિદ્ધ મનાયા છે (નીચે જોશો બીજુ ગુણવ્રત)

૨ સત્ય સાચુ બોલવુ, અર્થાત્ જૂઠુ ન બોલવુ

૩ અસ્તેય ચોરવુ નહિ, અર્થાત જે નથી દેવાયું (અદત્ત) તે ન લેવુ

૪ બ્રહ્મચર્ય પાળવુ

૫ પરિગ્રહત્યાગ ધન ઉપાર્જન કર્યે જવાની આકાક્ષા ન રાખવી, પોતાની ઇચ્છાએ અમુક સીમા બાધી ત્યાસુધી ઉપાર્જન કરેલા ધનમા સન્તોષ માનવો, એ સીમાને ઓળગી વધારે ધન પ્રાપ્ત કરવાની આકાક્ષા ન રાખવી

ઉપર જણાવેલા અણુવ્રતને પાળવામા નીચેના ૩ ગુણવ્રત પુષ્ટિ આપે છે

૧ દિગ્વ્રત દરેક દિશામા અમુક જ પ્રદેશ સુધી (જેમકે ઉત્તરમા હિમાલય સુધી) જવાનુ ગૃહસ્થે વ્રત લેવુ જોઇએ

૨ ઉપભોગપરિભોગવ્રત ઉપભોગને માટેની વસ્તુઓની અમુક સખ્યા નક્કી કરવી, તેથી વધારે વસ્તુઓ વાપરવી નહિ જેમા જીવહિસા થતી હોય તેવા આહારનો ઉપયોગ નહિ કરવો, અને તેવા વ્યાપાર નહિ કરવા એ આજ્ઞાનો આ વ્રતમા સમાવેશ થઇ જાય છે

૩ અનર્થદંડત્યાગવ્રત કોઇનુ અશુભ તાકવુ કે બીજાને હિસામા ઉતારવા, હિસા થઇ શકે એવા આયુધનો કે દ્રવ્યનો સબધ રાખવો કે એનો વેપાર કરવો, પ્રમાદ રાખવો—એવા એવા સર્વે પાપકાર્યોથી દૂર રહેવુ

ત્યારપછી બીજા ૪ શિક્ષાવ્રત આવે છે

૧ સામાયિક વ્રત ગૃહસ્થે પ્રતિદિન એક કે વધારે મુહૂર્ત સુધી રાગદ્વેષરહિત શાન્તિમા બેસી ધ્યાન ધરવુ સવારે, બપોરે અને સાજે આ વ્રત પળાય છે

૨ દેશાવકાશિક વ્રત અમુક સમય સુધી અમુક સીમા (ઘર, ગામ વગેરે) છોડીને બહાર જવુ નહિ, તેમજ અમુક વસ્તુઓ, અમુક આહાર વગેરેનો ઉપયોગ કરવો નહિ

૩ પોષધ વ્રત અમુક દિવસે (ઘણુ કરીને ચાન્દ્રમાસમા ચાર વાર) ૨૪ કલાક સુધી ઉપવાસ કરવો અને સાધુજીવન જીવવુ

૪ अतिथिसंविभाग व्रत  અતિથિઓને એટલે ખાસ કરીને સાધુ ઓને, જેની તેમને આવશ્યકતા હોય અને જે તેમને આપવામા ધર્મ હોય, તેનુ દાન આપવુ

આ ઉપરાત બીજો પણુ એક નિયમ અનેક ધર્મપ્રિય લોક લે છે ઉપવાસ કરીને મૃત્યુ પામવા માટે સર્વ પ્રકારના આહારનો ત્યાગ સ્વેચ્છાએ તેઓ કરે છે જેમનો અન્ત પાસે આવેલો હોય છે એવા વૃધ્ધ શ્રાવકો ઘણુ કરીને આ નિયમ લે છે, વળી પરલોકમા કલ્યાણુ પામવાની ઇચ્છાએ આ પ્રકારનો સર્વોત્કૃષ્ટ ત્યાગ, શરીરે અતિ સ્વસ્થ એવા લોક પણુ આચરે છે આ મ લેખણા કહેવાય છે

આધ્યાત્મિક ઉન્નતિને માટે આટલા વ્રતથી યે ગૃહસ્થને સન્તોષ નથી થતો, પણુ વળી સાધુ જીવનની સમીપ લઇ જનારી નીચેની ૧૧ प्रतिमा પાળે છે

૧ दर्शन  તીર્થંકર, ગુરૂ અને જૈનધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા

૨ व्रत ૧૨ વ્રતનુ બરાબર પાલન

૩ सामायिक પ્રતિદિન ત્રિકાળ ધ્યાન

૪ पोषधोपवास  અમાસે અને પૂનમે અને ચાન્દ્રમાસના દરેક પક્ષને ૮ મે તથા ૧૪ મે દિવસે ઉપવાસ સાથે પોસહ

૫ कायोत्सर्ग  રાત્રે પૌષધ કરીને કાયોત્સર્ગમા જ સ્થિત રહેવુ તે

૬ ब्रह्मचर्य  પોતાની સ્રી સાથેના પણુ મૈથુનનો ત્યાગ

૭ सचित्तत्याग  આહારને માટે જીવની–એટલે પશુપ્રાણીની જ નહિ, પણુ તાજી વનસ્પતિની પણુ–હિસાનો ત્યાગ.

૮ आरम्भत्याग  જેને પરિણામે જીવહિસા થાય (જેમકે ઘર બાધવુ વગેરે) એવા સર્વ કાર્યોનો ત્યાગ

૯ प्रेष्यत्याग  સેવકજનોથી લેવાતી સેવાનો ત્યાગ,

૧૦ अनुमतित्याग/उद्दिष्टत्याग  પોતાને માટે તૈયાર થયેલા આહાર આદિનો ત્યાગ, બીજાએ એમને એમ આપેલાનો કે વધેલાનો સ્વીકાર,

૧૧ શ્રમણભૂત સાધુભાવનો સ્વીકાર અને નિર્વિઘ્ને ધ્યાન ધરી શકાય એટલા માટે કોઇ મન્દિરમા કે એકાન્તમા વાસ

આગળ જણાવેલા વ્રતને પરિપૂર્ણતાએ પહોચાડવાને માટે ગૃહસ્થ આ પ્રતિમાઓની સીડી ઉપર પગથીએ પગથીએ ચડે છેવટનુ પગથીઉ તો સાધુ થવા જેવુ જ છે, માત્ર એમા દીક્ષા લેવાનુ જ બાકી રહે છે જેમણે વસ્ત્રનો ત્યાગ કર્યો હોય એમને જ દિગમ્બરો તો પૂરા સાધુ માને છે, અને છેલ્લી પ્રતિમા પાળે છે એવા પુરૂષોને ખાસ મહત્ત્વ આપે છે, શ્વેતામ્બરો તો એમને સાધુ જેવા જ માને છે

## સાધુધર્મ

ગૃહસ્થે પાળવાના વ્રત સાધુઓએ પણ પાળવાના છે, પણ તે અતિતીવ્રભાવે પાળવાના છે, અને તેટલા માટે ગૃહસ્થના વ્રતને અણુવ્રત કહ્યા છે, અને સાધુના વ્રતને મહાવ્રત કહ્યા છે તે નીચે પ્રમાણે છે

૧ અહિંસા કોઇ જીવની હિંસા કે હત્યા **અજાણ્યે** પણ ન થાય, એને માટે સાધુએ અત્યન્ત પ્રયત્ન કરવો

૨ અસત્યત્યાગ સાધુએ પોતાના શબ્દેશબ્દ એવી રીતે તોળી તોળીને બોલવા કે અજાણ્યે કે મશ્કરીમા પણ જુઠુ બોલી જવાય નહિ

૩ અસ્તેય જે નથી દેવાયુ એ તો સાધુથી લેવાય જ નહિ, એટલુ જ નહિ પણ જે એને ધરવામા આવે તે લેવાની પણ એણે અનુજ્ઞા ગુરૂ વિગેરેની લેવી જોઇએ

૪ બ્રહ્મચર્ય સાધુએ સમ્પૂર્ણ મૈથુનત્યાગ કરવો જ જોઇએ, એટલુ જ નહિ પણ જાતિવેદના પદાર્થો સમ્બધે વિચારનો ને ઉચ્ચારનો પણ ત્યાગ કરવો જોઇએ અને એવા કોઇના સમ્બધમા આવવાનુ થાય એવા માર્ગનો ત્યાગ કરવો જોઇએ

૫ અપરિગ્રહ સાધુએ બધી મિલ્કતનો ત્યાગ કરવો અને સસાર સમ્બધમા સ્ત્રી મનુષ્યોનો ને દ્રવ્યનો ત્યાગ કરવો જોઇએ

આ દરેકની પાછળ બીજી પાચ પાચ ભાવના છે તે ભાવવાથી આ પાળવા સહેલા થાય છે[૨૫]

## કર્મના સવરનાં સાધન.

તીર્થંકરોએ બતાવેલે મોક્ષમાર્ગે જવાને માટે જીવે કર્મની અશુભ સત્તાથી છુટવુ જોઇએ સાધુજીવનમા અમુક ધર્માજ્ઞાઓ ના પાલનથી એ હેતુ સાધી શકાય આથી કર્મનો આસ્રવ ( પૃ ૨૦૩ ) અટકે છે અને પરિણામે તેનો સવર થાય છે એટલે જીવમા નવા કર્મનો પ્રવેશ થઇ શકતો નથી

કર્મના સવરના ભેદો નીચે પ્રમાણે છે

૧ ગુપ્તિ ૩ અર્થાત્ મન, વચન અને કાયાના વ્યવહાર ઉપર અકુશ

૨ સમિતિ ૫–ઇર્યામા ( જવા આવવામા ), ભાષામા, દાનગ્રહણમા, આદાનનિક્ષેપમા ( વસ્તુ મૂકવા ઉઠાવવામા ) અને પરિષ્ઠાપનિકામા ( મળમૂત્રના ત્યાગમા ) સાવધાન રહેવુ આ ક્રિયાઓમા ધ્યાનને વિશેષ મહત્ત્વ આપવામા આવ્યુ છે, કારણ કે એ વ્યવહાર કરતા પહેલા સ્થાન તપાસી લીધુ ન હોય અને ત્યા જીવ નથી એવી ખાત્રી કરી લીધી ન હોય તો ( ભાષા અને દાન ગ્રહણમા ) વ્રતનો ભગ થાય અથવા તો ( જવા આવવામા, વસ્તુ મૂકવા ઉપાડવામા અને મળમૂત્રના ત્યાગમા ) જીવહત્યા થાય

૩ સાધુએ ૧૦ પ્રકારનો ધર્મ પાળવો જોઇએ બીજાઓના પ્રયોજન તરફ દૃષ્ટિ ( ક્ષમા ), સર્વ પ્રત્યેના વ્યવહારમા માર્દવ, વિચારશુદ્ધિ ( આર્જવ ) દ્વીધાભાવથી દૂર રહેવુ તે, લોભત્યાગ, સત્યનિષ્ઠા, ભાવશૌચ, તપસ્યા ( મુખ્યત્વે ઉપવાસ ), સસારના સર્વ ભોગનો ત્યાગ, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય

૪ નીચેની ૧૨ અનુપ્રેક્ષા ઉપર દૃષ્ટિ રાખવી.

૨૫

૧૧ श्रमणभूत સાધુભાવનો સ્વીકાર અને નિર્વિઘ્ને ધ્યાન ધરી શકાય એટલા માટે કોઇ મન્દિરમા કે એકાન્તમા વાસ

આગળ જણાવેલા વ્રતને પરિપૂર્ણતાએ પહોચાડવાને માટે ગૃહસ્થ આ પ્રતિમાઓની સીડી ઉપર પગથીએ પગથીએ ચડે છેવટનુ પગથીઉ તો સાધુ થવા જેવુ જ છે, માત્ર એમા દીક્ષા લેવાનુ જ બાકી રહે છે જેમણે વસ્ત્રનો ત્યાગ કર્યો હોય એમને જ દિગમ્બરો તો પૂરા સાધુ માને છે, અને છેલ્લી પ્રતિમા પાળે છે એવા પુરૂષોને ખાસ મહત્ત્વ આપે છે, શ્વેતામ્બરો તો એમને સાધુ જેવા જ માને છે

## સાધુધર્મ

ગૃહસ્થે પાળવાના વ્રત સાધુઓએ પણ પાળવાના છે, પણ તે અતિતીવ્રભાવે પાળવાના છે, અને તેટલા માટે ગૃહસ્થના વ્રતને અણુવ્રત કહ્યા છે, અને સાધુના વ્રતને महाव्रत કહ્યા છે તે નીચે પ્રમાણે છે

૧ अहिंसा કોઇ જીવની હિંસા કે હત્યા **અજાણ્યે** પણ ન થાય, એને માટે સાધુએ અત્યન્ત પ્રયત્ન કરવો

૨ असत्यत्याग સાધુએ પોતાના શબ્દેશબ્દ એવી રીતે તોળી તોળીને બોલવા કે અજાણ્યે કે મશ્કરીમા પણ જુઠું બોલી જવાય નહિ

૩ अस्तेय જે નથી દેવાયુ એ તો સાધુથી લેવાય જ નહિ, એટલુ જ નહિ પણ જે એને ધરવામા આવે તે લેવાની પણ એણે અનુજ્ઞા ગુરૂ વિગેરેની લેવી જોઇએ

૪ ब्रह्मचर्य સાધુએ સમ્પૂર્ણ મૈથુનત્યાગ કરવો જ જોઇએ, એટલુ જ નહિ પણ જાતિવેદના પદાર્થો સબધે વિચારનો ને ઉચ્ચારનો પણ ત્યાગ કરવો જોઇએ અને એવા કોઇના સબધમા આવવાનુ થાય એવા માર્ગનો ત્યાગ કરવો જોઇએ

૫ अपरिग्रह સાધુએ બધી મિલ્કતનો ત્યાગ કરવો અને ... સબધમા સૌ મનુષ્યોનો ને દ્રવ્યનો ત્યાગ કરવો જોઇએ

આ દરેકની પાછળ બીજી પાચ પાચ ભાવનો છે તે ભાવનાથી આ પાળવા સહેલા થાય છે[૨૫]

## કર્મના સવરના સાધન.

તીર્થંકરોએ બતાવેલે મોક્ષમાર્ગે જવાને માટે જીવે કર્મની અશુભ સત્તાથી છુટવુ જોઇએ સાધુજીવનમા અમુક ધર્માજ્ઞાઓ ના પાલનથી એ હેતુ સાધી શકાય આથી કર્મનો આસવ (પૃ ૨૦૩) અટકે છે અને પરિણામે તેનો સવર થાય છે એટલે જીવમા નવા કર્મનો પ્રવેશ થઇ શકતો નથી

કર્મના સવરના ભેદો નીચે પ્રમાણે છે

૧ ગુપ્તિ ૩ અર્થાત્ મન, વચન અને કાયાના વ્યવહાર ઉપર અકુશ

૨ સમિતિ ૫—ઇર્યામા ( જવા આવવામા ), ભાષામા, દાનગ્રહણુમા, આદાનનિક્ષેપમા ( વસ્તુ મૂકવા ઉઠાવવામા ) અને પરિષ્ઠાપનિકામા ( મળમૂત્રના ત્યાગમા ) સાવધાન રહેવુ આ ક્રિયાઓમા સ્થાનને વિશેષ મહત્ત્વ આપવામા આવ્યુ છે, કારણુ કે એ વ્યવહાર કરતા પહેલા સ્થાન તપાસી લીધુ ન હોય અને ત્યા જીવ નથી એવી ખાત્રી કરી લીધી ન હોય તો ( ભાષા અને દાન ગ્રહણુમા ) વ્રતનો ભગ થાય અથવા તો ( જવા આવવામા, વસ્તુ મૂકવા ઉપાડવામા અને મળમૂત્રના ત્યાગમા ) જીવહત્યા થાય

૩ સાધુએ ૧૦ પ્રકારનો ધર્મ પાળવો જોઇએ બીજાઓના પ્રયોજન તરફ દૃષ્ટિ ( ક્ષમા ), સર્વ પ્રત્યેના વ્યવહારમા માર્દવ, વિચારશુદ્ધિ ( આર્જવ ) દ્વીધાભાવથી દૂર રહેવુ તે, લોભત્યાગ, સત્યનિષ્ઠા, ભાવશૌચ, તપસ્યા ( મુખ્યત્વે ઉપવાસ ), સસારના સર્વ ભોગનો ત્યાગ, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય

૪ નીચેની ૧૨ અનુપ્રેક્ષા ઉપર દૃષ્ટિ રાખવી

क સૌ ક્ષણભંગુર છે, તોફાનમા સપડાયેલા વાદળની પેઠે શરીર નષ્ટ પામે છે, સ્વપ્નની પેઠે લક્ષ્મી ચાલી જાય છે

ख દેવ સુધીના સૌ જીવને નિરાધાર (અશરણ) દશામા મૃત્યુમુખે જવાનુ છે

ग સંસાર ભાડાના ઘર જેવો છે, તેમા જવા આવવાની ઘટમાળ નિરન્તર ચાલે છે

घ પોતાના કર્મને માટે જીવે પોતે જ બધો જવાબ દેવાનો છે

ङ શરીરથી અને બધા પૌદ્ગલિક પદાર્થોથી જીવ ભિન્ન છે

च શરીર રસ, રુધિર, માસ, મેદ, અસ્થિ, અને વીર્યનુ બનેલુ છે, તેમા અનેક પ્રકારના મળ ભરેલા છે ને તે પોતપોતાને દ્વારે થઈને નીકળે છે, આથી અશુદ્ધ છે

छ પૂર્વના કર્મને બળે જીવમા કર્મ વહ્યા જ આવે છે

ज અનુકૂળ આચારથી (સવરથી) કર્મનો આસવ અટકે છે

झ અગ્નિમા તપાવેલુ સોનુ જેમ શુદ્ધ થાય છે તેમ તપસ્યાથી કર્મનો ક્ષય થાય છે અને જીવ શુદ્ધ થાય છે

ञ જગત નિત્ય અને શાશ્વત છે

ट જ્ઞાનપ્રકાશ સૌથી મોઘુ અને વિરલ ધન છે અને જગતમા તે પ્રાપ્ત કરવુ કઠણુ છે

ठ સર્વજ્ઞ જિનવરો દ્વારા ધર્મને સારી રીતે જાણી શકાય છે ધર્મ એ જ અમિત્રનો મિત્ર છે, અને નરકથી અને પુનર્જન્મથી બચાવનાર છે

૫ પ્રત્યક્ષ દુખ દેનારા ને ધર્મપથથી ચળાવનારા પરિસહ સાધુએ ધૈર્ય રાખીને સહેવા જોઇએ પરિસહ ૨૨ છે ને તે નીચે પ્રમાણે છે ૧ ક્ષુધા ૨ તૃષા ૩ શીત, ૪ ઉષ્ણ ૫ દંસ (એ

ધ્યાનમા ભગ પડાવે ), ૬ નગ્નતા અથવા ફાટ્યા તુટ્યા વસ્ત્ર, ૭ अरति, ૮ સ્ત્રી, ૯ चर्या, ૧૦ नैषिधिकी, ૧૧ शय्या, ૧૨ ધર્મ વિરૂદ્ધના आक्रोश, ૧૩ वध, ૧૪ પૂર્વે ધનાઢ્ય હતા તે સાધુ થયા પછી યાંચા ( ભિક્ષા ) કરવા જાય તે, ૧૫ અને ત્યારે અનાજ કશુ મળે નહિ તે, ૧૬ રોગ, ૧૭ ઉઘાડો સાધુ ઘાસ ઉપર બેસે કે સુએ ત્યારે ઘાસ ખુચે તે તૃણસ્પર્શ, ૧૮ મલ-સાધુએ જલમા સ્નાન કે વસ્ત્રધાવન ના કરવુ, પણ જેટલું જળ આપવામા આવે તેટલાથી જ ચલાવવુ, ૧૯ सत्कार વિષે ઉદાસીન રહેવુ, ૨૦ प्रज्ञा નો ગર્વ ન કરવો, ૨૧ પોતાના अज्ञान વિષે ભાન અને ૨૨ ધર્મમા શકા ન રાખવી તે सम्यक्त्व પરિસહ

૬ चारित्र ના ૫ ભેદ નીચે પ્રમાણે છે —

कसामायिक સર્વ અશુભનો ત્યાગ અને ધ્યાનનો સ્વીકાર

ख छेदोपस्थान પાછલા અધા દોષોનો પશ્ચાત્તાપ, પોતાના ગુરૂ પાસે તેનો સ્વીકાર અને ગુરૂએ આપેલા વિધિએ પ્રાયશ્ચિત્ત

ग परिहारविशुद्धि સર્વ જીવોનુ દુખજનક પ્રયત્ને રક્ષણ, સાધુજનની સેવા અને વિશેષ પ્રકારની તપશ્ચર્યા કરીને જીવની વિશુદ્ધિ કરવી તે

घ सूक्ष्मसंपराय સૌ સામાન્કિ ભાવોનો તીવ્રતાએ ત્યાગ એટલે સુધી કે લોભ કષાય માત્ર સૂક્ષ્મ સ્વરૂપે જ રહે

ङ यथाख्यात ધાર્મિક ભાવનાનુ શ્રેષ્ઠ પદ અહીં સૌ સાસાન્કિ ભાવોનો સર્વાંશે ત્યાગ અને સર્વે વ્રતોનુ સર્વાંશે અને નિશ્શેષ પાલન થાય છે

## निर्जरा ના સાધન

મોક્ષ અર્થાત્ સૌ કર્મતત્ત્વથી જીવની સમ્પૂર્ણ શુદ્ધિ કરવાને માટે નિર્વાણની આકાક્ષા રાખનારે પોતાના આચારથી નવા કર્મના આસ્રવને અટકાવવા જોઇએ, એટલુ જ નહિ પણ જુના કર્મનો ક્ષય પણ કરવો જોઇએ પાછલા કર્મબધનનો આમ

જ્ઞાનપૂર્વક ક્ષય કરવો એને સકામનિર્જરા કહે છે જૈનોના આ અતિ મહત્ત્વના સિદ્ધાન્તને કઇંક સમજવાની જરૂર છે તેથી કર્મક્ષય સબધે આપણે કઇંક વિવેચન કરીએ.

જેમ બીજમાથી એકવાર ફળ થાય છે, તેમ કર્મનો એક વાર વિપાક થાય છે જેમ ફળ ખવાયા પછી રહેતુ નથી, તેમ કર્મના ફળ ભોગવાઈ રહ્યા પછી કર્મ રહેતા નથી નવા કર્મના આસ્રવને જીવમા પ્રવેશ કરતો જે મનુષ્ય બધ કરી દે, તે વખત જતા અન્તે સ્વાભાવિક રીતે જ એવી સ્થિતિમા આવી જાય કે એના પૂર્વેના સર્વે કર્મનો ક્ષય થઇ જાય ને ત્યારે તેનો જીવ સર્વે કર્મથી મુક્ત થઇ જાય પણ આવી સ્થિતિ વાસ્તવિક રીતે આવતી નથી, કારણ કે માણસે પોતાના અસખ્ય પૂર્વભવમા એટલા બધા કર્મ પોતાના જીવમાં આણ્યા છે અને નવા બાધે છે કે એ સોને ભોગવી છુટતા બહુ લાબો કાળ લાગે છે અને વળી તેમા ય કેટલાક કર્મની સત્તા તો અતિશય લાબા કાળ સુધી પહોચે છે ત્યારે તો બીજી કોઇ રીતે એ કર્મનો સત્વર ક્ષય કરી નાખવો જોઇએ કેરીને જેમ કૃત્રિમ સાધનને ઉપાયે વહેલી પકવી શકાય છે, તેમ કર્મના સબધમા પણ અમુક રીતે એવી પ્રક્રિયા થઇ શકે છે કે તે થોડા જ સમયમા પાકી જાય ને પછી ક્ષય પામી જાય જે વિધિઓ પાળવાથી કર્મનો સવર સધાય છે તે ઉપરાત જે ઉપાયોથી કર્મનો સત્વર ક્ષય કરી શકાય છે એને તપ કહે છે ભારતને સર્વ સામાન્ય મને તપ કર્મના બીજને બાળી નાખે છે, આમ તપથી અને ધ્યાનથી પરિણામે કર્મનો ક્ષય થાય છે પણ આ કર્મક્ષયથી ખરેખર મોક્ષ મળે જ, એટલા માટે એ તપ સાચી દિશાએ આચરવુ જોઇએ કારણ કે બાલતપ નામે તપનો બીજો એક પ્રકાર છે, તે દભી અથવા વિપથગામી મનુષ્યો આ ચરે છે ઉચેથી પડતુ મૂકીને કે જળમા ડુબીને સ્વીકારેલુ ધાર્મિક આત્મમૃત્યુ એ આર્ત પ્રકારનુ બાલતપ છે તેની જેમ આર્ત પ્રકારના ધ્યાનથી ( જેને વિષે પૃ ૨૧૪ ઉપર લખાશે ) પણ પુન્ય બધ થાય છે, પરતુ તે માત્ર શુભ કર્મફળ જ છે અને તેને પરિણામે દેવલોકમા પુનર્જન્મ પમાય છે[૧૬] ^

તપ બે પ્રકારનુ છે ૧ बाह्यतप અને ૨ अभ्यन्तर तप બાહ્ય તપના નીચે જણાવ્યા પ્રમાણે ૬ પ્રકાર છે

૧ अनशन કેવળ ઉપવાસ

૨ अवमौदर्य સમ્પૂર્ણ ભોજનને બદલે તેનો કઇક અશ લેવો તે ( ઉનોદરી રહેવુ તે )

૩ वृत्तिसंक्षेप આ તપમા એવી પ્રતિજ્ઞા હોય છે કે આહારના પદાર્થો અમુક મ ખ્યામા લઇશ, અથવા અમુક સ્થાનેથી ભિક્ષા લઇશ, અથવા અમુક સમયે જ આહાર લઇશ, અથવા અમુક સ્થિતિમા જ લઇશ વગેરે

૪ रसपरित्याग દૂધ, ઘી વગેરે સ્વાદિષ્ટ લાગતા પદાર્થોનો ત્યાગ

૫ सलीनता ઇન્દ્રિયોનો વ્યાપાર થઈ શકે એવા સર્વ સ્થાનથી દૂર રહેવુ તે, ખાસ કરીને પોતાના સ્થાનકની પાસે વિરૂધ્ધ જાતિ વેદનુ માણસ ન હોય તેની કાળજી રાખવી

૬ कायक्लेश શીતમા તેમજ ઉષ્ણમા ધ્યાન ધરવા બેસવુ, અવયવોનો ઉપયોગ બધ કરવો, શરીરે કંઇ કરડતા વલુરવુ નહિ, અમુક જગાએથી ખસવુ નહિ, વગેરે અનેક પ્રકારે કાયાને ક્લેશ આપવો તે.

ઉપરની હકીકતથી જણાશે કે વિવિધ પ્રકારના પરિસહને બીજે પ્રકારે ગોઠવીને તેના બાહ્યતપના પ્રકાર બનાવ્યા છે જૈન સાધુ સર્વ પ્રકારના ક્લેશ ને દુ ખ સ્વીકારી લે છે, ને તેની સામે થતા નથી બ્રાહ્મણ સમ્પ્રદાયના સાધુ પ્રાયશ્ચિત કરવા માટે, ખીલાની પથારી ઉપર બેસે છે અને એવી કૃત્રિમ રીતે પોતાના ક્લેશ સહનમા ઉમેરો કરે છે, જૈન સાધુ એવી પ્રણાલી સ્વીકારતા નથી

અભ્યન્તર તપના પણ નીચે જણાવ્યા પ્રમાણે ૬ પ્રકાર છે

૧ प्रायश्चित्त ગુરૂની અથવા સાધુની સમક્ષ પાપ સ્વીકાર કરી તે બતાવે તે પ્રાયશ્ચિત્ત કરવુ

२ विनय पोतानाथी ऊचा धर्मनेताओने मान आपवु ते

३ वैयावृत्ति गुरुनी, आचार्यनी, साधुनी, सघनी, श्रावकनी, रोगी साधु वगेरेनी सेवा सुश्रुषा करवी ते

४ स्वाध्याय अध्ययन ( वाचना, पृच्छना परावर्त्तना, अनुप्रेक्षा ने धर्मकथा )

५ उत्सर्ग शरीर, तेना दुखो अने बहारना बधा परीक्षणो सबधे उदासीन रहेवु ते जीवने जे पदार्थो साथे कशो सबध नथी ते सौ पदार्थो सबधे आम उदासीन रहेवाथी अभ्यासे करीने सौ दैहिक विषयो प्रत्ये उदासीन रहेता आवडे छे ने परिणामे अनशन–मृत्यु सुधी पण जइ शकाय छे

६ ध्यान एक मुहूर्त्तकाळ सुधी अमुक विचारमा चित्तने केन्द्रिभूत करवु ते ध्यान धरवानो लाबामा लाबो स्थितिकाळ एक मुहूर्त्तनो बातावेलो छे जेना शरीरमा ( पृ १७४ उपर बतावेला) चार सर्वोत्तम सहनन होय तेज ध्यान धरी शके ध्यानना एकदरे ४ प्रकार छे एमाना छेल्ला बे ज कल्याण करी शके छे

(१) आर्तध्यान कोइ अनिष्ट आवी पडयु होय, तेना उपर चित्त लाग्याथी आ दुखमय ध्यान सभवे छे एना वळी ४ प्रकार छे

क इष्टवियोग इष्टनो वियोग थयो होय तेना प्रत्येनु ध्यान

ख अनिष्टसयोग अनिष्ट आवी पडयु होय तेना प्रत्येनु ध्यान

ग रोगचिन्ता रोग प्रत्येनु ध्यान.

घ निदानार्त हवे पछीना भवमा कइ इष्ट मळे तो ठीक ए प्रत्येनु ध्यान ( कोइ तपस्वी विचारे जे मारा तपने फळे आवता भवमा चक्रवर्ती थाउ अने सुन्दरीओ साथे विलास करु, आम करता निदान विषे जैन साहित्यमा अनेक उल्लेख छे

આ પ્રકારના ધ્યાનવાળા જીવ પહેલે થી, ૬ઠ્ઠા ગુણસ્થાન સુધી હોય છે

(૨) રૌદ્રધ્યાન જીવહિંસા, અસત્ય, સ્તેય અને ધનસગ્રહ એ ચાર સાસારિક અશુભ ધ્યેય સબધી ધ્યાન ધરવુ તે

આ પ્રકારના ધ્યાનવાળા જીવ પાચમા ગુણસ્થાન સુધી હોય છે

ઉપરના બે અશુભ ધ્યાન છે, નીચેના બે શુભ છે

(૩) धर्मध्यान ધર્મ સબધી ધ્યાન ધરવુ તે એના ૪ પ્રકાર છે

क आज्ञाविचय ધર્મના સિદ્ધાન્તો (આજ્ઞા) સબધી ધ્યાન ધરવુ

ख अपायविचय જીવને એનો શુદ્ધ સ્વભાવ વિકાસ પામતા કઇ વિધ્ન ન આવી પડે તે સબધી ધ્યાન ધરવુ

ग विपाकविचय જીવને ફળતા કર્મફળ સબધી ધ્યાન ધરવુ

घ संस्थानविचय વિશ્વની રચના અને તેમાની વસતિ સબધી ધ્યાન ધરવુ તે

આ પ્રકારના ધ્યાનવાળા જીવ ૭ મેથી ૧૨ મા ગુણસ્થાન સુધી હોય છે

(૪) शुक्लध्यान શુદ્ધધ્યાન એના ચાર પ્રકાર છે

क पृथक्त्ववितर्क જગત્પ્રવાહમા રૂપાન્તર થનારા (થલુ અને જલુ વગેરે) પદાર્થો અને ચેતન વગેરેના દ્રવ્યભાવ સબધી ધ્યાન ધરવુ તે.

ख एकत्ववितर्क અનેક પ્રકારની ઘટમાળમા ફરતા જીવના શુદ્ધ સ્વભાવ સબધી ધ્યાન ધરવુ તે

ग सूक्ष्मक्रियाप्रतिपाति ત્રણે પ્રકારના યોગના શમન સબધી ધ્યાન ધરવુ તે.

घ उपरतक्रियानिवृत्ति સર્વ કર્મોથી મુક્ત થવા માટે ધ્યાન ધરવુ તે

પામે છે એક જ કાળે ૪ મનુષ્યો ઉંચે, ૨ સમુદ્રમા, ૪ જળમા, ૨૦ ધગતળ ( અધોગ્રામમા ) નીચે અને ૧૦૮ ધરાતળ ઉપર ઉત્કૃષ્ટ મોક્ષ પામે છે

ઉપર જણાવ્યો તે મત શ્વેતામ્બર સમ્પ્રદાયનો છે, દિગમ્બર મત પ્રમાણે તો પુરૂષ જ મોક્ષ પામી શકે, બીજી કોઇ જાતિથી મોક્ષ પામી શકાય નહિ મનુષ્ય ભવમાથી જ મોક્ષ પામી શકાય એ તો બંને સમ્પ્રદાયનુ સામાન્ય મન્તવ્ય છે, દેવ અને બીજા જીવ અન્ય ભારતસમ્પ્રદાયને મતે શાશ્વત સુખ ભોગવે છે, જૈન મત એ સિદ્ધાન્તને નથી માનતો એ તો માને છે કે જ્યાર સર્વોચ્ચ આધ્યાત્મિક વિકાસ પરિપાક પામે છે, ત્યારે જ સર્વે ભૌતિક ભાવોમાથી સમ્પૂર્ણ રીતે મુકત થઇ શકાય છે એટલા માટે દેવોએ ફરી એક વાર મનુષ્યભવમા અવતરવુ પડે છે

## વિશ્વજ્ઞાન

### ઇશ્વરના જગત્કર્તૃત્વ વિરૂદ્ધ પ્રમાણ

જૈનમત પ્રમાણે જગત્ નિત્ય અને અવિનાશી–શાશ્વત ૯ તે માત્ર પોતાના નિયમ પ્રમાણે વર્તે છે અને પોતાના અશોમા પરિણામમા હોવા છતા પણ પોતે સમસ્તમા તો અપરિણામી જ રહે છે કોઇ ઇશ્વરે એને સરજ્યુ નથી, એને પાળતો નથી અને સહારતો નથી બીજા ઘણા ખરા ધર્મ અવિનાશી, સર્વશકિતમાન્ ઈશ્વરના અસ્તિત્વને માને છે, કે જે ઇશ્વર સર્વને અસ્તિત્વમા લાવે છે, નિયમમા ચલાવે છે અને ઇચ્છામા આવે ત્યારે એનો સહાર કરે છે પણ જૈનો એ વાતની ના પાડે છે એવા કર્તા હર્તાને માનવો એ એમને નિર્મૂળ અને વદતોવ્યાઘાત રૂપ લાગે છે અને વળી બુદ્ધિ અને નીતિની દૃષ્ટિએ પણ એ વાત માનવાની તેઓ ના પાડે છે

ભારતમા અને બીજા દેશોમા ઇશ્વરના અસ્તિત્વ વિષે અનેક ભિન્ન ભિન્ન મત છે, અને સૌની વિરૂદ્ધ જૈન ધર્મનો મત છે પ્રથમ તો ઇશ્વર અને જગત્ સાથેના તેના સબધ વિષેનો મત હિંદુઓમા ખુબ વિકાસ પામેલો છે, જેટલી રીતે વિચાર ને તર્ક

કરી શકાય તેટલી રીતે એ મતના થયા છે જીવ, ઇશ્વર અને પ્રકૃતિના સ્પષ્ટ ભેદવાળા સાદા એકેશ્વરવાદથી માંડીને તે જગત્ તો માત્ર દેખાવ છે, બાકી સાચી રીતે તો એક માત્ર ઇશ્વર જ છે એવા સમ્પૂર્ણ માયાવાદ સુધીનો એમા વિકાસ થયેલો છે એમ ઇશ્વરભાવનાના મુખ્યત્વે ત્રણ વાદ છે

૧ લો વાદ ઇશ્વર સપૂર્ણ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપક અને પવિત્ર છે પોતાનાથી કેવળ ભિન્ન જગતને રચે છે અને સહારે છે અને તેમા જીવને અને પ્રકૃતિને નિયમિત ગખે છે આ વાદ ખ્રિસ્તી અને મુસલમાન ઇશ્વરવાદની નિકટનો છે અને ન્યાય તથા વૈશેષિક દર્શનનો તથા વિવિધ વૈષ્ણવ અને શૈવ સપ્રદાયનો ખાસ છે

૨ જો વાદ જગતના સર્જન સમયે જીવ અને પ્રકૃતિ બને ઇશ્વરથી જુદા પડ્યા અને તેના ઉપર ઇશ્વરે રાજ્ય કરવા માડયુ, પણ મૂળે તો એ ઇશ્વરમાથી નીકળેલા, ઇશ્વર બહુરૂપ થઇને એમને પ્રકટાવે છે અને પછી પાછો એમને પોતામા સકેલી લે છે આ વાદ તે વૈષ્ણવ અને શૈવ સમ્પ્રદાયોનો વિશિષ્ટાદ્વૈત વાદ છે

૩ જો વાદ આ વાદમા ઇશ્વર-બ્રહ્મ-તેજ માત્ર સાચુ તત્ત્વ અદ્વૈત છે જગતના જે અનેકવિધ દૃશ્ય છે, એ તો માત્ર માયા છે અને અદ્વૈત અજ્ઞાન લાગવાથી તે ઉત્પન્ન થઇ છે, સાચી રીતે તો પ્રત્યેક જીવ ઇશ્વરથી અભિન્ન છે અને ભેદ જણાય છે તે તો માયાવી આભાસ માત્ર છે ને તેથી સ્વપ્ન જેવા મિથ્યા છે અદ્વૈત વેદાન્તનો આ માયાવાદ શકરે ખાસ પ્રતિપાદિત કરેલો છે, છતા વૈષ્ણવ, શૈવ, શાકત અને બીજા અનેક હિદુ સપ્રદાય એને માને છે

જૈન દર્શન આ સર્વે દર્શનોની વિરૂદ્ધ પડે છે, અને સ્પષ્ટ ભાવે તેમનુ ખડન કરે છે એના કેટલાક મુખ્ય તર્ક આ નીચે આપ્યા છે [૨૭]

ઘડો જેમ કાર્ય છે, તેમ જગત્ પણ કાર્ય છે તે ઉપરથી સ્વીકારી લેવાય કે તેનો કોઇ કર્તા હોવો જોઇએ, અને તેવી જ રીતે જગતમાના કાર્યને જેમ કારણ હોય છે, તેમ જગતરૂપી

કાર્યને પણ કારણ હોવુ જોઇએ જગતને ભૌતિક કાર્યની સાથે સરખાવવાના પ્રમાણમા એમ કહેવામા આવે કે દરેક કાર્યની પેઠે એમા વિકાર થાય છે જો આ પ્રમાણને સ્વીકારીએ તો તો ઇશ્વર પણ કાર્ય ઠરે કારણકે સર્જન, સહાર આદિ એણે કરેલા કાર્યોથી એનામા પણ અમુક વિકાર સભવે ત્યારે તો પાછુ ઇશ્વરનુ પણ કારણ શોધવુ પડે, ને ત્યારે અનવસ્થા દોષ આવે

જગતને માટે કારણ હોવુ જોઇએ એમ સ્વીકારીએ, તોપણ એ કારણ કોઈ સજ્ઞાન હોવુ જોઇએ એમ માનવાને કાંઈ કારણ નથી છતા યે એમ માનીએ અને તેના પ્રમાણમા કુભાર અને કુભનુ દૃષ્ટાન્ત રજુ કરીએ, તોપણ તેને માટે સપૂર્ણ તત્ત્વની કઇ જરૂર નથી, કારણકે જગતમા કાર્યનો કર્ત્તા કયાય સર્વ રીતે સપૂર્ણ હોતો નથી વળી એ પણ સ્વીકારવુ પડે કે ઇશ્વરને શરીર હોવુ જોઇએ, કારણ કે વસ્તુના રચનારને, તેની યોજનાને અને ઇચ્છાને કાર્યરૂપમા મૂકવા માટે ને ભૌતિક સ્વરૂપમા આણવા માટે, તેના આત્માને અને ઇચ્છાને ધારણ કરનારૂ શરીર હોવુ જોઇએ, તે વિના વસ્તુ બની કદી કોઇએ જગતમા જાણી નથી ત્યારે જગતનો કર્તા છે એમ સ્વીકારીએ એટલે એ કર્ત્તાએ અમુક પ્રકારનુ પ્રાકૃતિક શરીર છે એમ માનવુ પડે પણ જે પ્રકૃતિનુ બનેલુ છે, તે વિકારી હોય છે અને તેથી અશાન્ત હોય છે, ત્યારે તો ઇશ્વર અવિકારી યે ન ઠર્યો ને શાન્ત પણ ન ઠર્યો જો એમ કહો કે ઇશ્વરે શરીરની સહાયતા વિના, માત્ર પોતાની સત્તાથી જ અમુક પ્રકારે જગત રચ્યુ છે, તો તો જગતમાથી કોઇ દૃષ્ટાન્ત લઇને એ વાત તમે સિદ્ધ કરી શકશો નહિ, કારણકે કુભારે શરીરની અને ઇદ્રિયોની સહાયતા વિના કુભને ઘડ્યો છે એવુ આજ સુધી જગતમા કોઇએ જાણ્યુ નથી

બીજો પણ એક પ્રશ્ન છે ઇશ્વરે જગત્ શેમાથી રચ્યુ ? જો શૂન્યમાથી રચ્યુ કહો તો તો नास्ति मूलं कुत शाखा એ ન્યાયની જેવુ બોલો છો જો જગત્ શૂન્યમાથી પોતાની મેળે એકાએક રચાયુ ને શૂન્યમા લય પામી જવાનુ છે, એમ કહો તો ઇશ્વર પોતે પણ તેવી જ રીતે શૂન્યમાથી રચાય ને પછી વળી શૂન્યમા લય

પામી જાય જો સત્ અને અસત્ એ વિરૂદ્ધ ભાવ હોય તો તો એકમાથી બીજુ ઉદ્દભવે નહિ, જો વિરૂદ્ધ ન હોય તો પુણ્ય અને પાપ, સત્ય અને અસત્ય પણ સભવે નહિ, ત્યારે તો બધા તત્ત્વજ્ઞાન પણ મિથ્યા છે એમ ઠરે અને આપણો વિવાદ પણ પતી જાય

જો એમ કહો કે પ્રકૃતિ અને જીવ નિત્ય તત્ત્વો છે અને એમનામા અમુક ગુણ સ્વભાવથી જ છે, ઇશ્વરની સર્જન ક્રિયા તો માત્ર એટલી જ કે જગતની વ્યવસ્થામા પોતાનામાથી પ્રકટ થએલી પ્રકૃતિ અને જીવને નિયમમા ગણવા અને તેના ઉપર દેખરેખ રાખવી, એના ઉત્તરમા તો એમ કહી શકાય કે જગતને ચાલવામા ઇશ્વરની સહાયતાની જરૂર શી? પ્રકૃતિમા અને જીવમા જે અતર્હિત શક્તિ રહેલી છે, તેથી સમસ્ત જગત્ ચાલ્યુ જાય છે

એવો વાદ ઉઠાવવામા આવે કે જીવ કેવળ પરાધીન છે અને તેથી પોતાના કાર્ય કરવાને ઇશ્વરની સહાયતાની એને અપેક્ષા છે, ત્યારે એમ પણ પ્રશ્ન થાય કે ઇશ્વરને છેવટનો સ્વાધીન કાર્ય-કર્તા શી રીતે માની શકાય એજ ન્યાયે કહી શકાય કે એને પણ પોતાના કાર્ય કરવાને કોઇ એની પાછળ અને ઉપર રહેલા ઉચ્ચ પ્રભુની સહાયતાની અપેક્ષા છે, અને એવી દલીલ અનવસ્થા સુધી પહોચે

એમ માનીએ કે જગતમા ઇશ્વર જ એકમાત્ર સ્વતન્ત્ર કર્તા છે, તો એમ પણ માનવુ પડે કે જગતમા જે બધા અશુભ નિઃસશય છે જ, તેનો કર્તા પણ તે જ છે અને જો એમ જ હોય તો ઈશ્વર શુભ નથી ઇશ્વર જો પોતે શુભ હોય અને છતા યે જો અશુભને પ્રવર્તવા દેતો હોય તો એ સર્વશક્તિમાન નથી પણ કહો કે ઇશ્વરે જીવ સર્જ્યા છે તો એવો પ્રશ્ન ઉઠે થાય છે કે પાપ કર્યા પછી જીવને ઇશ્વર સજા કરે છે, ત્યારે જીવને એણે શુભ જ કેમ ન સરજ્યો? પણ વળી કહો કે ઇશ્વર તો જીવને જગતમા માત્ર પ્રકટાવે છે, એના ઉપર રાજ્ય કરે છે ને જીવ શુભ કે અશુભ કર્મ કરે છે તે ઉપર નજર રાખે છે,

વળી અહીં નવો પ્રશ્ન થાય છે કે સપૂર્ણ, સકળસદ્ગુણસંપન્ન ઇશ્વર આ અનેક રીતે અપૂર્ણ જગતના રૂપમા પરિણમી શકે જ શી રીતે ? ચેતનરૂપ ઇશ્વર અચેતન પ્રકૃતિ બની જ શકે શી રીતે? એ વાત સપૂર્ણ રીતે અગમ્ય રહેવાની

ઇશ્વર અદ્વૈત એક છે અને બધી અનેકતા તો માત્ર માયા છે એવો જે શાકરમત, તે પણ ટકી શકે એવો નથી માયાવાદ વિરોધભાવોથી ભરેલો છે એના કાર્યોથી આપણે સ્વીકારવુ જોઇએ કે માયા છે જ, એમ કહો તો ઇશ્વરથી સ્વતત્ર અને બીજો એવો કોઇ સત્ પદાર્થ ઠર્યો, ત્યારે તો ઇશ્વર એકમાત્ર અદ્વૈત સત્ પદાર્થ રહ્યો નહીં પણ શકરના અનુયાયીઓ કહે છે તેમ માયાને અસત્ પદાર્થ માનો તો તે કશુ કાર્ય કરી શકે નહિ અસત્ તો માત્ર આકાશકુસુમ કે એવી અસત્ વસ્તુઓ જ નીપજાવી શકે માયા અસત્ હોવા છતા એ કઇક નીપજાવી શકે એમ કહો તો એ વાત વન્ધ્યા નારીને માતા કહેવા જેવી ઠરે છે ઇશ્વર અને માયાનો એકમેક સાથેનો સબધ બીજી કઇ રીતે યોજી શકાય ? માયા તે ઇશ્વરનો અશ છે કે એનાથી ભિન્ન છે? અને તેની સાથે જોડાઇને જગત રચે છે ? માયા જો ઇશ્વરનો અશ છે એમ કહો તો અજ્ઞાન, અશુદ્ધિ વગેરે માયાના બધા ગુણો ઇશ્વરમા આરોપવા પડે પણ જો માયા ઇશ્વરથી ભિન્ન છે અને તેની સાથે જોડાય છે એમ કહો તો એમ જોડાવાનો આધાર અને કારણ કયુ ? ઇશ્વરની ઇચ્છાએ કે એની ઇચ્છા વિરૂદ્ધ એમ બન્યુ ? જો ઇશ્વરની ઇચ્છાએ એમ બન્યુ કહો તો ઇશ્વરે અધ મોહની સત્તાથી એમ કર્યુ ઠરે અને તેથી વિશુદ્ધ અને મોહમુક્ત ન રહ્યો પણ ઇશ્વરની ઇચ્છા વિરૂદ્ધ એમ બન્યુ એમ કહો તો એ સર્વશક્તિમાન રહ્યો નહીં એ વાદને ગમે એમ ફેરવો, પણ તેનો ખુલાસો સન્તોષજનક મળવાનો જ નહિ, તેનો વિરોધ તુટવાનો નહિ

બધા સમ્પ્રદાયવાળા ઇશ્વરવાદીઓ પોતાના મન્તવ્યનો આધાર પોતાના ધર્મગ્રન્થ ઉપર રાખે છે અને એ ધર્મગ્રન્થ ઇશ્વર તરફથી મળ્યા છે એમ કહે છે પણ આ ધર્મગ્રન્થ ઘણા વિષયોમા

એકમેકથી વિરૂદ્ધ છે ત્યારે એમાંથી સાચો કયો ને જૂઠો કયો ? આનો નિર્ણય ઘણો મહત્ત્વનો છે જો ઇશ્વર સર્વનો સ્રષ્ટા હોય તો તો એણે બધા ધર્મગ્રન્થ પણ રચ્યા હોવા જોઇએ, કારણ કે જો એણે બધુ રચ્યુ ન હોય તો એની રચના સિવાયની પણ કેટલીક વસ્તુઓ હોવી જોઇએ, પણ જો બધુ એણે જ રચ્યુ હોય તો જૂઠા ધર્મગ્રન્થ પણ એણે જ રચ્યા હોવા જોઇએ, પણ જે સાચો તેમજ જૂઠો માર્ગ બતાવે તેને સર્વશ્રેષ્ઠ પ્રમાણરૂપ અને સર્વ-જ્ઞાનના મૂળરૂપ મહાગુરૂ કેમ માની શકાય ?

બાહ્ય જગતમા નિયમ અને વ્યવસ્થા તથા આન્તર જગતમા નીતિ પ્રવર્તે છે, એટલા ઉપરથી સર્વ ઘટનાનો ઘડનાર અને પુણ્યપાપના ફળ આપનાર કોઈ સર્વશ્રેષ્ઠ ઇશ્વર છે એમ માનવાનુ કઇ કારણુ નથી એ રીતે તો પ્રકૃતિજગતના અને જીવજગતના કારણરૂપ અનેક ઇશ્વર પણ માની શકાય અનેક ઇશ્વર એકીસાથે સાચે રસ્તે કાર્ય કરી શકે નહિ, એવો વાંધો આવી શકે નહિ, કારણકે આપણે જોઇએ છીએ કે અનેક કીડીઓ એકીસાથે મળીને અમુક યોજનાએ બગાડ વ્યવસ્થા પૂર્વક કામ કરી શકે છે, તો મનુષ્ય કરતા પણ વધારે વિકાસ પામેલા દેવો એવી રીતે કેમ ન કરી શકે ?

જગતની વ્યવસ્થા ચલાવવાને માટે એક કે અનેક નિત્ય ઇશ્વરના અસ્તિત્ત્વની જરૂર જ કોઇ રીતે નથી જીવના વિવિધ પ્રકાર, તેમની વિવિધ અવસ્થા અને સમસ્ત વિશ્વમા પ્રવર્તતી સુવ્યવસ્થા સમજવાને કર્મનો અવિચળ નિયમ જ પૂરતો છે કર્મ-ફળના નિત્ય નિયમને તો ઇશ્વરવાદીઓ પણ સ્વીકારે છે અને કહે છે કે ઇશ્વર એ નિયમને અનુકૂળ જ કાર્ય કરે છે જો ઇશ્વર પોતે પણ એ નિત્ય નિયમને ફેરવી શકતા નથી અને જ્યારે એ નિયમ નિર્વિઘ્ને પ્રવર્તે છે, ત્યારે તો ઇશ્વરના અસ્તિત્વ વિના પણ સૌ સારી રીતે ચાલી શકે છે એમ માનવુ પડે અને જ્યારે એવુ જ છે, ત્યારે ઇશ્વરના અસ્તિત્વને વચ્ચે લાવવાની જરૂર જ શી ?

આપણે જોઇ શકીએ છીએ કે જગદીશ્વરના મત વિરૂદ્ધ જૈનો અતિ તીક્ષ્ણ આયુધોથી યુદ્ધ ચલાવે છે, ઇશ્વરમુક્ત નિરીશ્વર જગતની ભૂમિકા ઉપર જ એ સર્વાંશે ઉભા રહે છે આ એમના મતને કારણે બેશક તેઓને નિરીશ્વરવાદી કહી શકાય પણ પશ્ચિમમા જેને સામાન્ય રીતે આપણે નિરીશ્વરવાદી કહીએ છીએ, તે પ્રકારના નિરીશ્વરવાદી જૈનોને ન કહી શકાય ભારતની તુલનાએ યુરોપમા ધર્મમતોની વિવિધતા બહુ ઓછી છે, ને તેથી પરિણામ એ આવ્યુ છે કે દરેક ધર્મમા ઇશ્વરનો સ્વીકાર એ આવશ્યક લક્ષણ છે, ને તેથી દરેક પ્રકારના નિરીશ્વરવાદીને ધર્મહીન મનુષ્ય માની લેવામા આવે છે, એટલે નિરીશ્વરતા અને ધર્મહીનતા એ બે ભાવ ઘણા લોકને હિસાબે પર્યાય ભાવ છે ભારતવર્ષમા એથી જુદા જ પ્રકારની વસ્તુસ્થિતિ છે એક અથવા અનેક જગદીશ્વરને માનવા જ જોઇએ એ કઇ ધર્મનુ આવશ્યક લક્ષણ ઠરી મનાયુ જ નથી પુણ્ય પાપના, તેના ફળના, પુનર્જન્મના અને મોક્ષના ધાર્મિક સિદ્ધાન્ત માનતા હોય, ધાર્મિક આચાર આચરતા હોય, ક્રિયા કાણ્ડ કરતા હોય અને એવી રીતે ધર્મના સર્વ લક્ષણ સધરતા હોય, છતા પણ ઇશ્વરના અસ્તિત્વનો અસ્વીકાર કરતા હોય એવા તો અનેક સમ્પ્રદાય ભારતવર્ષમા પ્રાચીન કાળથી પ્રવર્તતા આપણે જોઇએ છીએ, બૌદ્ધધર્મીને તેમજ હિન્દુ ધર્મના મીમાસા અને સાખ્ય દર્શનને પણ આ રીતે નિરીશ્વરવાદી કહી શકાય તેવી જ રીતે જૈન મત પણ ધાર્મિક પ્રદેશનો નિરીશ્વરવાદ છે

એ સમ્પ્રદાય ઇશ્વરમુક્ત હોવા છતા નિત્યશુદ્ધ પારલૌકિક જીવોની (સિદ્ધોની) પૂજા એ ધર્મમા થાય છે એ આપણે ક્રિયાકાણ્ડના અધ્યાયમા જોશુ ત્યારે આપણે એ પણ જોશુ કે સૃષ્ટિને સૃજનાર અને પાળનાર ઇશ્વરનો અસ્વીકાર કરતા છતા જૈનો પોતાને નિરીશ્વરવાદી કહેતા નથી અને એ વાત તેમને હિસાબે સાચી પણ છે

## વિશ્વનો આકાર અને તેનુ પ્રમાણ.

વિશ્વનો આકાર નિશ્ચિત અને અપરિવર્તનીય છે, એનુ પ્રમાણ માનવ શરીરને મળતુ પણ અતિશય વિશાળ છે એના

માણુનુ માપ રજ્જુથી કરવામા આવે છે, જે દેવ એક પલકમા ૦૫૭૧૫૨ યોજન કાપે છે એ રીતે એકેસપાટે ૬ માસમા એ ટલુ જાય એને રજ્જુ કહે છે, એમ ડોલબ્રૂક જણાવે છે

દિગમ્બર મતે વિશ્વ ૧૪ રજ્જુ ઉંચુ છે અને ઉત્તર દક્ષિણ ૭ જ્જુ પહોળુ છે, પૂર્વ પશ્ચિમની પહોળાઇ લેતા વિશ્વ સૌથી નીચેને થાને ૭ રજ્જુ પહોળુ છે, પછી ધીરે ધીરે એ સાકડુ થતુ જાય અને ૭ રજ્જુ ઉચે જતા, એટલે કે મધ્યભાગે, માત્ર એક જ્જુ પહોળુ રહે છે અહીંથી પાછુ ધીરે ધીરે એ પહોળુ થતુ ાય છે, અને બાકીના અર્ધા ભાગના મધ્યમા એટલે કે ( બ્રહ્મલોકને મતભાગે ) પાચ રજ્જુ થાય છે, વળી અહીંથી પાછુ ધીરે ધીરે એ ાકડુ થતુ જાય છે અને શિખરભાગે પાછુ ૧ રજ્જુ રહે છે એની પર, વિશ્વશિખરના ઉપરના ભાગમા મુક્તલોકનુ ધામ-સિદ્ધ શેલા છે તે ૪૫ લાખ યોજન લાબી પહોળી (ગોળ) અને મધ્યમા ૮ યોજન જાડી છે વિશ્વનુ એકદર ઘનફળ ૩૪૩ ઘનરજ્જુ છે

શ્વેતામ્બરનો મત દિગમ્બરના મતથી કઇક ભિન્ન છે એમને તે ઉત્તર-દક્ષિણની પહોળાઇ ઉપરથી નીચે સુધી એક સરખી ાથી અને પૂર્વ-પશ્ચિમ પહોળાઇ ધીરેધીરે વધતી ઘટતી નથી, ણ બંને પ્રકારની પહોળાઇ પગથીએ પગથીએ વધે છે ને ઘટે છે એમને હિસાબે પણ વિશ્વનુ એકદર ઘનફળ ૩૪૩ રજ્જુ છે

વિશ્વના નીચેના અર્ધ ભાગમા અધોલોક છે અને તેમા નરક આવેલા છે, વચ્ચે મધ્યલોક છે અને તેમા મનુષ્યો ને તિર્યંચો સે છે, તેની ઉપર ઉર્ધ્વલોક છે અને તેમા એક ઉપર બીજો એમ દેવલોકના માળ ઉપર માળ આવેલા છે અને અન્તે શિખર ઉપર સિદ્ધલોકનુ ધામ છે

અધોલોકમા સાતે પૃથ્વીની આજુબાજુ ત્રણ પ્રકારના આવ રણ આવી રહેલા છે તેમા એક સ્થૂલ જળનુ, બીજુ સ્થૂલ વાયુનુ અને ત્રીજુ સૂક્ષ્મ વાયુનુ છે એની પેલી પાર અલોક એટલે કે કેવળ આકાશ છે

વિશ્વનો આકાર અનેક ઉપમાઓ વડે સમજાવવામા આવે છે પ્રથમ તો જાણે અર્ધા મૃદગ ઉપર બીજુ આખુ મૃદગ ગોઠવ્યુ હોય એવો એનો આકાર કહ્યો છે, પણ એ મૃદગને ગોળ નહિ, પણ ચોરસ કલ્પવુ વળી એક બીજા ઉપર ગોઠવેલા કવચ કે વણકરના કાઠલા સાથે પણ એને સરખાવ્યુ છે પણ વિશ્વના આકારની સફળ સરખામણી તો સુરેખ બાધાના, બધા અવયવ સીધા રાખીને પગ પહોળા કરીને કડે હાથ દઈને ઉભેલા પુરૂષના આકાર સાથે કરી છે તેના સૌથી નીચેના ભાગમા અધોલોક, કટિદેશમા મધ્યલોક અને ઉપરના ભાગમા ઉર્ધ્વલોક આવેલા કલ્પ્યા છે

## વિશ્વ લોક

સમસ્ત વિશ્વ જીવલોકથી ભરેલુ છે, વાળપૂર પણ જગ્યા એના વિનાની ખાલી નથી વિવિધ પ્રકારના ને વિવિધ વર્ગના જીવ સરખા પ્રમાણમા સર્વત્ર આવેલા નથી, પણ અમુક પ્રકારે વહેચાયેલા છે

પ્રથમ તો निगोद એટલે કે અત્યન્ત સૂક્ષ્મ, આપણી ઇન્દ્રિયોને અગોચર અને જેને માત્ર શરીર જ છે એવા સ્થાવર જીવો છે નિગોદના બે વર્ગ છે ૧ नित्य નિગોદ, એટલે કે એમાના જીવો આ નીચતમ વર્ગમાથી કદી બહાર નીકળવાના નથી, અને ૨ इतर નિગોદ, એટલે કે એમાના જીવો ઉચા વર્ગમા જઈ શકે, પણ તેમના કર્મથી પાછા આ વર્ગમા આવી પણ પડે [૨૮]

त्रस જીવ વિશ્વના અમુક ભાગમા એટલે કે त्रसनाडीमा રહેલા છે [૩૦] આ ત્રસનાડી વિશ્વની આરપાર ઉપરથી નીચે સુધી આવેલી છે તે ૧૪ રજ્જુ ઉચી, ૧ રજ્જુ પહોળી ને ૧ રજ્જુ લાબી છે

ત્રસનાડીમા જે જીવ આવેલા છે તેના નીચે પ્રમાણે વર્ગ છે

સ્થાવર જીવ અને તિર્યંચ સર્વત્ર હોય છે, મનુષ્યો માત્ર મધ્યલોકમા વસે છે અને તેમા પણ માત્ર ૨૬ દ્વીપમાજ વસે છે નારકી જીવો અધોલોકમા આવેલા (૭) નરકમા વસે છે, દેવો ઉર્ધ્વ લોકમા, મધ્યલોકમા અને અધોલોકના ઉપરના ભાગમા વસે છે

વિશ્વના એકદર જીવના ૧૪ જીવસ્થાન એટલે વર્ગ છે ઇન્દ્રિઓની સખ્યા અને બીજા લક્ષણોને ( પૃ ૧૭૫ ) આધારે આ સ્થાન પાડ્યા છે એ સ્થાન આ પ્રમાણે છે—૧ સૂક્ષ્મ એકેન્દ્રિય, ૨ સ્થૂલ એકેન્દ્રિય, ૩ દ્વીન્દ્રિય, ૪ ત્રીન્દ્રિય, ૫ ચતુરિન્દ્રિય, ૬ અસજ્ઞી પચેન્દ્રિય અને ૭ સજ્ઞી પંચેન્દ્રિય, આ વર્ગમા તિર્યંચો, મનુષ્યો, નારકીઓ અને દેવો આવી જાય છે આ પ્રત્યેક વર્ગમા પર્યાપ્ત અને અપર્યાપ્ત વિકાસવાળા જીવ હોય છે અને તેથી એ પ્રત્યેકના બે બે સ્થાન પડે છે, એટલે એકદરે ૭×૨=૧૪ જીવ સ્થાન થાય છે

ભારતવર્ષના બીજા ધર્મોની[૩૧] પેઠે જૈનધર્મ પણ માને છે કે જીવની ૮૪ લાખ યોનિ છે અને તેમા જીવે અવલમ્બવુ પડે છે તેમાથી નિત્ય (સૂક્ષ્મ) નિગોદની, અનિત્ય ( બાદર ) નિગોદની, પૃથ્વીકાયની, જલકાયની, અગ્નિકાયની અને વાયુકાયની એ દરેકની ૭-૭ લાખ, પ્રત્યેક વનસ્પતિકાયની ૧૦ લાખ, દ્વીન્દ્રિયની, ત્રીન્દ્રિયની અને ચતુરિન્દ્રિયની એ દરેકની ૨-૨ લાખ, પંચેન્દ્રિય તિર્યંચોની, નારકીઓની અને દેવોની એ દરેકની ૪-૪ લાખ, અને મનુષ્યની ૧૪ લાખ યોનિ છે[૩૨]

પ્રત્યેક જીવમા કયા કયા ગુણ હોય છે, અને કયા કયા પ્રકારનુ દર્શન, યોગ, લેશ્યા, જ્ઞાન, ચારિત્ર હોય છે, કયા ગુણસ્થાન સુધી ચડી શકે છે, કયા કર્મના બધ, ઉદય અને સત્તા એને છે, એ વિષેનુ વિગતવાર વર્ણન જૈન દર્શન આપે છે આમાનુ કેટલુક હવે પછી કહીશુ, બીજુ કેટલુક Die Lehre vom Karma નામના મારા ગ્રન્થમા પૃ ૬૩–૭૪ ઉપર મળી આવશે અહીં તો, જીવ વિવિધ યોનિમા અનુક્રમે જઇ શકે એ દેખાડવાને વિવિધ વર્ગોના જીવની પુનર્જન્મ પામવાની યોગ્યતાનુ માત્ર સક્ષિપ્તમા વર્ણન કરશુ

એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય માત્ર તિર્યંચ અને મનુષ્યયોનિમા પુનર્જન્મ પામી શકે, અગ્નિ અને વાયુકાય માત્ર તિર્યંચયોનિમા, પચેન્દ્રિય તિર્યંચ સર્વે યોનિમા, નારકી

માત્ર પર્યાપ્ત વિકાસવાળા પચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્ય યોનિમા, દેવો મનુષ્ય અને પર્યાપ્ત વિકાસવાળા સ્થૂલ પૃથ્વી કાય, જલકાય, વનસ્પતિકાય ને પંચેન્દ્રિય તિર્યંચયોનિમા અને મનુષ્ય કોઈપણુ યોનિમા પુનર્જન્મ પામી શકે બધા પ્રકારના જીવોમાથી માત્ર મનુષ્ય જ મોક્ષ પામી શકે

## વિશ્વ વર્ણન

### મધ્યલોક.

પૃથ્વીની ગોળ સપાટી ઉપર આવેલો તિર્યગ્લોક અથવા મધ્ય લોક એના નામના અર્થ પ્રમાણે વિશ્વની મધ્યે આવેલો છે ને એના ઉપર આપણે વસીએ છીએ એ ૧ રજ્જુ લાંબો ૧ રજ્જુ પહોળો છે એની નીચે ૯૦૦ યોજન પછી અધોલોક છે, એમા નરક આવેલા છે અને એની ઉપર ૯૦૦ યોજન સુધીમા જ્યોતિશ્ચક ને ત્યાર પછી ઉર્ધ્વલોક છે[૩૩]

મધ્યલોકને મધ્યબિન્દુએ મેરુ પર્વત છે એની આસપાસ जम्बूद्वीप નામે દ્વીપ આવેલો છે, એ દ્વીપનો વ્યાસ ૧ લાખ યોજન છે જબૂદ્વીપની આસપાસ लवणोद નામે વર્તુલાકાર સમુદ્ર આવેલો છે ને એનો વ્યાસ ૨ લાખ યોજન છે લવણોદની આસપાસ धातकीखण्ड નામે વર્તુલાકાર ખડ આવેલો છે ને એનો વ્યાસ ૪ લાખ યોજનનો છે ધાતકીખડની આસપાસ વર્તુલાકાર કાલોદ સમુદ્ર આઠ લાખ યોજનનો અને એની આસપાસ વર્તુલાકાર પુષ્કરવર દ્વીપ આવેલો છે અને એ પરપરાએ અનેક સમુદ્ર અને અનેક દ્વીપ આવે છે અન્તે स्वयभूरमण નામે સમુદ્ર આવે છે ને તે સમસ્ત મધ્યલોકને ઘેરી વળ્યો છે

પહેલા ૮ દ્વીપના અને સમુદ્રના નામ આ પ્રમાણે છે—

| | |
|---|---|
| १ जम्बूद्वीप | लवणोद |
| २ धातकीखण्ड | कालोद |
| ३ पुष्करवरद्वीप | पुष्करोद |
| ४ वारुणीवरद्वीप | वारुण्योद |

५ क्षीरवरद्वीप क्षीरोद
६ घृतवरद्वीप घृतोद
७ इक्षुवरद्वीप इक्षुवरोद
८ नन्दीश्वरद्वीप नन्दीश्वरोद

પ્રથમના ત્રણ દ્વીપોના નામ તે દ્વીપો ઉપર આવેલા ખાસ વૃક્ષથી અને બીજા નામ અમુક વિશિષ્ટતા ઉપરથી પડેલા છે સમુદ્રોના પાણી જે પ્રવાહીને મળતા આવતા હોય તે ઉપરથી અથવા તો બીજી જે કઇ વિશિષ્ટતા હોય તે ઉપરથી એમના નામ પડેલા છે

એ દ્વીપોમા જમ્બૂદ્વીપ સૌથી વધાર મહત્વનો છે, કારણ કે એક તો સમસ્ત વિશ્વને મધ્યબિન્દુએ એ આવેલો છે અને વળી ભારતવાસીઓ અને આપણી સમસ્ત પૃથ્વી તેમા આવેલી માન વામા આવે છે જૈનોએ એ દ્વીપનુ સવિસ્તર વર્ણન આપ્યુ છે

જમ્બૂદ્વીપની ચારે બાજુએ ૮ યોજન ઉંચી, ૧૨ યોજન જાડી વજ્રની ભીંત (જગતી) આવી રહેલી છે એની ઉપર બહુ ઉંચી, બહુ મૂલ્ય રત્નોની બનેલી પદ્મપદ્રાલિકા આવેલી છે અને તેમા અનેક ભવ્ય વન અને સરોવર આવેલા છે ઉપરની વેદિકાની ચારે બાજુએ મોટી, સોનાની અને રત્નોની બનેલી જાળી આવેલી છે એ ભીંત ઉર્ફે જગતીને ચાર ભવ્યદ્વાર છે અને ચાર દેવ એનુ રક્ષણ કરે છે

જમ્બૂદ્વીપમા ઠેઠ પૂર્વથી ઠેઠ પશ્ચિમ સુધીની પહોળાઇમા ૬ પ્રચણ્ડ પર્વતો આડા પડ્યા છે અને તેથી વિષમ વિસ્તારના ૭ ખડ ( વર્ષ અથવા ક્ષેત્ર ) પડે છે દક્ષિણથી ઉત્તરને અનુક્રમે એ ક્ષેત્રના અને તેમની વચમાના પર્વતોના નામ નીચે આપ્યા છે

| क्षेत्र | पर्वत |
|---|---|
| १ भरत–क्षेत्र | १ हिमवान्–पर्वत |
| २ हैमवत–क्षेत्र | २ महाहिमवान्–पर्वत |
| ३ हरि–क्षेत्र | ३ निषध–पर्वत |
| ४ विदेह–क्षेत्र | ४ नील–पर्वत |

५ रम्यक–क्षेत्र
६ हैरण्यवत–क्षेत्र
७ ऐरवत–क्षेत्र

५ रुक्मी–पर्वत
६ शिखरी–पर्वत

પર્વતોની ઉંચાઇ અને પહોળાઇ તથા ક્ષેત્રોની પહોળાઇ દક્ષિણથી ઉત્તર તરફ વચલા ક્ષેત્ર સુધી દ્વીગુણપ્રમાણમા (Geometrical progress) વધતી જાય છે, પછી વળી ત્યાથી તે જ પ્રમાણમા ઘટતી જાય છે

પર્વતો સોના રૂપા ને નીલમણિના છે, એમને અનેક શિખર છે અને તે બધા ઘુમ્મટદાર ઘાટના છે, એ દરેક પર્વતના પૂર્વ શિખર ઉપર એકેકુ રત્નજડિત સિદ્ધાયતન છે, દરેક પર્વતની મધ્યે એકેકુ મોટુ સરોવર છે, સરોવરનુ તળિયુ વજ્રનુ, કાઠો રૂપાનો અને ઓવારા સોનાના છે સરોવરની અદર અનેક નાના પ્રકારના પદ્મ છે અને તેની વચ્ચોવચ્ચ એક પ્રચડ કમળ હોય છે અને તે રત્નમણિનુ છે તે પદ્મો ઉપર વિવિધ પ્રકારના દેવદેવીઓનો વાસ છે, સરોવરમા જળ, પખી અને માછલા રહે છે

૬ પર્વતોમાથી એકદરે મળીને ૧૪ મોટી નદીઓ નીકળે છે અને ત્યાથી પાસેના ક્ષેત્રમા વહીને લવણોદ સમુદ્રને મળે છે

જમ્બૂદ્વીપનો સૌથી દક્ષિણનો વર્ષ ભરતવર્ષ છે એની ઉત્તરે હિમવાન પર્વત અને બીજી સૌ દિશાએ લવણોદ સમુદ્ર આવેલો છે એમા આપણે રહીએ છીએ હિમવાનને સમાન્તરે (ભરતની મધ્યમા) वैताढ्य ( અથવા विजयार्ध ) પર્વત આવેલો છે અને એ પર્વતથી ભરતવર્ષના ઉત્તર અને દક્ષિણ એવા બે વિભાગ થાય છે, તે દરેક વિભાગ ૨૩૮$\frac{3}{૧૯}$ જોજન પહોળો છે હિમવાનમાથી નિકળીને महासिन्धु નદી પશ્ચિમ દિશામા અને महागगा નદી પૂર્વમા વહે છે એ બે નદીઓ દરેક વિભાગના ત્રણ ત્રણ ખડ કરે છે અને એમ ભરત વર્ષના એકદરે ૬ ખડ થાય છે ભરતવર્ષના ઉત્તર વિભાગના ત્રણે ખડમા અને દક્ષિણ વિભાગના પૂર્વ તથા પશ્ચિમ ખડમા મ્લેચ્છો રહે છે, દક્ષિણ વિભાગના મધ્યખડમા, એટલે કે આર્ય

ખડમા આર્યો રહે છે પ્રાચીન કાળે ચાર વર્ણવાળા ભારતવાની આર્યો કહેવાતા આર્યખડનુ મુખ્ય નગર અયોધ્યા હતુ અને એ એની મધ્યે હતુ પણ આધુનિક જૈનો તો એમ માને છે કે આપણી મમગ્ર પૃથ્વી, એટલે કે એશિયા, યુરોપ, આફ્રિકા, અમેરિકા અને ઑસ્ટ્રેલિયા એ સૌનો સમાવેશ આર્યખડમા થઇ જાય છે

ભારતવર્ષ કર્મભૂમિ છે, એટલે કે જીવવાને માટે મનુષ્યે ત્યા કર્મ ( અસિ, મષી, કૃષિ ) કરવા જોઇએ, અને બધા પ્રકારના કર્મ ત્યા બધાઇ શકે એમા ૬ યુગચક્ર ( આરા ) પ્રવર્તે છે, એ વિષે જગતના ઇતિહાસનુ વર્ણન આગળ કરીશુ, ત્યા વધારે વિસ્તારથી કહીશુ

હિમવાન્ પર્વતની ઉત્તરે હૈમવતવર્ષ આવેલુ છે અને તે ભારતવર્ષ કરતા ચાર ગણુ પહોળુ છે એની વચમા શબ્દાપાતિ પર્વત આવેલો છે રોહિતા અને રોહિતાશા નામે બે નદીઓ અનુક્રમે પૂર્વમા અને પશ્ચિમમા ચાલી લવણોદ સમુદ્રને મળે છે હૈમવત વર્ષ ભોગભૂમિ છે, એટલે કે મનુષ્ય ત્યા માત્ર ભોગ ભોગવે છે અને અદ્ભુત ક પદ્રુમના ફળ ખાઇને રહે છે, કારણકે ત્યા માત્ર સુષમદુષમા યુગ પ્રવર્તે છે

હૈમવતવર્ષને મહાહિમવાન્ પર્વત તેની ઉતરે આવેલા હરિવર્ષથી જુદુ પાડે છે હરિવર્ષ હૈમવતથી ચાર ગણુ પહોળુ છે એવી વચમા વિકટાપાતિ પર્વત આવેલો છે હરિકાન્તા ને હરિસલીલા એ બે નદીઓ અનુક્રમે પૂર્વમા અને પશ્ચિમમા વહે છે અહીંનો જીવનભોગ હૈમવતના કરતા પણ સારો છે, કારણ કે અહીં સદા સુષમા યુગ પ્રવર્તે છે

હરિવર્ષને નિષધ પર્વત તેની ઉતરે આવેલા વિદેહ વર્ષથી જુદુ પાડે છે વિદેહ વર્ષ સૌ વર્ષમા મોટુ છે એની વચમા મેરુ ( मन्दर ) પર્વત આવેલો છે, એ સર્વ અંશે જમ્બૂદ્વીપનુ મધ્ય બિન્દુ અથવા નાભિબિન્દુ છે એ પર્વતને એક ઉપર બીજી એમ ચારે કોર ફરતી ત્રણ કદરા છે ને તેની ઉપર ઘુમ્મટદાર શિખર ( ચૂલિકા ) છે પહેલી કદરા પત્થરની, બીજી રૂપાની અને સ્ફ-

ટિકની તથા ત્રીજી સોનાની છે શિખર ઉપર જે ચૂલિકા છે તે નીલમણિની છે અને ઘુમ્મટદાર છે પર્વતની તળેટીમા भद्रशाल નામનુ ઉપવન, પહેલી કદરા ઉપર नन्दन નામનુ, બીજી કદરા ઉપર सोमनस નામનુ અને શિખર ઉપર पण्डक નામનુ ઉપવન છે, એ બધામા પદ્મસરોવરો, ભવનો અને સિદ્ધાયતનો શોભી રહ્યા છે અને તેમા વ્યન્તરદેવો રહે છે શિખરપ્રદેશની ચૂલિકા ઉપર પણ એક સિદ્ધાયતન છે મેરૂ પર્વતની તળેટીમા થઇને શતા અને शीतोदा નામે બે મોટી નદીઓ વહે છે તે નિષધ ને નીલવત પર્વત માથી નીકળેલી છે

મેરૂ પર્વતમાની ચાર તરફ ૪ ગજદતાકૃતિ પર્વત છે

૧ રૂપાનો બનેલો सौमनस પર્વત આગ્નેય દિશાએ છે

૨ સોનાનો બનેલો विद्युत्प्रभ પર્વત નૈર્ઋત્ય દિશાએ છે

૩ સોનાનો બનેલો गन्धमादन પર્વત વાય ય દિશાએ છે

૪ નીલમણિનો બનેલો माल्यवान् પર્વત ઇશાન દિશાએ છે

મેરૂ પર્વતની દક્ષિણમા સૌમનસ અને વિદ્યુત્પ્રભની વચ્ચે દેવકુરૂ અને ઉત્તરમા ગન્ધમાદન અને માલ્યવાનની વચ્ચે ઉત્તર કુરૂ એ બે ક્ષેત્રો આવેલા છે આ બે ક્ષેત્ર સમસ્ત જમ્બૂદ્વીપમા સૌથી વધારે ભાગ્યશાળી છે, કારણ કે ત્યા સુષમસુષમા યુગ સદા પ્રવર્તે છે દેવકુરૂના પશ્ચિમના અર્ધ ભાગની મધ્યે શાલ્મલીનામનુ એક મોટુ વૃક્ષ છે, ઉત્તરકુરૂના પૂર્વના અર્ધ ભાગની મધ્યે જમ્બૂ નામનુ એક મોટુ વૃક્ષ છે, એ બેની ચારે બાજુએ બીજા અનેક નાના વૃક્ષ, સરોવર અને સિદ્ધાયતન આવી રહેલા છે

મેરૂની પૂર્વમા પૂર્વ વિદેહ અને પશ્ચિમમા અપર વિદેહ આવેલ છે એ દરેકમા ૧૬-૧૬ વિજય છે તે વિજયમા અનેક પ્રદેશો છે અને તેમા પુષ્કળ પર્વતો, નદીઓ ને શહેરો આવેલા છે, જૈનોએ એ બધાના નામ વિગતવાર આપેલા છે અને વિદેહમા સામાન્ય ભાવ જેટલે અંશે એ કર્મભૂમિ છે, એટલે અંશે મનુષ્યલોક પ્રમાણે જ છે ત્યા દુષમસુષમ યુગ પ્રવર્તે છે

વિદેહને નીલ પર્વત તેની ઉત્તરે આવેલા રમ્યક વર્ષથી જુદું પાડે છે એ ક્ષેત્ર હરિવર્ષની જેવી જ સ્થિતિનુ છે, એનો મધ્યપર્વત ગન્ધાપાતિ છે એની મુખ્ય નદીઓ નરકાન્તા અને નારીકાન્તા છે

રમ્યકવર્ષને રૂકમી પર્વત તેની ઉત્તરે આવેલા હૈરણ્યવત વર્ષથી જુદુ પાડે છે એ ક્ષેત્ર હૈમવતની જેવી જ સ્થિતિનુ છે, એનો મધ્યપર્વત માલ્યવાન્ અને એની મુખ્ય નદીઓ સ્વર્ણકૂલા અને રુપ્યકૂલા છે

હૈરણ્યવત વર્ષને શિખરી પર્વત તેની અને સમસ્ત જમ્બૂદ્વીપની ઉત્તરે આવેલા ઐરવત વર્ષથી જુદુ પાડે છે એ ક્ષેત્ર ભરતવર્ષની જેવી જ સ્થિતિનુ છે, એનો મધ્યપર્વત વિજયાર્ધ છે અને એની મુખ્ય નદીઓ રક્તા અને રક્તોદા છે

કેવળ વર્તુળ આકારના જમ્બૂદ્વીપની ચારે બાજુએ લવણોદ આવી રહ્યો છે એની મધ્યે પીપના જેવા ચાર પ્રચણ્ડ પાતાલકલશ આવી રહેલા છે અને એની ચારે બાજુએ બીજા અનેક નાના પાતાળકળશો આવી રહેલા છે તે પાતાળકળશોમા દેવના ધામ છે તેના પાણીમા હજારો વ્યતર જાતિના દેવો છે સમુદ્રમા આવેલા પર્વતો ઉપર એ દેવો પોતાની દેવાગનાઓ સાથે વસે છે

લવણોદમા અનેક દ્વીપો છે, લવણોદના અધિષ્ઠાતા દેવ સુસ્થિત નો પ્રિય દ્વીપ ગૌતમ નામનો છે તથા જમ્બૂદ્વીપના બે ચન્દ્રના બે દ્વીપ અને બે સૂર્યના બે દ્વીપ છે હિમવાન્ ને શિખરીપર્વતની કુલ આઠ દાઢા ઉપર શ્વેતામ્બર કહે છે કે ૫૬, દિગમ્બર કહે છે કે ૪૮ અન્તરદ્વીપ છે એમના ઉપર યુગલિક મનુષ્ય રહે છે તિર્યચના પણ યુગળ હોય છે ત્યા દુઃષમસુષમા યુગ પ્રવર્તે છે લવણોદ સમુદ્રની પેલી પાર ધાતકીખડ આવેલો છે, એનુ વર્ણન જમ્બૂદ્વીપના જેવુ જ આપેલુ છે એની પેલી પાર કાલોદ સમુદ્ર છે, તેનુ પાણી કાળુ ને સ્વાદિષ્ટ છે, એનુ વર્ણન લવણોદના જેવુ આપેલુ છે ફેર માત્ર વિસ્તારમા છે અને તે એક એકથી બેવડા છે ધાતકીખડમા ૧૨ પર્વતો, ૧૪ વર્ષ ( ૨ ભરત, ૨ ઐરવત વગેરે ) છે

કાલોદની ચારે બાજુએ પુષ્કરદ્વીપ આવેલો છે એ દ્વીપને

મધ્ય ભાગે ચારે બાજુએ માનુષોત્તર પર્વત મોટા વર્તુળના જેવો આવી રહેલો છે કાળોદ તરફના અર્ધા ખડને અત્યાર સુધીનુ કેટલુક વર્ણન બધબેસતુ આવે છે અહીં પણ ૧૨ પર્વત અને ૧૪ વર્ષ છે માનુષોત્તરની પેલીપાર મનુષ્યની વસ્તી નથી, માત્ર તિર્યંચોની વસ્તી છે, ત્યાના સૂર્ય, ચદ્ર, ગ્રહ, નક્ષત્ર ને તારા ખસતા નથી, પોતાને સ્થાને સ્થિર જ રહે છે માનુષોત્તરની પેલી પાર કાળ પ્રવર્તતો નથી, ગાઢ શાન્તિ પ્રવર્તે છે બીજી એક વિશિષ્ટતા એ છે કે કાલોદ પછીના સમુદ્રમા જળજન્તુ બહુ હોતા નથી મધ્યલોકની સીમાને અન્તે આવેલા સ્વયભૂરમણ સમુદ્રમા પાછા વધારે જળજન્તુ દેખા દે છે

## अधोलोक

મધ્યલોકના ધરાતલની નીચે એકમેકની નીચે ૭ અન્તર્દેશ ( નરકો ) આવેલા છે, તેમાના સૌથી ઉપરના નરકના કેટલાક ભાગમા દેવોનો વાસ છે, નીચેના ભાગમા માત્ર નરક જ છે, તેમા જીવ પોતાના પાપનુ પ્રાયશ્ચિત્ત ભયકર દુખ ભોગવીને કરે છે

સૌથી ઉપરનુ પાતાળ रत्नप्रभा નામનુ છે, એમા એકમેકથી ઉપર એવા ત્રણ વિભાગ ( કાડ ) છે, ૧ खरभाग ૨ पकभाग, ૩ अब्बहुलभाग ( आपबहुल ) ઉપરના બેમા भवनवासी અને व्यन्तर વર્ગના દેવ રહે છે દેવો વિષેનુ વધારે વર્ણન ઉર્ધ્વલોકના વર્ણનમા આવશે. ત્રીજા ભાગમા અને તેની નીચેના બધા પાતાળમા પોતાના પાપના ફળ ભોગવતા પાપી જીવો રહે છે

દરેક પાતાળમા અનેક માળ (પ્રતર) હોય છે સૌથી ઉપરનામા સૌથી વધારે છે અને જેમ નીચે, તેમ તેમ તેમા ઓછા માળ (પ્રતર) છે દરેક પ્રતરની વચ્ચોવચ્ચ એકેક નરકાવાસ છે અને ત્યાથી ચારે દિશામા બીજા અનેક નરકાવાસ છે, આ નરકાવાસની વચ્ચે ખાલી પડતી જગામા વળી બીજા નરકાવાસ છે નીચે ઉતરતા નરકાવાસની સખ્યા પણ ઓછી થતી જાય છે

એ સાતે પાતાળ ( નરક ) ના નામ, અને તેના માળ ( પ્રતર ) ની અને તેમાના નરકાવાસની સખ્યા નીચે આપેલી છે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ रत्नप्रभा | પાતાળમા | ૧૩ | માળ અને | તેમા | ૩૦૦૦૦૦૦ નરકાવાસ | છે |
| ૨ शर्कराप्रभा | ,, | ૧૧ | ,, | ,, | ૨૫૦૦૦૦૦ ,, | ,, |
| ૩ वालुकाप्रभा | ,, | ૯ | ,, | ,, | ૧૫૦૦૦૦૦ ,, | ,, |
| ૪ पंकप्रभा | ,, | ૭ | ,, | ,, | ૧૦૦૦૦૦૦ ,, | ,, |
| ૫ धूमप्रभा | ,, | ૫ | ,, | ,, | ૩૦૦૦૦૦ ,, | ,, |
| ૬ तम प्रभा | ,, | ૩ | ,, | ,, | ૯૯૯૯૫ ,, | ,, |
| ૭ महातम प्रभा | ,, | ૧ | ,, | ,, | ૫ ,, | ,, |

કુલ ૪૯ માળ (પ્રતર) અને તેમા ૮૪૦૦૦૦૦ નરકાવાસ છે

નારક (નરકવાસીઓ) મધ્યલોકના જીવની પેઠે સ્ત્રીના ગર્ભમા અવતરતા નથી, પણ અલૌકિક રીતે ઉપપાતદ્વારા (પૃ ૧૭૭) અવતરે છે, એટલે કે-એકાએક ભીંતના છિદ્રમા ઉત્પન્ન થાય છે ને ત્યાથી નીચે પડે છે એક મુહૂર્તમા એ પર્યાપ્તવિકાસ પામે છે સર્વ સામાન્ય જીવને તૈજસ અને કાર્મણ શરીર હોય છે તે બે શરીર તો આ જીવને પણ હોય છે, પણ તે ઉપરાત બહુ ભયકર સ્વરૂપનુ વૈક્રિય શરીર પણ એને હોય છે (પૃ ૧૭૧), સસ્થાને એ હુડકસસ્થાનવાળા છે (પૃ ૧૭૩) ને જાતિવેદે નપુસક છે (પૃ ૧૭૬) તેમને પહેલા ત્રણ પ્રકારના દર્શન અને જ્ઞાન હોય છે (પૃ ૧૮૧), એટલે એને અવધિજ્ઞાન કે વિભગજ્ઞાન હોય છે ખરૂ, પણ આથી એમનુ દુ ખ વધે છે માત્ર એમનામાના કેટલાકને મિથ્યાત્વ અને કેટલાકને (પૃ ૧૮૪ ઉપર જણાવેલા) ૨ થી ૫ સુધીના સમ્યક્ત્વ હોય છે, એને વિરતિ હોઇ શકતી નથી અને તેથી ચોથા ગુણસ્થાનથી ઉપર ચડી શકતા નથી જેને મિથ્યાત્વ હોય છે તે બીજાનુ દુ ખ શી રીતે વધે એજ વિચાર્યા કરે છે અને એથી પોતે અત્યન્ત દુ ખી થાય છે, જેને સમ્યક્ત્વ હોય છે તે એવુ તો વિચારતા નથી, પણ પોતાના પૂર્વભવના પાપ સભારીને દુ ખી થાય છે

નરક જેમ નીચેનુ, તેમ ત્યાના વસનારા વધારે પાપી, અને તેમને સહેવાના દુ ખ વધારે ભયકર પહેલા ૪ નરકોના નરકાવાસ ઉષ્ણ છે, ૫ માના કઇક ઉષ્ણ કઇક શીત, સૌથી નીચેના

બાકીના બેમા શીત જ છે પહેલા બે નરકના જીવોની લેશ્યા કાપોત, ૩ જામા કાપોત અથવા નીલ, ૪ થા મા નીલ, ૫ મામા નીલ અથવા કૃષ્ણ અને ૬ ઠ્ઠા તથા ૭ મામા કૃષ્ણ હોય છે (પૃ ૧૮૭) નારકોનુ શરીરપરિમાણ પ્રત્યેક પ્રતરમા બહુ વિવિધ માપનુ હોય છે, રત્નપ્રભાના સૌથી ઉપરના માળના નારકી જીવોનું ૩ હસ્તનુ જઘન્ય હોય છે નીચે જતા દરેક માળમા માપ વધતુ જાય છે અન્તે મહાતમ પ્રભાનુ ૫૦૦ ધનુષ્યનુ માપ થાય છે આયુ પણ નીચે જતા માળમા વધારે થતુ જાય છે રત્નપ્રભાના સૌથી ઉપરના માળનાનુ ટુકામા ટુકુ ૧૦૦૦૦ વર્ષનુ ને લાબામા લાબુ ૯૦૦૦૦ વર્ષનુ હોય છે, મહાતમ પ્રભાવાળાનુ ટુકામા ટુકુ ૨૨ સાગરોપમ ને લાબામા લાબુ ૩૩ સાગરોપમનુ હોય છે

નરકમાના દુખનુ બહુ ભયકર વર્ણન કરેલુ છે ત્યા રહેવુ બહુ ભયકર છે મુડદામાથી વાસ નીકળે એવી વાસ ત્યા સર્વત્ર છુટે છે, વાયુ તીક્ષ્ણ છે ને શરીરે ચટકા ભરે છે અધકાર સર્વત્ર પ્રવર્તે છે ભીતો અને ભોય ઉપર બીભત્સ વિષ્ટાનો લેપ કરેલો હોય છે, એથી બધે એવુ ચીકણુ થઇ ગયેલુ હોય છે કે નારકો જરા આઘાપાછા જાય કે ખસી પડે છે, એકમેક ઉપર અથડાઇ પડે છે, ને તેથી તેમના દુખમા વધારો થાય છે પીડિતોના આર્તનાદથી નરક સૌ ગાજી ઉઠે છે ઉષ્ણતાથી, શૈત્યથી, તાવથી અને શરીરની ચેગથી નારકો નિરન્તર દુખી થાય છે, અને તે કોઇરીતે દૂર કરી શકાય એમ નથી વળી એ દુખોમા નારકો પોતે જાણી જોઇને વધારો કરે છે, કારણકે તેઓ એકમેકનો દ્વેષ કરે છે અને પોતાના વૈક્રિય શરીરની સહાયતાએ વિવિધ પ્રકારના સ્વરૂપ ધારણ કરે છે, એકમેકની ઉપર પડે છે અને ભયકર સ્વરૂપ ધારણ કરે છે ઉપરના ત્રણ પાતાળ માના નારકો ઉપર અસુરો ( પરમાધામી ) વિવિધ પ્રકારના અત્યાચાર આચરે છે અમુક પ્રકારના પાપના અમુકપ્રકારના પ્રાયશ્ચિત્ત હોય છે, વ્યભિચારીએ ધીગધીગની ધાતુના ઓના પુતળાને આલિગન દેવુ પડે છે માસાહારીએ પોતાના શરીરમાથી માસ તોડીને ખાવુ પડે છે દારૂડીઆએ ઉકળતુ સીસુ પીવુ પડે છે બીજા પાપીઓને

કાપે છે, પીલે છે, શેકે છે, સારે છે, ફાડે છે, મેથકનો ને મુદ્ગરનો માર મારે છે, પાણીમા ડુબાડે છે, તાવડામા તળે છે, એને શરીરે જન્તુ વળગાડે છે, હિંસક જન્તુઓ પાસે એના શરીરને ખવરાવે છે અથવા બીજા અનેક પ્રકારે તેમને અનેક પ્રકારના ભયકર દુખ દે છે

નારકોને જે ઘા વાગે છે તેથી ગમે એટલુ દુખ થતુ હોય તોય એથી એનુ મરણુ થતુ નથી ઘા પુરાય છે, અને ચીરાયેલુ-હજારો ટુકડા થઇ ગયેલુ શરીર પાછુ આખુ થાય છે, તે વળી નવેસર થી દુખ ભોગવવા માટે છે નારકના પાપના જેટલા ફળ તેના ભાગ્યમા લખાયેલા હોય છે એ સૌ જ્યારે એ ભોગવી રહે છે ત્યારે જ એનુ મરણુ થાય છે તે કોઇ પણ દેખીતા કારણુ વિના એનુ મરણુ થાય છે જીવ જેવારે એનુ શરીર છોડે છે ત્યારે તિર્યંચ અથવા મનુષ્ય-યોનિમા પુનર્જન્મ લે છે, કારણુ કે જૈનોને મતે નરક તે પ્રાયશ્ચિત્તસ્થાન છે, તેમા પ્રાયશ્ચિત્ત કરવા સુધી જ પાપીએ રહેવાનુ હોય છે, સદા કાળ નહિ

કેટલાકનો મત એવો છે કે છેવટનુ પાતાળ મહાતમ પ્રભા એ વિશ્વનો નીચેનો છેડો છે, બીજાનો મત એવો છે કે એની નીચે પણુ તળીઆ વિનાનુ સ્થાન છે અને ત્યા નિગોદ અને બીજા' નીચા પ્રકારના કઇ પણુ સજ્ઞા વિનાના જીવો રહે છે [૩૫] આ સ્થિતિ આવવાનુ કારણ કેટલાક જૈનોને મતે એવુ છે કે જે જીવ પોતપોતાને પાપે નિગોદમા અથવા બીજા સૂક્ષ્મ એકેન્દ્રિયમા એવા પ્રકારે જન્મ પામ્યા છે, તેને ત્યા રહેવાનુ મળે છે [૩૫]

## ઉર્ધ્વલોક.

દેવને સૂક્ષ્મ વૈક્રિય શરીર હોય છે અને તેથી ભૌતિક ભાવનાએ તે બહુ સુખ ભોગવી શકે છે તે ગર્ભદ્વારા જન્મતા નથી, પણુ ઉપપાતદ્વારા અવતરે છે ( પૃ ૧૯૭ ), અને તે કર્મને અનુસરીને હોય છે દેવનુ જીવન વિલાસમા જ વ્યતીત થાય છે, તે નૃત્ય અને ક્રીડા કર્યા કરે છે અને પોતાના ભવનોમા સ્નેહીજનોની સાથે અનેક

પ્રકારનો આનંદ લે છે એમને પહેલા ત્રણ પ્રકારના દર્શન અને જ્ઞાન હોય છે અને તેથી બધા જીવોને અવધિજ્ઞાન કે વિભગજ્ઞાન હોય છે એમનામા મિથ્યાત્વ હોય છે અથવા પહેલા ત્રણ પ્રકારના સમ્યક્ત્વ હોય છે એમનુ ચારિત્ર સારૂ હોય કે ન હોય એમને ભોજનની ઇચ્છા થતા જ તે પરિતૃપ્ત થાય છે, તેથી વિરતિ એમને સભવતી નથી, તેથી એ ચોથા ગુણસ્થાનથી ઉપર ચડી શકતા નથી એમના કર્મફળ ભોગવાઈ રહે ત્યારે એમનો જીવ, કોઇપણ દેખીતા કારણ વિના દેવશરીરનો ત્યાગ કરે છે અને મધ્યલોકમા તિર્યગ્ અથવા મનુષ્ય-યોનિમા પુનર્જન્મ લે છે

દેવોના મુખ્ય ચાર વર્ગ નીચે પ્રમાણે છે

૧ भवनवासी પાતાળના સૌથી ઉપરના પ્રદેશમા ભવનોમા રહે છે

૨ व्यन्तर આ ધરતી નીચેના પાતાળમા અને પાતાળ તથા મધ્યલોકની વચમાના સ્થાનમા રહે છે

૩ ज्योतिष्क મધ્યલોક અને ઉર્ધ્વલોકની વચમાના સ્થાનમા રહે છે

૪ वैमानिक ઉર્ધ્વલોકમાના વિમાનોમા રહે છે

આ ચાર વર્ગમા વળી અનેક ઉપવર્ગ છે અને તેમા યે પાછા બીજા ઉપવર્ગ છે આ ઉપવર્ગોમા યે પાછા અનેક ભેદ હોય છે, કારણ કે દેવો ઘણુ કરોને સૌ સરખા હોતા નથી, પણ પ્રત્યેક ભિન્નભિન્ન પદવીના હોય છે એવી પદવીઓની સખ્યા પણ અનેક હોય છે ભવનવાસીઓમા અને કેટલાક વૈમાનિકોમા એવી પદવીઓ હોય છે તે અનુક્રમે નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| ૧ इंद्र રાજા | ૬ लोकपाल ચોકીદાર |
| ૨ सामानिक, રાજકુમાર | ૭ अनिक યોદ્ધા |
| ૩ त्रायस्त्रिंश રાજપુરૂષ | ૮ प्रकीर्णक નાગરિક |
| ૪ पारिषद્ય ઉચ્ચ સેવક | ૯ आभियोग्य સામાન્ય સેવક |
| ૫ आत्मरक्षक ઇંદ્રના શરીર રક્ષક | ૧૦ किल्बिषिक નીચ જાતિના |

વ્યન્તરોમા અને જ્યોતિષ્કોમા ઉપરમાથી ૩ જી અને ૬ ઠ્ઠી પદવી હોતી નથી વૈમાનિકોના સૌથી શ્રેષ્ઠ વર્ગમા બીજા વધારે પણ ઉપવર્ગ છે

જુદા જુદા વર્ગ ઉપવર્ગના દેવો તેમના દેખાવમા, શરીર પરિમાણમા અને વસાદિકમા એકમેકથી જુદા હોય છે

દેવનુ આયુષ્ય ટુકામા ટુકુ ૧૦૦૦૦ વર્ષનુ, લાબામા લાબુ ૩૩ સાગરોપમનુ હોય છે પહેલા ત્રણ વર્ગના દેવની લેશ્યા કૃષ્ણ, નીલ, કાપોત કે તૈજસ હોય છે, બાકીનાની તૈજસ, પદ્મ કે શુક્લ હોય છે

ભવનવાસીઓ રત્નપ્રભાના (પૃ ૨૪૦) ઉપરના ભાગમા ખાસ કરીને મધ્યલોકની નીચેના ભાગમા સુન્દર ભવનોમા રહે છે તેઓ દેખાવે કુમાર જેવા હોય છે, તેથી જ તેમના વર્ગના નામના બીજા પદમા કુમાર શબ્દ આવે છે એ વર્ગ નીચે પ્રમાણે છે —

૧ असुरकुमार ૨ नागकुमार ૩ सुपर्ण (ગરૂડ) कुमार ૪ वायुकुमार ૫ द्वीपकुमार ૬ उदधिकुमार ૭ दिक् (દિશા) कुमार ૮ विद्युत्कुमार ૯ स्तनित (મેઘગર્જના) कुमार ૧૦ अग्निकुमार

દરેક વર્ગ ઉપર બે બે ઇન્દ્ર હોય છે, તેમાનો એક ઉત્તરમા અને બીજો દક્ષિણમા રહે છે પ્રત્યેક ઇન્દ્રને અનેક ઇંદ્રાણીઓ ને અનેક ઉપેંદ્રાણીઓ હોય છે તેમની પાસે ૭ મા વર્ગમાની ૭ સેનાપતિવાળી ૭ સેના હાજર રહે છે સેનાના ૭ વર્ગ તે આ પ્રમાણે છે -પદાતિ, અશ્વ, હસ્તી, રથ, મહીષ, વાદ્ય અને નર્તકો અહીં કૃષ્ણ, નીલ, કાપોત અને તૈજસ લેશ્યા હોય છે

વ્યતર ભવનપતિની ઉપરના ભાગમા અનેક નગરમા રહેનારા દેવો છે, તેમના જુદા જુદા ૮ વર્ગ નીચે પ્રમાણે છે —

| | | | |
|---|---|---|---|
| १ भूत | २ पिशाच | ३ यक्ष | ४ राक्षस |
| ५ किंनर | ६ किंपुरुष | ७ महोरग | ८ गन्धर्व |

રત્નપ્રભા પાતાળના ઉપરના ૧૦૦૦ યોજનમા આવેલા નગરોમા, મધ્યલોક અને અધોલોકની વચ્ચેના ભાગમા વ્યન્તરો વસે છે તેના દરેક વર્ગની ઉપર બે બે ઇન્દ્ર હોય છે, દરેક ઇન્દ્રને ૭–૭ સેના હોય છે કૃષ્ણ, નીલ, કાપોત અથવા તૈજસ લેશ્યા હોય છે જ્યોતિષ્કને એકલી તેજોલેશ્યા હોય છે

જ્યોતિષ્ક તે ગગનમડળના અધિવાસી છે જમ્બૂદ્વીપ, ધાતકીખડ અને ½ પુષ્કરદ્વીપની ઉપર ૭૯૦ થી ૯૦૦ યોજન ઉચે બરાબર મેરૂ પર્વતની ચારે બાજુએ રહે છે અનેક પ્રકારના વિમાનોમા બેસીને તેઓ સત્વર વેગે ફરે છે જ્યોતિષ્કના ૫ પ્રકાર છે– સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર ને તારા એક સૂર્ય ને ૧ ચન્દ્રનો પરિવાર ૮૮ ગ્રહ, ૨૮ નક્ષત્ર અને ૬૬૯૭૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ તારા હોય છે જૈનોનો વિશિષ્ટ મત છે કે અનેક દ્વીપસમુદ્રોમા થઇને અસખ્ય સૂર્ય, અસખ્ય ચન્દ્ર અને અસખ્ય ગ્રહ, નક્ષત્ર તથા તારા છે, જમ્બૂદ્વીપને ૨ સૂર્ય, લવણોદને ૪, ધાતકીખડને ૧૨, કાલોદને ૪૨, ½ પુષ્કરદ્વીપને ૭૨–એ રીતે મનુષ્યલોકમા સૌ મળીને ૧૩૨ સૂર્ય છે ૧૩૨ ચન્દ્ર છે ગ્રહ, નક્ષત્ર અને તારા પણ તે જ પ્રમાણમા છે તે ચર છે અને તેની પછીના બધા સ્થિર છે

જૈનો ઉપર પ્રમાણે માને છે, કારણ કે તેઓ મધ્યલોકવિષેના પોતાના ભૂગોળદર્શનને વળગી રહે છે અને તેથી એ વિષયના બધા ભારતદર્શનથી જૈનો જુદો મત ધરાવે છે તેઓ માને છે કે "એક અહોરાત્રના ૩૦ મુહૂર્તમા સૂર્ય–અને તે જ રીતે સૌ જ્યોતિષ્કો મેરૂ પર્વતની આસપાસનુ માત્ર અર્ધું જ વર્તુળ ફરી શકે છે, તેથી ભરત–વર્ષમા રાત જ્યારે પૂરી થાય, ત્યારે જે સૂર્ય આગલે દિવસે પ્રકાશ્યો હતો તે મેરૂપર્વતની વાયવ્ય દિશાએ આવી શકે તે સમયે ભરતવર્ષની પૂર્વમા જે સૂર્ય ઉગે છે, તે

तेथी आगली सध्याओ आथमेलो सूर्य न होई शके, पण तेनाथी जुदो बीजो ज सूर्य होइ शके ओ बे सूर्य वच्चेनो भेद आखे करी शकातो नथी त्रीजे दिवसे सवारे पाछो पहेला दिवसनो सूर्य ते दरमियान मेरुनी आग्नेय दिशाओ आवी पहोचीने उगे छे अने ओ व्यवस्था निरन्तर चाली जाय छे ओ ज कारण जैनो जबूद्वीपमा बे चन्द्र, बे सूर्य अने ओ प्रमाणे बधु बेवडु माने छे पण भारतवर्षमा तो ओकेकाळे ओमानु ओकेक ज देखाय छे, अने बंने ओकबीजानी साथे देखावमा सरखा छे, तेथी देखावमा कशो भेद पडतो नथी " ३६

जम्बूद्वीप उपर जेटला ज्योतिष्को छे तेथी बीजा द्वीपो अने समुद्रो उपर स्वाभाविक रीते ज वधारे होय छे कारण के ते मेरुथी बहु दूर आवेला छे अने सूर्य चद्र वधारे होवाथी तेनो परिवार पण वधारे होय छे

पुष्करद्वीपमा वच्चोवच्च जे मानुषोत्तर पर्वत आवेलो छे ते ओ द्वीपना बे सरखा भाग करे छे मेरुथी ओ पर्वत सुधीना रुडे खडमा मनुष्य वसे छे, ओ पर्वतनी पेलीपार ज्योतिष्क खगता नथी, पण पोताने स्थाने सदा स्थिर रहे छे त्या सूर्य ने चद्र ओकबीजाथी १००००० योजन दूर छे, अने तेमना अनेक वर्तुळ बनेला छे

मेरु पर्वतनी उपर असख्य योजन पछी शरु थता अने माळ उपर माळमा गोठवायेला ऊर्ध्वलोकमा रहेला विमानोमा वैमानिको वसे छे

ओकेक विमानमा (नीचेथी उपरने अनुक्रमे) केटकेटला माळ आवेला छे तेनी हकीकत नीचे आपु छु १ थी चोथा प्रदेशमा बे बे विमान छे, ओक उत्तरमा, ओक दक्षिणमा ने नवमाथी बारमा पाछळना कोष्टकमा तेने माटे उ अने द अक्षरो मूकया छे श्वेताम्बर अने दिगम्बर मतमा जे भेद छे ते पण ओ कोष्टकमा साथेसाथे बताव्यो छे

| अंक | दिशा | श्वेताम्बर | माळसंख्या | दिगम्बर | माळसंख्या |
|---|---|---|---|---|---|
| १ | द<br>उ | सौधर्म<br>इशान | १३ | सौधर्म<br>इशान | ३१ |
| २ | द<br>उ | सनत्कुमार<br>माहेन्द्र | १२ | सनत्कुमार<br>माहेन्द्र | ७ |
| ३ | मध्य<br>मां | ब्रह्मलोक | ६ | ब्रह्म<br>ब्रह्मोत्तर | ४ |
| ४ | ,, | लान्तक | ५ | लान्तक<br>कापिष्ठ | २ |
| ५ | ,, | शुक्र | ४ | शुक्र<br>महाशुक्र | १ |
| ६ | ,, | सहस्रार | ४ | शतार<br>सहस्रार | १ |
| ७ | द<br>उ | आनत<br>प्रानत | ४ | आनत<br>प्राणत | ३ |
| ८ | द<br>उ | आरण<br>अच्युत | ४ | आरण<br>अच्युत | ३ |
| ९ क<br>वा<br>ग | | अधो<br>मध्य ग्रैवेयक<br>उर्ध्व | ९ | अधो<br>मध्य ग्रैवेयक<br>उर्ध्व | ९ |
| १० | | . | | ९ अनुदेश | १ |
| ११ | | ५ अनुत्तर | १ | ५ अनुत्तर | १ |

ઉપરના કોષ્ટકથી જોઇ શકાશે કે અનુદિશ માત્ર દિગમ્બરો જ માને છે ઉપરના ક્રમ ઉપરાત નવ જાતિના લોકાન્તિક દેવો છે, તે બ્રહ્મ

લોકની આસપાસ વસે છે દિગમ્બરોને મતે એમના ૨૪ વર્ગ છે सारस्वत, आदित्य, बह्नि, अरुण, गर्दतोय, तुषित, अव्याबाध, અને अरिष्ट અને એ વર્ગોની વચ્ચે આવતા બીજા ૧૬ વર્ગ—કુલ ૨૪ એ મોહ મુક્ત હોય છે અને તેથી એમને દેવર્ષિ કહે છે, તીર્થકરો જ્યારે દીક્ષા લેવાના હોય છે ત્યારે તેઓ તેમની પાસે આવે છે, અન્તે મનુષ્ય જન્મ ધારણ કરે છે અને મોક્ષ પામે છે

૧ થી ૮ સુધીના પ્રદેશને कल्प કહે છે અને ત્યાના વસ નારને कल्पोपपन्न કહે છે, તેથી ઉપરના પ્રદેશને कल्पातीत કહે છે અને ત્યાના વસનાર પણ તે જ નામે ઓળખાય છે

વૈમાનિકોના નામ એમના સ્થાન ઉપરથી પડેલા છે એ સ્થાન રત્નમણિના બાંધેલા ને ભવ્ય છે, એકેકા નગર જેવડા મોટા છે નરકની પેઠે એના પણ એકમેક ઉપર ગોઠવાયેલા માળ છે, એકેક માળમા વચ્ચે મધ્યવિમાન હોય છે, ત્યાથી ચારે દિશામા વિમાનોની ચાર શ્રેણિઓ હોય છે, અને એ શ્રેણિઓની વચ્ચે વળી બીજા છુટા વિમાન હોય છે

દેવલોકમા રહેનાર દેવો દેખાવે અતિ સુન્દર હોય છે, પ્રકાશિત કુમાર જેવા હોય છે, એમને છાયા હોતી નથી, એ આખનો પલકારો મારતા નથી, એમના વાળ ને નખ વધતા નથી એમને સદા ઇન્દ્રિયસુખ મળ્યે જાય છે, સુન્દર શબ્દ, ગધ, રસ ને વર્ણ નિરન્તર બદલાયા જાય છે, અને આખો સદા ભવ્યભાવે મીંચાયા વિનાની રહે છે ત્યા સદા સુખી સ્થિતિ પ્રવર્તે છે, રાત-દિવસનો ભેદ નથી અને મણિમાણિક્યના પ્રકાશથી સૌ પ્રકાશી રહે છે

સ્વર્ગ જેમ ઉંચેતુ, તેમ ત્યા રહેનાર દેવનુ આયુ, અવધિજ્ઞાન, બળ અને એનો આનદ વધારે, પણ તેના શરીરનુ પરિમાણ, આત્મવેદન (ભાન-Consciousness), કર્મધન (Possessions) ઓછુ, વળી તેને ફરવાનો પ્રદેશ વિશ્વમા ઓછો (ઉપરના સ્વર્ગમાના દેવને પ્રવાસમોહ ઓછો હોય છે) પહેલા પ્રદેશમા લેશ્યા તૈજસ, બીજા અને ત્રીજામા પદ્મ અને બાકીનામા શુક્લ હોય છે જુદા જુદા પ્રદેશમાના દેવોને નારીસુખ

જુદે જુદે પ્રકારે ભોગવવાનું હોય છે પહેલા પ્રદેશમા નીચા પ્રકારના દેવોની પેઠે શારીરિક સભોગ હોય છે, બીજા પ્રદેશમાના દેવો પોતાની નારીઓને આલિગન અને ચુમ્બન દઈને તથા તેમને લાડ લડાવીને-પપાળીને સન્તોષ પામે છે, અને પોતાની કામ વાસના તૃપ્ત કરે છે ત્રીજા ને ચોથા પ્રદેશમાના દેવ પોતાની દેવીઓના સૌન્દર્યને જોઇને, પાચમા અને છઠ્ઠામાના દેવ તેમના મિષ્ટ સુર સાભળીને અને સાતમા તથા આઠમાના દેવ તેમની સુન્દરતા મનમા વિચારીને આનન્દ પામે છે આમ પ્રદેશ જેમ ઉંચો, તેમ ત્યાના દેવનુ કામજીવનનુ સ્વરૂપ સૂક્ષ્મ, સૌથી ઉપરના-૯ માથી ૧૧ મા સુધીના-કલ્પાતીત પ્રદેશમાના દેવોને કશી કામવાસના હોતી નથી ત્યા સ્ત્રીઓ પણ હોતી નથી

કલ્પોપપન્ન ( ૧–૮ ) દેવોના દશ ઇંદ્ર છે ૧, ૨ પ્રદેશમા બે બે ઇન્દ્ર હોય છે, એક ઉત્તરના દેવો ઉપર અને બીજો દક્ષિણના દેવો ઉપર રાજ્ય કરે છે, ૩જા થી ૬ ઠ્ઠા સુધીના પ્રદેશમા એક જ ઇન્દ્ર હોય છે ૭–૮ મા બે બે વચ્ચે એક ઇંદ્ર હોય છે કલ્પાતીતના ( ૯–૧૧ ) દેવનો કોઇ ઇદ્ર જ નથી હોતો ત્યા સૌ દેવો એક મેકની સરખા હોય છે ને તેથી સૌ अहमिन्द्र ( હુ ઇન્દ્ર એમ ) કહેવાય છે

વૈમાનિક દેવોના વિવિધ વર્ગના ઇન્દ્રો વિષે જૈનોએ વિસ્તીર્ણ કથાઓ લખી છે એ કથાઓમા સૌધર્મના ઇન્દ્રને शक्र કહ્યો છે, બીજા ઇન્દ્રોના નામ પોતપોતાના કલ્પને અનુકૂળ છે જગતમા મહત્ત્વના જે જે પ્રસગો બને છે, તે સૌમા અને ખાસ કરીને તીર્થંકરોના ઇતિહાસમા શક્ર મહત્ત્વનો ભાગ ભજવે છે દક્ષિણ વિભાગમા જ્યારે કોઇ તીર્થંકરનો જન્મ થાય છે ત્યારે એનુ આસન ડોલે છે પોતાના અવધિજ્ઞાનને બળે એમ થવાનુ કારણ એ જાણી લે છે, પછી પોતાના हरिणैगमैषीने સુધર્મ મડપમાના सुघोष નામના એક યોજન પરિઘના ઘટને વગાડવાની આજ્ઞા કરે છે એ પ્રચડ ઘટની ત્રણ ગર્જનાઓ કરે છે, ત્યારે સુધર્મ સ્વર્ગના બીજા ભવનમાના ૩૧૯૯૯૯૯ ઘટ પણ વાગવા માડે છે સૌ દેવ સાવધાન થાય છે, શો પ્રસગ બન્યો છે ? તે શક્ર પાસેથી સાભળી લે

છે અને ગમે તો તીર્થંકર ઉપરના સ્નેહના કે ભક્તિના કારણે, ગમે તો જિજ્ઞાસાને કારણે કે કા તો શક્રની આજ્ઞાને કારણે સૌ એકઠા થઈ જાય છે પછી શક્ર પોતાના અનુચરવર્ગ સાથે વિમાનમા ચડે છે, મધ્યલોકમાના નંદીશ્વરદ્વીપમા આવેલા રતિકર પર્વત ઉપર ઉતરે છે અને ત્યાથી તીર્થંકરને ઘરે એમની ભક્તિ કરવા જાય છે ત્યાથી તીર્થંકરને મેરૂપર્વત ઉપર જન્માભિષેક કરવા લઇ જાય છે એવી જ રીતે બીજા કલ્પના ઇન્દ્રો મધ્યલોકમા આવે છે, એમની ભક્તિ કરે છે ને પછી પાછા પોતાના ભવનમા જાય છે શક્ર અને બીજા ઇન્દ્રો પણ તીર્થંકર દીક્ષા લે છે, કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે ને નિર્વાણ પામે છે ત્યારે પણ એજ પ્રમાણે કરે છે

બધા કલ્પોપપન્ન સ્વર્ગમા કર્મને પરિણામે, ખાસ કરીને (શુદ્ધ કે બાલ) તપને પરિણામે મિથ્યાત્વ અને સમ્યક્ત્વવાળા દેવો હોય છે, ગ્રૈવેયક* સ્વર્ગમા પણ એ પ્રમાણે થાય છે, અને અભવ્ય (પૃ ૧૯૪) જીવોએ પણ પૃથ્વી ઉપર સમ્યક્ ચારિત્ર આચર્યું હોય તો તે પણ ત્યાસુધી ઉપજે છે ઉપરના સ્વર્ગમા તો માત્ર સમ્યકત્વ જ પ્રવર્તે છે પહેલા બે સ્વર્ગના દેવ પછીના ભવમા પર્યાપ્ત ભૂમિકાય, અપ્કાય કે વનસ્પતિકાય, પંચેન્દ્રિય તિર્યંગ્ કે મનુષ્ય-યોનિમા અવતરાય એવા કર્મ બાંધે છે, ઉત્તથી ૮મા સ્વર્ગના દેવ પંચેન્દ્રિય તિર્યંગ્ કે મનુષ્ય-યોનિમા અવતરાય એવા અને ત્યારપછીના સ્વર્ગના દેવ માત્ર મનુષ્યયોનિમા અવતરાય એવા કર્મ બાંધે છે

વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાચ અનુત્તર સ્વર્ગમા બધા દેવોને સમ્યગ્જ્ઞાન હોય છે અને તે સૌ ચોથા ગુણસ્થાન ઉપર હોય છે પહેલા ચારમાના દેવને હજી બે વાર અવતરવુ પડશે, પાચમાને હજી એકવાર જન્મવુ પડશે, ને પછી તેમને મોક્ષ પ્રાપ્ત થશે

## સિદ્ધોનુ ધામ.

સર્વાર્થસિદ્ધ સ્વર્ગની ઉપર ૧૨ યોજને ઇષત્પ્રાગ્ભાર પૃથ્વી છે

---

* ગ્રૈવેયક સ્વર્ગનુ એ નામ એટલા માટે પડેલુ છે કે એ સ્થાન લોકપુરુષના ગ્રીવા ( ગરદન ) રૂપ છે

એ ઉઘાડેલી છત્રીના ઘાટની છે ને વચ્ચે ८ જોજન જાડી છે એ મોતી કે દૂધ કરતા વધારે સફેદ, સુવર્ણ કરતા વધારે પ્રકાશિત અને સ્ફટિક કરતા વધારે શુદ્ધ છે અલોકથી એ શિલા એક જોજન નીચે છે આ યોજનના સૌથી ઉપરના ભાગમા સિદ્ધો શાશ્વત કાળ સુધી વસે છે અને ત્યા સસારબધથી મુક્ત થઈ એ મુક્તિનુ અનન્ત, અનુપમ, અવિનશ્વર સુખ ભોગવે છે

---

## ઇતિહાસ અને સન્તચરિત.

### ભૂમિકા.

### સર્પિણી અને યુગ ( આર )

જગત નિત્ય છે અને એકદરે સ્થાયી છે વિશ્વના મોટા ભાગમા નાના નાના ફેરફાર થતા છતા સર્વ સાધારણ સ્થિતિ કાયમ પ્રવર્તે છે મનુષ્યલોકના કેટલાક ભાગમા નિયમિત રીતે નિરન્તર ચઢતા ઉતરતા જુગ પ્રવર્તે છે અને તેમા દેશના હવા પાણી ને વનસ્પતિ, શરીર પરિમાણ, આયુ અને લોકની પ્રકૃતિમા સારો નરસો ફેરફાર થયા કર છે

જૈનો માને છે કે અનાદિ કાળથી અનત કાળ સુધી એક મેકની પછી આવતા કાળના બે ભાગ પ્રવર્ત્યે જાય છે એક ચઢતો તે उत्सर्पिणी અને બીજો ઉતરતો તે अवसर्पिणी ઉત્સર્પિણીના આરમ્ભે સ્થિતિ મનુષ્યજગતમા અશુભતમ હોય છે, પણ ધીરે ધીરે શુભ થતી જાય છે અને અન્તે બને તેટલી શુભ સ્થિતિ થાય છે અને ત્યારપછી અવસર્પિણી બેસે છે બની શકે એટલી શુભ સ્થિતિએ તે શરૂ થાય છે પણ ધીરેધીરે અશુભ થતી જાય છે અને અન્તે બની શકે એટલી અશુભ સ્થિતિ થાય છે એકેકી સર્પિણી ૧૦-૧૦ કોટાકોટિ સાગરોપમ સુધી પ્રવર્તે છે

પ્રત્યેક સર્પિણીના ૬ યુગ હોય છે, અને એની સ્થિતિ નિશ્ચિત કાળની હોય છે એમા જે પ્રકારની ગુણસ્થિતિ પ્રવર્તે છે,

તે ઉપરથી એમના નામ પડેલા છે શુભ યુગને સુષમા કહે છે, અશુભને દુ ષમા કહે છે બીજા ચાર યુગના નામ તેમના ગુણ પ્રમાણે એ બે શબ્દોના સમાસથી બનાવેલા છે એ બધાની હકીકત નીચે આપેલી છે

## અવસર્પિણી.

૧ સુષમસુષમા શુભતમ યુગ છે અને ૪ કોટિકોટિ સાગરોપમ સુધી પ્રવર્તે છે

૨ સુષમા શુભ „ ૩ „

૩ સુષમદુ ષમા શુભાશુભ યુગ છે અને ૨ કોટિકોટિ સાગરોપમ સુધી પ્રવર્તે છે

૪ દુ ષમસુષમા અશુભશુભ „ ૧ કોટિકોટિ સાગરોપમમા ૪૨૦૦૦ વર્ષ ઓછા એટલુ પ્રવર્તે છે

૫ દુ ષમા અશુભ યુગ ૨૧૦૦૦ વર્ષ સુધી પ્રવર્તે છે

૬ દુ ષમદુ ષમા અશુભતમ યુગ „

## ઉત્સર્પિણી.

૧ દુ ષમદુ ષમા અશુભતમ યુગ છે અને ૨૧૦૦૦ વર્ષ સુધી પ્રવર્તે છે

૨ દુ ષમા અશુભ „ „

૩ દુ ષમસુષમા અશુભશુભ યુગ છે અને ૧ કોટિકોટિ સાગરોપમમા ૪૨૦૦૦ વર્ષ ઓછા એટલુ પ્રવર્તે છે

૪ સુષમાદુ ષમા શુભાશુભ યુગ છે અને ૨ કોટિકોટિ સાગરોપમ સુધી પ્રવર્તે છે

૫ સુષમા શુભ „ ૩ „

૬ સુષમસુષમા શુભતમ „ ૪ „

અવસર્પિણી અને ઉત્સર્પિણી એકવારના પરિક્રમણે એક કાલચક્ર થાય છે સાર્પિણીના ૬ યુગમાના પ્રત્યેકને આર કહે છે ૩૮ કાળચક્ર વિનાઆદિએ, વિનાઅન્તે એકને એક જ રીતે નિરન્તર ફર્યા જાય છે, અવસર્પિણી પછી ઉત્સર્પિણી અને ઉત્સર્પિણી પછી અવસર્પિણી આવ્યે જ જાય છે

મનુષ્યલોકનો ઇતિહાસ તે એ કાળચક્રના* પરિક્રમણનો ઇતિહાસ છે પૃથ્વી ઉપર વિવધ આરમા શુ બન્યુ અને તે પૂર્વે શુ બન્યુ હતુ એનુ વર્ણન જૈન દાર્શનિકો આપે છે, વળી હવે કાળચક્ર ફરશે ત્યારે શુ બનશે, આપણે વર્તમાનમા દુષમામા છીએ એ આરમા હવે શુ અશુભ બનવાનુ છે, ત્યારપછી નામા શુ અશુભતમ બનવાનુ છે અને ફરી પ્રવર્તતી ઉત્સર્પિણીમા ધીરે ધીરે શુ શુભ બનતુ જવાનુ છે એ સૌ હકીકતો પોતાના સર્વજ્ઞ ગુરૂની સહાયતાએ વર્ણવે છે

જૈન ગ્રન્થોમા બીજા આર વિષે સક્ષિપ્ત જ વર્ણન છે, કારણ કે તેમા મનુષ્યોની સર્વ સામાન્ય સ્થિતિ હોય છે, પણ સુષમદુષમા ને દુષમસુષમા એ બે આરનુ વર્ણન સવિસ્તર છે આ બે આરમા નિયમિત રીતે ૬૩ શલાકા પુરૂષ થાય છે અને જૈનોના જગ હિતિહાસમા એ મધ્યબિન્દુએ છે ૨૪ तीर्थंकर, ૧૨ चक्रवर्ती, અને ૨૭ વીર ( ૯ बलदेव, ૯ वासुदेव અને ૯ प्रतिवासुदेव ) એ રીતે ૬૩ શલાકા પુરૂષ છે પ્રત્યેક સુષમદુષમામા એકેક તીર્થંકર અને એકેક ચક્રવર્તી થાય છે, બીજા બધા તીર્થંકર, ચક્રવર્તી અને વીર દુષમસુષમામા થાય છે અને બને સપિણીમા એમ બને છે*

---

* આગળ જણાવી ગયા છીએ કે આ કાળચક્રનુ પરિક્રમણ મધ્ય લોકના ભરત ને ઐરવત ક્ષેત્રમા જ પ્રવર્તે છે બીજા ક્ષેત્રોમા તો અમુક આર સ્થાયીભાવે પ્રવર્તે છે બને કુરુમા નિરન્તર સુષમસુષમા, હરિવાસમા અને રમ્યકવાસમા સુષમા, હૈમવતમાં અને હૈરણ્યવતમા સુષમદુષમા, વિદેહમા અને અતરદ્વીપોમા દુષમસુષમા પ્રવર્તે છે ૩૯

* બીજા વળી કેટલાક પુરૂષોને શલાકા તરીકે ગણાવ્યા છે, તે રીતે તો એમની સખ્યા એથી યે વધી જાય એવા વધારેના શલાકાપુરૂષો આ પ્રમાણે

આ પાચેય વર્ગના શલાકા પુરુષોના જીવનચરિત એકમેક નાની સાથે મોટે ભાગે મળતા આવે છે એમના ગુણ એકસરખા છે ને જીવનના મહત્ત્વના પ્રસગો પણ એકમેકની સાથે એકસરખા હોય છે ત્યારે જૈનોના જગદ્ઇતિહાસમા પ્રવેશ કરીએ તે પૂર્વે આ શલાકા પુરુષના ઇતિહાસની સ્થિતિ સક્ષેપમા જોઇ જઇએ

## ૬૩ શલાકાપુરુષ.

## ૨૪ તીર્થંકર.

તીર્થંકરો એ જૈનોના પયગમ્બરો છે એ ધાર્મિક મૂળતત્ત્વો પ્રકટ કરે છે અને પોતાના ઉપદેશ અને આચાર દ્વારા પોતાના અનુયાયીઓને મોક્ષ અપાવે છે તીર્થંકર ( તીર્થંકર ) શબ્દનો અર્થ યૂરોપમા એવો લેવાય છે કે 'તારક, માર્ગદર્શક' એટલે સસારસાગરમા જે માર્ગે થઇને ભક્તજન નિર્ભયતાએ જઇ શકે અને બધા દુખને ડુબાવીને નિર્વાણ પામી શકે એવો માર્ગ દેખાડનાર અથવા કાઢી આપનાર પણ જૈનો એ શબ્દનો એવો અર્થ લે છે કે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર જૈનતીર્થને અસ્તિમા લાવનાર પુરુષ તીર્થંકર શબ્દને બદલે બીજા પણ કેટલાક શબ્દ વપરાય છે એ જિન એટલે જીતનાર કહેવાય છે, કારણ કે સસાર પ્રત્યેના રાગદ્વેષને જીતીને મુક્ત થયા છે* અર્હત એટલે પૂજા યોગ્ય કહેવાય છે, કારણ કે એમના

---

૭—९ नारद, ११ रुद्र. અમે એ વિષે અહીં કશુ વધારે લખીશુ નહિ, કારણ કે એમનુ મહત્ત્વ ૬૩ શલાકાપુરુષ કરતા બહુ ઓછુ છે ને જૈન ગ્રન્થોમા પણ એમનુ વર્ણન બહુ ઓછુ છે ४० તીર્થંકરોના ૨૪ પિતા તેમજ ૭ ( १४ ) કુલકર પણ શલાકાપુરુષ જેવા ગણાય છે, એમને વિષે યોગ્ય સ્થાને સક્ષેપમાં વર્ણન આવશે.

* જિન શબ્દ તીર્થંકરને માટે જ વપરાય છે એમ નથી જેને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે એવા સૌ મુક્ત થનાર પુરુષોને માટે પણ વપરાય છે જેમકે શ્રવણ બેલગોલાના લેખમા બાહુબલિને જિન શબ્દે જ ઓળખાવ્યા છે ને ગન્ધર્વ પણ જિન કહેવાય છે, સામાન્ય જિનથી જુદા પાડવાને તીર્થંકરને જિનેશ્વર કહે છે

જીવનના ( ગર્ભ, જન્મ, દીક્ષા, જ્ઞાનપ્રાપ્તિ અને નિર્વાણ ) પાચ મહાપ્રસગોએ ઇન્દ્ર અને દેવો એમની પૂજા કરે છે

જીવ જ્યારે પોતાના સત્કર્મથી તીર્થંકર થવાને યોગ્ય થાય છે અને તીર્થંકર નામકર્મ (પૃ ૧૬૮) બાધે છે ત્યારે તીર્થંકર પદને પ્રાપ્ત કરે છે તીર્થંકર નામકર્મ બધાવાને માટે મુખ્યત્વે કરીને નીચેના કર્ત્તવ્યો જોઇએ છે " જ્ઞાનની પરિપૂર્ણતા, ભવ્યતા પ્રાપ્તિ, વ્રતનુ સમ્પૂર્ણ પરિપાલન, ભસારદુખનો નાશ, યથા શક્તિ દાન, તપ, સઘની અને સાધુઓની સેવા, અર્હંત, ગુરૂ, જ્ઞાની અને ધર્મ પ્રત્યે સ્નેહ, આવશ્યકનુ પાલન, ધર્મમાર્ગ પ્રત્યે માનવૃત્તિ તેમજ સત્યધર્મના જ્ઞાતાઓ પ્રત્યે પૂજ્યભાવ " ૪૧

પ્રત્યેક તીર્થંકર જગત્પ્રકાશક થાય તે પૂર્વે એમણે વિવિધ યોનિમા અનેક ભવ લેવા પડે, અને ત્યારપછી છેવટે એ પદ પ્રાપ્ત કરે. આ વિવિધ પૂર્વભવના ઇતિહાસ વર્ણવવામા જૈન ગ્રન્થોએ ખૂબ રસ લીધો છે ×જીવ જ્યારે તીર્થંકર પદ પ્રાપ્ત કરવાનો હોય ત્યારે તે પૂર્વે દેવલોકમા અવતરે, ત્યા બહુ લાબા કાળ સુધી સ્વર્ગીય વિલાસ ભોગવે, પછી પૃથ્વી ઉપર સુવર્ણમય મોતી જડયા મહેલમા રાણીને પેટે અવતરે

બધા તીર્થંકરો જગતમા રાજવશમા અવતરે છે આ સર્પિણીના ૨ તીર્થંકર ( ૨૦ મા ને ૨૨ મા ) હરિવશમા અવતર્યા હતા, બીજા બધા ઇક્ષ્વાકુવશમા અવતર્યા હતા

તીર્થંકરના જન્મ પૂર્વે માતા ૧૪ ( ૧૬* ) સ્વપ્ન જુએ છે એ સ્વપ્ન આ પ્રમાણે છે ૧ મેઘ જેવી ગર્જના કરનારો સફેદ હાથી,

---

× પાર્શ્વ અને મહાવીર એ બે સૌથી પ્રખ્યાત તીર્થંકરના પૂર્વભવ નો ઇતિહાસ યથાયોગ્ય સ્થાને આપીશુ બીજા તીર્થંકરોના ઇતિહાસ પણ તેજ પ્રમાણેના છે

* શ્વેતામ્બરો ૧૪ સ્વપ્ન માને છે, દિગમ્બરો ૧૬ માને છે આ વર્ણનમા દિગમ્બરોનો મત શ્વેતામ્બરોથી જ્યા જુદો પડયો છે, ત્યા કોસમા બતાવેલો છે

૨ અદ્દિક વૃષભ, ૩ સદ્દિક સિંહ, ૪ હિમવાન્ ઉપરના પદ્મ ઉપર વિરાજતી સુન્દર શ્રીદેવી, ૫ સુગન્ધિત પુષ્પોની એક (બે) માળા, ૬ શ્વેત પ્રકાશવાળો ચન્દ્ર, ૭ રક્ત પ્રકાશવાળો સૂર્ય, ૮ મયૂર પિચ્છથી શોભતો, સુવર્ણદણ્ડવાળો ધ્વજ ( બે મત્સ્ય ), ૯ શુદ્ધજળે ભર્યો એક (બે) સુવર્ણકળશ ૧૦ હંસે, મત્સ્યે અને બીજા જળચરે સુશોભિત પદ્મ સરોવર, ૧૧ ફેણભર્યા તરંગોવાળો સમુદ્ર, ( ૧૨ મણિરત્નમય આસન, ) ૧૨ (૧૩) ગન્ધર્વ વાદ્ય વગાડે છે જેના ઉપર એવું વિમાન, ( ૧૪ અસુર ભવન, ) ૧૩ ( ૧૫ ) મેરૂપર્વત જેટલો ઉંચો રત્નરાશિ ૧૪ ( ૧૬ ) શ્વેત શિખાવાળો અગ્નિ

રાણીએ સ્વપ્નમા જે જોયુ હોય છે તે તુરત જ પોતાના સ્વામીને કહે છે સ્વામી સ્વપ્નનુ માહાત્મ્ય તુરત સમજી જાય છે શુભ સ્વપ્નોનુ ફળ બીજા સ્વપ્નોથી નાશ ન પામે એટલા માટે રાણી બાકીની રાત્રિ ધર્મ સબધી વિચારણામા જાગતી રહે છે બીજે દિવસે સવારમા બોલાવેલા સ્વપ્નપાઠકો ૩૦ મહા સ્વપ્નોમાથી કયા સ્વપ્નો આવે તો તીર્થંકરનો જન્મ થાય એ વિષે વિવેચન કરે છે અને તીર્થંકરપદ પ્રાપ્ત કરનાર પુત્રનો જન્મ રાણીને પેટે થશે એવી ભવિષ્યવાણી ભાખે છે

રાણીના ગર્ભકાળમા કશા અકસ્માત્ નડતા નથી, માતાના ગર્ભમા પણ તીર્થંકર આનદ કરે છે, એ કાળમા જે પ્રસગો બને છે ( ગર્ભિણીને જે દોહદ થાય છે ) તે ઉપરથી નવા જન્મ નાર બાળકનુ નામ પાડવાનુ વડીલોને સૂચિત થાય છે

૯ માસ પૂરા થયા પછી કઈક સમયે શુભ ગ્રહનક્ષત્રમા રાજકુમાર અવતરે છે એ પ્રસગે સમસ્ત વિશ્વમા પ્રકાશ થાય છે દેવો પોતાને આસનેથી ખસી પડે છે ને એ બાળકની પૂજાભક્તિ કરવાને દોડી આવે છે. પ્રથમ દિશાકુમારિકાઓ ( દેવીઓ ) આવે છે તેઓ એના ગુણ કીર્તન કરે છે, વાયુ સુગન્ધિત કરી મૂકે છે અને અનેક રીતે બાળકની પૂજા કરે છે, કેટલીક માતાને અને પુત્રને શય્યામા સુવાડે છે, બીજી નાળ વધેરે છે, એને મણિમય ખાડામા પધરાવે છે, તેના ઉપર માટી નાખી પુષ્પ

વાવે છે, વળી ઈંદ્રો મેરૂપર્વત પર લઇ જઇ તીર્થંકરને નવરાવે છે, પ્રભાતે રાજા મોટો મહોત્સવ કરે છે, તેમા પ્રજાજન ભાગ લે છે, રાજા મોટા દાન દે છે અને કેદીઓને છોડી દે છે દેવો અને મનુષ્યો જ નહિ, પણ જીવ માત્ર જિનજન્મથી આનન્દ પામે છે, એટલે સુધી કે નારકી જીવોને પણ એક ક્ષણ સુધી શાતા થાય છે અને તેમના દુ ખ કઇક ઓછા થાય છે

પછી રાજકુમાર મોટો થાય છે ને તેના પદને શોભે એવી રીતે એનુ લાલન પાલન થાય છે ધવરાવવાને, નવરાવવાને, શીખવવાને, રમાડવાને, તેડવાને એમ પાચ પ્રકારે ઉછેરવાને માટે પાચ દાસીઓ રાખવામા આવે છે કુમાર જ્યારે ભૂખ્યો થાય છે, ત્યારે ઇન્દ્રે એના અગુઠામા મૂકેલુ અમૃત ચૂસે છે, સ્તનપાન કરતો નથી કુમાર જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ એ સુન્દર ને જ્ઞાની થતો જાય છે, પોતાની અસાધારણ શક્તિના પ્રમાણ અદ્ભુત આશ્ચર્યોવડે બાળપણથી જ આપતો જાય છે

એને બધી કળાઓનુ અને જ્ઞાનનુ શિક્ષણ આપવામા આવે છે, કુમાર ધીરેધીરે યુવાન થાય છે અને સારી રીતે બધા વિલાસ ભોગવે છે અન્તે ખુબ ઠાઠમાઠથી સુન્દર રાજકુમારી સાથે લગ્ન કરે છે ને પુત્રનો પિતા બને છે કેટલાક તીર્થંકરો પોતાના પિતાના સસારત્યાગ પછી રાજ્ય પણ કરે છે

ગમે એટલો ભપકો, ગમે એટલી મત્તા જુવાન રાજકુમારને ભૌતિક વિલાસોની નિરર્થકતા અને ભૌતિક ગડમથલની અનર્થકતા વિષે છેતરી શકતી નથી સસાર તજવાની એને ધીરેધીરે ઇચ્છા થાય છે અમુક અસાધારણ પ્રસગને કારણે ( પાર્શ્વનાથને પોતાના પૂર્વતીર્થંકરની પ્રતિમા દેખાઇ હતી તે કારણે ) એ ઇચ્છા નિર્ણયાત્મક થાય છે લોકાતિક દેવો એમની એ ઇચ્છાને દૃઢ કરે છે અને એમને ભાવી જગતારક માની એમની સ્તુતિ કરે છે એક વર્ષ સુધી પોતાના ધનભડારમાથી મોટા મોટા દાન કરે છે પછી જ્યારે દીક્ષાનુ મહાપર્વ આવે છે ત્યારે શક્ર અને બીજા દેવો એ મહોત્સવને અનુકૂળ એમને શણગારે છે અને સુન્દર શિબિકામા

બેસાડીને લોકના મહાનન્દ વચ્ચે એમને વનમા લઇ જાય છે અહીં એ પોતાના સૌ આભૂષણુ ઉતારી દે છે અને પચમુષ્ટિ લોચ કરે છે એટલે કે પાચ મુઠીથી પોતાના કેશ ઉતારી કાઢે છે ઇન્દ્ર એ કેશ એક પાત્રમા એકઠા કરી લે છે અને તેને ક્ષીરસમુદ્રમા પધરાવે છે

સમ્યક્ ચારિત્રને હેતુએ તીર્થંકર હવે પોતાના શરીરની અવગણના કરે છે, પોતાના દિવસો ધ્યાનમા ગાળે છે, ઉપવાસ કરે છે અને બીજો તપ આચરે છે ક્યાય લાબો સમય ઠરીને રહેતા નથી, સ્થાનસ્થાનાન્તરે પરિક્રમણ–વિહાર કર્યા કરે છે એમના જીવનની વિશુદ્ધિ ૨૧ પ્રકારે પ્રમાણિત થાય છે [1]જેમ તાબાના વાસણુ ( કે કમળપત્ર ) ઉપર જળ રહેતુ નથી, જેમ છીપોલીને મેશ ચોટતી નથી તેમ તીર્થંકરને અશુભકર્મ ચોટતા નથી, [2]જીવની પેઠે એમની ગતિ અસ્ખલિત હોય છે, [3]આકાશની પેઠે નિરાશ્રય હોય છે [4]વાયુની પેઠે એ અપ્રતિબન્દ્ધ હોય છે, [5]શરદ્ ઋતુના જળની ( કે ચન્દ્રની ) પેઠે એમનુ હ્રદય સ્વચ્છ હોય છે, [6]કમળ પત્રની પેઠે કશાથી એ મલિન થતા નથી, કાચબો જેમ પોતાના અગોને, તેમ એ પોતાની ઇન્દ્રિયોને ગોપવી રાખે છે, [7]ગેડાના શીંગડાની પેઠે એ એકલા વિચરે છે, [8]પક્ષીની પેઠે મુક્ત હોય છે, [10]ભારુણ્ડ પક્ષીની પેઠે પ્રમાદરહિત હોય છે, [11]હાથીની જેવા પરાક્રમી હોય છે, [12]વૃષભના જેવા પ્રચડ હોય છે, [13]સિંહના જેવા અપરાજિત હોય છે, [14]મન્દર પર્વતના જેવા અવિચળ હોય છે, [15]સમુદ્રના જેવા ગભીર હોય છે, [16]ચન્દ્રના જેવા સૌમ્ય–શાન્ત હોય છે, [17]સૂર્યના જેવા પ્રચણ્ડ તેજવાળા હોય છે, [18]સુવર્ણ જેવા શુદ્ધ હોય છે, [19]પૃથ્વીના જેવા સહિષ્ણુ હોય છે, [20]અને અગ્નિની પેઠે પ્રકાશ આપનારા હોય છે [42]

જગત્ અને એના સુખ પ્રત્યે ઉદાસીન રહીને પોતાના સર્વ કર્મમાથી મુક્ત થવાનો ત્યારપછી તીર્થંકર પ્રયાસ કરે છે, તેમને જન્મથી ત્રણુ પ્રકારના જ્ઞાન તો મળેલા હોય છે જ, પણુ હવે ચોથુ જ્ઞાન–મન પર્યાય જ્ઞાન–બીજાના વિચારો જાણી લેવાનુ જ્ઞાન–પ્રાપ્ત કરે છે અન્તે કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે ને ત્યારે એ કેવલી

થાય છે પછી દેવો એમની પૂજા કરવા દોડી આવે છે અને પ્રથમ એમને એ ધર્મનો ઉપદેશ આપે છે ત્યારપછી સર્વ જીવોને ધર્મનો ઉપદેશ આપવા એ નીકળે છે (વચરે છે)

તીર્થંકર સાધારણ રીતે ભવ્ય समवसरणमा (સભા મડપમા) બેસીને ઉપદેશ આપે છે એ સમવસરણ દેવો મહાસમારમ્ભે એમને માટે ખાસ વિકુર્વે છે એ હેતુએ વાયુકુમાર એક યોજન ધરાતળ સ્વચ્છ કરે છે, મેઘકુમાર એના ઉપર સારી રીતે છટકાવ કરે છે, વ્યન્તરો એના ઉપર ફુલ અને મણિ વેરે છે પછી દેવો એના ઉપર મડપ બાધે છે, એ મડપ ગોળ કે ચોરસ હોય છે એમા ત્રણ ભીંતો બાધેલી હોય છે પહેલી એટલે સૌથી અન્દરની વૈમાનિકો રત્નમણિએ બાધે છે, બીજી એટલે વચલી જ્યોતિષ્કો સુવર્ણે બાધે છે અને ત્રીજી એટલે સૌથી બહારની ભવનપતિઓ રૂપે બાધે છે દરેક ભીંતને મોતીએ શણગારેલા ચાર ચાર દ્વાર હોય છે વ્યન્તરોએ બાધેલી મધ્યમણિપીઠ ઉપર એક ચૈત્યવૃક્ષ હોય છે અને તેની નીચે વ્યાસપીઠ હોય છે, તે રત્નની હોય છે આના ઉપર ચાર બાજુએ ચાર સિહાસન ગોઠવેલા હોય છે દરેક ઉપર ત્રણ છત્ર ધરેલા હોય છે, તેમની ચારે બાજુએ બે બે યક્ષ ચામર લઈને ઉભા રહેલા હોય છે અને તેમની સામે સુવર્ણપદ્મ ઉપર સ્ફટિકમય ધર્મચક્ર આવી રહેલુ હોય છે પછી પૂર્વ દિશાએથી તીર્થંકર સમવસરણમા પ્રવેશ કરે છે અને પૂર્વાભિમૂખે પૂર્વભણીના સિહાસને બિરાજે છે બીજા ત્રણ સિહાસનો ઉપર તે જ સમયે તીર્થંકરની પ્રતિમૂર્તિ દેખાય છે અને તેથી એ બધી દિશા તરફ એક જ સમયે નિહાળતા જણાય છે ચારે બાજુએ નિયત કરેલે સ્થાને સમવસરણમા લોક બેઠા કે ઉભા હોય છે ભવનપતિઓની, વ્યન્તરોની, જ્યોતિષ્કોની અને વૈમાનિકોની સ્ત્રીઓ તથા સાધ્વીઓ ઉભી હોય છે, એ ચાર પ્રકારના દેવ, સાધુઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ બેઠા હોય છે એ બાર પ્રકારના સભાજનોને પછી તીર્થંકર ઉપદેશ આપે છે મધ્યસભામા (બીજા ગઢમા) તિર્યંચ ઉભા હોય છે અને બાહ્યસભામા (ત્રીજા ગઢમા) અનુચરો (પાર્શ્વદો) ને વાહનો હોય છે ચાર પ્રકારના દેવ દ્વાર ઉપર ચોકી કરે છે[43]

ધર્મનો પ્રચાર કરવાને તીર્થંકર વિહાર કરે છે જ્યા જ્યા એ વિચરે છે, ત્યા ત્યા સૌ લોક એમની સમીપ, એમનો બોધ સાભળવા દોડી આવે છે, કારણ કે એ લોકની ભાષા ગમે તે હોય, પણ તીર્થંકરના શબ્દો બધા સમજી શકે છે

પછીની કલ્પના પ્રમાણે તીર્થંકર લૌકિક પ્રકારની નહિ, પણ અલૌકિક પ્રકારની ભાષાએ–અનક્ષરી ભાષાએ બોલે છે એ પોતાના વિચાર અમુક પ્રકારે ગુપ્ત માર્ગે પ્રેરે છે અને એમના શ્રોતા ઉપર એની બરાબર અસર થાય છે, એક ગણધર પછી એ વિચારને લોકભાષામા બોલે છે અને પછીથી એ સૌ એ લોકભાષામા ઉતારી લેવાય છે

તીર્થંકરોના ઉપદેશને પરિણામે હજારો લોક તેમનો મત સ્વીકારે છે અસખ્ય પુરુષો અને સ્ત્રીઓ શ્રાવક અને શ્રાવિકા થઇને તેમના ધર્મને પાળે છે, અને અનેક લોક ગૃહ તજી નિગૃહી થાય છે એટલે કે પોતાના જીવનમા ધાર્મિક આચાર આચરવા સાધુ અને સાધ્વી થાય છે

પ્રત્યેક તીર્થંકરને ૩૪ અતિશય હોય છે જૈનદર્શનમા આનુ વિગતવાર વર્ણન આપેલુ છે[૪૪]

૪ અતિશય જન્મથી હોય છે–૧ એમનો દેહ અદ્ભુત સ્વરૂપવાન્ અને અદ્ભુત સુગન્ધવાન્ હોય છે, વ્યાધિ, પ્રસ્વેદ અને મળથી રહિત હોય છે ૨ એમનો શ્વાસ કમળના જેવો સુગન્ધ વાન્ હોય છે ૩ એમનુ રૂધિર ગાયના તાજા દૂધ જેવુ શ્વેત હોય છે, માસમા માસનો દુર્ગન્ધ નથી હોતો ૪ એમની આહાર અને મળ–ક્રિયા ચર્મચક્ષુથી જોઇ શકાતી નથી*

---

* આ મત શ્વેતામ્બરનો છે દિગમ્બરો માને છે કે કેવલી આહાર જ કરતા નથી, કારણ કે જો કરે તો એમને ક્ષુધા હોવી જોઇએ, પણ ક્ષુધા કદી તૃપ્ત થઇ શકતી નથી અને તેથી નવીન કર્મનુ કારણ બને છે શ્વેતામ્બરો કહે છે કે શરીર રાખવાને જ એ આહાર કરે છે ને બીજા પ્રાણીઓથી તે જુદા પ્રકારનો હોય છે.[૪૫]

૧૧ અતિશય ઘાતિકર્મનો ક્ષય થયે પ્રાપ્ત થાય છે –૧સમવસરણની ભૂમિ એક જ યોજનના વિસ્તારની હોય છે, છતા તેમા કોટિ કોટિ દેવ, મનુષ્ય અને તિર્યંચ ( એમની શક્તિથી ) સમાઇ શકે છે ૨ એમની વાણી એક યોજન સુધી સભળાય છે અને દેવ, મનુષ્ય અને તિર્યંચ સ્વભાષામા સમજે છે ૩ એમના મસ્તકની આસપાસ સૂર્યકાન્તિ સમાન ભામણ્ડલ પ્રકાશી રહે છે, ૪ એમની આસપાસ ૨૫ યોજન સુધી કોઇ રોગ, ૫ વૈરભાવ, ૬ તીડ વગેરે જન્તુ, ૭ રોગોત્પત્તિ, ૮ અતિવૃષ્ટિ, ૯ અનાવૃષ્ટિ, ૧૦ દુષ્કાળ પ્રવતતો નથી અને ૧૧ પરાયા કે પોતાના રાજ્ય તરફથી કશો ઉપદ્રવ થતો નથી

૧૯ અતિશય દેવજનિત હોય છે –૧ તીર્થંકરની સાથે આકાશમા ધર્મચક્ર, ૨ બે ચામર, ૩ પાદપીઠ સમેત સિહાસન, ૪ ત્રણ છત્ર અને ૫ રત્નમય ધ્વજ ચાલે છે, ૬ દેવ સુવર્ણકમળો રચીને એમના પગ નીચે મૂકે છે, ૭ સમવસરણના ત્રણ ગઢ કરે છે, ૮ ચારે દિશામા એમની મૂર્તિ દેખાય છે, ૯ એમની ઉપર અશોકવૃક્ષ હોય છે, ૧૦ કાટા અધોમુખ થઇ જાય છે, જેથી કોઇને વાગે નહિ ૧૧ વૃક્ષો એમને પ્રણામ કરે છે, ( નમે છે ) ૧૨ આકાશમા દેવદુન્દુભી વાગે છે, ૧૩ એમની આસપાસ શીતળ વાયુ વાય છે, ૧૪ પક્ષીગણ ( શુભ શકુનને માટે ) તેમનાથી જમણા ઉડે છે, ૧૫ ગ ધોદકની વૃષ્ટિ થાય છે, ૧૬ પચરગી પુષ્પની વૃષ્ટિ થાય છે, ૧૭ એમના કેશ અને નખ વધતા નથી, ૧૮ ચારે નિકાયના મળી એક કોટિ દેવ તેમની સેવામા રહે છે, ૧૯ એમની આસપાસ સદા વસન્તઋતુ વર્તે છે*

તીર્થંકરના વચનના ૩૫ અતિશય નીચે પ્રમાણે છે—૧ सस्कारवत्व શુદ્ધિ ૨ औदात्य ઉચ્ચતા, ૩ अग्राम्यत्व ભવ્યતા, ૪ मेघगम्भीरघोषत्व, મેઘગર્જના જેવો શબ્દ, ૫ प्रतिनादविधायिता સામે શબ્દ થાય તે, ૬ दाक्षिणात्य સ્પષ્ટતા, ૭ उपनीतरागत्व રાગની

---

૧ અશોકવૃક્ષ, પુષ્પવૃષ્ટિ દેવદુન્દુભી, ચામર, સિહાસન, છત્ર ધ્વજ, સુવર્ણકમળ—એ સદા તીર્થંકરની સાથે રહે છે તે ૮ प्रतिहार्य કહેવાય છે *કોઇ જગ્યાએ આમા નામાતર જણાય છે

સમતા, ૮ महार्यता અર્થની ગભીરતા, ૯ अव्याहतत्व અવિરોધ, ૧૦ शिष्टत्व શ્રેષ્ઠતા, ૧૧ संशयाभाव સશયનો અભાવ, ૧૨ निराकृतान्योत्तरत्व પ્રતિષેધનો અભાવ, ૧૩ हृदयंगमता હૃદયમા ઉતરી જાય એવી ક્ષમતા, ૧૪ मिथ साकांक्षता ન્યાયપુરસરતા, ૧૫ प्रस्तावौचित्य દેશકાળયુક્ત, ૧૬ तत्वनिष्ठता, તત્ત્વયુક્ત ૧૭ अप्रकीर्णप्रसृतत्व સમ્બન્ધનો વિસ્તાર અસમ્બન્ધનો ત્યાગ, ૧૮ अस्वश्लाघाऽन्यनिन्दा પોતાની શ્લાઘાનો અને બીજાની નિન્દાનો અભાવ, ૧૯ आभिजात्य પ્રતિપાદ્ય વિષયની ભૂમિકા, ૨૦ अतिस्निग्धमधुरत्व, સ્નેહ અને મધુરતા સહિત, ૨૧ प्रशस्यता પ્રતિપાદ્ય વિષયની શ્લાઘા, ૨૨ अमर्मवेधिता પારકા મર્મ ઉઘાડા ન પાડવા તે, ૨૩ औदार्य, ઉદાર ગુણયુક્ત ૨૪ धर्मार्थप्रतिबद्धता ધર્મ અને અર્થનો સયોગ, ૨૫ कारकाद्यविपर्यय વ્યાકરણની શુદ્ધિ, ૨૬ विभ्रमादिवियुक्तता ભ્રમ વગેરેનો અભાવ, ૨૭ चित्रकृत्व કુતૂહલ, ૨૮ अद्भुतत्व, અનુપમ ૨૯, अनतिविलम्बिता અતિવિલબનો અભાવ, ૩૦ अनेकजातिवैचित्र्य વર્ણનની વિવિધતા, ૩૧ आरोपण विशेषता આરોપણની વિશેષતા, ૩૨ सत्वप्रधानता વચનબળ, ૩૩ वर्णपदवाक्यविविक्तता વર્ણાદિનો વિવેક, ૩૪ अव्युच्छित्ति અખડ વાક્ય પ્રવાહ અને ૩૫ अखेदित્વ શ્રમ રહિતતા

તીર્થંકર નીચેના ૧૮ દોષથી મુક્ત હોય છે –૧ દાન–અન્તરાય, ૨ લાભ–અન્તરાય, ૩ ભોગ–અન્તરાય, ૪ ઉપભોગ–અન્તરાય, ૫ વીર્ય–અન્તરાય, (પૃ ૧૬૭), ૬ હાસ્ય, ૭ રતિ, ૮ અરતિ, ૯ જુગુપ્સા, ૧૦ ભય, ૧૧ કામાભિલાષ, ૧૨ શોક, ૧૩ મિથ્યાત્વ, ૧૪ અજ્ઞાન, ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ અને ૧૮ દ્વેષ

તીર્થંકરમા ૪ અનન્તતા હોય છે –અનન્ત દર્શન, અનન્તજ્ઞાન, અનન્તબળ અને અનન્તસુખ

પ્રત્યેક તીર્થંકરની સેવામા એક યક્ષ અને યક્ષિણી રહે છે તે પ્રભુની ઉપર અત્યત રાગી થયેલા હોય છે

તીર્થંકર અનેક ધર્મભાવના અને ઉત્કૃષ્ટ ચારિત્ર આચરે છે અને તેમના કર્મનો સર્વથા ક્ષય થાય છે ત્યારે એ નિર્વાણ પામવાને યોગ્ય થાય છે, પછી આહારપાન તજી દે છે, સર્વ કર્મના ક્ષય પછી

દેહનુ પૌદ્‌ગલિક આવરણુ તજી દે છે અને અન્તે લોકને શિખર પ્રદેશે ચડી જાય છે નિર્વાણુ પામેલા તીર્થંકરના મૃતદેહને ઇન્દ્ર ક્ષીરસાગરના જળથી સ્નાન કરાવે છે, તેને અગરાગવડે વિલેપન કરે છે, દેવો ચન્દનાદિ કાષ્ટની ચિતા ગોઠવે છે, અગ્નિકુમાર તેમા અગ્નિ પ્રજ્વલિત કરે છે, પછી ચિતાને સ્થાને દેવો મણિમય સ્તૂપ રચે છે

બધા તીર્થંકરોનુ જીવન થોડે ઘણે અશે આ રીતે વ્યતીત થાય છે, તેમના જીવનચરિત એક જ પ્રકારે આલેખાયા છે અનેક જૈનગ્રન્થોમા તો મુખ્ય મુખ્ય વિગતો જ આપેલી છે સામાન્ય રીતે પ્રત્યેક તીર્થંકર માટે આ પ્રમાણેની હકીકત આપેલી હોય છે—પૂર્વભવોનો ઇતિહાસ, કયા સ્વર્ગમાથી ચ્યવીને અવતર્યા તે, તેમના માતાપિતાના નામ અને જન્મસ્થાનનુ નામ, તેમની જન્મકુડળી, દીક્ષા લીધી તે અને કેવલજ્ઞાન પામ્યા તે સ્થાનના નામ, જે વૃક્ષ નીચે કેવલજ્ઞાન પામ્યા તે વૃક્ષનુ નામ, નિર્વાણુ પામ્યા તે સ્થાનનુ નામ, તેમના ચિહ્ન, શરીરનો રગ અને પરિમાણુ, એમના ગણુધરની, સાધુની, સાધ્વીની, શ્રાવકની, શ્રાવિકાની સખ્યા ને એમના મુખ્યના નામ, એમની સેવા કરનાર યક્ષ અને યક્ષિણીના નામ, એમની પહેલાના તીર્થંકર નિર્વાણુ પામ્યા ત્યારથી એમના જન્મસુધીનો અથવા નિર્વાણુ સુધીનો કાળ, અને દરેક સ્થિતિમા કેટલો કાળ રહ્યા ને ક્યારે નિર્વાણુ પામ્યા તે હકીકત

## ૧૭. ચક્રવર્તી

ચક્રવર્તી તે ભરતવર્ષમા અવતરનારા અને તેના છ ખડના રાજા હોય છે તીર્થંકરોની પેઠે એમનુ જીવન પણુ લગભગ એક જ પ્રકારનુ હોય છે પૂર્વભવમા કરેલા પુણ્યકર્મને ફળે અથવા નિદાન એટલે પૂર્વભવમા કરેલા નિયાણાથી જીવ ચક્રવર્તી થાય છે એ ઇક્ષ્વાકુ વિગેરે રાજકુળમા અવતરે છે, પોતાના પ્રતાપનો ને રાજ્યનો વિસ્તાર વધારે છે, બધી કળાઓમા ને જ્ઞાનમા પ્રવીણુ થાય છે ચક્રવર્તી સુન્દર અને બળવાન્ વીર અને વિવેકી હોય છે, એનામા આત્મા અને શરીર સમ્બન્ધે ૩૬ અતિશય[૪૭] હોય છે બધા શત્રુઓને યુદ્ધમા પરાજય આપે

છે, ભન્તખંડની ઉપર વિજય પ્રાપ્ત કરે છે, ત્યારે દેવો આવીને એની સેવા કરે છે, સ્તુતિ કરે છે અને મોટી ધામધુમથી ચક્રવર્તી-પદનો અભિષેક કરે છે એ દીર્ઘકાળ સુધી પ્રતાપશાળી રાજ્ય કરે છે, પૃથ્વી ઉપર પ્રાપ્ત થતી અનેક સ્ત્રીઓનો અને નિધિઓનો ઉપભોગ કરે છે કેટલાક ચક્રવર્તી દીક્ષા લે છે અને તીર્થંકર પણ થાય છે ( આ અવસર્પિણીમા ૧૬ મા, ૧૭ મા અને ૧૮ મા તીર્થંકર ચક્રવર્તી થયા છે ) પ્રાતે નિર્વાણ પામે છે, કેટલાક પોતાના મરણ પછી સ્વર્ગે જાય છે, વળી કેટલાક પોતાના પાપ કર્મને ફળે નરકે પણ જાય છે

ચક્રવર્તીઓની વિશેષતા એમની શક્તિમા, બળમા અને ભૌતિક જીવનની એમની પરિસ્થિતિમા નહિ, પણ જે અદ્ભૂત (૧૪) રત્ન અને અમૂલ્ય (૯) નિધિ એમની પાસે હોય છે તેમા છે

૧૪ રત્ન તે બે પ્રકારના જીવ હોય છે અને તે ચક્રવર્તીની સેવા કરે છે એમાના સાત એકેન્દ્રિય રત્ન હોય છે અને સાત પચેન્દ્રિય રત્ન હોય છે[૪૮]

નીચેના ૭ રત્ન એકેન્દ્રિય છે—

૧ चक्र યુદ્ધ સમયે ચક્રવર્તી આ મણિમય ચક્રને શત્રુ ઉપર ફેંકે છે અવ્યર્થ શક્તિએ શત્રુનુ શિર ઉડાવી દીધા પછી ફેંકનારના હાથમા પાછુ એ ચક્ર આવીને ઉભુ રહે છે કોઇ અમુક કારણથી શત્રુનુ શિર તુરત ન ઉડાવી શકે તો, ચકલીની પાછળ બાજ પડે એમ, એની પાછળ પડે છે અને એનો નાશ કરે ત્યારે જ વિરમે છે

૨ दण्ड પૃથ્વી ઉપર ને પાતાળ સુધી જઇ શકે છે અને એના સ્પર્શથી દુ ખ દૂર થાય છે ને કામના સફળ થાય છે ગુફાના દ્વાર તે ઉઘાડે છે

૩ खड्ग પ્રતિસ્પર્દ્ધીનો નાશ કરે છે

૪ छत्र એ ચક્રવર્તીના પ્રતાપનુ માત્ર ચિન્હ નથી, પણ દૃષ્ટિમાત્રથી શત્રુને સ્તબ્ધ કરી દે છે તાપ, વરસાદ, પવનથી એ રક્ષણ કરે છે, ગ્રીષ્મકાળમા શીત અને શીતળકાળમા ઉષ્ણ છાયા આપે છે

૫ ચર્મ એ ચામડુ અદ્ભુત છે, છેદાતુ નથી કે કપાતુ નથી નદીમા અને સમુદ્રમા એના ઉપર બેસીને તરી જવાય છે અને વળી એના ઉપર સવારે વાવેલુ અનાજ સાજે પાકી તૈયાર થાય છે

૬ મણિ આ મણિનો પ્રકાશ નિત્ય રહ્યા કરે છે એ વિજય અપાવે છે, રોગ ટાળે છે ને અન્ધકારમા સૂર્ય જેવો પ્રકાશ કરે છે

૭ કાકિની પ્રકાશકિરણના સમૂહ જેવુ છે અન્ધારા પ્રદેશમા જવુ હોય ત્યારે ભીંતીપર મ ડળ આળેખીને પ્રકાશ કરવામા, વિષ ઉતારવામા અને એવા પ્રયોગોમા આ રત્ન ચક્રવર્તીને કામ લાગે છે

નીચેના ૭ રત્ન ૫ચેન્દ્રિય છે—

૧ સેનાપતિ ચક્રવર્તીનો વિશ્વાસપાત્ર અને સરળ સેવક છે, પ્રમાદરહિત અને દૂરદર્શી છે, યવનની તથા મ્લેચ્છની ભાષાઓ લખી જાણે છે તથા બોલી જાણે છે, રાજ્યકળા ને જીવનકળામા ચતુર છે, બળવાન યોદ્ધો છે, વ્યુહરચનામા કુશળ હોય છે

૨ ગૃહપતિ રસોડાની, બીજા ખ ડોની, વસ્ત્રોની, અન્નભ ડાર વગેરેની વ્યવસ્થા રાખે છે

૩ વાર્દ્ધકી ઘર, મહેલ અને નગર બાધનાર કુશળ કારીગર છે

૪ પુરોહિત ધાર્મિક ક્રિયાઓ કરાવે છે, જાદુમ ત્ર કરી જાણે છે, કુશળ કવિ પણ છે

૫ ગજ અતુલ બળવાળો હાથી છે

૬ અશ્વ સર્વે શુભ લક્ષણોવાળો સુન્દર ઘોડો છે

૭ સ્ત્રી સુન્દર છે, સદા યુવતી રહે છે, સ્પર્શ કરવે ગ્રીષ્મ કાળમા શીત અને શીતકાળમા ઉષ્ણ છે, એની દૃષ્ટિમાત્રથી એના સ્વામીમા સ ભોગની નવી શક્તિ આવે છે, એના સ્પર્શ-માત્રથી રોગ દૂર થઇ જાય છે

નવ નિધિ પ્રત્યેક ચક્રવર્તી પાસે હોય છે કેટલાકને મતે

૯ વિવિધ વિદ્યાઓના ગ્રન્થ છે ને કેટલાકને મતે એ ૯ મંજુષા છે, તેમા એ ૯ પ્રકારના નિધિ મૂકેલા હોય છે, અને તેનો ઉપયોગ તેના ગ્રન્થમા બતાવેલો છે એ ૯ નિધિના નામ આ પ્રમાણે છે–૧ નૈસર્પ–ઘર, ૨ पाण्डुक ચોખા અને બીજા અન્ન, ૩ पिंगलक આભૂષણ, ૪ सर्वरत्नक ૧૪ રત્ન, ૫ महापद्म અન્ય રત્નો, ૬ काल જ્યોતિર્વિદ્યાનો કાળ નિર્ણય, ૭ महाकाल ધાતુની ને રત્નની ખાણો, ૮ माणवक અસ્ત્ર શસ્ત્ર ને યુદ્ધકળા, અને ૯ शंख કાવ્યકળા, નાટય કળા ને વાદ્યકળા ( આ જૂદી જુદી વસ્તુના આપનાર, બતાવનાર, સમજાવનાર અથવા પૂરી પાડનાર હોય છે )

૯ बलदेव, ९ वासुदेव અને ९ प्रतिवासुदेव

બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ એ ત્રણ વીર છે, એકજ કાળે એ જન્મે છે ને પ્રત્યેક અર્પિણીમા પ્રત્યેક જાતિના વીર નવ નવ થાય છે બળદેવ અને વાસુદેવ ઓરમાન ભાઇ–એક જ રાજાના જુદી જુદી રાણીઓથી થયેલા પુત્રો હોય છે પ્રતિવાસુદેવ એમના પ્રતિસ્પર્દ્ધી હોય છે

બળદેવના ( એમને बलभद्र પણ કહે છે ) શરીરનો રગ શ્વેત ગુદ્ધ હોય છે એ સદા નીલ રગના વસ્ત્ર ધારણ કરે છે અને એમની પતાકામા તાલવૃક્ષનુ ચિહ્ન હોય છે એમના ૪ આયુધ છે ૧ ધનુષ, ૨ ગદા, ૩ મુશલ અને ૪ હળ, દિગમ્બરને મતે ૧ રત્નમાળ, ૨ ગદા, ૩ મુશલ અને ૪ હળ એમનો જન્મ થવાનો હોય છે ત્યારે એમની માતા ચાર સ્વપ્ન જુએ છે

વાસુદેવ ( એમને नारायण કે विष्णु પણ કહે છે ) બળદેવના નાના ભાઇ હોય છે, પણ કથાઓમા ઘણુ કરીને એમનુ મહત્ત્વ બળદેવથી વધારે છે, કારણ કે એ બળદેવ કરતા બમણો બળવાન યોદ્ધો છે, બળદેવ નમ્ર પ્રકૃતિના છે વાસુદેવનો જન્મ થવાનો હોય છે ત્યારે એમની માતા સાત (પાચ) સ્વપ્ન જુએ છે, એથી પણ એમનુ મહત્ત્વ પ્રતિપાદિત થાય છે એમના શરીરનો રગ કૃષ્ણ હોય છે, એમના વસ્ત્ર પીળા રગના હોય છે એમની છાતી ઉપર શ્રીવત્સનુ ચિહ્ન હોય છે, એમને શ્વેત છત્ર અને ચામર હોય છે અને ધ્વજમા

ગરૂડનું ચિન્હ હોય છે એમના ૭ આયુધ છે ૧ પચજન્ય શખ એ શખને એજ વગાડી શકે, ૨ સુદશન ચક્ર, ૩ કૌમોદકી ગદા, ૪ સાઙ્ગ ધનુષ, ૫ નન્દક ખડગ, ૬ વસન્તકુસુમની વનમાલા અને ૭ કૌસ્તુભમણિ દિગમ્બરને મતે ૧ ધનુષ, ૨ શખ, ૩ ચક્ર, ૪ ખડ્ગ, ૫ દડ, ૬ શક્તિ અને ૭ ગદા

પ્રતિવાસુદેવ બળવાન પણ દુષ્ટ રાજા છે એમનો જન્મ થવાનો હોય છે ત્યારે એમની માતા એકથી ચાર સુધી સ્વપ્ન જુએ છે

બળદેવ અને વાસુદેવ ભાઈપણે જ અવતરે છે અને એકમેક ઉપર અત્યત સ્નેહ રાખે છે, એ બન્નેને પ્રતિવાસુદેવ સાથે વૈર ભાવ હોય છે પ્રતિવાસુદેવ ભરતવર્ષનો મોટો ભાગ જીતી લે છે અને અર્ધચક્રવર્તી બનીને પોતાને તાબે થવાનુ વાસુદેવને કહેવરાવે છે આથી અથવા એવીજ બીજી કોઈ માગણીથી વાસુદેવ ક્રોધે ભરાય છે, તેની સાથે યુદ્ધ માડે છે અને અન્તે તેને મારી નાખે છે પ્રતિ વાસુદેવ પોતાના પાપકર્મનુ ફળ ભોગવવા નરકમા પડે છે ત્યાર પછી વાસુદેવ અર્ધ–ચક્રવર્તી બનીને દીર્ઘ કાળ સુધી સુખે રાજ્ય કરે છે અને પોતાની ઘણી સ્ત્રીઓ સાથે બધા ભૌતિક વિલાસ ભોગવે છે અન્તે તે પણ મરણ પામે છે અને યુદ્ધાદિકમા એમણે જે પાપકર્મના બધન બાધેલા હોય છે તેને પરિણામે એ નરકમા પડે છે એમના પવિત્ર ભાઈ બલદેવ, વાસુદેવના મૃત્યુ પછી એટલો ખેદ કરે છે કે તેમને ત્યારપછી સસારમા કશો આનદ લાગતો નથી, તેથી તે દીક્ષા લે છે ને અતે નિર્વાણ પામે છે કે સ્વર્ગે જાય છે

---

ભરતવર્ષનો અને એના શલાકાપુરૂષોનો ઇતિહાસ

## પૂર્વ કથન

કાળચક્ર સમસ્ત મનુષ્ય જગતમા પ્રવર્તે છે જ્યારે સુષમ દુ ષમા અને દુ ષમસુષમા પ્રવર્તે છે ત્યારે ૬૩ શલાકાપુરૂષ જન્મે છે, તેથી આ ઐતિહાસિક મહાપુરૂષોની શ્રેણિ જગતના વિવિધ પ્રદેશોમા સભવે છે જમ્બૂદ્વીપના, ધાતકીખડના અને ½ પુષ્કરદ્વીપના કુલ ૨½ દ્વીપના ૫ ભરતના, ૫ ઐરવતના[૪] અને ૫ મહાવિદેહના

તીર્થંકર વગેરેની યાદી જૈન ગ્રન્થો આપે છે, એ સર્વેના નામ આપે છે, એટલુ જ નહિ પણ ગઈ અવસર્પિણીમા કે ઉત્સર્પિણીમા જે જે થઇ [૫૦]ગયા અને આવતીમા જે થવાના છે તે સૌના પણ નામ આપે છે વિવિધ ક્ષેત્રોમા એક જ કાળે થતા શલાકા પુરૂષોની સખ્યા વિષે કલ્પનાઓ કરવામા આવી છે એ વાત મહત્ત્વની છે કે એક જ કાળે મનુષ્ય લોકના ૨½ દ્વીપમા વધારેમા વધારે ૧૭૦, ઓછામા ઓછા ૨૦ તીર્થંકર થાય છે વધારેમા વધારે આ પ્રમાણે છે—જમ્બૂદ્વીપમાના ૧, ધાતકીખડમાના ૨, અને મનુષ્યવર્તી ½ પુષ્કરખડમાના ૨—એ રીતે ૫ ભરતવર્ષમા એકેક, એટલે એકન્દરે ૫, ભરતવર્ષની પેઠેના ૫ ઐરવતમા એકેક, એટલે એકદરે ૫, તેવીજ રીતના ૫ વિદેહના બત્રીશ બત્રીશ વિજય (પ્રાન્ત) એટલે એકદરે ૩૨×૫=૧૬૦ વિજયમા એકેક, એટલે ૧૬૦, એકન્દરે ૫+૫+૧૬૦=૧૭૦

ઓછામા ઓછા આ પ્રમાણે છે—જમ્બૂદ્વીપમા ૧, ધાતકીખડમા ૨ અને પુષ્કરદ્વીપમા ૨ મળીને ૫ મહાવિદેહમા ચાર ચાર એટલે એકન્દરે ૨૦, એજ પ્રમાણે જઘન્યે ને ઉત્કૃષ્ટે શલાકાપુરૂષ જન્મે છે એક જ સમયના શલાકાપુરૂષો એકમેકને જાણે છે, એવુ વર્ણન જ્ઞાતાધર્મકથામા આપેલુ છે, અને એમા આપેલા વર્ણન પ્રમાણે જમ્બૂદ્વીપના વાસુદેવ કૃષ્ણ અને ધાતકીખડના વાસુદેવ કપિલ એકમેકના શખ લવણસમુદ્ર પાર સાભળે છે[૫૧]

જૈન ગ્રન્થોમા ભરતવર્ષના જ ને વર્તમાન અવસર્પિણીના જ શલાકાપુરૂષોનુ વિગતવાર વર્ણન છે ભરતવર્ષના ઇતિહાસ વિષે બહુ વિસ્તારથી લખાયુ છે, જૈનોએ જગતના ઇતિહાસ વિષે બહુ ઓછુ લખ્યુ છે ઘણા ખરા તીર્થંકરોના તેમજ બીજા શલાકાપુરૂષના જીવનચરિત મોટે ભાગે એકજ પ્રકારના હોય છે પૃ ૨૫૩ થી વર્ણવ્યુ છે તેજ પ્રકારે એ સૌ જીવનચરિત ઘણે ભાગે એક જ સરખા હોય છે, તે વાર વાર એના એજ રૂપમા વર્ણવવામા આવે છે, અને દરેકમા કઇ વિશેષતા હોય તો તે જણાવવામા આવે છે જૈનોને પોતાને પણ અમુક અમુક પુરૂષના જીવનચરિત બીજાના

કરતા વધારે વર્ણવવામા રસ પડ્યો છે જેમકે હેમચન્દ્રના ત્રિશષ્ટિ શલાકાપુરૂષચરિતની શ્રી ભાવનગર જૈનધર્મ પ્રસારક સભા તરફથી મુબઈમા પ્રકટ થયેલી પ્રતમા ૧ લા તીર્થંકર અને ૧ લા ચક્રવર્તીના વર્ણન વિષે એકદરે ૩૬૦ પૃષ્ઠ છે, ત્યારે ૪ થા તીર્થંકરના વિષે ૧૨, અને ૩જા ચક્રવર્તીના વર્ણન વિષે ૫ પૃષ્ઠ છે, ૮ મા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવના ચરિત વિષે એકન્દરે ૧૬૨ પૃષ્ઠ ભર્યા છે, ત્યારે ૭ મા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ વિષે એકન્દરે માત્ર ૩ પૃષ્ઠોમા પતાવી દીધુ છે[૫૨] એકેક શલાકાપુરૂષ પાછળ એટલુ વિસ્તારથી લખેલુ મળી આવે છે, અને તેમા એકના એક વિભાગના એટલા પુનરાવર્તન છે, એટલા પ્રક્ષેપ છે કે તેના વિસ્તારપૂર્વક વર્ણનને વાચી જવામા બહુ વધારે રસ પડે એમ નથી

### ભરતવર્ષના વર્ત્તમાન અવસર્પિણીના છ આર, તેના ૨૪ તીર્થંકર, ૧૨ ચક્રવર્તી ૯ બળદેવ, ૯ વાસુદેવ, ૯ પ્રતિવાસુદેવ

૧ સુષમસુષમા. } માત્ર યુગલિક જ હોય છે.
૨ સુષમા. }

૩ સુષમદુઃષમા. —આખા આરામા યુગલિક હોય છે, પ્રાતે એક તીર્થકર ને એક ચક્રવર્તી થાય છે

| | તીર્થકર | | ચક્રવર્તી | | બળદેવ. | | વાસુદેવ | પ્રતિવાસુદેવ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભ (આદિનાથ) | ૧ | ભરત | | | | | |
| | | | ૪ દુઃષમસુષમા | | | | | |
| ૨ | અજિતનાથ | ૨ | સગર | | | | | |
| ૩ | સભવ | | | | | | | |
| ૪ | અભિનન્દન | | | | | | | |
| ૫ | સુમતિ | | | | | | | |
| ૬ | પદ્મપ્રભ | | | | | | | |
| ૭ | સુપાર્શ્વ | | | | | | | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ચન્દ્રપ્રભ | | | | | | | | |
| ૯ | સુવિધિ | | | | | | | | |
| ૧૦ | શીતલ | | | | | | | | |
| ૧૧ | શ્રેયાંસ | | | ૧ | અચલ | ૧ | ત્રિપૃષ્ઠ | ૧ | અશ્વગ્રીવ |
| ૧૨ | વાસુપૂજ્ય | | | ૨ | વિજય | ૨ | દ્વિપૃષ્ઠ | ૨ | તારક |
| ૧૩ | વિમલ | | | ૩ | ભદ્ર | ૩ | સ્વયંભૂ | ૩ | મેરક |
| ૧૪ | અનન્ત | | | ૪ | સુપ્રભ | ૪ | પુરુષોત્તમ | ૪ | મધુ |
| ૧૫ | ધર્મ | | | ૫ | સુદર્શન | ૫ | પુરુષસિંહ | ૫ | નિશુમ્ભ |
| | | ૩ | મઘવા | | | | | | |
| | | ૪ | સનત્કુમાર | | | | | | |
| ૧૬ | શાન્તિ | ૫ | (શાન્તિ) | | | | | | |
| ૧૭ | કુન્થુ | ૬ | (કુન્થુ) | | | | | | |
| ૧૮ | અર | ૭ | (અર) | | | | | | |
| | | | | ૬ | આનન્દ | ૬ | પુરુષપુંડરિક | ૬ | બલિ |
| | | ૮ | સુભૂમ | | | | | | |
| | | | | ૭ | નન્દન | ૭ | દત્ત | ૭ | પ્રહ્લાદ |
| ૧૯ | મલ્લિ | | | | | | | | |
| ૨૦ | મુનિસુવ્રત | | | | | | | | |
| | | ૯ | મહાપદ્મ | | | | | | |
| | | | | ૮ | પદ્મ(રામ) | ૮ | લક્ષ્મણ | ૮ | રાવણ |
| ૨૧ | નમિ | ૧૦ | હરિષેણ | | | | | | |
| | | ૧૧ | જયસેન | | | | | | |
| ૨૨ | અરિષ્ટનેમિ | | | ૯ | બલરામ | ૯ | કૃષ્ણ | ૯ | જરાસંધ |
| | | ૧૨ | બ્રહ્મદત્ત | | | | | | |
| ૨૩ | પાર્શ્વ | | | | | | | | |
| ૨૪ | મહાવીર | | | | | | | | |

५ दुषमा

६ दुषमदुषमा.

આ અવસર્પિણીમા અનુક્રમે કયા કયા શલાકાપુરુષ થઈ ગયા અને કોણુ કોણુ એમના સમકાલિન હતા, તેની વિગત ઉપરનુ કોટક જોયાથી સમજી શકાશે ૧૯ માથી ૧૮ મા સુધીના ૩ તીર્થંકરોના નામ પાછા તેમના સમકાલિન ૫-૬-૭ ચક્રવર્તી ઓમા પણુ જોવામા આવે છે, કારણ કે તે તીર્થંકરો ચક્રવર્તીઓ પણુ હતા, આથી કરીને અવસર્પિણીમા ૬૩ ને બદલે ૬૦ શલાકા પુરૂષ થયા છે

જે સ્વરૂપે કોષ્ટક આપેલુ છે તે શ્વેતામ્બર મતનુ છે દિગમ્બર મતમા થોડોક ભેદ છે એમને મતે ૧ લો બળદેવ વિજય અને ૨ જો અચલ છે, ૪ થા થી સાતમા પ્રતિવાસુદેવ એમને સાધારણ મતે આ અનુક્રમે છે—નિશુમ્ભ, મધુકૈટભ, બલિ અને પ્રહરણ,[૫૩] પણુ બીજે મતે આ અનુક્રમે છે—મધુસુદન, મધુકૈટભ, નિશુમ્ભ અને બલીન્દ્ર[૫૪] એવા પ્રકારના નાના નાના બધા ભેદ હવેથી હુ દેખાડવાનો નથી, હુ જે હકીકત આપુ છુ તે મુખ્યત્વે કરીને શ્વેતામ્બર મતની છે અને જ્યા મહત્ત્વના વિષયમા દિગમ્બરનો મતભેદ છે તે જ દેખાડુ છુ

## વર્તમાન અવસર્પિણીના છ આરા અને શલાકાપુરૂષ

### १ सुषमसुषमा.

અતિ શ્રેષ્ઠ આર સુષમસુષમામા પૃથ્વી સુન્દર વૃક્ષોએ અને વનસ્પતિએ ભરેલી હતી, પચરગી રત્નો ને આભૂષણે પ્રકાશતી હતી વાયુ મુગ્ધવાન ગધદ્રવ્યોએ પરિપૂર્ણ હતો અને સર્વત્ર સુખ અને આનદ પ્રવર્તતો હતો મનુષ્યો બરફ જેવા શ્વેત હતા, એમનુ સ્વરૂપ ભવ્ય હતુ અને સૌન્દર્યના ૩૨ લક્ષણોવાળા હતા એમનામા રોગ કે અશાન્તિનુ નામ નહોતુ, નહોતો રાજા કે નહોતી નાત જાત, બધા સમાનભાવે વસ્તા અને સન્તોષી તેમજ સુખી હતા ક્રીડામા

ને વિલાસમા એ પોતાના દિવસ ગાળતા, વેપાર રોજગાર કરતા નહોતા, કારણ કે એમને સૌ અનાયાસે મળી રહેતુ એમને જ્યારે કશાની ઇચ્છા થાય ત્યારે ૧૦ માના કોઇએક કલ્પદ્રુમ નીચે જાય ને ત્યા એમને જોઇતુ મળી રહે તે વારે પૃથ્વીને જે ૧૦ कल्पद्रुम શોભા દેતા હતા તે આ પ્રમાણે છે–૧ मद्याङ्ग મદ્ય વિગેરે પીવાનુ આપતુ, ૨ भृङ्गाङ्ग ભાજનો આપતુ, ૩ तुर्याङ्ग સુન્દર વાદ્ય વાગતુ, ૪ दीपशिखाङ्ग પોતાના પ્રકાશથી અન્ધકારને દૂર કરતુ, ૫ ज्योतिरंग ( ज्योतिषिकाङ्ग ) સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત્ કે અગ્નિ પેઠે પ્રકાશતુ, ૬ चित्राङ्ग અદ્ભુત માળા આપતુ, ૭ चित्ररसाङ्ग સ્વાદિષ્ટ ફળ આપતુ, ૮ मण्यंग રત્નના આભરણ આપતુ, ૯ गेहाकार ઘર બાર આપતુ અને ૧૦ अनग्न વસ્ત્ર આપતુ [૫૫]

મનુષ્યો તે વારે માત્ર ફળ ખાઇને જીવતા અને તે પણ ત્રણ ત્રણ દિવસે થોડા થોડા ખાતા એ આરના આરમ્ભમા મનુષ્યનુ આયુ ૩ પલ્યોપમનુ હતુ, પછી ધીરેધીરે ટુકુ થતુ ચાલ્યુ સુષમસુષમાના આરમ્ભમા મનુષ્યનુ શરીરપરિમાણ ૩ ગાઉનુ હતુ બાળકો ૪૯ દિવસોમા એવડા મોટા થતા કે પછી તેમને માબાપની સભાળની જરૂરીયાત રહેતી નહિ, તેમનો વિકાશ અતિશય સત્વર થતો, પહેલા અઠવાડિયામા તે અગુઠો ધાવતા, બીજા અઠવાડિયામા ધરતી ઉપર ઘુટણીઆ માડતા, ત્રીજા અઠવાડિયામા બોલવા માડતા, ચોથા અઠવાડિયામા ઉભા થતા, પાચમા અઠવાડિયામા હીંડવા માડતા, છઠ્ઠા અઠવાડિયામા બધુ શીખી લેતા અને સાતમા અઠવાડિયામા કામ વિલાસ ભોગવવાને યોગ્ય થતા બધા બાળક યુગલ અવતરતા અને તેમા એક છોકરો અને એક છોકરી એવી રીતે અવતરતા આ બન્ને સદા જીવન સહચર્યામા યોજતા, માબાપ પોતાનુ જીવન પૂરૂ કરે તે પહેલા થોડે જ કાળે ( છમાસે ) આ બાળકો અવતરતા, તેથી પૃથ્વી ઉપર વસતિ બહુ વધી જતી નહિ બાળક મોટા થતા કે તુરત જ પિતા તાણથી ને માતા છીંકથી મરણ પામતા

તે વારે મનુષ્ય મરતા ત્યારે તેમના શબને અગ્નિદાહ દેતા નહિ, કારણ કે અગ્નિનો ઉપયોગ તે જાણતા નહિ એ શબને વનમા મૂકી દેતા અને પક્ષીઓ તેમને ઉપાડી જઇ સમુદ્રમા કે ગગામા નાખી આવતા મરેલાનો જીવ ઉર્ધ્વલોકમા દેવપણે નવો ભવ લેતો

આ સુષમસુષમા આર ૪ કોટિકોટિ સાગરોપમનો ચાલ્યો ગયો

## ૨ સુષમા.

સુષમામા બધી સ્થિતિ સુષમસુષમાના જેવી હતી પણ સુખ અને આનદ કઇક ઓછા થતા ચાલ્યા આરમ્ભમા મનુષ્ય ૨ ગાઉ ઉંચા હતા અને વધારેમા વધારે ૨ પલ્યોપમ જીવતા કલ્પદ્રુમના ફળ એ બે બે દિવસે ખાતા બાળકોને મોટા થતા ૬૪ દિવસ લાગતા સુષમા આર ૩ કોટાકોટિ સાગરોપમનો ચાલ્યો ગયો, પળે પળે એમા પ્રતાપ ઓછો થતો જતો હતો

## ૩ સુષમદુ:ષમા.

સુષમદુ ષમા આર શુભ-અશુભ હતો અને ૨ કોટિકોટિ સાગરોપમનો હતો એને આરમ્ભે મનુષ્યો ૧ ગાઉ ઉંચા હતા અને એક પલ્યોપમ જીવતા કલ્પદ્રુમના ફળ રોજરોજ ખાતા અને બાળકો ૭૯ દિવસમા મોટા થતા આરમ્ભમા મરેલાના જીવ પહેલા બે આરની પેઠે દેવયોનિમા અવતરતા, પણ તેને અતે તો ચારે ગતિમા પુનર્ભવ લેવા લાગ્યા કલ્પદ્રુમ સુકાવા લાગ્યા ને પહેલાની પેઠે સુન્દર ફળ આપતા ઓછા થવા લાગ્યા મનુષ્યોના સદ્દગુણ પણ ઘટવા લાગ્યા ને લોભમા તથા દુ ખમા પડવા લાગ્યા માનસિક મનોવૃત્તિઓ બગડવા લાગી અને તેથી કાયદાની જરૂર પડવા લાગી જ્યારે પલ્યોપમનો આઠમો ભાગ બાકી રહ્યો ત્યાર અનુક્રમે ૭ કુલકર થયા અને તેમણે માનવજીવનને માટે નિયમ બાધ્યા એ કુલકરના નામ આ પ્રમાણે છે -विमलवाहन चक्षुष्मान्, यशस्वी, अभिचन्द्र, प्रसेनजित, मरुदेव અને नाभि

દિગમ્બરો ૧૪ કુલકર માને છે અને તેમને મનુ પણ કહે

છે, અને તે પ્રત્યેકના સમયમા ધીરે ધીરે સ્થિતિ કેમ બગડતી ગઇ તેનુ વિગતવાર વર્ણન નીચે પ્રમાણે આપે છે

૧ લા કુલકર પ્રતિશ્રુતિના સમયમા જ્યોતિરગ કલ્પદ્રુમનો પ્રકાશ એટલો બધો ઘટી ગયો કે પ્રથમ જ વાર સૂર્યચન્દ્રને મનુષ્ય જોઇ શક્યા, ત્યાસુધી એ કલ્પદ્રુમનો જ પ્રકાશ એવો હતો કે મનુષ્ય એને જોઇ શકતા નહિ ૨ જા મનુ સુમતિના સમયમા તારા દેખાવા લાગ્યા ૩ જા મનુ ક્ષેમકરના સમયમા મનુષ્યને નિર્યચ પજવવા લાગ્યા, મનુએ તેમને દૂર રહેવાની આજ્ઞા કરી ૪ થા મનુ ક્ષેમન્ધરના સમયમા તિર્યચ વધારે હિંસક બનવા લાગ્યા અને તેથી મનુષ્ય પત્થરથી અને લાકડીથી પોતાનુ રક્ષણ કરવા લાગ્યા પછીના કુલકરોના સમયમા કલ્પદ્રુમના વૃક્ષ એટલા ઓછા થઇ ગયા કે મનુષ્યો તેને માટે લડવા લાગ્યા ૫ મા મનુ સીમકરે તેમના ઉપભોગને માટે તેમને જમીનની પાટીઓ પાડી આપી અને ૬ ઠ્ઠા મનુ સીમધરે એ પાટીઓની સીમા નક્કી કરી આપવા બાણુ રોપ્યા ૭ મા મનુ વિમલવાહને હાથી, ઘોડા ઉપર બેસવાનુ શીખવાડ્યુ ૮ મા મનુ ચક્ષુષ્માનના સમયમા જોડકા બાળક જન્મ્યા પછી પણ માબાપ લાબો કાળ જીવવા લાગ્યા ૯ મા મનુ યશસ્વાન્ ના, ૧૦ મા અભિચન્દ્રના અને ૧૧ મા ચન્દ્રાભના સમયમા માબાપ પોતાના બાળક સાથે જીવે એ સ્થિતિ કાયમની થઈ પછી, અને એ અસાધારણ સ્થિતિ વિષે કુલકરોએ મનુષ્યને સમજાવવા પડ્યા ૧૨મા કુલકર મરુદેવના સમયમા નદીઓ ને પર્વતો રચાયા એ કુલકરે મનુષ્યને પર્વત ઉપર ચઢતા અને નદી પાર ઉતરવા વહાણ બાધતા શીખવ્યુ, ૧૩ મા મનુ પ્રસેનજિતના સમયમા મનુષ્ય પ્રથમ વાર ઑર સાથે અવતરવા લાગ્યો અને એ ઑર ઉતારવાનુ મનુષ્યને મનુએ શીખવ્યુ ૧૪ મા મનુનુ નામ નાભિ એ કારણે કે તેના સમયમા બાળક નાળ સાથે અવતરવા લાગ્યા, અને એ નાળ વધેરવાનુ મનુષ્યને એ મનુએ શીખવ્યુ એના જ સમયમા પ્રથમ વરસાદ વરસવા લાગ્યો અને વૃક્ષ તથા વેલા પોતાની મેળે ઉગવા લાગ્યા હવે કલ્પદ્રુમના ફળથી મનુષ્યનો ઉદરનિર્વાહ થઇ શકે

એવુ રહ્યુ નહોતુ, તેથી એ મનુએ મનુષ્યને તે માટેના બીજા સાધનો બતાવ્યા.[૫૬]

નાભિને એમના રાણી મરુદેવી ને પેટે પુત્ર ઋષભ (વૃષભ) થયા ઋષભ ૧ લા તીર્થંકર થયા,[૫૭] એમના જન્મ પૂર્વે એમની માતાને ચૌદ (૧૪) સ્વપ્ન આવ્યા હતા, પણ અનુક્રમ વિરુદ્ધ ૧ લા સ્વપ્નમા વૃષભ અથવા ઋષભ દેખાયો હતો, એ ઉપરથી પુત્ર જન્મ્યો ત્યારે એનુ નામ ઋષભ અથવા વૃષભ પાડ્યુ ઋષભ પોતાની જન્મભૂમિ અયોધ્યા અથવા વિનીતા મા ઉછર્યા, થોડાજ સમયમા સુદર યુવક થયા ને પછી બે સ્ત્રીયો પરણ્યા લગ્નક્રિયા મોટા સમારંભથી કરી હતી ને તેમા દેવો પણ આવ્યા હતા દિગમ્બર મતે એમની બે રાણી ઓના નામ यशस्वती અને सुनन्दा હતા અને कच्छ અને महाकच्छ નામે બે પુરૂષોની એ બે બ્હેનો હતી શ્વેતામ્બર મતે ઋષભની સ્ત્રી ઓના નામ सुमगला અને सुनन्दा હતા સુમગલા તો ઋષભની સાથે જન્મેલી હતી, અને સુનદાનો જોડકાનો પુરૂષ તાડફળના પડવાથી મરી ગયો (આ અવસર્પિણીમા આ પહેલુ જ અપમૃત્યુ હતુ) અને તેથી તે તેનો સ્વામી થઇ શક્યો નહિ, તેથી ઋષભની સાથે એનુ લગ્ન થયુ સુમગલાથી ઋષભને भरत નામે પુત્ર અને ब्राह्मि નામે પુત્રી તથા ૪૯ યુગલ પુત્રપણે અવતર્યા, સુનન્દાથી बाहुबलि નામે પુત્ર અને सुंदरी નામે પુત્રી અવતર્યા એમ મળીને એકન્દરે ૧૦૦ પુત્ર અને ૨ પુત્રી થયા જગતમા તે સમયે નવીજ ઉત્પન્ન થએલી इक्षु (શેરડી), શક્રના કહ્યાથી એમણે ખાધી, તેથી એમના વશજો इक्ष्वाकु કહેવાયા

ઋષભ ૨૦૦૦૦૦૦ પૂર્વ વર્ષના થયા ત્યારે નાભિની સૂચનાથી લોકે તેમને રાજા બનાવ્યા, પૃથ્વી ઉપર એ પ્રથમ જ રાજા થયા એમણે બહુ લાંબો વખત રાજ્ય કર્યું અને નીતિનો પાયો રચ્યો એમણે ભરતને સુન્દરી સાથે અને બાહુબલિને બ્રાહ્મિ સાથે પરણાવ્યા, અને એ રીતે જોડકાના ભાઈ બ્હેન પરણતા એવી જે રૂઢિ ત્યા સુધી પરંપરાએ ચાલતી આવતી હતી તે એમણે તોડી તેમજ એમણે લગ્નની અને ગૃહજીવનની સ્થાપના કરી પરિણામે

× અનેક સ્થાને તેમને પરણાવ્યા નથી એમ હકીકત મળે છે

મનુષ્યોમા વિષમતા આવી, નાતજાત ઉભી થઇ તેમજ ધનસમ્પત્તિ આવી, વળી ધનસમ્પત્તિને માટે લોભ આવ્યો અને બળ તથા હસ્તની આવશ્યકતા ઉભી થઇ

કલ્પદ્રુમ હવે એકસાથે નિષ્ફળ થવા લાગ્યા અને મનુષ્યોને ઉદરનિર્વાહ અર્થે કલહ કરવો પડ્યો, જેથી એમણે પોતાની પ્રજાને કુભારનુ, દરજીનુ, નાપિતનુ, ચિત્રકારનુ અને વણકરનુ એ પાચ કામ (શિલ્પ) શીખવ્યા એ પાચ કામની આજ સુધી જરૂર નહોતી, કારણ કે કલ્પદ્રુમ નીચે જવાથી જીવનની આવશ્યકતાઓ મળી રહેતી અને પાછલા શુભ આરામા મનુષ્યોને વાળ અને નખ વધતા નહિ વળી એમણે એમને ખેતી, વેપાર અને રાધવાની કળા શીખવી મનુષ્યે જોયુ કે સૂકા લાકડા ઘસ્યે સળગી ઉઠે છે, તેવી રીતે અગ્નિ ઉત્પન્ન થવાથી રાધવાની કળાની શરૂઆત થઇ એમણે બ્રાહ્મીને ૧૮ લિપિ શીખવી ને સુન્દરીને ગણિત શીખવ્યુ, પુરૂષને એકન્દરે ૭૨ અને સ્ત્રીઓને ૬૪ કળા શીખવી

ઋષભે ૬૩૦૦૦૦૦ પૂર્વ સુધી પ્રભાવશાળી રાજ્ય ચલાવ્યુ અને સસારમા સૌ જોઈ લીધુ એટલે એમણે દીક્ષા લેવાનો સકલ્પ કર્યો એમણે પોતાના પુત્રોને રાજ્યના ભાગ વહેચી આપ્યા પુષ્કળ દાન કર્યું અને વિનીતા પાસેના સિદ્ધાર્થ નામે ઉપવનમા જઇને દીક્ષા લીધી આ અવસર્પિણીના એ પ્રથમ ભિક્ષુક (સાધુ) હતા ત્યારપછી હજાર વર્ષ સુધી ચારિત્ર પાળ્યા પછી પુરિમતાલ નગરની પાસેના ઉપવનમા કેવળજ્ઞાન પામ્યા આથી આ અવસર્પિણીમા પ્રથમ એજ તીર્થંકરનુ પદ પામ્યા ને તેથી એ આદિનાથ પણ કહેવાણા તેઓ ઉપદેશને માટે વિહાર કરવા લાગ્યા ને હજારો લોકોને સત્યધર્મમા આણ્યા આમ હજાર વર્ષે ઉણા એકલાખ પૂર્વ, સુધી ધર્મોપદેશ કર્યા પછી એ ૮૪૦૦૦૦૦ પૂર્વના થયા ત્યારે ૧૦૦૦૦ સાધુઓને લઇને અષ્ટાપદ (કૈલાસ) પર્વતને શિખરે ચઢ્યા ૭ દિવસના ઉપવાસ પછી સમ્પર્યંક આસનમા નિર્વાણ પામ્યા તેમના મૃતદેહને દેવોએ મહા ઠાઠમાઠથી અગ્નિસસ્કાર કર્યો અને એ રીતે અગ્નિસસ્કારની પ્રણાલી દાખલ કરી

ઋષભના પુત્ર ભરત એ ભરતવર્ષના ૧ લા ચક્રવર્તી હતા અને એમને નામે એ વર્ષનું નામ ભરતવર્ષ પડયુ તેઓ દિગ્વિજય કરવા નીકળ્યા ત્યારે એમણે અદ્દભુત કાર્યો કર્યા એમના રાજ્યની ઉત્તર સીમાએ જે યવન લોક વસતા હતા તેમની સાથે મળી જઇને મેઘકુમારના દેવોએ ભરતની સેના ઉપર સાત દિવસ સુધી અખડ વરસાદ વરસાવ્યો, ત્યાર ભરતે ચર્મરત્નપર બધી સેનાને ચડાવી દીધી અને તેની ઉપર છત્રરત્ન ધર્યું એટલે અર્ધ ગોળાકાર પેટીમા રક્ષણ પામે એમ એ સેના રક્ષણ પામી અને તેને કશી હાનિ થઇ શકી નહિ વળી પૃ ૨૬૨ ઉપર જણાવ્યુ છે તે પ્રમાણે ચર્મરત્ન ઉપર અનાજ વાવી તરત ઉગાડીને સેનાનુ પોષણ કર્યું એમ સમસ્ત ભરતવર્ષ ઉપર દિગ્વિજય કર્યો પછી એ પોતાની રાજધાનીમા પાછા આવ્યા હવે એમણે પોતાના ૯૮ ભાઇઓને તાબે થવાની આજ્ઞા કરી ઋષભે એ સૌને જુદુ જુદુ રાજ્ય આપ્યુ હતુ, તેથી ભરતની આજ્ઞા માનવી કે નહિ ? તે સબધે તેઓ કઈ નિર્ણય ઉપર આવી શકયા નહિ તેથી પોતાના પિતા પાસે ગયા તેમને એમણે પ્રશ્ન કર્યો જે ભરત અમારા રાજ્ય લઈ શકે કે કેમ ? અને અમારે તેની સાથે યુદ્ધ કરવુ કે તાબે થવુ ? ત્યારે ઋષભે તેમને ધર્મોપદેશ કર્યો એમની વાણી સાભળીને સસારસુખની અસારતા એ સમજી ગયા અને સૌએ દીક્ષા લીધી આથી ભરત તેમના રાજ્યના પણ અધિકારી થયા હવે એમનો ભાઈ બાહુબલિ એકલો જ એવો રહ્યો જે એમની સ્વાધીનતા સ્વીકારતો નહોતો તેથી ભરતે દૂત મોકલી પોતાની સ્વાધીનતા સ્વીકારવાનુ એમને કહાવી મોકલ્યુ, પણ બાહુબલીએ તો તલવારથી પોતાના હક્કનુ રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો હતો. જ્યારે બને ભાઇની સેનાઓ સામસામે આવીને ઉભી રહી, ત્યારે બાહુબલિએ કહાવી મોકલ્યુ કે આપણે બે રાજાએ જ જાતે યુદ્ધ કરીને નીકાલ આણુવો દષ્ટિયુદ્ધમા, વાગ્યુદ્ધમા, દડયુદ્ધમા અને મુષ્ટિ યુદ્ધમા બાહુબલિએ ભરતને હરાવ્યા ભરતનુ ચક્ર પણ બાહુબલિને કશી હાનિ કરી શકયુ નહિ આમ બાહુબલિ વિજયી થયા, એટલામા એકાએક પોતાના ભાઇઓની પેઠે દીક્ષા લેવાની

એમને ઇચ્છા થઇ આવી તેથી એમણે પોતાનુ રાજ્ય પોતાના ભાઇને સોપી દીધુ અને એકજ સ્થાને એક વર્ષ સુધી અચળ ભાવે ઉભા રહી તપ કરવા લાગ્યા એના ઉપર વેલા વીંટાઈ વળ્યા, કીડીઓ ઉભરાવા લાગી અને સાપ પણ વીંટાઇ વળ્યા આવા પ્રચડ તપથી બાહુબલિને એક વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ [૫૮]

ભરતે પોતાનુ રાજ્ય બહુ ડહાપણથી ભોગવ્યુ એમના રાજ્યનુ મહત્વનુ કાર્ય તો એ હતુ કે તે વારે આર્યવેદની રચના થઇ એ વેદમા તીર્થંકરોની પૂજા વિષે, સમ્યગ્જ્ઞાન વિષે અને સમ્યક્ ચારિત્ર વિષે વર્ણન છે [૫૯] એના અભ્યાસથી વિદ્વાન્ પુરૂષો આગળ આવ્યા અને તે બ્રાહ્મણ કહેવાયા એ દ્વીજ પણ કહેવાયા, કારણ કે એ જ્યારે ઉપવિત ધારણ કરતા ત્યારે બીજો જન્મ પામ્યા એમ મનાતુ

ભરતે અષ્ટાપદ પર્વત ઉપર તેમજ શત્રુજય ઉપર ઋષભનુ દેવાલય બધાવ્યુ એમના પિતા નિર્વાણ પામ્યા તેની સાથે જ તેમના ૯૯ ભાઇ ને ૮ પુત્રો પણ નિર્વાણ પામી ગયા, સસારમા એ એકલવાયા થઈ ગયા ને તેથી સસાર ઉપરથી તેનુ મન ઉઠી ગયુ એક સમયે પૂરા ઠાઠથી શણગાર સજીને પોતાના સિહાસન ઉપર બેઠા હતા, તેવામા આગળી ઉપરની વીંટી નીકળી પડી વીંટી વિનાનુ શરીર એમને વરવુ (ઓછી શોભાવાળુ) દેખાયુ, શરીરની તુચ્છતા અને અસારતા સમજી ગયા, શરીર અને જીવ વચ્ચેની ભિન્નતા પામી ગયા આથી એમણે રાજ્ય તજ્યુ અને ધર્મધ્યાન કરવા લાગ્યા એમને કોઇએ દીક્ષા આપેલી નહિ, પણ તેઓ શુકલધ્યાનવડે પોતાના સર્વે કર્મો ખપાવી કેવળજ્ઞાન પામ્યા એટલે ઈન્દ્રની સૂચનાથી એમણે પોતે જ પચમુષ્ટિ લોચ કર્યો અને ઇન્દ્રે એમને સાધુનો વેશ આપ્યો તેઓ ૮૪૦૦૦૦૦ પૂર્વ વર્ષની ઉમ્મરે અષ્ટાપદ પર્વત ઉપર નિર્વાણ પામ્યા

ભરતનો પુત્ર મરીચિ નામે હતો તે સાધુ થઇ ગયો હતો તેના પિતામહે ભરતને કહ્યુ કે 'મરીચિ આ ચોવીશીમા છેલ્લા તીર્થંકર મહાવીર રૂપે જન્મશે' આ વચન ભરત પાસેથી સાભળીને મરીચિને અભિ

ઋષભના પુત્ર ભરત એ ભરતવર્ષના ૧ લા ચક્રવર્તી હતા અને એમને નામે એ વર્ષનુ નામ ભરતવર્ષ પડયું તેઓ દિગ્વિજય કરવા નીકળ્યા ત્યારે એમણે અદ્દભુત કાર્યો કર્યા એમના રાજ્યની ઉત્તર સીમાએ જે યવન લોક વસતા હતા તેમની સાથે મળી જઇને મેઘકુમારના દેવોએ ભરતની સેના ઉપર સાત દિવસ સુધી અખડ વરસાદ વરસાવ્યો, ત્યારે ભરતે ચર્મરત્નપર બધી સેનાને ચડાવી દીધી અને તેની ઉપર છત્રરત્ન ધર્યું એટલે અર્ધ ગોળાકાર પેટીમા રક્ષણ પામે એમ એ સેના રક્ષણ પામી અને તેને કશી હાનિ થઇ શકી નહિ વળી પૃ ૨૬૨ ઉપર જણાવ્યુ છે તે પ્રમાણે ચર્મરત્ન ઉપર અનાજ વાવી તરત ઉગાડીને સેનાનુ પોષણ કર્યું એમ સમસ્ત ભરતવર્ષ ઉપર દિગ્વિજય કર્યો પછી એ પોતાની રાજધાનીમા પાછા આવ્યા હવે એમણે પોતાના ૯૮ ભાઇઓને તાબે થવાની આજ્ઞા કરી ઋષભે એ સૌને જુદુ જુદુ રાજ્ય આપ્યુ હતુ, તેથી ભરતની આજ્ઞા માનવી કે નહિ ? તે સબધે તેઓ કઇ નિર્ણય ઉપર આવી શકયા નહિ તેથી પોતાના પિતા પાસે ગયા તેમને એમણે પ્રશ્ન કર્યો જે ભરત અમારા રાજ્ય લઇ શકે કે કેમ ? અને અમારે તેની સાથે યુદ્ધ કરવુ કે તાબે થવુ ? ત્યારે ઋષભે તેમને ધર્મોપદેશ કર્યો એમની વાણી સાભળીને સસારસુખની અસારતા એ સમજી ગયા અને સૌએ દીક્ષા લીધી આથી ભરત તેમના રાજ્યના પણ અધિકારી થયા, હવે એમનો ભાઈ બાહુબલિ એકલો જ એવો રહ્યો જે એમની સ્વાધીનતા સ્વીકારતો નહોતો તેથી ભરતે દૂત મોકલી પોતાની સ્વાધીનતા સ્વીકારવાનુ એમને કહાવી મોકલ્યુ, પણ બાહુબલીએ તો તલવારથી પોતાના હક્કનુ રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો હતો જ્યારે બન્ને ભાઇની સેનાઓ સામસામે આવીને ઉભી રહી, ત્યારે બાહુબલિએ કહાવી મોકલ્યુ કે આપણે બે રાજાએ જ જાતે યુદ્ધ કરીને નીકાલ આણવો દૃષ્ટિયુદ્ધમા, વાગ્યુદ્ધમા, દડયુદ્ધમા અને મુષ્ટિ યુદ્ધમા બાહુબલિએ ભરતને હરાવ્યા ભરતનુ ચક્ર પણ બાહુબલિને કશી હાનિ કરી શકયુ નહિ આમ બાહુબલિ વિજયી થયા, એટલામા એકાએક પોતાના ભાઇઓની પેઠે દીક્ષા લેવાની

એમને ઇચ્છા થઇ આવી તેથી એમણે પોતાનુ રાજ્ય પોતાના ભાઇને સોપી દીધુ અને એકજ સ્થાને એક વર્ષ સુધી અચળ ભાવે ઉભા રહી તપ કરવા લાગ્યા એના ઉપર વેલા વીંટાઈ વળ્યા, કીડીઓ ઉભરાવા લાગી અને સાપ પણ વીંટાઇ વળ્યા આવા પ્રચડ તપથી બાહુબલિને એક વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ [૫૮]

ભરતે પોતાનુ રાજ્ય બહુ ડહાપણથી ભોગવ્યુ એમના રાજ્યનુ મહત્વનુ કાર્ય તો એ હતુ કે તે વારે આર્યવેદની રચના થઇ એ વેદમા તીર્થંકરોની પૂજા વિષે, સમ્યગ્જ્ઞાન વિષે અને સમ્યક્ ચારિત્ર વિષે વર્ણન છે [૫૯] એના અભ્યાસથી વિદ્વાન્ પુરૂષો આગળ આવ્યા અને તે બ્રાહ્મણ કહેવાયા એ દ્વીજ પણ કહેવાયા, કારણ કે એ જ્યારે ઉપવિત ધારણ કરતા ત્યારે બીજો જન્મ પામ્યા એમ મનાતુ

ભરતે અષ્ટાપદ પર્વત ઉપર તેમજ શત્રુંજય ઉપર ઋષભનુ દેવાલય બધાવ્યુ એમના પિતા નિર્વાણ પામ્યા તેની સાથે જ તેમના ૯૯ ભાઇ ને ૮ પુત્રો પણ નિર્વાણ પામી ગયા, સસારમા એ એકલવાયા થઈ ગયા ને તેથી સસાર ઉપરથી તેનુ મન ઉઠી ગયુ એક સમયે પૂરા ઠાઠથી રાણગાર સજીને પોતાના સિંહાસન ઉપર બેઠા હતા, તેવામા આગળી ઉપરની વીંટી નીકળી પડી વીંટી વિનાનુ શરીર એમને વરવુ ( ઓછી શોભાવાળુ ) દેખાયુ, શરીરની તુચ્છતા અને અસારતા સમજી ગયા, શરીર અને જીવ વચ્ચેની ભિન્નતા પામી ગયા આથી એમણે રાજ્ય તજ્યુ અને ધર્મધ્યાન કરવા લાગ્યા એમને કોઇએ દીક્ષા આપેલી નહિ, પણ તેઓ શુકલ-ધ્યાનવડે પોતાના સર્વે કર્મો ખપાવી કેવળજ્ઞાન પામ્યા એટલે ઇન્દ્રની સૂચનાથી એમણે પોતે જ પચમુષ્ટિ લોચ કર્યો અને ઇન્દ્રે એમને સાધુનો વેશ આપ્યો તેઓ ૮૪૦૦૦૦૦ પૂર્વ વર્ષની ઉમ્મરે અષ્ટાપદ પર્વત ઉપર નિર્વાણ પામ્યા

ભરતનો પુત્ર મરીચિ નામે હતો તે સાધુ થઇ ગયો હતો તેના પિતામહે ભરતને કહ્યુ કે 'મરીચિ આ ચોવીશીમા છેલ્લા તીર્થંકર મહાવીર રૂપે જન્મશે' આ વચન ભરત પાસેથી સાભળીને મરીચિને અભિ-

માન થયુ અને તેથી નીચૈર્ગોત્ર કર્મ ( પૃ ૧૬૬ ) બાધ્યુ આથી એમને છેલે ભવે બ્રાહ્મણમાતાને પેટે જન્મ લેવો પડ્યો મરીચિને જૈન સાધુના વ્રત પાળવા કઠણ પડ્યા, મન, વચન અને કાયા ઉપરનો સયમ પાળવો કઠણ પડ્યો, તેથી એમણે ત્રિદડ ધારણ કરી ઉપદેશ દેવા માડ્યો કે જે ત્રિદડ ધારણ કરે તે મોક્ષ પામે ઘણાએ એમનો બોધ સ્વીકાર્યો, એ બોધને તેમના શિષ્ય કપિલે વિસ્તાર્યો અત્યારે પણ એ સમ્પ્રદાય બ્રાહ્મણધર્મમા છે અને તેના અનુયાયીઓ ત્રિદડ ધારણ કરે છે

ઋષભ નિર્વાણ પામ્યા પછી ૩ વર્ષ અને ૮½ માસે, બે કોટિકોટિ સાગરોપમ પૂરા થયે, સુષમ–દુ ષમા આરનો અન્ત આવ્યો

## ૪ દુ:ષમસુષમા

દુ ષમસુષમા આરમા કલ્પદ્રુમ રહ્યા નહોતા, મનુષ્યો તેવારે રોજરોજ ખાતા ને પોતાને હાથે મહેનત મજુરી કરીને તેમને જીવનનિર્વાહ કરવો પડતો બધી વસ્તુસ્થિતિ બગડતી ચાલી હતી આરમ્ભમા શરીરનુ પરિમાણ ૫૦૦ ધનુષનુ હતુ અને આયુ ૧ ક્રોડ પૂર્વવર્ષનુ હતુ મનુષ્યોમા દુ ખનુ અને રોગનુ પ્રમાણ વધ્યે જતુ હતુ, અને મિથ્યાત્વ પણ વધ્યે જતુ હતુ આ આર ૧ કોટિકોટિ સાગરોપમમા ૪૨૦૦૦ વર્ષ ઓછો હતો તે ચાલ્યો, અને તેમા બાકીના બધા શલાકાપુરૂષો થયા

આ આરનો લગભગ અરધો ભાગ ચાલ્યો ગયા પછી એટલે ઋષભના નિર્વાણ પાછી ૭૨ લાખ પૂર્વે ઉણા ૫૦ લાખ કોટિ સાગરોપમ ગયા ત્યારે ૨ જા તીર્થંકર અજિત કોશલદેશમા અયોધ્યાના રાજા જિતશત્રુ અને તેની રાણી વિજયાને ત્યા પુત્રરૂપે અવતર્યા એ અજિતનાથ કહેવાણા કારણકે તેઓ કષાયથી અજિત રહ્યા અથવા તો તેમની માતાએ જ્યારે એમને ગર્ભમા ધારણ કર્યા, ત્યારે એમના પિતાથી રમતમા એ અજિત રહ્યા રાજકુમાર ઉછરે એમ એ ઉછર્યા, એમના પિતાએ જ્યારે દીક્ષા લીધી, ત્યારે રાજપાટે બેઠા, પછી દીક્ષા લીધી, કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યુ, લોકને

ધર્મોપદેશ દીધો અને ૭૨૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે સમેતશિખર ઉપર ઋષભના વિર્વાણુથી ૫૦ લાખ ક્રોડ સાગરોપમે નિર્વાણ પામ્યા

અજિતનાથના પિતા જિતશત્રુના ભાઇ સુમિત્રવિજયના અને તેની સ્ત્રી યશોમતીના પુત્ર સગર તે ૨ જા ચક્રવર્તી થયા[૬૧] અજિત જ્યારે સાધુ થયા, ત્યારે એમને રાજા બનાવ્યા, એમણે રાજ્ય એવા પ્રભાવથી ચલાવ્યુ કે સમસ્ત ભરત એમના અધિકાર નીચે આવ્યો એ ચક્રવર્તીપદે અભિષિક્ત થયા સગરને ૬૦૦૦૦ પુત્ર હતા એકવાર મોટી સેના સાથે એ સૌ દેશમા ફરવા નીકળ્યા, અને અષ્ટાપદ પર્વત ઉપર ભરતે જે મણિમાણિક્યમય દેવાલય બધાવ્યુ હતુ ત્યા ગયા સૌથી મોટા ભાઇ જન્હુએ દેવાલયનો ધનભડાર જોયો, એને ભય લાગ્યો કે મનુષ્યોની નીતિભાવના બગડતી જાય છે તેથી ભ્રષ્ટલોક વખતે એ ધનભડાર લૂટી લેશે તેથી તેના તેમજ ચૈત્યના રક્ષણને અર્થે તેની ફરતી એક ઉડી ખાઇ કરવાનો પોતાના ભાઇઓ સાથે એણે નિશ્ચય કર્યો દડરત્નની સહાયતાએ પૃથ્વીને ઘણા ઉંડાણ સુધી ખોદી તેથી પૃથ્વીની નીચે વસતા નાગકુમારદેવોના ધામ ભેદાયા નાગરાજ જન્હુ ઉપર ક્રોધે ભરાયો, પણ એના ભાઇઓએ પોતાનો શુભ હેતુ તેને સમ જાવ્યો ત્યારે તેણે તેમને ક્ષમા આપી, પણ પાછી જન્હુએ એ ખાઇ ગગાજળથી ભરી કાઢી અને એમ કરીને નાગલોકને વિશેષ દુખ દીધુ, તેથી નાગરાજ વળી ક્રોધે ભરાયો ને એણે પોતાની સેનાને મોકલી એ સેનાએ પોતાની વિષદૃષ્ટિથી એ ૬૦૦૦૦ ભાઇઓને બાળીને ભસ્મ કરી નાખ્યા

ભય પામતા સગરના માણસો તેમની પાસે પાછા આવ્યા પણ આ ભયકર સમાચાર કેવી રીતે દેવા એ વિષે વિચાર કરવા લાગ્યા માર્ગમા એક બ્રાહ્મણ તેમને મળ્યો હતો એણે એ કામ કર વાનુ પોતાને માથે લીધુ એક મરેલો છોકરો લઇને એ રાજા પાસે ગયો અને એને જીવતો કરવાની સગરને પ્રાર્થના કરી સગરે એ વિષે એક વૈદ્યનો અભિપ્રાય પૂછ્યો વૈદ્યે કહ્યુ કે 'જે ઘરમા કોઈ મૃત્યુ થયુ ન હોય તે ઘરમાની ભસ્મ મળે તો કઇક બની શકે, પણ એવી ભસ્મ લાવવાનુ બની શકે એમ નહોતુ, તેથી મૃત્યુ

અનિવાર્ય છે ' એ વાત સગરે બ્રાહ્મણને સમજાવી ત્યારે તેના ૬૦૦૦૦ પુત્રોના મૃત્યુની વાત એને બ્રાહ્મણે કહી સગર એ સમાચાર સાભળીને સિહાસન ઉપર મૂર્છા ખાઇને પડ્યો, થોડીવારે એને ભાન આવ્યુ ને પછી એમણે સૌની અન્ત્યેષ્ટિ ક્રિયા કરાવી.

બીજે દિવસે એમણે પોતાના પૌત્ર ભગિરથને અષ્ટાપદ મોકલ્યો ગગાનદી આજુબાજુના પ્રદેશને બોળી દેવાની તૈયારીમા હતી તેને દડરત્નની સહાયતાએ તેણે વહેણમા નાખી એ વહેણમા હજીયે એ નદી વહે છે અને સમુદ્રને મળે છે જન્હુએ એ નદી ખણી કાઢી, માટે એને જાહ્નવી કહે છે, ભગીરથે એને વહેવગવી માટે એને ભાગીરથી પણ કહે છે, અને સગરની આજ્ઞાએ સમુદ્રે એને સ્વી કારી માટે સમુદ્રને सागर કહે છે

ભગીરથે પોતાનુ કાર્ય સમાપ્ત કર્યું, એટલે સગરે એને પોતાની પછી ગાદીએ બેસાડ્યો, પોતે સસારત્યાગ કર્યો અને અજિતનાથની સાથે નિર્વાણપ્રાપ્તિ કરી

सम्भव ૩ જા તીર્થંકર તે શ્રાવસ્તીના રાજા जितारि અને તેની રાણી सेनाના પુત્ર હતા એમનો જન્મ થતા સસારમા અતિશય સુકાળનો સભવ થયો, માટે એમનુ નામ સભવ પડ્યુ ભૌતિક સુખો ખૂબ ભોગવ્યા પછી એ સાધુ થયા, ધર્મોપદેશ કર્યો અને પછી સમેતશિખર ઉપર ૬૦૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે અજિતનાથ પછી ૩૦ લાખ કોટિ સાગરોપમે નિર્વાણપ્રાપ્તિ કરી

अभिनन्दन ૪ થા તીર્થંકર અયોધ્યાના રાજા सवर અને રાણી सिद्धार्थाના પુત્રરૂપે અવતર્યા હતા જગતમા દેવોએ અને મનુષ્યોએ એમને અભિનન્દન આપ્યુ તેના સ્મરણમા એમનુ નામ અભિનદન પડ્યુ સમેતશિખર ઉપર ૫૦૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે, સમ્ભવનાથના નિર્વાણ પછી ૧૦ લાખ કોટિ સાગરોપમે એ નિર્વાણ પામ્યા

सुमति ૫ મા તીર્થંકર પણ અયોધ્યામા (साकेत મા) જન્મ્યા હતા એમના પિતા રાજા मेघ અને માતા રાણી मगला હતા જ્યારે એ ગર્ભમા હતા, ત્યારે એમના માતાએ એક પ્રસગે અદ્

ભુત સુમતિ દેખાડેલી તે ઉપરથી એમનુ નામ સુમતિ પડ્યુ તે પ્રસગ આમ છે—એક માણસ પોતાની પાછળ બે સ્ત્રીઓ અને એક પુત્ર મૂકીને મૃત્યુ પામ્યો ‘એ છોકરો મારો છે’ એવો દાવો દરેક સ્ત્રી કરવા લાગી ને પોતાની ફરિયાદ રાજા પાસે લઈ ગઇ રાજા આ કઠણુ પ્રશ્નનો નિર્ણય કરી શક્યો નહિ, તેથી પોતાની રાણીની સલાહ પૂછી રાણીએ બીજી બધી સમ્પત્તિની પેઠે એ છોકરાના પણ બે ભાગ કરી દરેક ભાગ દરેક સ્ત્રીને આપવાની સૂચના કરી પોતાનો દીકરો મારો જાય, એ ન સહેવાયાથી સમ્પત્તિ અને છોકરો બધુ ય જતુ કરવાની સાચી માતાએ ઇચ્છા દેખાડી જૂઠી માતા શાન્ત ઉભી રહી આથી સાચી માતા પર ખ ુ શ ુ થઇ સુમતિએ પણ તીર્થંકરને યોગ્ય જીવન ગાળ્યુ અને અન્તે સમેતશિખર ઉપર ૪૦૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે, અભિનન્દનના નિર્વાણ પછી ૯ લાખ કોટિ સાગરોપમે એ નિર્વાણ પામ્યા

પદ્મપ્રભ ૬ઠ્ઠા તીર્થંકર કૌશામ્બી ના (સુકૌશા ના) રાજા ઘર (શ્રીધર) અને તેની રાણી સુસીમાને ત્યા અવતર્યા હતા જ્યારે એ ગર્ભમા રહ્યા હતા, ત્યારે એમના માતાને પદ્મશય્યા ઉપર સુવાની ઇચ્છા થઇ, તેથી તેમનુ નામ પદ્મપ્રભ પડ્યુ એમણે તીર્થંકરયોગ્ય જીવન ગાળ્યુ અને સમેતશિખર ઉપર ૩૦૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે, સુમતિનાથના નિર્વાણ પછી ૯૦૦૦૦ કોટિ સાગરો પમે એ નિર્વાણ પામ્યા

સુપાર્શ્વ ૭ મા તીર્થંકર કાશીના રાજા પ્રતિષ્ઠ અને તેની રાણી પૃથ્વિીને ત્યા અવતર્યા હતા જ્યારે એ ગર્ભમા હતા ત્યારે એમના માતાને સુપાર્શ્વ (સારૂ પાસુ) હતુ તેથી એમનુ નામ સુપાર્શ્વ પડ્યુ એમના માતાએ સ્વપ્નમા પોતાને નાગશય્યામા સુતેલા જોયા હતા અને જન્મવખતે તીર્થંકરની ચારે બાજુએ નાગ હતા, તેથી એમના છત્રમા નાગનુ ચિહ્ન હોય છે સમેતશિખર ઉપર ૨૦૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે, પદ્મપ્રભના નિર્વાણ પછી ૯૦૦૦ કોટિ સાગરોપમે એ નિર્વાણ પામ્યા.

ચન્દ્રપ્રભ ૮ મા તીર્થંકર ચન્દ્રપુરીના રાજા મહાસેન અને તેની

राणी लक्ष्मणाने त्या अवतर्या हता એમની લેશ્યા ચન્દ્રપ્રભા જેવી શુકલ હતી તેથી અથવા તો તેમની માતાને સારી આશા હતી ત્યારે એમને ચન્દ્ર પીવાનો દોહદ થયો હતો, તેથી એમનુ નામ ચન્દ્રપ્રભ પડયુ એ દોહદ એવી રીતે પૂરો કરવામા આવેલો કે થાળીના વાટકામા પાણી ભરી તેમા ચન્દ્રપ્રભા પાડીને તે એમને પાયુ કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને સમેતશિખર ઉપર ૧૦૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે, સુપાર્શ્વ પછી ૯૦૦ કોટિ સાગરોપમે એ નિર્વાણ પામ્યા

સુવિધિ અથવા પુષ્પદન્ત ૯ મા તીર્થંકર કાકંદીના રાજા સુગ્રીવ અને તેની રાણી રામાને ત્યા અવતર્યા હતા ગર્ભિણી રામાએ અનેક ધાર્મિક સુવિધિ કરેલા, તેથી તેનુ નામ સુવિધિ પડયુ તેમના દાત પુષ્પ જેવા હતા, તેથી એમનુ બીજુ નામ પુષ્પદન્ત પડયુ સમેતશિખર ઉપર ૨૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે ચન્દ્રપ્રભની પછી ૯૦ કોટિ સાગરોપમે એ નિર્વાણ પામ્યા

મિથ્યાત્વ તો પ્રવર્તતુ હતુ તે છતા યે ઋષભના સમયથી જૈનધર્મ પ્રસરતો ચાલતો હતો, પણ તે સુવિધિના નિર્વાણ પછી અને શીતળ તીર્થંકરના જન્મ અગાઉ સકોચાતો ચાલ્યો એમ સાતવાર (સાત પ્રભુના આતરામા) થયુ પાછો ફરી શાન્તિનાથના સમયમા એનો ઉદ્ધાર થયો ત્યારપછી વિચ્છેદ ન થયો ૯ મા અને ૧૦ મા તીર્થંકરની વચ્ચેના કાળમા ¼ પલ્યોપમ સુધી તીર્થવ્યવચ્છેદ (જૈનધર્મનો લોપ) રહ્યો

શીતલ ૧૦ મા તીર્થંકર મદ્દિલપુરમા (મદ્રિકાપુરીમા) જન્મ્યા હતા એમના માતા નદા જ્યારે ગર્ભિણી હતા, ત્યારે પોતાના સ્વામી દૃઢરથનો ઉષ્ણ તાવ પોતાના શીતલ સ્પર્શથી મટાડ્યો હતો તેથી એમનુ નામ શીતલ પડયુ સમેતશિખર ઉપર ૧૦૦૦૦૦ પૂર્વની ઉમ્મરે, સુવિધિ પછી ૯ કોટિ સાગરોપમે એ નિર્વાણ પામ્યા એમના અને એમના પૂર્વના તીર્થંકરની વચ્ચેના કાળમા ¼ પલ્યોપમ સુધી તીર્થવ્યવચ્છેદ રહ્યો

શ્રેયાસ ૧૧ મા તીર્થંકર સિંહપુરમા જન્મ્યા હતા તેમના પિતાનુ નામ વિષ્ણુ હતુ તેમના માતાનુ નામ વિષ્ણુશ્રી હતુ જ્યારે

ગર્ભિણી હતા ત્યારે ગર્ભના શુભ પ્રભાવને પ્રતાપે અસુગ્ની છાયા વાળી શય્યામા બેસવા શક્તિમાન થયા હતા જન્મ પૂર્વે પણુ એમણે એને શ્રેયાંસ કરી બતાવ્યો હતો તેથી એમનુ નામ શ્રેયાસ પાડયુ સમેતશિખર ઉપર ૮૪૦૦૦૦૦ વર્ષની ઉમ્મરે શીતલનાથ પછી ૧૦૦ સાગરોપમ અને ૬૬૨૬૦૦૦ વર્ષે ઉણા એક કોટિ સાગરોપમ ગયા ત્યારે એ નિર્વાણુ પામ્યા

શ્રેયાસના સમયમા પોતનપુરમા રિપુપ્રતિશત્રુ નામે રાજા હતો એની રાણી મદ્રા જ્યારે ગર્ભવતી હતી ત્યારે એકવાર એણે ચાર પ્રખ્યાત સ્વપ્ન જોયા અને થોડા જ સમયમા એક પુત્રને જન્મ આપ્યો એ અચલ ૧ લા બલદેવ હતા ત્યારપછી રાણીને એક પુત્રી અવતરી તેનુ નામ મૃગાવતી પાડયુ યુવતી થતા એ કન્યા એવી સુન્દર થઇ કે તેનો પિતા તેના ઉપર મોહ પામ્યો અને તેની સાથે લગ્ન કરવાનો એણે નિશ્ચય કર્યો ધારેલા લગ્નવિષે લૌકિક સમ્મતિ મેળવવાને માટે એણે મોટી સભા બોલાવી અને તેમા પ્રશ્ન કર્યો જે "મારી ભૂમિમાથી રત્ન જડે તો તે કોનુ ?" સૌએ ઉત્તર આપ્યો જે " આપ પૃથ્વીના સ્વામી છો અને તેથી સર્વના સ્વામી છો " એણે ફરીવાર એનો એ પ્રશ્ન કર્યો ને ફરી વાર એનો એ ઉત્તર મળ્યો, તેથી એણે ગાધર્વલગ્નની પ્રણાલીએ મૃગાવતીની સાથે પોતાની પ્રજાને આશ્ચર્યચકિત કરીને લગ્ન કર્યું અને તેથી *પ્રજાપતિ કહેવાયો ભદ્રાને આથી પોતાના સ્વામી ઉપર એટલો ક્રોધ ચડ્યો કે પોતાના પુત્ર અચલને લઇને તે દક્ષિણુ દેશમા ચાલી ગઇ અચલે માહેશ્વરી નામે નગરી વસાવી ને માતાને ત્યા રાખી પછી પોતે પોતનપુર પાછા આવ્યા

રિપુપ્રતિશત્રુને ત્યા મૃગાવતીને પેટે પુત્ર અવતર્યો તે પુત્ર ગર્ભમાં હતો ત્યારે માતાએ ૭ સ્વપ્ન જોયા ને તેથી વાસુદેવના

---

* પ્રજાપતિ શબ્દના બે અર્થ છે પ્રજાનો પતિ એટલે રાજા, અને પ્રજા એટલે સૃષ્ટિનો પતિ એટલે બ્રહ્મા હિન્દુકથા પ્રમાણે બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતી સાથે લગ્ન કર્યું હતુ.

જન્મની સૂચના થઇ જન્મ પછી પુત્રનુ નામ ત્રિપૃષ્ઠ પાડયુ મરીચિનો જીવ આ ત્રિપૃષ્ઠ રૂપે અવતર્યો હતો અને છેવટે ૨૪ મા તીર્થંકર મહાવીર રૂપે અવતરશે પોતાના માણાપને એકમેક સાથે અણુબનાવ હોવા છતા અચલ અને ત્રિપૃષ્ઠ વચ્ચે સારો બધુભાવ હતો અને એકમેક પ્રત્યે સારી રીતે અનુરક્ત હતા

તે સમયે रत्नपुरमा રાજા अश्वग्रीव ( हयग्रीव ) હતો તે ૧ લો પ્રતિવાસુદેવ હતો अलकाના રાજા मयूरग्रीव અને તેની રાણી नीलाजनाનો એ પુત્ર હતો પૃથ્વીના મોટા ભાગને પોતાની સત્તા નીચે આણ્યા પછી એક વાર એણે નિમિત્તજ્ઞને પ્રશ્ન કર્યો જે 'મને કોઇ જીતી કે મારી શકશે ખરા?' નિમિત્તજ્ઞે ઉત્તર આપ્યો કે 'જે પુરૂષ તારા દૂત चण्डवेगनु અપમાન કરશે ને તારા સિંહને મારી નાખશે તે પુરૂષને હાથે તારૂ મૃત્યુ થશે' આ ઉત્તર સાભળીને અશ્વગ્રીવને અતિશય ગ્લાનિ થઇ, તે રાત દિવસ વિચારવા લાગ્યો કે એ ભયકર ભાવિને કેવી રીતે દૂર કરવુ ત્યારપછી થોડે કાળે એણે દૂત ચડવેગને પ્રજાપતિના દરબારમા મોકલ્યો ત્યા ત્રિપૃષ્ઠે એ દૂતનુ અપમાન કર્યું, ને ત્યારપછી અશ્વગ્રીવના સિહનો પણ વધ કર્યો આથી અશ્વગ્રીવને ત્રિપૃષ્ઠ ઉપર ભયકર ક્રોધ ચડ્યો એ ક્રોધ વધવાનુ એવામા બીજુ કારણ બન્યુ વિદ્યાધરોના રાજા ज्वलनजटीને स्वयप्रभा નામે કન્યા હતી, તેની સાથે લગ્ન કરવાની અશ્વગ્રીવને આકાક્ષા હતી, પણ તેની સાથે ત્રિપૃષ્ઠે લગ્ન કર્યું લગ્ન થઇ ગયા પછી પણ અશ્વગ્રીવે જ્વલન જટી પાસે દૂત મોકલીને કહેવરાવ્યુ કે 'તારી કન્યા મારે ત્યા મોકલી દે' આમા નિરાશ થયે તેણે ત્રિપૃષ્ઠ સાથે યુદ્ધ આરભ્યુ લાબા યુદ્ધ પછી એ પરાજય પામ્યો, મરાયો ને નરકે ગયો

આ વિજયથી ત્રિપૃષ્ઠને અશ્વગ્રીવનુ ભરતખડની અર્ધી પૃથ્વીનુ રાજ્ય મળ્યુ એ પોતનપુર પાછા આવ્યા ને ત્યા અર્ધચક્રવર્તી રૂપે એમને અભિષેક થયો રાજ્યના અને પોતાની ૩૨૦૦૦ રાણીઓના વિલાસમા એ નિમગ્ન થઇ ગયા એમની આસપાસ સદૈવ

ગવૈયા ગાન કરતા અને એ ગાનથી વાસુદેવ આનન્દ પામતા શય્યાપાલને એમણે આજ્ઞા કરી હતી કે ' હુ ઉંઘી જાઉં એટલે ગવૈયાને રજા દઇ દેવી ' એકવાર ગાનથી મુગ્ધ થઇ જઈને શય્યાપાલે ગવૈયાને રજા આપી નહિ અને પોતે જ તેનો આનન્દ લેવા લાગ્યો ત્રિપૃષ્ઠ જ્યારે જાગ્યા ત્યારે પોતાની આજ્ઞાનો ભગ થયેલો જોઇને એમને એવો તો ક્રોધ ચઢ્યો કે શય્યાપાલના કાનમા સીસાનો ને તાંબાનો ધીગધીગતો રસ રેડાવી દીધો આ ભયકર સજાથી શય્યાપાલ મરણ પામ્યો એકદરે કરેલા બધા પાપને ફળે ત્રિપૃષ્ઠનુ મરણ થતા તેમને નરકમા પુનર્ભવ મળ્યો પોતાના ભાઈના મૃત્યુથી અચલને એટલો ખેદ થયો કે એ સાધુ થઇ ગયા ને અન્તે નિર્વાણ પામ્યા

૧૧ મા ને ૧૨ મા તીર્થંકરની વચ્ચેના કાળમા ¾ પલ્યોપમ સુધી તીર્થવ્યવચ્છેદ ચાલ્યો

વાસુપૂજ્ય ૧૨ મા તીર્થંકર ચમ્પાનગરીમા રાજા વસુપૂજ્ય અને તેની રાણી જયા ને ત્યા પુત્રરૂપે અવતર્યા હતા તેમના પિતાના નામ ઉપરથી એમનુ નામ વાસુપૂજ્ય પડયુ બીજો અભિપ્રાય એવો છે કે વસુ (દેવો)ના એ પૂજ્ય હોવાથી પણ એ વાસુપૂજ્ય કહેવાયા પોતાના જન્મસ્થાન ચપાનગરીમા ૭૨૦૦૦૦૦ વર્ષની ઉમ્મરે, શ્રેયાંસ પછી ૫૪ સાગરોપમે એ નિર્વાણ પામ્યા [૬૩]

વાસુપૂજ્યના સમયમા દ્વારકાના રાજા બ્રહ્મ અને તેની રાણી સુભદ્રાને ઘેર વિજય અવતર્યા તે ૨ જા બળદેવ હતા એ રાજાને બીજી રાણી ઉમા ને પેટે દ્વિપૃષ્ઠ અવતર્યા તે ૨ જા વાસુદેવ હતા, વિજયપુરના રાજા શ્રીધરને તેની રાણી શ્રીમતીને પેટે તારક અવતર્યો તે ૨ જો પ્રતિવાસુદેવ હતો દ્વિપૃષ્ઠે તારકને હરાવ્યો, તેનુ રાજ્ય લઇ લીધુ ને દ્વારકામા રહીને રાજ્ય ચલાવવા લાગ્યા વાસુપૂજ્યે એમને જૈનધર્મમા આણ્યા, પણ એમના પાપને ફળે નરકમા જતા બચી શકયા નહિ વિજયે દીક્ષા લીધી ને નિર્વાણપ્રાપ્તિ કરી.

વાસુપૂજ્યના મરણ પછી ¾ પલ્યોપમ સુધી તીર્થવ્યવચ્છેદ ચાલ્યો

विमल ૧૩ મા તીર્થંકર कम्पिल्य પુરના રાજા कृतवर्मा અને તેની રાણી श्यामाने (दिग सुरम्याने) ત્યા પુત્રરૂપે અવતર્યા હતા તેમની માતાની **વિમલતાને** કારણે એમનુ નામ વિમલ પડ્યુ બીજો મત એવો છે કે એમના જન્મ પહેલા તેમના માતાએ નીચેને પ્રસંગે વિમલ બુદ્ધિનો પરિચય આપ્યો હતો “ એક પુરૂષ પોતાની સ્ત્રી સાથે એક મન્દિરમા ઉંઘી ગયો હતો એ મન્દિરમા એક વ્યન્તરી રહેતી હતી, તે પેલા પુરૂષ ઉપર મોહ પામી ગઈ અને તેથી તેણે તેની સ્ત્રીનુ રૂપ ધારણ કર્યું પછી જ્યારે એ જાગ્યો ત્યારે પોતાની ખરી સ્ત્રી કઈ ને ખોટી કઇ ? તે પારખી શકયો નહિ આથી એનો ઉકેલ કરાવવા રાજા પાસે ગયો રાણીએ એને દૂર ઉભો રાખ્યો અને તે બે સ્ત્રીઓને તે પુરૂષનો સ્પર્શ કરવા કહ્યુ ખરી સ્ત્રી સ્પર્શ કરી શકી નહિ, કારણ કે તે બહુ દૂર હતી વ્યન્તરી તો દૂરની વસ્તુનો સ્પર્શ કરવાની પોતાની શક્તિને લીધે અનાયાસે જ સ્પર્શ કરી શકી ખરી સ્રી કઇ છે તે હવે પરખાઈ ગયુ ને સાચો નિર્ણય આપવામા આવ્યો ” સમ્મેતશિખર ઉપર ૬૦૦૦૦૦૦ વર્ષની ઉમ્મરે વાસુપૂજ્ય પછી ૩૦ સાગરોપમે વિમલ નિર્વાણ પામ્યા

વિમલનાથના સમયમા દ્વારકાના રાજા रुद्र અનેતેની રાણી सुप्रभाने ઘેર भद्र ( दि० धर्म ) અવતર્યો તે ૩ જા બલદેવ હતા એ રાજાને બીજી રાણી पृथिवीने પેટે स्वयभू અવતર્યો તે ૩ જા વાસુદેવ હતા नन्दनपुरના રાજા समरकेसरीने તેની રાણી सुन्दरीने પેટે मेरक અવતર્યો તે ૩ જો પ્રતિવાસુદેવ હતો સ્વયભૂએ એને મારી નાખ્યો કેટલોક વખત રાજ્ય કર્યા પછી સ્વયભૂ નરકમા ગયા ને ભદ્ર સાધુ થઇ નિર્વાણ પામ્યા

૧૩મા અને ૧૪મા તીર્થંકરની વચ્ચેના કાળમા ¾ પલ્યો- પમ સુધી તીર્થવ્યવચ્છેદ ચાલ્યો.

अनन्त ૧૪મા તીર્થંકર અયોધ્યામા રાજા सिंहसेन અને તેની રાણી सुयशा ને ( दिग सवयशाने ) ત્યા પુત્રરૂપે અવતર્યા હતા એમને **અનન્ત**(અનેક) વસ્તુનુ જ્ઞાન હતુ અને એમના માતાએ સ્વપ્નમા અનેક

અનન્ત( છેડા વિનાની ) રત્નમાળાઓ જોઈ હતી તેથી એમનુ નામ અનન્ત પડ્યુ તારા ખરતો જોઈ ભૌતિક જીવનની અનિત્યતાનુ એમને ભાન થયુ તેથી એમણે દીક્ષા લીધી અને અન્તે સમેતશિખર ઉપર ૩૦૦૦૦૦૦ વર્ષની ઉમ્મરે વિમલ પછી ૯ સાગરોપમે નિર્વાણ પામ્યા

એમના સમયમા દ્વારકાના રાજા સોમ અને રાણી સુદર્શનાને ઘેર શ્વેતકાય સુપ્રભ અવતર્યા તે ૪ થા બલદેવ હતા એ રાજાને બીજી રાણી સીતાને પેટે કૃષ્ણકાય પુરુષોત્તમ અવતર્યા તે ૪ થા વાસુદેવ હતા પૃથ્વીપુરના રાજા વિલાસને તેની રાણી ગુણવતીને પેટે મધુ અવતર્યો તે ૪ થો પ્રતિવાસુદેવ હતો મધુને હરાવીને પુરૂષોત્તમ અર્ધચક્રવર્તી થયા ને અન્તે નરકે ગયા સુપ્રભ નિર્વાણ પામ્યા ૬૫

૧૪ મા અને ૧૫ મા તીર્થંકરની વચ્ચેના કાળમા ¾ પલ્યોપમ સુધી તીર્થવ્યચ્છેદ ચાલ્યો

ધર્મ ૧૫ મા તીર્થંકર રત્નપુરમા રાજા ભાનુ અને તેની રાણી સુવ્રતાને ત્યા અવતર્યા જ્યારે રાણી ગર્ભવતી થઈ ત્યારે તેણે **ધર્મના** બધા વિધિ અતિ શ્રેષ્ઠભાવે પાળ્યા હતા તેથી તેમનુ નામ ધર્મ પાડ્યુ સમેતશિખર ઉપર ૧૦૦૦૦૦૦ વર્ષની ઉમરે અનન્તનાથ પછી ૪ સાગરોપમે એ નિર્વાણ પામ્યા

એમના સમયમા ૫ મા બલદેવ સુદર્શન અને ૫ મા વાસુદેવ પુરુષસિંહ બને અશ્વપુરના રાજા શિવ અને તેની રાણી વિજયા તથા અમ્બિકાને ત્યા પુત્રપણે ઉત્પન્ન થયા હરિપુરનો રાજા નિશુમ તે ૫ મો પ્રતિ વાસુદેવ થયો પુરૂષસિંહે નિશુંભનો વધ કર્યો અને અર્ધચક્રવર્તી થયા પછી મરણ થતા નરકે ગયા એમના ઓરમાન ભાઈ સુદર્શન નિર્વાણ પામ્યા

ધર્મનાથ પછી ૩ જા ચક્રવર્તી મઘવા ( મઘવાન્ ) થયા શ્રાવસ્તી નગરીમા રાજા સમુદ્રવિજય અને તેની રાણી ભદ્રાને ત્યા એમનો જન્મ થયો હતો ચક્રવર્તીના ચૌદ રત્નો એમને પ્રાપ્ત થયા હતા ને તેવડે એમણે ભરતવર્ષના છએ ખંડો ઉપર પોતાનો અધિકાર પ્રવર્તાવ્યો પણ વૃદ્ધાવસ્થામા સસારની અનિત્યતાનુ એમને ભાન થયુ તેથી દીક્ષા લીધી ને મરણ પામી દેવલોકમા જન્મ પામ્યા

એમના પછી ૪ થા ચક્રવર્તી સનત્કુમાર હસ્તિનાપુરના રાજા અશ્વસેન અને તેની રાણી સહદેવીને ત્યા અવતર્યા સર્વે કળા અને વિદ્યામા એ નિપુણ થયા અને પોતાના મિત્ર મહેન્દ્રસિંહ સાથે મોટા થયા એક સમયે વસન્તઋતુને એક સુન્દર દિવસે થોડા જ વખત ઉપર પોતાને ભેટ મળેલા, પણ પોતાને ખબર નહિ એવી રીતની કુટેવવાળા ઘોડા ઉપર બેસીને ક્રીડા કરવા નીકળ્યા ઘોડો એમને એવો અવળે રસ્તે લઇ ગયો કે એ પોતાના અનુચરોથી વિખુટા પડી ગયા અને માનસ સરોવર પાસે જઈ પહોચ્યા ત્યારપછી એમણે ઘણા સાહસ ખેડ્યા, અનેક યુદ્ધ કર્યા, અનેક સુન્દરીઓ સાથે લગ્ન કર્યા અને અનેક વિદ્યાધરોને રાજપદે અભિષિક્ત થયા છેવટે મહેન્દ્રસિંહ સાથે એમને મેળાપ થયો, અને એની સાથે પાછા ઘેર ગયા તેમના પિતાએ દીક્ષા લીધા પછી એમણે ચક્રવર્તી થઇ રાજ્ય કર્યું છ ખડ પૃથ્વીનુ રાજ્ય પાળ્યુ અને સુખામૃતમા સ્નાન કર્યું જ્યારે એ વૃદ્ધ થયા ત્યારે બ્રાહ્મણનુ રૂપ લઇને બે દેવ એમનુ રૂપ જોવા એમની પાસે આવ્યા અને એમના પ્રખ્યાત શરીરસૌન્દર્યની પ્રશસા કરવા લાગ્યા, છતાયે એ તો સૂચવ્યુ કે 'તમારૂ શરીર હવે વ્યાધિપૂર્ણ થઇ ગયુ છે' આ વાતનુ એમને પોતાને પણ ભાન થયુ, ત્યારે સસારથી એ વીરક્ત થયા અને દીક્ષા લીધી સસારવિલાસમા જે અશુભ જીવન એમણે ગાળેલુ તેને પરિણામે પાછળથી એમને અનેક રોગ થયા જો કે એ રોગનુ નિવારણ એ જાણતા હતા છતાયે સાધુજીવનમા એ સર્વે રોગ એમણે સહન કર્યા અન્ત સમયે એમણે અનશન કર્યું ને સમેતશિખર ઉપર ૩૦૦૦૦૦ વર્ષની ઉમ્મરે મરણ થતા સનત્કુમાર સ્વર્ગમા પુનર્જન્મ પામ્યા ત્યાથી પાછા એ મહાવિદેહ ક્ષેત્રમા રાજા રૂપે અવતર્યા ને દીક્ષા લઇ નિર્વાણ પામ્યા [૬૬]

૧૫ મા અને ૧૬ મા તીર્થંકરની વચ્ચેના કાળમા ¾ પલ્યોપમ સુધી તીર્થવ્યવચ્છેદ ચાલ્યો. તીર્થંકરો વચ્ચેના કાળનો આ છેલ્લો તીર્થવ્યવચ્છેદ હતો અને તે એકદરે ૨¾ પલ્યોપમનો હતો શાન્તિનાથ પછી એવો તીર્થવ્યવચ્છેદ થયો નહિ

શાન્તિ ૫ મા ચક્રવર્તી અને ૧૬ મા તીર્થંકર હસ્તિનાપુરના રાજા વિશ્વસેન અને તેમની રાણી અચિરાને ત્યા જન્મ્યા હતા માતાના ગર્ભમા હતા ત્યારે એમણે પ્રજાની અશાન્તિનો નાશ કર્યો તેથી એમનુ નામ શાન્તિ પડ્યુ રાજદરબારના ઠાઠથી એ ઉછર્યા અને સુન્દરી યશોમતિ સાથે એમણે લગ્ન કર્યું આ રાણીએ એકવાર સ્વપ્નમા મ્હોમા ચક્ર પ્રવેશતુ જોયુ શાન્તિએ એ વિષે ખુલાસો કર્યો કે " પૂર્વજન્મમા દ્રઢરથ નામે મારો ભાઇ હતો, તે સર્વાર્થસિદ્ધ સ્વર્ગમા છે, તે આપણા પુત્રરૂપે અવતરશે તે જન્મમા હુ મેઘરથ હતો અને બાજના શિકારમાથી પારેવાને બચાવવાને માટે એ બાજને મે મારૂ માસ આપ્યું હતુ એ ધર્મકાર્ય કર્યાને ફળે હુ આ ભવે આ સ્થિતિમા અવતર્યો છુ " કાળે કરીને એમને પુત્ર થયો ને એનુ નામ ચક્રાયુધ પાડ્યુ શાન્તિએ સમસ્ત પૃથ્વી ઉપર પ્રભાવશાળી રાજ્ય ચલાવ્યુ, આર્ય અને અનાર્ય સૌને પોતાના દણ્ડ નીચે આણ્યા પોતાના રાજનગરમા ૫ મા ચક્રવર્તીપદે એમનો અભિષેક થયો ૨૫૦૦૦ વર્ષ રાજ્ય કરી એમણે સસાર છોડ્યો અને પોતાના પુત્ર ચક્રાયુધને ગાદીએ બેસાડ્યો તીર્થંકર થયા પછી ચક્રાયુધને પોતાના પટ્ટશિષ્ય ( ગણધર ) બનાવ્યા ત્યારે ચક્રાયુધે પોતાના પુત્ર ક્વચહરને ગાદીએ બેસાડ્યો સમેતશિખર ઉપર ૧૦૦૦૦૦ વર્ષની ઉમ્મરે ધર્મનાથ પછી ૩ સાગરોપમમા ¾ પલ્યોપમ ઓછુ એટલે કાળે શાન્તિનાથ નિર્વાણ પામ્યા

કુન્થુ ૬ ઠ્ઠા ચક્રવર્તી અને ૧૭ મા તીર્થંકર પણ હસ્તિનાપુરના રાજા સુર અને તેની રાણી શ્રીદેવીને ત્યા જન્મ્યા હતા તેમની માતાએ ગર્ભાવસ્થામા કુન્થુજાતિનો રત્નસમૂહ જોયેલો તે ઉપરથી એમનુ નામ કુન્થુ પાડ્યુ દિગ્વિજય કર્યા પછી ભરતવર્ષના એ ચક્રવર્તી થયા, ત્યારપછી એમણે દીક્ષા લઇ ધર્મોપદેશ કર્યો અને સમેતશિખર ઉપર ૯૫૦૦૦ વર્ષની ઉમરે શાન્તિનાથ પછી ½ પલ્યોપમે એ નિર્વાણ પામ્યા

અર ૭ મા ચક્રવર્તી અને ૧૮ મા તીર્થંકર પણ હસ્તિનાપુરમા રાજા સુદર્શન અને એની રાણી દેવીને (મિત્રાને) ત્યાં જન્મ્યા

હતા એમની માતાએ સ્વપ્નમા રત્નમય અર (પૈડુ) જોયેલુ તેથી એમનુ નામ અર પાડયુ સુખ્યાત ચક્રવર્તી રાજ્ય ભોગવ્યા પછી સમ્મેતશિખર ઉપર ૮૪૦૦૦ વર્ષની ઉમરે, કુન્થુનાથ પછી ¼ પલ્યોપમમા ૧૦૦૦ કોટિ વર્ષ ઓછા એટલે કાળે એ નિર્વાણ પામ્યા

અર તીર્થંકર હતા તે સમયે चक्रपुरના રાજા महाशिव (महाशिरस) અને તેની રાણી वैजयन्तीને ઘેર आनन्द અવતર્યા તે ૬ ઠ્ઠા બલદેવ હતા, અને બીજી રાણી लक्ष्मीवतीને પેટે पुरुषपुण्डरीक અવતર્યા તે ૬ ઠ્ઠા વાસુદેવ હતા રાજા बलि ૬ ઠ્ઠો પ્રતિવાસુદેવ હતો પુરુષપુંડરીકની રાણી બલિને લઇ લેવી હતી, તેથી તેને વેર થયુ વાસુદેવે તેને ઘેર્યો ને માર્યો ત્યારપછી લાખાકાળ સુધી પુરુષપુંડરીકે રાજ્ય કર્યું ને અન્તે નરકમા ગયા એમના ઓરમાન ભાઇ આનન્દ નિર્વાણ પામ્યા

એમના પછી सुभूम (सुभौम) આઠમા ચક્રવર્તી રાજા कृतवीर्य અને તેની રાણી ताराને ત્યા પુત્રપણે ઉત્પન્ન થયા એમનુ જીવન ચરિત જૈનોની परशुरामની કથામા ખુબ વર્ણવ્યુ છે ને પરશુરામની કથા બીજી કથાઓમા ખુબ આવે છે જૈનધર્મ સાચો કે શૈવધર્મ સાચો ? એ વિષે બે દેવોમા વિવાદ ઉભો થયો, બેમાથી કોનુ કહેવુ સાચુ છે ? એનો નિર્ણય કરવા, એ બે ધર્મના અનુયાયી ઓની પરીક્ષા કરવા એમણે ઠરાવ કર્યો એમની પરીક્ષામા જૈન મુનિ ઉત્તીર્ણ નિવડ્યા પછી जमदग्नि પાસે ગયા અને ચકલીનુ રૂપ ધારણ કરીને એની દાઢીમા પેસી ગયા, ત્યા રહ્યા રહ્યા એ વાત કરવા લાગ્યા કે 'જમદગ્નિ મહાપાપી છે, કારણ કે ઘરે પુત્ર મૂકયા વિના તાપસ થયા છે' આ શબ્દોથી જમદગ્નિ એવા ભોળવાઈ ગયા કે તેને લગ્ન કરવાની ઇચ્છા થઇ આવી આ ઉપરથી તાપસની માનસિક શિથિલતા અને જૈનસાધુની દ્દઢતાનો દેવોને નિર્ણય થયો લગ્ન કરવાની ઇચ્છાએ જમદગ્નિ जितशत्रु રાજા પાસે ગયા અને તેની ૧૦૦ કન્યાઓમાથી એકની માગણી કરી કન્યાઓએ કંગાળ ભિક્ષુકને આવતો જોયો ને તેમાથી હરકોએ તો તેને તુચ્છકારી કાઢ્યો ને તેની સાથે લગ્ન કરવાની સાફ ના પાડી એ ઉપરથી

ક્રોધે ભરાઇને તે સૌને શાપ દીધો ને તેથી એ ખુધી થઇ ગઈ સોમી કન્યા રેણુકાએ એ તુચ્છ વૃદ્ધની સાથે લગ્ન કરવાનુ સ્વીકાર્યું જમદગ્નિએ એની સાથે લગ્ન કર્યું, બીજી કન્યાઓને સાજી કર્યા પછી રેણુકાને લઇને વનમા ગયો ત્યા નિર્બળ શરીરે, પણ પ્રબળ કામવાસનાએ, રેણુકા સાથે વિલાસ ભોગવવા લાગ્યો રેણુકાને ઋતુપ્રાપ્તિનો સમય પાસે આવ્યો, ત્યારે જમદગ્નિએ એક પાત્રમા કંઇક સામગ્રી તૈયાર કરી આપીને તે ખાઇ જવાનુ રેણુકાને કહ્યુ, કારણ એથી રેણુકાને બ્રાહ્મણગુણસમ્પન્ન પુત્ર થાય રેણુકાની પ્રાર્થનાથી એની બેન માટે ઋષિએ બીજુ પાત્ર તૈયાર કરી આપ્યુ એ પાત્રમા ક્ષત્રિયગુણસમ્પન્ન પુત્ર આપવાની શક્તિ હતી રેણુકાની બેન હસ્તિનાપુરના રાજા અનન્તવીર્યની રાણી હતી, તેને માટે એ પાત્ર એણે તૈયાર કરાવ્યુ હતુ 'વનવાસ જીવન ગાળનાર વનપશુ જેવો ઋષિપુત્ર પ્રાપ્ત કરવા કરતા બળવાન યુદ્ધપ્રિય પુત્ર ઉત્પન્ન કરવો એ સારૂ ' એવો વિચાર એ વખતે રેણુકાને આવ્યો એથી એણે પાત્ર બદલી નાખ્યા ત્યારપછી વખત જતા રેણુકાને પેટે રામ અવતર્યો અને એની બેનને પેટે કૃતવીર્ય અવતર્યો રામ સબળ યોદ્ધો થયો અને એક વિદ્યાધર પાસેથી એને અદ્ભુત પરશુ મળી, તેથી એ પરશુરામ કહેવાયો

એકવાર રેણુકા પોતાની બેનને મળવા હસ્તિનાપુર ગઇ ત્યા એ ઋષિપત્ની સાથે એનો બનેવી અનન્તવીર્ય કામભોગ ભોગવવા લાગ્યો, ને તેથી એને એક પુત્ર સાપડ્યો રેણુકા એ પુત્રને લઇને વનમા પાછી પોતાના પતિ પાસે ગઇ, ત્યારે રામે એ બન્નેને મારી નાખ્યા એના વધનુ વેર લેવાને અનન્તવીર્ય આશ્રમમા ગયો અને રામની ગેરહાજરીમા એના સ્થાનનો સમૂળ નાશ કર્યો રામે ત્યારપછી અનન્તવીર્યને મારી નાખ્યો એના પછી એની ગાદીએ કૃતવીર્ય બેઠો ને એણે જમદગ્નિને મારી નાખ્યો, પણ પાછો તે રામની પરશુનો ભોગ થઇ પડ્યો કૃતવીર્યની વિધવા તારાને સારી આશા હતી, તે ઋષિથી બચીને નાશી છુટી વનમા જતી રહી

તેણે ૧૪ પ્રખ્યાત સ્વપ્ન જોયા ને તેને અનુસરીને એને જે પુત્ર થયો તે સુભૂમ ચક્રવર્તી થયો

વિદ્યાધર મેઘનાદે સુભૂમને પોતાની કન્યા આપી એ વિદ્યાધરની સહાયતાએ સુભૂમ હસ્તિનાપુર ગયો અને પરશુરામને મારી નાખ્યો ત્યારપછી ૭ ખડ ભરતવર્ષ એણે જીતી લીધો અને પરશુરામે ક્ષત્રિયનો વધ કર્યો હતો એના વેરમા તેણે બ્રાહ્મણસહાર આરભ્યો અન્તે એને ધાતકીખડના ભરત ઉપર પણ વિજય મેળવવાની અભિલાષા થઇ એના સર્વ મત્રીઓએ એને વાર્યો, છતા યે એ અભિલાષાનો માર્યો લવણસમુદ્ર ઓળગવાને માટે ચર્મરત્ન ઉપર બેસીને ચાલ્યો પણ જે દેવો એ વાહનને ઉપાડતા હતા તે થાકી ગયા ને તેમને વિશ્રામ લેવાની ઇચ્છા થઇ આવી, તેથી તે ચર્મરત્નને છોડી દીધુ, પરિણામે સુભૂમ સમુદ્રમા ડુબી ગયો ને પોતાના લોભને લીધે નરકમા ગયો

ત્યારપછીના સમયમા કાશીના રાજા अग्निसिंह અને તેની રાણી जयन्तीને ઘરે નન્દન અવતર્યા તે ૭ મા બળદેવ હતા અને બીજી રાણી शीळवती ને પેટે दत्त અવતર્યા તે ૭ મા વાસુદેવ હતા વૈતાઢ્ય પર્વતપર આવેલા વિદ્યાધરનગર सिंहपुर નો રાજા प्रह्लाद તે ૭ મો પ્રતિવાસુદેવ હતો, એને દત્તે ઘેર્યો ને માર્યો દત્તે ત્યારપછી અર્ધા ભરતનુ રાજ્ય કર્યુ ને નરકમા પડ્યો નન્દન સાધુ થયા ને નિર્વાણ પામ્યા

મલ્લી ૧૯ મા તીર્થંકર मिथिला મા ( मथुरा મા ) રાજા કુમ્ભ અને તેની રાણી रक्षिता ને ( प्रभावती ને )ત્યા જન્મ્યા હતા દિગમ્બરોના મતે બીજા બધા તીર્થંકરોની પેઠે મલ્લી પણ પુરૂષ હતા, અને બીજા તીર્થંકરોના જીવનની પેઠે જ એમનુ પણ જીવન વ્યતીત થયુ હતુ, પણ શ્વેતામ્બર મતે તો સ્ત્રીઓ પણ નિર્વાણ પામી શકે છે અને મલ્લી એક માત્ર સ્ત્રી તીર્થંકર હતા મલ્લીનો જન્મ જગતમા સ્ત્રીરૂપે થયો એ વિરલ પ્રસગ શ્વેતામ્બર મતે આ પ્રમાણે બન્યો પૂર્વજન્મે તે રાજા महाबल (वैश्रमण) હતા ૭ મિત્રોની સાથે એમણે દીક્ષા લીધી અને સાધુ થયા બીજા

ભવમા સૌ સાથે જન્મી શકે એટલા માટે સૌએ બરાબર સરખા પ્રકારનુ તપ કરવુ એવો એ સૌએ ઠરાવ કર્યો એ ઠરાવની વિરૂદ્ધ મહાબલે ગુપ્ત રીતે પોતાના મિત્રો કરતા વધારે ઉપવાસ કર્યા એમણે તીર્થંકર નામકર્મ બાધ્યુ એમણે પોતાના મિત્રો વિરૂદ્ધ માયા કરી હતી, તે પોતાનુ કાર્ય કરી રહી હતી એટલે એણે મહાબલને સ્ત્રી–વેદ કર્મનુ બધન કરાવ્યુ એને પરિણામે એવુ બન્યુ કે પોતાના મિત્રોની સાથે વૈજયન્ત નામના સ્વર્ગે ગયા પછી પૃથ્વી ઉપર સ્ત્રીરૂપે અવતર્યા રાણી પ્રભાવતી જ્યારે ગર્ભવતી થઇ ત્યારે માલ્ય ( ફુલમાળા ) ઉપર સુવાનુ દોહદ થયુ અને દેવોએ એનુ એ દોહદ પૂરૂ કર્યું, તે ઉપરથી નવી જન્મેલી પુત્રીનુ નામ મલ્લી પાડયુ

મલ્લી યુવાવસ્થામા બહુ સુન્દર થયા એ મહા બળવાન હતા પૂર્વભવના છ મિત્રો રાજપુત્રો થઇ આ ભવમા જન્મ્યા હતા તે સૌ એમના લાવણ્યથી અને સ્નેહથી તેનાપર મુગ્ધ થયા હતા અને એ સૌએ આ જન્મમા એમની સાથે લગ્ન કરવાનો સકલ્પ કર્યો હતો પણ એમના પિતાએ એમાના કોઇનો સ્વીકાર કર્યો નહિ આથી એ સૌ રાજકુમારો ક્રોધે ભરાયા, એકઠા થયા ને મિથિલા સામે યુદ્ધે ચડ્યા એમણે નગરને ઘેરો ઘાલ્યો અને રાજા છેક નિરૂપાય થઇ ગયો મલ્લીએ પિતાને સલાહ આપી કે ‘મારી કન્યા તમને આપીશ’ એવુ વચન આપીને એ સૌ રાજાઓને આ માયામન્દિરમા બોલાવો એ સૌ એ પ્રમાણે કહેવરાવવાથી એ મન્દિરમા આવ્યા ત્યા એવી વ્યવસ્થા કરી હતી કે જાળીદાર પડદાની પાછળ એક આસન ઉપર મલ્લીના જેવી એક પુતળી દેખાય છે એ રાજાઓએ એ પુતળી જોઇને એને મલ્લી માની લીધી પછી રાજકન્યાએ આવીને ફૂલે ઢાકેલુ તેના માથાપરનુ દ્વાર ઉઘાડયુ, ત્યારે તેમા થઇને એ પુતળીમાથી અતિશય ઘૃણાજનક દુર્ગન્ધ ઉછળ્યો છ રાજાઓ પોતાને પરણવાને બળાત્કાર કરશે એવુ મલ્લીએ બહુ દિવસ પહેલાથી જ પોતાના અવધિજ્ઞાને કરીને જાણી લીધુ હતુ, તેથી તે સમયથી જ એ પુતળી પોતાની જેવી જ કરાવીને ત્યા મૂકાવી હતી અને પેલા દ્વારદ્વારા તેમા રાધેલુ અનાજ નખાવતી હતી, તેથી એવા પ્રકારની દુર્ગન્ધ તેમા થઇ ગઇ હતી

ત્યારપછી આશ્ચર્યભૂત થઇ ગયેલા રાજાઓને તે ઉપરથી ભૌતિક સૌન્દર્યની અનિત્યતા વિષે ભાન કરાવ્યુ, પોતાના પાછલા ભવમા સૌએ સાથે તપ કર્યું હતુ તે વાતનુ સૌને સ્મરણ કરાવ્યુ ને સૌને દીક્ષા લેવાનો ઉપદેશ આપ્યો મલ્લીનાથે દીક્ષા લીધા પછી તે સૌએ દીક્ષા લીધી અને એમની સાથે સમેતશિખર ઉપર ૫૫૦૦૦ વર્ષની ઉમ્મરે અરનાથ પછી ૧૦૦૦ કોટિ વર્ષે મલ્લીનાથ નિર્વાણ પામ્યા [૬૭]

મુનિસુવ્રત ૨૦ મા તીર્થંકર રાજગૃહ મા રાજા સુમિત્ર અને તેની રાણી પદ્માવતી ને ઘેર જન્મ્યા હતા એમના માતાને જ્યારે સારી આશા હતી ત્યારે એમણે જૈનધર્મના બધા સુવ્રત કર્યા હતા, એથી એમનુ નામ મુનિસુવ્રત પડયુ દીક્ષા લીધા પછી એમણે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને સમેતશિખર ઉપર ૩૦૦૦૦ વર્ષની ઉમ્મરે મલ્લી પછી ૫૪૦૦૦૦૦ વર્ષે એ નિર્વાણ પામ્યા

મુનિસુવ્રતના સમયમા ૯ મા ચક્રવર્તી મહાપદ્મ થયા કાશી અથવા હસ્તિનાપુરમા એ જન્મ્યા હતા પદ્મોત્તર એમના પિતા અને જ્વાલા એમના માતા હતા એમના મોટા ભાઈ વિષ્ણુકુમાર હતા

એક ઉત્સવપ્રસંગે જ્વાલાએ જૈનધર્મનો યાત્રારથ ફેરવ વાની ઈચ્છા કરી, એની સોકય લક્ષ્મીએ બ્રાહ્મરથ ફેરવવાની ઈચ્છા કરી, પોતાનો રથ આગળ લેવાનો બન્ને રાણીઓએ વાદ કર્યો રાજાને કોઇનો પક્ષપાત નહોતો, તેથી બન્ને વરઘોડા બધ કરાવ્યા વિના બીજો કશો ઉપાય નહોતો માતાને થયેલા અપ માનથી મહાપદ્મને ખોટુ લાગ્યુ ને રાજનગર છોડી વનમા ગયા ત્યા એમણે અનેક પરાક્રમ કર્યા, સમસ્ત ભરતવર્ષ જીતી લીધા ને અન્તે ઘેર પાછા આવ્યા મુનિસુવ્રતના શિષ્ય સુવ્રતના ઉપ દેશથી પદ્મોત્તરે અને વિષ્ણુકુમારે દીક્ષા લીધી, પદ્મોત્તર નિર્વાણ પામ્યા ને વિષ્ણુકુમાર અનેક લબ્ધિવાળા થયા

ચક્રવર્તીપદે અભિષિક્ત થયા પછી મહાપદ્મ જૈનધર્મના મોટા આશ્રયદાતા થયા અને પોતાની માતાના માનની ખાતર મોટો યાત્રા રથ ફેરવાવ્યો નમુચિ નામે બ્રાહ્મણ એમનો સચિવ થયો હતો પૂર્વે એ બ્રાહ્મણ ઉજ્જયિનીના રાજા શ્રીવર્મનો પુરોહિત હતો

તેવારે સુવ્રતાચાર્યના એક શિષ્યે એને શાસ્ત્રાર્થમા હરાવ્યો હતો તેના વેરમા એને મારી નાખવાનો એણે સકલ્પ કર્યો, પણ એક દેવે એના અગ સ્થિર કરી દીધા તેથી એ પોતાનો સકલ્પ સફળ કરી શકયો નહિ આ પ્રસગથી ઉજ્જયિનીમા રહેવુ ઠીક લાગ્યુ નહિ, તેથી એણે એ નગરનો ત્યાગ કર્યો અને હસ્તિનાપુરમા જઇ રહ્યો ત્યા એણે મહાપદ્મની કૃપા પ્રાપ્ત કરી અને તેથી એ રાજાનો એ સચિવ બન્યો એકવાર પાડોશના રાજા સિંહબલને પકડવાની મહાપદ્મે નમુચિને આજ્ઞા કરી તેણે તેને પકડી આણ્યો ઉપકારવશ થઇને મહાપદ્મે એક વરદાન માગવાનુ કહ્યુ, પણ બીજે કોઇ સમયે એ વરદાન માગી લઇશ, એવુ નમુચિએ કહ્યુ

એકવાર સુવ્રતાચાર્ય એમના રાજ્યમા ચાતુર્માસ ગાળવા આવ્યા ભ્રષ્ટ નમુચિએ એ સમયે પોતાને વરદાન આપવાનુ વચન ચક્રવર્તીએ આપેલુ તે સભારી આપ્યુ ને વરદાન માગી લીધુ કે–' મને એક મહાયજ્ઞ કરવા દો ને એ યજ્ઞ ચાલે એટલો કાળ રાજ્ય મને સોપી દો ' મહાપદ્મે એ પ્રમાણે કર્યું એટલે નમુચિએ જૈનસાધુઓ ઉપર અત્યાચાર કરવા માડ્યા અને તેમને મૃત્યુનો ભય દેખાડ્યો સાધુઓ ચાતુર્માસમા વિહાર કરી શકે નહિ કારણ કે તેથી અનેક જીવહિસા થવાનો ભય રહે છે આ સમયે દૈવીબળવાળા વિષ્ણુકુમારમુનિ ધ્યાનમગ્ન હતા તેમને સુવ્રતાચાર્યે બોલાવ્યા, કારણ કે એ આવીને નમુચિને નમાવે તો જ તેઓ ત્યા રહી શકે નમુચિએ પ્રસિદ્ધ કર્યું હતું કે–' જે ભિક્ષુક ત્રણ પગલા ચાલીને જેટલી પૃથ્વી માપી લેશે તેટલી પૃથ્વી મારા રાજ્યમા એને આપીશ, પણ એ ત્રણ પગલાએ માપેલી પૃથ્વીપાર તે પગ મૂકશે તો તેનો જીવ લઇશ ' વિષ્ણુકુમારે પોતાના વૈક્રિય શરીરને ( પૃ ૧૭૧ ) બળે બે પગલાએ સમસ્ત પૃથ્વીને પૂર્વથી પશ્ચિમ સુધી માપી લીધી અને ત્રીજે પગલે નમુચિને પૃથ્વી ઉપર સુવાડી દીધો ભ્રષ્ટ બ્રાહ્મણ પોતાને ઘૃણાજનક લાગતા એવા જૈનો વિરુદ્ધ કશુ કરી શકયો નહિ ત્યારપછી તો મહાપદ્મે પણ એને પોતાના રાજ્ય

માથી હાકી કાઢ્યો પોતાના પરાક્રમથી વિષ્ણુકુમારમુનિ સમસ્ત જગત્મા ત્રિવિક્રમ* નામે પ્રસિદ્ધ થયા, ત્યારપછી મહાતપ તપ્યા અને અન્તે નિર્વાણ પામ્યા મહાપદ્મે પણ સસારનો ત્યાગ કર્યો ને નિર્વાણ પ્રાપ્ત કર્યું

ત્યારપછીના સમયમા ૮મા બલદેવ રામ અથવા પદ્મ અને ૮મા વાસુદેવ લક્ષ્મણ અથવા નારાયણ થયા અયોધ્યામા રાજા દશરથને ત્યા એની રાણી અપરાજિતા ને પેટે રામ અને સુમિત્રા ને પેટે લક્ષ્મણ જન્મ્યા હતા દશરથને બીજા પણ બે પુત્ર હતા કૈકેયીને પેટે ભરતનો અને સુપ્રભાને પેટે શત્રુઘ્નનો જન્મ થયો હતો મિથિલાના રાજા જનકની× પુત્રી સીતા સાથે રામના લગ્ન થયા હતા રામને રાજ્યપાટ સોંપીને સાધુ થવાની દશરથને ઇચ્છા થઇ, કૈકેયીને એકવાર એણે વરદાન આપેલુ તે અત્યારે એણે માગી લીધુ કે 'ભરતને રાજ્યપાટ આપો ને રામને વનવાસ આપો ' ભરતે જો કે પોતાને આપેલુ રાજ્યપાટ સ્વીકાર્યું નહિ, છતાયે રામ તો સીતા ને લક્ષ્મણ સાથે વનવાસમા ગયા

એ સમયે પૃથ્વીના એક ખડમા વિદ્યાધરરાજા રાવણ રાજ્ય કરતો હતો તે ૮મો પ્રતિવાસુદેવ હતો માથા જેવડા નવ મોતીની માળા એ સદૈવ પોતાના કઠમા પહેરતો, તેથી એ દશાનન પણ કહેવાતો એના પ્રજાજન રાક્ષસ કહેવાતા, કારણ કે એ મહા રાક્ષસના વશ જ હતા અથવા તો પોતાના ધ્વજમા રાક્ષસનુ ચિત્ર રાખતા

જનકને ત્યાથી સીતા સાથે લગ્ન કરવ મા રાવણ નિષ્ફળ

---

* ત્રિવિક્રમ—જેણે ત્રણ પગના ભર્યા છે તે-એ નામ વિષ્ણુનુ પણ છે કારણ કે એણે વામનરૂપે ત્રણ પગનામા રાક્ષસરાજા બલિનુ ત્રણ લોકનુ રાજ્ય લઇ લીધુ હતુ ( Hinduismus પૃ ૧૨૧ થી સરખાવશો ) એ કથાને જૈનોએ આ સ્વરૂપ આપીને વિષ્ણુ અને નમુચિની કથા કરી હશે ?

× એક કથા પ્રમાણે સીતા રાવણ અને મન્દોદરીની પુત્રી હતી ને તેને જનકે ઉછેરી હતી

નિવડ્યો હતો, તેથી એ સીતાનુ હરણ કરી ગયો એને પાછી લાવવાને રામે વિદ્યાધરોની સેના એકઠી કરી વિદ્યાધરો પોતાના વાનરધ્વજને કારણે વાનર નામે ઓળખાતા હતા એમના રાજા સુગ્રીવ અને હનુમાનની સહાયતાથી રામે લકા લીધી, રાવણને લક્ષ્મણે મારી નાખ્યો, રાવણ નરકમા ગયો ત્યાગપછી પોતાને શરણે આવેલા રાવણના ભાઇ વિભીષણને રામે લકાનુ રાજ્ય સોપ્યુ અને છોડાવેલી સીતાને તથા પોતાના સાથીઓને લઇને અયોધ્યા આવ્યા અહીં પોતાની આખોની સુન્દર ચન્દ્રપ્રભા સમી સીતાને પડખે રાખી પ્રભાવશાળી રાજ્ય ચલાવ્યુ પોતાની શોક્ય ચિત્ર લેખાની પ્રાર્થનાથી એકવાર સીતાએ રાવણના પગનુ ચિત્ર કાઢ્યુ આથી રામને કોઇએ સૂચન કર્યું કે ‘સીતાએ રાવણના સહવાસમા જે સુખી ઘડીઓ ગાળેલી તે હજી એ યાદ કરે છે’ આ અને બીજા નિર્દોષ પ્રસગોને આગળ ધરીને નિન્દાપ્રિય લોકોએ સીતાને માથે અપવાદ મૂકવા માડ્યા રામને એથી બહુ દુ ખ થયુ અને એ સમયે સીતા ગર્ભવતી હતી છતા એને વનવાસ આપવાની ફરજ પડી સીતા વનવાસમા એકલી રહી ને ત્યા અનગલવણ અને મદનાઙ્કુશ નામે બે પુત્રને જન્મ આપ્યો એક જૈન પડિતે એ બેને સમસ્ત વિદ્યાઓ અને કળાઓ શીખવી મોટા થતા એ બને બળવાન વીર થયા ને જગતનો દિગ્વિજય કરવા નીકળ્યા અન્તે રામની સામે પણ એમણે યુદ્ધ માડ્યુ પિતા–પુત્રે એકમેકને ઓળખી લીધા ને પછી સીતાને પુષ્પક વિમાનમા બેસાડી અયોધ્યામા આણી સીતાએ અગ્નિપરીક્ષાએ પોતાની નિર્દોષતા વિષે પોતાની સમસ્ત પ્રજાની ખાત્રી કરી આપી ને પછી સાધ્વી થઇ ત્યાગપછી લક્ષ્મણ મરણ પામ્યા ને નરકમા ગયા પોતાના ભાઈના વિયોગને દુ ખે રામે સસારનો ત્યાગ કર્યો અને શત્રુઘ્ન, સુગ્રીવ, વિભીષણ અને બીજાઓ સાથે દીક્ષા લઇ પોતે નિર્વાણ પામ્યા [૬૮]

નમિ ૨૧મા તીર્થંકર મિથિલામા રાજા વિજય અને તેની રાણી વપ્રાને ત્યા જન્મ્યા જ્યારે એ ગર્ભમા હતા, ત્યારે એમના પિતાના નગરને ઘેરનાર શત્રુઓને નગરમાથી બહાર નીકળેલા લશ્કરના

બળે કરીને નમી જવુ પડયુ હતુ તેથી એમનુ નામ નમિ પડયુ તીર્થ કરયોગ્ય જીવન જીવ્યા પછી સમેતશિખર ઉપર ૧૦૦૦૦ વર્ષની ઉમ્મરે મુનિસુવ્રત પછી ૬૦૦૦૦૦ વર્ષે એ નિર્વાણ પામ્યા

નમિના સમયમા કામ્પિલ્યના રાજા મહાહરિને ઘેર તેની રાણી મેરાને પેટે ૧૦મા ચક્રવર્તી હરિષેણ જન્મ્યા એમણે સમસ્ત ભર તવર્ષને પોતાના અધિકાર નીચે આણ્યો, પછી સમસ્ત ઉપભોગનો ત્યાગ કર્યો, સાધુ થયા ને નિર્વાણ પામ્યા

ત્યારપછી રાજગૃહમા રાજા વિજયને ( અશ્વસેનને ) ઘેર તેની રાણી વપ્રાને પેટે ૧૧મા ચક્રવર્તી જયસેન થયા. પોતાના રાજદડ નીચે ભરતખડની પૃથ્વીને આણ્યા પછી એમણે પણ સસારનો ત્યાગ કર્યો ને નિર્વાણ પામ્યા

હજારો વર્ષ પછી પ્રખ્યાત હરિવશમા રાજા યદુ થયો તેના પુત્ર સૂરને શૌરિ અને સુવીર નામે બે પુત્ર થયા શૌરિના પુત્ર અન્ધકવૃષ્ણિને ૧૦ પુત્ર થયા તે દશાર્હ કહેવાયા તેમાના એક વસુદેવને બલરામ તે ૯મા બલદેવ અને કૃષ્ણ તે ૯મા વાસુદેવ એ બે પુત્ર થયા બીજા એક સમુદ્રવિજયને ઘેર અરિષ્ટનેમિ તે ૨૨મા તીર્થંકર જન્મ્યા સુવીરનો પુત્ર ભોજવૃષ્ણિ થયો, તેને ઉગ્રસેન અને દેવક એ બે પુત્ર થયા ઉગ્રસેનને કંસ નામે પુત્ર અને રાજીમતી નામે કન્યા થઇ, દેવકને દેવકી નામે કન્યા થઇ અને તે કૃષ્ણની માતા થઈ

કૃષ્ણ અને અરિષ્ટનેમિની સગાઇ સબધે સાધારણ હકીકત આપી. જો કે અન્ય શાસ્ત્રમા કહેલી કથાઓ એકમેકથી વિરૂદ્ધ છે,[૬૯] છતા ઉપરની હકીકતથી કઇંક સ્પષ્ટતા થશે. હવે એ બેના ચરિત્ર વિષે આગળ જોઇએ

સૂર્યપુરના રાજા વસુદેવે (દશમા દશાર્હે) સુન્દર રોહિણી સાથે લગ્ન કર્યુ અને તેથી એને ઘેર રામ નામે ૯મા બલદેવનો જન્મ થયો. પછીથી એણે દેવકની કન્યા દેવકી સાથે લગ્ન કર્યુ એ લગ્નપ્રસગે કસની સ્ત્રી જીવયશાએ ખૂબ દારૂ પીને પૂજ્યપાદ અતિમુક્તમુનિની મશ્કરી

કરી તેથી અતિમુક્તે ભવિષ્ય ભાખ્યુ કે 'દેવકીના સાતમો પુત્ર તારા સ્વામી કસનો વધ કરશે ' ભયના માર્યા કસે વસુદેવ પાસેથી વચન લીધુ કે 'દેવકીના પહેલા સાત બાળક જન્મશે કે તુરત જ તને આપીશ.' હવે મદ્દિલપુર નગરમા નાગ નામે શ્રાવક અને તેની સ્ત્રી સુલસા રહેતા હતા, તેમને દેવે ભવિષ્ય ભાખ્યુ હતુ કે 'તમારે મરેલા બાળક અવતરશે ' આ ભદ્રી સ્ત્રીને દરેકવેળા દેવકીની સાથે જ ગર્ભ રહેતો હતો દેવકીના બાળકને એક દેવ ઉપાડી લાવીને સુલસાને આપતો ને તેના મરેલા જન્મેલા બાળક લઇ જઇને દેવકીને આપતો

દેવકી એ બાળકો કસને સોપતી તે મારી નાખતો સાતમા ગર્ભ વખતે દેવકીને પ્રખ્યાત (૭) સ્વપ્ન આવ્યા ને તેથી સૂચન થયુ કે વાસુદેવ અવતરશે. એ વાસુદેવ કૃષ્ણનો જન્મ થયો કે તરત જ તેમને દેવોએ,કસોએ મૂકેલા ચોકીદારોને ઉઘમા નાખી દઈને ઉપાડી લીધા ને ગોવાળ નન્દ અને તેની સ્ત્રી યશોદાને સોપી દીધા, ગોવાળની પુત્રી લાવીને દેવકીને આપી દેવકીએ તે કસને સોપી કસે કન્યા હોવાથી એનુ નાક કાપી નાખ્યુ કૃષ્ણ ગોવાળો ભેગા ગાકુળમા ઉછર્યા ને ત્યા પોતાના ઓરમાન ભાઇ ( बल-) राम સાથે એમણે અનેક પરાક્રમ કર્યા અન્તે એ મથુરા ગયા, ત્યા કસનો વધ કર્યો અને તેના પિતા ઉગ્રસેનને—જેને કસે પદભ્રષ્ટ કર્યો હતો તેને—ફરી પાછા ગાદીએ બેસાડ્યા

कालयवनોનો રાજા जरासंघ ૯ મો પ્રતિવાસુદેવ હતો તેની બેન જીવયશાના ઉશ્કેર્યાથી જરાસધે, પોતાના બનેવી કસના વધનુ વેર લેવા, કૃષ્ણ સાથે યુદ્ધ માડ્યુ રામને અને કૃષ્ણને એણે ઘેર્યા અને તેમને તથા સૌ યાદવોને મથુરા છોડવાની ફરજ પાડી ત્યારપછી કૃષ્ણે ગુજરાતમા द्वारका નગરી વસાવી અને ત્યા અનેક રાણીઓના સહવાસમા રાજ્યના ખૂબ વૈભવ ભોગવ્યા પછી કૌરવો વિરૂદ્ધના પ્રખ્યાત મહાભારત યુદ્ધમા કૃષ્ણે પાण्डવોનો પક્ષ લીધો, ઘણા યુદ્ધ કર્યા ને છેવટે જરાસન્ધને ઘેરી એને પણ માર્યો

હવે દ્વારકામા એક સમયે એવુ બન્યુ કે કૃષ્ણના પુત્ર શામ્બે દારૂ પીને તાપસ દ્વૈપાયનનુ અપમાન કર્યું આ ઉપરથી ક્રોધે ભરાઇને દ્વૈપાયને પ્રચડ તપ કર્યું અને તેને બળે પોતે અગ્નિકુમાર દેવ બનીને દ્વારકાને પ્રચણ્ડ અગ્નિએ બાળી મૂકી કૃષ્ણની ૧૬૦૦૦ રાણીઓ ને સર્વે યાદવ બળી ગયા રામ અને કૃષ્ણ બચ્યા હતા તે મથુરા તરફ ચાલ્યા જરાકુમાર નામે કૃષ્ણનો નાનો ભાઇ હતો, એક સમયે જ્યારે કૃષ્ણ એક વૃક્ષ નીચે વિશ્રામ લેતા હતા ત્યારે તે જરાકુમારના બાણથી સખ્ત ઘવાઇ ગયા આ ઘાથી એ મૃત્યુ પામ્યા એમને સમ્યગ્જ્ઞાન (સમકિત) હતુ, પણ જીવનના પાછલા કાળમા એમણે દ્વૈપાયન ઉપર દ્વેષભાવ રાખેલો, તેથી એ ત્રીજી નરકે ગયા એમના ભાઇ રામે સસારત્યાગ કર્યો અને એમણે ૧૦૦ વર્ષ તપ કર્યું તેથી બીજે ભવે પાચમા સ્વર્ગમા દેવ થયા ત્યાથી એમણે નરકમા કૃષ્ણને દુખ પામતા જોયા ને એમને છોડાવવાનો સકલ્પ કર્યો એમને પોતાના હાથ વડે ઉચકી લેવાનો પ્રયત્ન કર્યો, પણ સૂર્યની સામે ઘી ઓગળે એમ કૃષ્ણ ઓગળી જવા ને ભયકર દુખ પામવા લાગ્યા, તેથી એમણે એવો પ્રયત્ન ફરીને કર્યો નહિ

કૃષ્ણના કાકાના દીકરા અરિષ્ટનેમિ (નેમિ) ૨૨ મા તીર્થંકર હતા સૌરીપુરના રાજા સમુદ્રવિજય એમના પિતા હતા અને તેમના રાણી શિવા એમના માતા હતા માતાએ ગર્ભાવસ્થામા રિષ્ટ (રત્નની) નેમિ (ચક્રધારા) જોઇ, તેથી એ (અશુભને દૂર કરવા માટે અ ઉપસર્ગ ઉમેરાતા) અરિષ્ટનેમિ કહેવાયા બાલ્યાવસ્થાથી જ એમણે પોતાના અતુલ શરીરબળના લક્ષણ દેખાડવા માડ્યા એક સમયે કૃષ્ણના શસ્ત્રાગારમા પેસી ગયા અને ત્યા કૃષ્ણ સિવાય બીજા કોઇથી ન વગાડી શકાય એવો એમનો શખ વગાડ્યો કૃષ્ણે જ્યારે એ સાભળ્યો ત્યારે એમને ભય લાગ્યો કે વખતે પોતાના બળથી મારૂ રાજ્ય લઇ લેશે આથી, કામસભોગથી અરિષ્ટનેમિની શક્તિ ક્ષીણ થઇ જશે એમ માનીને કૃષ્ણે ઉગ્રસેનની કન્યા રાજીમતી સાથે અરિષ્ટનેમિના લગ્ન ગોઠવી દીધા. અરિષ્ટનેમિએ એ લગ્ન કરવાનુ

સ્વીકાર્યું એટલે એ મહોત્સવની ભારે તૈયારીઓ થઇ ગઈ બીજા બધા વિધિ કર્યા પછી, વજ્રાજા વઘોડે ચઢ્યા ખૂબ શણગારેલા રથ ઉપર બેસીને લગ્નક્રિયા માટે માંડવે ચાલ્યા ત્યા તો માર્ગમા ભયકર ચીસો પાડતા પશુને જોયા, લગ્નના જમણને માટે એ પશુ તૈયાર કરી રાખ્યા હતા આ દેખાવથી એમના હૃદયમા દયાભાવ એવો પ્રબળ જાગ્રત થયો કે તરતજ એમણે સસારનો ત્યાગ કર્યો રૈવતક ( કાઠિયાવાડમા ગિરનાર ) પર્વત ઉપર ચાલતા થયા, ત્યા તપ કર્યું ને જ્ઞાનની ચરમ સીમાએ પહોચ્યા (કેવળજ્ઞાન પાયા) ત્યારપછી સૌને ધર્મનો ઉપદેશ આપ્યો પાડવોને પણ સસારત્યાગની પ્રેરણા કરી, તેથી તે પણ દીક્ષા લઇને નિર્વાણ પામ્યા રૈવતક પર્વત ઉપર ૧૦૦૦ વર્ષની ઉમ્મરે, નમિનાથ પછી ૫૦૦૦૦૦ વર્ષે નેમિનાથ નિર્વાણ પામ્યા

એમનુ અનુકરણ કરીને રાજીમતીએ પણ સસારત્યાગ કર્યો ને સાધ્વી થયા અરિષ્ટનેમિનો ભાઇ રથનેમિ પણ સાધુ થયો સાધુ થતા પહેલા રાજીમતી ઉપર એને બહુ મોહ હતો, તેથી એકાંત મળતા તેમની સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા એમને જણાવી, પણ રાજીમતીના ઉપદેશથી એને ભાન આવ્યુ, એટલે ફરીને સસારનો એણે ત્યાગ કર્યો અને અન્તે નિર્વાણ પામ્યા

અરિષ્ટનેમિના પછી છેવટના એટલે ૧૨ મા ચક્રવર્તી બ્રહ્મદત્ત[૧૦] થયા કામ્પિલ્યના રાજા બ્રહ્મને ઘેરે તેની રાણી ચુલનીને પેટે એ અવતર્યા હતા હજી તો એ બાળક હતા, તેવામા રાજા બ્રહ્મ માદા પડ્યા અને મરણ સમીપ આવ્યુ છે એમ જાણીને, પોતાના ચાર મિત્રોને પોતાના પુત્રની સોપણી કરી એ ચાર તેની પાડોશના રાજા હતા અને તેની સાથે એમનો મિત્રસબધ ગાઢો હતો આ ચારે રાજાએ મળીને તેમાના એક કોશલના રાજા દીર્ઘને બધો કારભાર સોપ્યો, પણ દીર્ઘે તો એ રાજપુત્રનુ રાજ્ય પચાવી પાડ્યુ, એટલુજ નહિ પણ વિધવા રાણી સાથે પણ આડો વહેવાર બાધ્યો અમાત્ય ધનુએ દીર્ઘની ભ્રષ્ટતા બ્રહ્મદત્તના ધ્યાન ઉપર આણી ને એમણે પોતાની માતાને તથા દીર્ઘને ઇસારે વાર્યા એ બેએ એથી કોપીને બ્રહ્મદત્તને મારી નાખવાનો

સ કે પ કર્યો એમણે બ્રહ્મદત્તને પરણાવ્યા, નવવધૂ સાથે એમનો વરઘોડો કાઢ્યો અને એ બેને એક લાક્ષાગૃહમા ઉતાર્યા એ લાક્ષાગૃહ દીર્ઘે દુષ્ટ હેતુએ ચૂલનીની સલાહથી આગળથી બધાવી રાખ્યુ હતુ અને તે રાતે બાળી મૂકવાનુ હતુ પણ એ નીચ યોજના નિષ્ફળ ગઈ અમાત્ય ધનુ આગળથી ચેતી ગયો હતો ને તેથી એ લાક્ષાગૃહની નીચેથી ભોયરાનો એક માર્ગ તૈયાર કરાવી રાખ્યો હતો બ્રહ્મદત્ત બળતા ઘરમાથી એ ભોયરાને માર્ગે થઈને છટકી ગયા, વેશ બદલીને ધનુના પુત્ર સાથે દેશ છોડી ચાલતા થઇ ગયા પછી ઘણા યુદ્ધ કર્યા ને ઘણી રાણીઓ પરણ્યા અન્તે એ કાશી આવ્યા, ત્યાના રાજા કટકની અને પોતાના પિતાના મિત્રોની સહાયતાથી સેના એકઠી કરી, ને દીર્ઘ સામે યુદ્ધ માડયુ એમણે એને ઘેર્યો ને માર્યો, બ્રહ્મદત્ત રાજગાદીએ બેઠા અને ભારતવર્ષના છએ ખડો જીતી લઇ ચક્રવર્તીપદ પામ્યા

બ્રહ્મદત્ત એકવાર નાટક જોતા હતા, ત્યારે ત્યા ફુલ દેખીને સુધર્મ સ્વર્ગમાનો પોતાનો પાછલો ભવ એમને સાભરી આવ્યો વળી પાછલા છ ભવમા સાથે જ રહેતો એવો એક સહચર પણ સાભરી આવ્યો તે ઉપરથી એમણે એક શ્લોકનુ ચરણ રચ્યુ, અને એનુ બીજુ ચરણ જે રચી આપે તેને મોટુ ઇનામ આપ વાનુ જાહેર કર્યુ એક શેઠનો પુત્ર સાધુ થઈ ગયો હતો, એણે એ ચરણ રચી આપ્યુ તે ઉપરથી બ્રહ્મદત્તને ખાતરી થઈ કે પાછલે ભવે જ્યારે તે સભૂત હતો ત્યારે આ સાધુ મારો ભાઇ ચિત્ર૭૧ હતો એની સાથે બ્રહ્મદત્તે પાછલા ભવમા સસારત્યાગ કર્યો હતો ને સાધુ થયા હતા, પણ સર્વે કષાયનો નાશ કરી શકયા નહોતા એવુ થયુ કે એકવાર ચક્રવર્તી સનત્કુમારની પટ્ટરાણીના વાળનો ગુચ્છો એમના પગ આગળ આવી પડ્યો, તેથી બીજે ભવે ચક્રવર્તી થઇને એવી સુદર રાણીને પરણવાની એમને અભિ લાષા થઇ એ અભિલાષા પૂરી થઇ હતી ફરી જન્મેલા ચિત્રે એમને સસારત્યાગ કરવા બહુ યે સમજાવ્યા, પણ એમણે સસાર ત્યાગ કર્યો નહિ ચિત્ર પોતે સાધુ થયાથી નિર્વાણ પામ્યા, પણ બ્રહ્મદત્તે તો સસારસુખ ભોગવ્યા કર્યા

એકવાર એક બ્રાહ્મણ બ્રહ્મદત્ત પાસે આવ્યો અને ચક્રવર્તીની આહારસામગ્રી ખાવા માટે માગી બ્રહ્મદત્તે જણાવ્યું કે–'ચક્રવર્તીનો આહાર ચક્રવર્તી જ ખાઇ શકે, માટે એવો દુરાગ્રહ ન કરવો ' પણ તે મૂર્ખે એટલો દુરાગ્રહ કર્યો કે તેને અને તેના કુટુમ્બને પોતાના થાળની થોડીક સામગ્રી આપી પ્રચડ આહારના પ્રભાવથી એ બ્રાહ્મણમા કામવાસના એવી પ્રબળતાએ જાગ્રત થઈ કે તે તૃપ્ત કરવાને મા, બેન કે ભત્રીજી પણ ન જોઈ પોતાના પાપથી શરમાઈ જઇને એ બ્રાહ્મણે, એ પાપના મૂળરૂપ ચક્રવર્તી ઉપર વેર લેવાનો સકલ્પ કર્યો અને એની બને આખો ફોડી નાખવાનુ એક ભરવાડને ભળાવ્યુ, તેણે ફોડી નાખી, બ્રહ્મદત્તે એ જાણ્યુ અને બ્રાહ્મણને તથા એના સૌ સગા સબધીને મારી નખાવ્યા વળી તેની આખો કાઢીને એક વાસણમા મૂકવાની પોતાના મત્રીને આજ્ઞા કરી, જેથી એ આખો ફોડી નાખવાનો લાભ પોતે લઇ શકે મત્રી સમજી શક્યો કે ચક્રવર્તી પોતાના અશુભ કર્મના પ્રભાવથી આમ કરે છે અને તેથી વાસણમા આખોને બદલે આખ જેવા ફુલ મૂક્યા, પણ બ્રહ્મદત્તે તો બાકીના દિવસ એ આખો ફોડવાના ભુડા સકલ્પમા જ ગાળ્યા અન્તે ૭૦૦ વર્ષની ઉમ્મરે મરણ પામીને ૭ મી નરકે ગયા, ત્યા એમના વૈરવૃત્તિના પાપને માટે એમને ૩૩ સાગરોપમ સુધી પ્રાયશ્ચિત કરવુ પડશે

જૈન વિશ્વેતિહાસના અત્યાર સુધી વર્ણવેલા સર્વે શલાકા-પુરુષોના વૃત્તાન્ત કેવળ કથાજનિત છે, પણ ઘણાખરા સંશોધકોને મતે ૨૩ મા તીર્થંકર પાર્શ્વ ઐતિહાસિક પુરુષ હતા. તેમની કથાને ઇતિહાસ સાથે ઘટાવતા ઇ સ પૂ ૮૦૦ વર્ષ ઉપર એ થઇ ગયેલા લાગે છે જૈનોને મતે નેમિનાથના નિર્વાણ પછી ૮૩૭૫૦ વર્ષે એ નિર્વાણ પામ્યા એમના અને એમના પછીના તીર્થંકર મહાવીરના જીવન વિષે આપણે કઇક કઇક જાણી શકીએ છીએ જોકે એ બંનેના ઇતિહાસમા પુષ્કળ કથાઓ વણાઇ ગઇ છે, અને તેમાની કેટલીક કથાઓ તો તેમના પૂર્વભવો વિષે છે કર્મના સિદ્ધાન્ત વિષે આપણને જાણવાનુ મળે એટલા માટે એમાની કેટલીક કથાઓ આપણે અહીં કહીએ

પાર્શ્વનાથ નિર્વાણ પામ્યા તે પૂર્વેના એમના નવ ભવનુ વર્ણન કરેલુ છે[૭૨] એમાના પ્રત્યેક ભવમા તેમની સાથે તેમનો એક શત્રુ જન્મ્યે જતો હતો અને તેની સાથે તેમને વિરોધ થયા કરતો હતો

( ૧ ) પોતનનગરમા પાર્શ્વનાથનો જીવ એકવાર મરુભૂતિનામે બ્રાહ્મણના ભવમા હતો, ત્યારે कमठ નામે એમને મોટો ભાઈ હતો સાધુ हरिश्चन्द्रના ઉપદેશથી મરૂભૂતિ સાધુ જેવા થયા, પણ એનો ભાઇ તો ઇન્દ્રિયસુખમા લીન થઇ ગયો મરૂભૂતિના સાધુ થયાથી એની સ્ત્રી वसुन्धराને માથે સયમ પાળવાનુ આવી પડયુ, પણ તે તે પાળી શકી નહિ ને કમઠની સાથે આડો વહેવાર રાખવા લાગી મરૂભૂતિએ આ વાત સાભળી ત્યારે રાજા अरविन्दને ફરિયાદ કરી રાજાએ કમઠને ગધેડે બેસાડીને નગરમા ફેરવ્યો ને પછી રાજ્ય બહાર હાકી કાઢ્યો કમઠ ત્યાથી વનમા ગયો ને તપ કરવા લાગ્યો ક્રોધવશ થઇને પોતે પોતાના ભાઈનુ ભુડુ કરી નાખ્યુ એ વિચારથી મરુભૂતિને સતાપ થયો ને તેથી કમઠની પાસે જઈને તેણે ક્ષમા માગી, પણ કમઠે તે વખતે પત્થરથી એની ખોપરી તોડીને મારી નાખ્યો

( ૨ ) મરુભૂતિએ પોતાના અન્તકાળમા આર્તધ્યાન કરેલુ, તેથી એ બીજે ભવે વનમા હાથીપણે અવતર્યો તે સમયે अरविंद રાજા જૈન સાધુ થયેલા તેના ઉપદેશથી હાથીને સમ્યગ્જ્ઞાન થયુ ત્યારથી એ સુકા પાદડા ખાવા લાગ્યો ને સૂરજને તાપે તપેલુ પાણી પીવા લાગ્યો કમઠ તે વારે પૃથ્વી ઉપર ઝેરી નાગ થઈને અવતર્યો હતો અને તેણે ઘણા જીવની હત્યા કરી હતી છેવટે એ પવિત્ર હાથીને પણ તે ડસ્યો ને તેથી હાથી મરી ગયો ( ૩ ) હાથી સહસ્રાર સ્વર્ગમા દેવ થયો, સાપ પાચમી નરકે ગયો ( ૪ ) દેવ ચોથે ભવે तिलक નગરમા રાજા किरणवेग થયો પિતા પાસેથી મળેલા રાજ્યનો ત્યાગ કરીને કિરણવેગ દીક્ષા લઇ તપ કરવા લાગ્યો નરકમાથી નીકળીને કમઠ પાછો નાગયોનિમા અવતરેલો તે ફરી કિરણવેગને ડસ્યો ને તેથી કિરણવેગ મૃત્યુ પામ્યો ( ૫ ) પછી એ ૧૨મા કલ્પમા દેવ થયો, વનમા દાવાનળ સળગ્યો,

તેમા સાપ બળી ગયો ને તમપ્રભા નામની નરકમા ગયો (૬) શુભ કરા નગરીમા રાજા વજ્રવીર્યને ઘેર વજ્રનાભ નામે કુમારરૂપે છઠ્ઠે ભવે તે દેવ જન્મ્યો પાછળથી એણે દીક્ષા લીધી અને જ્વલન પર્વત ઉપર તપ કરવા લાગ્યા, તે વારે ભીલ કુરંગકના બાણથી એનો જીવ ગયો આ ભીલ તે બીજો કોઇ નહિ, પણ ભવોભવમા તેની પાછળ પડેલો શત્રુ હતો (૭) વજ્રનાભ ત્યાથી મધ્ય ગ્રૈવેયકમા દેવ થયા, કુરંગક ૭મા નરકમા જઇને દુખ ભોગવવા લાગ્યો (૮) ગ્રૈવેયક સ્વર્ગમાથી નીકળી સુરપુરના રાજા કુલિશબાહુની ( વજ્રબાહુની ) રાણી સુદર્શનાના ગર્ભમા અવતર્યો એનુ નામ સુવર્ણબાહુ પડયુ ને એ ચક્રવર્તી થયા તીર્થંકર જગન્નાથના ઉપદેશથી એણે સસાર તજ્યો ખૂબ ધાર્મિક જીવન પાળીને એણે તીર્થંકર નામકર્મ બાધ્યુ છેવટે એને સિંહે ફાડી નાખ્યા એ સિંહ તે પેલો ૭મા નરકમાથી નીકળેલો કમઠાત્મા હતો (૯) ત્યાથી સુવર્ણબાહુ ૧૦મા પ્રાણતકલ્પમા દેવ થયો, સિંહ ૪થા નરકમા પડયો

મરુભૂતિના જીવને તીર્થંકર નામ કર્મને ફળે છેલ્લો ભવ થયો કાશીના રાજા અશ્વસેનની રાણી વામાદેવીના ગર્ભમા પ્રાણતદેવ અવતર્યો અધારી રાતે સગર્ભા રાણીએ પોતાના પડખામા એક સાપને સરકતો જોયો, તેથી બાળકનુ નામ પાર્શ્વ પાડયુ મોટા થયા ત્યારે તે બળવાન સુયોધન થયા, કલિંગના રાજા યવનને હરાવ્યો ને તેની રૂપવતી કન્યા પ્રભાવતીની સાથે લગ્ન કર્યું એકવાર એમણે પોતાના મહેલની બારીએથી જોયુ તો કમઠ નામે તાપસની ચારે બાજુ લોકનું ટોળુ વળ્યુ હતુ એ તાપસ પચાગ્નિ તપતો હતો ચારબાજુ ચાર ધૂણી ધખાવી હતી, વચ્ચે પોતે બેઠો હતો ને માથે સૂર્યનો તાપ હતો એ તાપસ તે બીજો કોઇ નહિ, પણ પૂર્વભવનો કમઠ હતો એવામા એક સાપ એક ધૂણીના કાષ્ઠમા બળવા લાગ્યો તેને એ તાપસે શાન્તચિત્તે બળવા દીધો પાર્શ્વકુમારે ત્યા આવી એ સાપને બચાવી લીધો ને તાપસને એની નિર્દયતા વિષે કહ્યું એ સાપ ત્યારપછીના ભવમા નાગરાજ ધરણ થયો અને કમઠ બીજે (૧૧મે ) ભવે મેઘમાલા નામે અસુર થયો

એક દિવસ પાર્શ્વે પોતાના બાગમા અરિષ્ટનેમિનુ ચિત્ર જોયુ અતર્જ્ઞાન જાગ્રત થયાથી સાધુ થવાનો પોતે નિશ્ચય કર્યો એમણે દીક્ષા લીધી અને ભિક્ષુક થઇ વિહાર કરવા લાગ્યા વનમા મેઘમાલીએ વાયુના ને વરસાદના તોફાનથી એમને મારી નાખવાનો પ્રયત્ન કર્યો, પણ નાગરાજ ધરણે એમની ઉપર પોતાની ફેણ છત્રીની પેઠે ધરી રાખી તેથી તેમને કશુ થયુ નહિ ધરણે ત્યારપછી મેઘમાલીને સમજાવ્યુ કે 'તારે તીર્થંકરનો દ્વેષ કરવો ઘટે નહીં, ઉલટો બહુ ઉપકાર માનવો ઘટે, કારણ કે તારા કમઠના ભવમા જીવની હિસા કરતા તને એમણે વાર્યો હતો' એ ઉપરથી મેઘમાલીને પોતાના મિથ્યાત્વનુ ભાન થયુ ને સમ્યગ્જ્ઞાન ઉત્પન્ન થયુ ત્યારપછી થોડેક કાળે પાર્શ્વ પિતૃનગર કાશીમા આવ્યા ને ૮૪ દિવસની તપશ્ચર્યાને પરિણામે કેવલજ્ઞાન પામ્યા પછી દેશમા ફરીને ધર્મોપદેશ કરવા લાગ્યા ને ઘણા લોકને જૈન કર્યા અન્તે સમેતશિખર (એમના નામ ઉપરથી એ પાર્શ્વનાથ પર્વત કહેવાય છે) ઉપર ૧૦૦ વર્ષની ઉમ્મરે, નેમિનાથ પછી ૮૩૭૫૦ વર્ષે નિર્વાણ પામ્યા.

વર્ધમાન (મહાવીર) ૨૪ મા ને વળી આપણી અવસર્પિણીના છેલ્લા તીર્થંકર પાર્શ્વનાથના નિર્વાણ પછી ૧૭૮ વર્ષે થયા જૈન ગ્રન્થોમા એમના પણ પૂર્વભવની કથાઓ છે અને એવી કથાઓ થોડીઘણી નહિ પણ ૨૬ પૂર્વભવની છે

એ તીર્થંકરના પૂર્વભવ તો અસખ્ય છે, પણ જે ભવથી એમને સમ્યકત્વ પ્રાપ્ત થયુ તે ભવથી એમની કથા નોધવામા આવી છે ને મોટા ભવ જ ગણત્રીમા લીધા છે એ (૧) પેલા ભવમા નયસાર નામે ગ્રામણી હતા, અને પશ્ચિમ વિદેહમા જન્મ્યા હતા એકવાર લાકડા લેવા એ વનમા ગયા હતા, ત્યારે એમને કેટલાક સાધુ મળ્યા, એ રસ્તો ભૂલ્યા હતા ને ક્ષુધાતુર તથા તૃષાતુર થયા હતા તેમના ઉપર નયસારને દયા આવી ને એમની સેવાસુશ્રુષા કરી, એમની પાસેથી એ સમ્યકત્વ પામ્યા શુભ કર્મને ફળે (૨) એ સૌધર્મ સ્વર્ગમા ગયા ત્યાથી (૩) એ ૧લા તીર્થંકર ઋષભના પૌત્ર મરીચિરૂપે જન્મ્યા તેનુ વર્ણન પૃ ૨૭૫ઉપર આપ્યુ છે ત્યારપછીને ચોથેભવે તે દેવ થયા ને

પાચમે ભવે બ્રાહ્મણુ થઇને ત્રિદડી થયા પઠી ઘણા ભવ ભમ્યા

છઠ્ઠે ભવે બ્રાહ્મણુ થઈને ત્રિદડી થયા સાતમે ભવે દેવ થયા એમ ૮ મે ભવે ત્રિદડી, ૯ મે દેવ, ૧૦ મે ત્રિદડી, ૧૧ મે દેવ, ૧૨ મે ત્રિદડી, ૧૩ મે દેવ, ૧૪ મે ત્રિદડી થયા પઠી (૧૫) મે ભવે બ્રહ્મદેવલોકમા દેવ થયા ત્યારપછી ઘણા ભવ ભમ્યા (૧૬) મે ભવે રાજગૃહમા વિશ્વભૂતિ રાજારૂપે અવતર્યા એક સાધુપુરુષના ઉપદેશથી એ સાધુ થયા એકવાર લાબા ઉપવાસ પઠી એ એક માર્ગે થઈને ચાલ્યા જતા હતા, તેવામા એક ગાયની સાથે અથડાયાથી પૃથ્વી ઉપર પડી ગયા એ જોઇને એમના સગા પણ વિરોધી વિશાખાનદી એ એમની મશ્કરી કરી એ સાભળીને વિશ્વભૂતિને ક્રોધ ચઢ્યો ને ગાયને શીંગડાથી પકડીને આકાશમા ઉછાળી, પોતાની વૈરવૃત્તિથી એમણે એવુ નિદાન (નિયાણુ=સકલ્પ) કર્યુ કે ભવાન્તરે હુ મહા પરાક્રમી થાઉ આ નિદાન ફળ્યુ કારણુ કે ત્યારપછી (૧૭) મે ભવે મહાશુક્ર સ્વર્ગમા ગયા પઠી (૧૮) મે ભવે એ ૧લા વાસુદેવ ત્રિપૃષ્ઠ રૂપે પૃથ્વી ઉપર અવતર્યા (પૃ ૧૯૩) એમણે એ ભવમા બહુ પાપકર્મ કર્યા તેથી ત્યારપછીને (૧૯) મે ભવે એ ૭ મા નરકમા ગયા ત્યારપછી (૨૦) ભવ કર સિહ થયા ને પઠી (૨૧) એ ૪થા નરકે ગયા ત્યાથી પાછા (૨૨) મનુષ્યભવમા આવ્યા અને ત્યા શુભકર્મ કર્યા, તેને પરિણામે (૨૩) એ પ્રિયમિત્ર ચક્રવર્તી થયા એ ભવમા શુભકર્મ કરીને (૨૪) મહાશુક્ર સ્વર્ગમા ગયા પછી (૨૫) રાજકુમાર નદન રૂપે અવતરીને સસારનો ત્યાગ કર્યો ને સાધુ થયા તે ભવમા બહુ તપ કર્યો ને તીર્થકર નામકર્મ બાધ્યુ પછીને (૨૬) મે ભવે પ્રાણુત દેવલોકમા દેવ થયા ને છેવટને (૨૭) મે ભવે તીર્થકર મહાવીર થયા

મરીચિના ભવમા અવિવેકે કરીને નીચગોત્રકર્મ બધાયાથી (પૃ ૧૭૫) આ છેલ્લા તીર્થકરે બ્રાહ્મણુને ઘેર અવતાર લેવો જોઈએ તેટલા માટે કુણ્ડગ્રામ નામે નગરમા બ્રાહ્મણુકુડ ભાગમા કોડાલ ગોત્રના ઋષભદત્ત નામે બ્રાહ્મણુની દેવાનન્દા નામે સ્ત્રીના ગર્ભમા એ આવ્યા દેવાનન્દાએ પ્રખ્યાત (૧૪) સ્વપ્ન જોયા અને તેથી

ભાવી તીર્થંકરના જન્મનુ સૂચન થયુ દેવોના રાજા ઇન્દ્રે જ્ઞાન વડે આ જોયુ, ત્યારે એણે વિચાર્યુ કે 'સર્વે તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ અને વાસુદેવ ભૂતમા, વર્તમાનમા અને ભવિષ્યમા સર્વ કાળે ઉચ્ચ કુળને વિષે અવતર્યા છે, અવતરે છે અને અવતરશે, તેથી કરીને ભગવાન મહાવીર બ્રાહ્મણકુળમા અવતરે એ કોઇ રીતે યોગ્ય થતુ નથી ' આથી કરીને એણે પોતાની પદાતિસેનાના નાયક હરિણૈગમૈષીને બોલાવી બ્રાહ્મણી દેવાનન્દાની કુખમાથી ગર્ભ લઇને ક્ષત્રિયાણી ત્રિશલા ની કુખમા મૂકી આવવાની આજ્ઞા કરી એ ઉપરથી હરિણૈગમૈષી દેવાનન્દા પાસે ગયો, તેને અવસ્વાપિની નિદ્રા આપીને તેની કુખમાથી ગર્ભ કાઢી લીધો ત્યાથી ક્ષત્રિય સિદ્ધાર્થ ને ત્યા ગયો, તેની સ્ત્રી ત્રિશલાને અવસ્વાપિની નિદ્રા આપીને તેની કુખમા મહાવીરનો ગર્ભ મૂકી દીધો, અને ત્રિશલાનો પુત્રીરૂપ ગર્ભ દેવાનન્દાની કુખમા મૂકયો ત્યાથી પછી પાછો એ સ્વર્ગે ચાલ્યો ગયો હવે દેવાનન્દાનો ગર્ભ લઇ લીધો ને તે ત્રિશલાને આપ્યો એ દેવાનન્દાના પૂર્વભવના કર્મનુ ફળ હતુ, તેને વિષે કથા એવી છે કે 'દેવાનન્દા પૂર્વભવે ત્રિશલાની જેઠાણી હતી ને તેવારે પોતાની દેરાણીનો રત્નનો કરડીઓ એણે ચોરી લીધો હતો તે પાપના ફળરૂપે આ ફેરફાર થયો હતો'

મહાવીરનો ગર્ભ ત્રિશલાની કુખમા ગયા પછી, ત્રિશલાને પ્રખ્યાત ૧૪ સ્વપ્ન આવ્યા ને ૯ માસ ને ૭½ દિવસે શુભ મુહૂર્તે ને શુભ લગ્ને બાળક અવતર્યો માતા ગર્ભિણી હતી ત્યારે માતા પિતાની કીર્તિ ને સપત્તિ વધી હતી તેથી એમનુ નામ વર્ધમાન પાડ્યુ

રાજકુમારને ઉત્તમ પ્રકારનુ શિક્ષણ આપવા માડ્યુ શરીરની ને મનની શક્તિએ એ દીપવા લાગ્યા હજી તો એ બાળક હતા એવામા ઇન્દ્રલોકમાનો કોઇએક દેવ એમની સાથે યુદ્ધ કરવા આવ્યો, તેને એમણે પરાજય પમાડ્યો, આથી એમનુ નામ મહાવીર પડ્યુ વળી બ્રાહ્મણનો વેશ લઇને ઇન્દ્ર આવ્યા અને એમને કેટલાક કઠણ પ્રશ્ન પૂછ્યા નિશાળમા હજી તો એ વિષયો શીખ્યા નહોતા, છતાયે એમણે એ પ્રશ્નોના યથાસ્થિત ઉત્તર આપીને સૌને છક્ક કરી નાખ્યા દીક્ષા લેવાનો નિશ્ચય તો છેક

જુવાનીમા જ એમણે કર્યો હતો, પણ પોતાના જવાથી માતા-પિતાને દુખ થશે એમ જાણીને, એ જીવતા હોય ત્યાસુધી દીક્ષા ન લેવાનો નિર્ણય કર્યો હતો એટલા માટે મનુષ્યપણાના ધર્માનુસાર સુખ ભોગવ્યા, લગ્ન પણ કર્યું અને એક પુત્રીના પિતા પણ થયા

સિદ્ધાર્થ અને એની પત્ની ત્રિશલા તીર્થંકર પાર્શ્વનાથના ધર્મને પાળતા હતા, તેમણે કુશાગ્ર શય્યા ઉપર રહી ઉપવાસ કરીને પ્રાણત્યાગ કર્યો અને અચ્યુત કલ્પ–સ્વર્ગમા દેવ થયા ત્યારપછી મહાવીરને જગતમા કશુ બધન રહ્યુ નહિ અને તેથી દીક્ષા લેવાનો એમણે નિશ્ચય કર્યો પ્રથમ તો એમના ભાઇ નદિવર્ધને રજા આપી નહિ તેથી બે વર્ષ રહ્યા પછી મહાવીરનો આગ્રહ જોઇને રજા આપી. મહાવીરે એક વર્ષ સુધી પુષ્કળ દાન દીધુ દીક્ષાને દિવસે એમને શિબિકામા બેસાડીને દેવો કુડપુર પાસેના જ્ઞાતખડ નામે ઉપવનમા લઇ ગયા, ત્યા એમણે વિધિપુરસર દીક્ષા લીધી ત્યારપછી તરત જ એમને મનપર્યાયજ્ઞાનની પ્રાપ્તિ થઇ ત્યારપછી બાર વર્ષ સુધી વિહાર કર્યો ૧ વર્ષ અને ૧ માસ સુધી એમણે દેવદુષ્ય વસ્ત્ર ધારણ કર્યું પછી તેનો એમણે ત્યાગ કર્યો ને દિગમ્બર થયા તેઓ માત્ર હાથે ભિક્ષા સ્વીકારતા અને મૂઢ લોકોએ કરેલા અનેક પરિસહ સહેતા વર્ષના આઠ માસ વિહાર કર્યા કરતા ગામમા કદી એક રાતથી વધારે અને નગરમા પાચ દિવસથી વધારે વાસ કરતા નહિ માત્ર ચાતુર્માસમા જ એક સ્થળે રહેતા

મહાવીરનુ ઉપર જે જીવનચરિત્ર આપ્યુ છે તે શ્વેતામ્બરોના ધર્મગ્રન્થોને અનુસરીને છે દિગમ્બરો કેટલાક મહત્ત્વના પ્રસગોમા એથી જુદા પડે છે એમનો મત એવો છે કે—મહાવીર ત્રિશલાને પેટે જન્મ્યા, તે પહેલા બ્રાહ્મણી દેવાનન્દાની કુખમા ગયા જ નહોતા અને તેથી ગર્ભ બદલ્યાની કથા સ્વાભાવિક રીતે જ એમના ગ્રન્થોમા નથી વળી એમને મતે મહાવીર (૧૨મા, ૧૯મા, ૨૨મા અને ૨૩મા તીર્થંકરની પેઠે) પરણ્યા જ નહોતા વળી ૮ વર્ષની બાલ્યાવસ્થામા જ એમણે ગૃહસ્થોચિત વ્રત

સ્વીકાર્યાં અને બરાબર પાળ્યા, ૩૦મે વર્ષે દીક્ષા લેવાનો એમણે નિશ્ચય કર્યો દિગમ્બર મતે તે સમયે એમના માતા જીવતા હતા, તેમણે એમને ઘણા વાર્યા, છતા દીક્ષા લીધી દીક્ષા લેતાની સાથે એમણે ૨૪ પ્રકારના પરિગ્રહોનો અને તેની સાથે જ વસ્ત્રનો ત્યાગ કર્યો દીક્ષા લીધા પછી તરત જ એમને મન પર્યાય જ્ઞાન પ્રાપ્ત નહોતુ થયુ, પણ પ્રચણ્ડ તપને પરિણામે એમણે પ્રાપ્ત કર્યું દીક્ષા પછી એક સ્થળે ટકીને ૭ માસ સુધી એમણે ધ્યાન ધર્યું ત્યારપછી કુલપુર નામે નગરમા એ ગયા, ત્યાના રાજાએ એમનો પુષ્કળ સત્કાર કર્યો ૭ માસના ઉપવાસ પછી ત્યા એમણે પારણુ કર્યું અહીંથી એમણે અનેક સ્થાનોએ વિહાર કર્યો અને પ્રચડ તપને પરિણામે અષ્ટ પ્રકારની અલૌકિક શક્તિઓ સપાદન કરી ફરતા ફરતા અન્તે ઉજ્જયિની આવ્યા એ નગરની પાસેના ઉપવનમા એ ધ્યાન ધરતા હતા, ત્યારે અમુક રુદ્રે અને તેની સ્ત્રી પાર્વતીએ એમના ધ્યાનમા ભગ પાડવાના પ્રયત્ન કર્યા, પણ એમનુ ધ્યાન એટલુ ગાઢ હતુ કે એમના એ પ્રયત્ન વિફળ ગયા, તેથી રુદ્ર અને પાર્વતીએ એમની સ્તુતિ ને પૂજા કરી, ઉજ્જયિનીથી એ કૌશામ્બી ગયા પછી ત્યાથી પાછા એકાન્ત વનમા ગયા, ત્યા મન પર્યાયજ્ઞાન પ્રાપ્ત કર્યું એમણે મુનિ વ્રત ધારણ કર્યું તે બાર વર્ષ પાળ્યુ ”

દીક્ષા લીધા પછીથી મહાવીરે પોતાનો કાળ કેવી રીતે વ્યતીત કર્યો તેના અમુક અમુક પ્રસગો સબધે શ્વેતામ્બર–દિગમ્બર વચ્ચે ગમે એટલો મતભેદ છે, છતા આ વાતમા તો તેઓ બન્ને એકમત છે કે ૪૩ વર્ષની ઉમરે ऋजुपालिका (વર્તમાન બરકર) નદીને કાંઠે जृम्भिक ग्राम નામે સ્થાનથી થોડેક છેટે એક ખેતરમા આવેલા ચૈત્યની પાસે શાલતરુની નીચે એમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ ત્યારપછી આખુ જીવન એમણે વિહાર કર્યો, ધર્મોપદેશ આપ્યો પરિણામે પુરુષો તેમજ સ્ત્રીઓ એમના અનેક શિષ્ય થયા, વળી મગધનો શ્રેણિક, અગનો કુણિક, વિદેહનો ચેટક વગેરે અનેક રાજાઓ પણ તેમના શ્રાવક થયા

કલ્પસૂત્રને ( પૃ ૧૧૦ ) મતે મહાવીરે પોતાના સાધુ જીવનના

૪૨ ચાતુર્માસ આ પ્રમાણેના સ્થાનોએ કર્યા —अस्थिक ग्राममा ૧, चम्पामा અને पृष्टचम्पामा ૩, वैशालीमा અને वाणिजग्राममा ૧૨, वैशाली (રાજગૃહી)મા અને नालन्दामा ૧૪, मिथिलामा ૬, मद्दिकामा ૨, आलभिकामा ૧, प्रणितभूमिमा ૧, श्रावस्तिमा ૧ અને पावामा ૧ પછીની કથાઓમા એમનો વિહાર એથીયે વિસ્તૃત, ઠેઠ હિમાલય અને પ્રયાગ સુધી થયેલો વર્ણવે છે અન્તે ૭૨ વર્ષની ઉમ્મરે એ તીર્થંકર નિર્વાણ પામ્યા પાર્શ્વનાથના નિર્વાણ પછી ૨૫૦ વર્ષે પાવાપુરીમા બ્રાહ્મમુહૂર્તે उत्तराध्ययन सूत्रनु પ્રવચન કરી રહ્યા પછી નિર્વાણ પામ્યા એ તીર્થંકરના નિર્વાણ પ્રસંગની કથાઓ ભિન્ન ભિન્ન છે કેટલાક કહે છે કે રાજા हस्तिपालના દરબારમા શાન્તભાવે એકાન્તમા એ નિર્વાણ પામ્યા, ત્યારે બીજા કહે છે કે મહાસમારમ્ભે એમણે પોતાના દેહનો ત્યાગ કર્યો હસ્તિપાલે મોટો ઉત્સવ કરાવ્યો, તેમા પાડોશના રાજાઓને નોતર્યા એક વિશાળ સરોવરની પાસેના વનમા એક ભવ્ય સમવસરણ બધાવ્યુ ને તેમા રત્નજડિત આસન પધરાવ્યુ તે આસન ઉપર બેસીને ૭ દિવસ સુધી નિરન્તર સઘને ધર્મોપદેશ આપ્યો ૭ મા દિવસની રાતે ૪ થા પ્રહરમા સમસ્ત શ્રોતાવર્ગ નિદ્રામા પડ્યો તીર્થંકરે જાણ્યુ કે હવે મારે જવાનો સમય થયો છે, પોતે પર્યંક આસન વાળ્યુ ને પછી નિર્વાણ પામ્યા શ્રોતાવર્ગ જાગ્યો ત્યારે જાણ્યુ કે તીર્થંકર તો સદાને માટે ચાલતા થઇ ગયા છે તેમણે મહા ઠાઠમાઠથી એમના શબને અગ્નિ સસ્કાર કર્યો એવી પણ કથા છે કે-નિર્વાણ પામતાની સાથે જ તીર્થંકરના શરીરનો વાળ અને નખ સુધીનો ભાગ લુપ્ત થઇ ગયો ને તેથી આ અવશેષનો જ અગ્નિસસ્કાર કરવામા આવ્યો જ્યારે તીર્થંકર નિર્વાણ પામ્યા ત્યારે આકાશમા મોટો ધૂમકેતુ દેખાયો, સ્વર્ગમાથી પૃથ્વી ઉપર ઉતરી આવતા દેવોથી રાત્રી પ્રકાશ મારી ઉઠી અને પાડોશના રાજાઓએ તીર્થંકરના નિર્વાણના માનની ખાતર મોટી દીપોત્સવી[૭૩] કરી

મહાવીરના નિર્વાણ પછી ૩ વર્ષ ને ૮½ માસે દુષમસુષ માનો અન્ત આવ્યો એ આરો એકદરે ૧ કોટાકોટિ સાગરો પમમા ૪૨૦૦૦ વર્ષ ઓછા એટલો કાળ ચાલ્યો

## દુઃષમા

હાલ આપણે દુષમામા છીએ એ ૨૧૦૦૦ વર્ષ ચાલવાનો છે અને એનુ મુખ્ય લક્ષણ તો એ છે કે દરેક વસ્તુની સ્થિતિ આ આરામા અશુભ થતી જ જાય છે જળ વાયુ અશુદ્ધ થતા જાય છે, દેશના મોટા વિસ્તારમા અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ થતી જાય છે, ભયકર દુષ્કાળ પડે છે, મનુષ્ય બહુમા બહુ ૧૦૮ વર્ષ જીવે છે અને બહુમા બહુ ૭ હસ્ત ઉંચો ( આરાના પ્રારભમા ) થાય છે, આચાર વિચાર ભ્રષ્ટ થતા જાય છે, પૃથ્વી ઉપર મત્સ્યાચાર પ્રવર્તે છે એટલે કે બળિયો નબળાને ખાય છે, છળકપટ ને પાપપ્રપચ વધે છે, વ્યભિચાર ને સકરતા વધે છે, માસાહાર સર્વસામાન્ય થઇ પડે છે, લોભ અને વેર વધે છે રાજા પ્રજાને પીડે છે, યુદ્ધો કરીને ધરતીને રસાતળ કરે છે, ગામને ને નગરને શ્મશાન જેવા કરી મૂકે છે ( દરેક ૧૦૦૦ વર્ષે कल्कि નામે ભ્રષ્ટ રાજા થાય છે, તે સાધુજનને પીડે છે, દરેક ૫૦૦ વર્ષે उपकल्कि થાય છે[૭૪] ) મિથ્યાત્વ અને દભ વધ્યે જ જાય છે અને છેવટે મમ્યક્ત્વનો લોપ થાય છે

દુષમાનુ અશુભ બળ ધીરે ધીરે વધારે જામતુ જાય છે છેલ્લા તીર્થકરના ઉપદેશની અસર હોવાથી શરૂઆતની સ્થિતિ બહુ ખરાબ નથી અને આજે આપણે એ આરાના પહેલા સમ માશમા છીએ, એટલે માણસથી ન સહેવાય એવી સ્થિતિ હજી થઇ નથી, પણ અવનતિ અનિવાર્ય છે, કારણ કે જગતને ધર્મ માર્ગ દેખાડનાર કોઇ તીર્થંકર આ અરમા થનાર નથી, તેમજ લોકને પ્રબળ હાથે વ્યવસ્થામા રાખી શકે એવા ચક્રવર્તી, બળ દેવ કે વાસુદેવ પણ થનાર નથી

જેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ અને વળી નિર્વાણ પણ પામ્યા એવા ધાર્મિક પુરૂષો આ અરના માત્ર આરભમા જ થયા અને તે સૌ તીર્થ કરના શિષ્ય પ્રશિષ્ય હતા અને એમના નિર્વાણ પછી પણ જીવતા હતા

તીર્થંકરના સૌથી મોટા શિષ્ય ગૌતમ ઇન્દ્રભૂતિ હતા એ વિદ્વાન બ્રાહ્મણ હતા ને તેમને તીર્થંકરે જૈનધર્મમા લીધા હતા એમની કથા એવી છે કે એ પશુયજ્ઞ કરતા હતા, ત્યારે એમને

સમજાવીને જૈનધર્મમા લીધા હતા બીજી કથા એવી છે કે તીર્થંકરે એક શ્લોકનો અર્થ કરવા એક વૃદ્ધજનને આપ્યો, તે ગૌતમ પાસે ગયો, ગૌતમને નહિ આવડ્યાથી તેને મહાવીરની પાસે એના અર્થ માટે જવુ પડ્યુ ત્યા મહાવીરે અનેક પ્રશ્નના ઉત્તર ગૌતમને આપ્યા ને તેમને નમાવ્યા તીર્થંકરે આપેલો ઉપદેશ જે ધર્મગ્રન્થોમા છે, તેમાના અનેક ગ્રન્થ ગૌતમના રચેલા છે બીજા અનેક શિષ્યો તીર્થંકરના જીવનકાળમા કેવલ જ્ઞાન પામેલા અને નિર્વાણ પણ પામેલા, પણ ગૌતમ તો તે તીર્થંકરના નિર્વાણ પછી જ કેવલી થયેલા, કારણ કે ત્યાસુધી પ્રભુપ્રત્યે એમને અતિશય સ્નેહ ને માન હતુ ને તેથી રાગદ્વેષથી સમ્પૂર્ણ મુક્ત થઇ શકયા નહોતા, એ રાગદ્વેષ હોય ત્યા સુધી કેવલજ્ઞાન પ્રાપ્ત થાય પણ નહિ ગૌતમ ૧૨ વર્ષ સુધી કેવલી રહ્યા ને ૯૨ વર્ષની ઉમ્મરે રાજગૃહમા નિર્વાણ પામ્યા

તીર્થંકરના બીજા મોટા શિષ્ય ( પાચમા ગણધર ) સુધર્મા હતા, તે પણ બ્રાહ્મણ હતા તીર્થંકરની પછી પણ એ જીવતા હતા મહાવીરના નિર્વાણ પછી સઘનિર્વાહનો ભાર એમણે લીધો ૧૨ વર્ષ પછી એ કેવલજ્ઞાન પામ્યા એટલે એમણે એ ભાર પોતાને માથેથી ઉતારી જબૂસ્વામીને દીધો ત્યારપછી એ ૮ વર્ષ જીવ્યા અને ૧૦૦ વર્ષની ઉમ્મરે નિર્વાણ પામ્યા

સુધર્માની પછી એમના શિષ્ય જબૂસ્વામી[૭૫] ગણધર થયા એ એક મોટા શેઠના પુત્ર હતા શેઠ ઘણા કાળ સુધી અપુત્ર હતા એકવાર એ પોતાની સ્ત્રી સાથે સુધર્માની પાસે જબૂવૃક્ષના અધિષ્ઠાતા વિષે કથા સાભળતા હતા, ત્યારે સુધર્માએ ભવિષ્ય ભાખ્યુ કે ‘તમને એક પુત્ર થશે ને એનુ નામ જબૂ રાખજો’ ભવિષ્યવાણી ખરી પડી, જમ્બૂ જન્મ્યા તે ઉછરવા ને માબાપને આનદ આપવા લાગ્યા જ્યારે એ મોટા થયા ત્યારે એમનો વિવાહ રાજગૃહમા આઠ ધનિક શેઠની (૮) કન્યા સાથે કર્યો, પણ એમને તો સુધર્માના ઉપદેશથી વૈરાગ્ય થયો હતો તેથી દીક્ષા લેવા ઇચ્છતા હતા અને બ્રહ્મચર્યવ્રત લીધુ પણ હતુ માબાપને એથી બહુ દુ ખ થયુ હતુ,

તેથી તે કન્યાઓ સાથે એમણે લગ્ન કર્યું રાતે મહા ઠાઠમાઠથી વરઘોડો નીકળ્યો પરણીને ઘરે ગયા હવે એક રાજપુત્ર નામે પ્રભવ લૂટારાનો ધધો કરતો હતો, તે મોટી લૂટ કરવાને મનસુબે ગજગૃહમા આવ્યો પ્રભવની પાસે એક જાદુમત્ર એવો હતો કે જેને બળે બારણા ઉઘડી જાય ને તાળા તુટી જાય બીજો જાદુમત્ર એવો હતો કે જેને બળે એ સૌને નિદ્રામા નાખે એ મત્રોને બળે એ જબુના ઘરમા પેઠો, પણ સૌ સ્ત્રીઓની વચ્ચે એકલા જબૂને એણે જાગતા જોયા જબૂએ એને કહ્યું કે ' તારૂ જાદુબળ મારા ઉપર કશુ ચાલવાનુ નથી, કારણ કે હુ તો ભાવસાધુ છુ ને કાલે જ સવારે દીક્ષા લેવાનો છુ ' વ્રત ન લેવાનુ અને સ્ત્રીઓ સાથે સસારસુખ ભોગવવાનુ પ્રભવે જબૂને ઘણુયે સમજાવ્યુ, પણ એમણે એને અને ચારે બાજુથી જાગી ઉઠેલી સ્ત્રીઓને કુવામના મનુષ્યની ( મધુબિદુની ) અને બીજી કથાઓ કહી અને સસારજીવનની અસારતા અને અનિત્યતા વિષે ઉપદેશ આપ્યો એ ઉપરથી સ્ત્રીઓએ દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો, લૂટારો પણ એ નિશ્ચય ઉપર આવ્યો, તે પોતાના માબાપ પાસે ગયો અને દીક્ષા લેવાને તેમની પરવાનગી લીધી બીજે દિવસે જમ્બૂએ સુધર્મા પાસે દીક્ષા લીધી, ૮ સ્ત્રીઓએ અને બીજા સબધીઓએ ( નવેના માતાપિતાએ ) પણ દીક્ષા લીધી પ્રભવ પણ ૫૦૦ ચોર સાથે સાધુ થયો અને જબૂનો શિષ્ય તેમજ સહચર બની રહ્યો

સુધર્માને કેવલજ્ઞાન થયુ, એટલે જબૂસ્વામી ગણધર થયા સુધર્મા નિર્વાણ પામ્યા પછી એક વર્ષે એ કેવલી થયા અને પછી થોડે કાળે ( મહાવીરના નિર્વાણ પછી ૬૪ વર્ષે ) નિર્વાણ પામ્યા ત્યારપછી કોઇ પરમાવધિજ્ઞાન પામ્યુ નહિ, કોઇ મનપર્યાય જ્ઞાન પામ્યુ નહિ, કોઇ કેવલજ્ઞાન પામ્યુ નહિ અને કોઇ નિર્વાણ પણ પામ્યુ નહિ કારણ કે નિર્વાણ પામતા પહેલા કેવલજ્ઞાન પામવુ જ જોઇએ અને ક્ષપકશ્રેણિ ઉપર પણ જવુ જોઇએ તેને માટેની જે દૈવીશક્તિઓ હોવી જોઇએ એ અપ્રાપ્ય થઇ ગઇ[૭] મહાવીરે પ્રવર્તાવેલો જિનકલ્પોનો આચાર તે છેવટના કેવલી પછી બધ થયો છે એવો શ્વેતામ્બરોનો મત છે

પોતાના ઇન્દ્રિયાતીત જ્ઞાનને બળે વિશ્વના જીવજગતમા સમ્પૂર્ણ અન્તર્દ્રષ્ટિ નાખી શકનારા પુરુષો આ અવસર્પિણીમા જમ્બૂસ્વામી પછી થયા નથી જીવજગતનુ સૌ જ્ઞાન ત્યારપછી માત્ર શાસ્ત્રોના અધ્યયનથી જ પ્રાપ્ત કરવુ રહ્યુ અને તેટલા માટે ભૂત કાળના કેવલીઓ વિષે વર્ણન કરતા શાસ્ત્રોનુ અધ્યયન કરવુ રહ્યુ પણ સમય જતે ધીરે ધીરે તે વિષેની કથાઓનો પણ નાશ થતો ગયો અને અવસર્પિણી જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેનો વધારે વધારે નાશ થતો જાય છે જમ્બૂસ્વામીના તરતના શિષ્યોને બારે અગનુ જ્ઞાન હતુ ત્યારપછીના કેટલાકને ૧૧ અગનુ અને ૧૨ મા અગના ૧૪માથી ૧૦ પૂર્વનુ જ્ઞાન હતુ ત્યારપછીના સાધુઓને માત્ર ૧૧ અગનુ જ્ઞાન હતુ શ્વેતામ્બર મત એવો છે કે એ ૧૧ અગનુ જ્ઞાન તો આજસુધી ચાલ્યુ આવે છે, પણ દિગમ્બર મત એવો છે કે થોડા વખત પછી એ ૧૧ અગનુ પણ જ્ઞાન લુપ્ત થયુ હતુ વધાર ઓછા જ્ઞાનવાળા સાધુઓ કોણ કોણ હતા તે વિષે એ બે સમ્પ્રદાયમા ભેદ છે એ વિષેની હકીકત નીચે આપુ છુ

| શ્વેતામ્બર મત | દિગમ્બર મત. |
|---|---|
| ૧૨ અગના જ્ઞાનવાળા | શ્રુતકેવલી |
| પ્રભવ | વિષ્ણુ |
| શય્યમ્ભવ | નદિમિત્ર |
| યશોભદ્ર | અપરાજિત |
| સમ્ભૂતવિજય | ગોવર્ધન |

| શ્વેતામ્બર મત | દિગમ્બર મત. |
|---|---|
| ભદ્રબાહુ | ભદ્રબાહુ |
| સ્થૂલભદ્ર | |

૧૧ અગ ને ૧૦ પૂર્વના જ્ઞાનવાળા દશપૂર્વી

| | |
|---|---|
| મહાગિરિ | વિશાખ |
| સુહસ્તિ | પ્રોષ્ઠિલ |
| સુસ્થિત | ક્ષત્રિય |
| ઇન્દ્રદિન્ન | જયસેન |
| દિન્ન | નાગસેન |
| સિંહગિરિ | સિદ્ધાર્થ |
| વજ્ર | ધૃતિસેન |
| | વિજય |
| | બુદ્ધિલ ( બુદ્ધિલિંગ ) |
| | રગદેવ ( ગણદેવ ) |
| | ધર્મસેન ( સુધર્મા ) |

દિગમ્બરો કહે છે કે "ધર્મસેન છેલ્લા દશપૂર્વી હતા તેમના પછીના સૂરિઓને અંગનુ જ્ઞાન હતુ અને ત્યારપછી તે શાસ્ત્ર ધીરે ધીરે લુપ્ત થતા ગયા એક કથા[૭૮] એવી છે કે નક્ષત્ર, જયપાલ, પાણ્ડુ, ધ્રુવસેન, કંસ ૧૧ અંગ જાણતા, સુભદ્ર ૧૦ અંગ, યશોભદ્ર ૯ અંગ, ભદ્રબાહુ બીજા ૮ અંગ, લોહ ૭ (?) અંગ, અર્હદ્વ-ચાચાર્ય, માઘનન્દી, ધરસેન, પુષ્પદન્ત, ભૂતબલ્યાચાર્ય (મરણ વીર સંવત્ ૬૮૩ ) ૧ અંગ જાણતા બીજી કથા એવી છે કે સુભદ્ર પછીના બધા સૂરિઓ એક જ અંગ જાણતા[૭૯] "

આમાના ઘણા સૂરિઓના જીવનચરિત માત્ર કલ્પનાઓથી અને લોકકથાઓથી વર્ણવ્યા છે, અને તે વિષે વિગતવાર હકીકતો પણ આપી છે[૮૦] પાછળથી લુપ્ત થયેલા શાસ્ત્રોનુ જેમને જ્ઞાન હતુ નહિ છતા સંપ્રદાયમાં અગ્રેસર ભાગ લીધો હતો એવા સૂરિઓ પણ અનેક થઇ ગયા છે, પણ તેમને વિષે આ સ્થળે કંઇ વિવેચન કરશુ નહિ

દુષમાના આરંભમાં જૈનધર્મમાં અનેક શ્રદ્ધાશીલ શિષ્યો હતા અને પછીના સમયમાં પણ અનેક નવા શિષ્યો થયા હતા, છતાં એ આરો જેમ જેમ આગળ વધતો ચાલે છે તેમ તેમ તેના શિષ્યોની સંખ્યા ઘટતી જાય છે અને અન્તે છેક શૂન્ય થઇ જશે રાજા વિમલવાહન અને તેનો મંત્રી સુમુખ છેલ્લુ ચૈત્ય બંધાવશે જૈનસંઘના છેલ્લા માણુનો આ થશે–સાધુ દુપ્રસહ સૂરિ, સાધ્વી ફલ્ગુશ્રી, શ્રાવક નાગિલ અને શ્રાવિકા સત્યશ્રી (દિગમ્બરમતે આ પ્રમાણે થશે સાધુ વીરંગજ, સાધ્વી સર્વશ્રી, શ્રાવક અગ્નિલ અને શ્રાવિકા ફલ્ગુસેના એ સૌ અયોધ્યામાં થશે, દુષમા આરાના ૩ વર્ષ અને ૮½ માસ બાકી રહેશે ત્યારે તે મરણ પામશે ને ૧લા સ્વર્ગમાં જન્મશે.)

શ્વેતામ્બર મત પ્રમાણે ચતુર્વિધ સંઘ ને જૈનધર્મ પાંચમા આરાની પ્રાંતે જ્યારે લોપ પામશે ત્યારે જગતમાં મિથ્યાજ્ઞાનનો પ્રચાર થશે લગ્ન અને સમ્યક્ચારિત્ર વ્યવહારમાંથી નીકળી જશે અને અગ્નિનો અને રાંધવાની કળાનો પણ લોપ થશે

## ૬ દુઃષમદુઃષમા

અશુભ દુષમ પછી એથીયે અશુભ દુષમદુષમા આરો પ્રવર્તશે દુષમાની પેઠે એ પણ ૨૧૦૦૦ વર્ષ ચાલશે સમસ્ત જગત્ દુખે ભરાઇ જશે અને લોકોના આર્તનાદ અસહ્ય થશે સૂર્યમાંથી અસહ્ય ગરમી નીકળશે, ચન્દ્રમાંથી અસહ્ય શીતળતા આવશે, તેથી દિવસ ભયંકર ગરમ અને રાત ભયંકર ઠંડી લાગશે મૃત્યુ પમાડે તેવો વાયુ પૃથ્વી ઉપર વાશે અને તેથી વંટોળીઆ થઇ ભયંકર કાળી ધૂળ ઉડશે ને દિશાઓ પૂરી કાઢશે આરંભમાં મનુષ્ય ૨૦ વર્ષ જીવશે, પણ વખત જતાં એ આયુ ટુંકુ થતુ જશે અને એ આરાને અન્તે મનુષ્ય માત્ર ૧૬ વર્ષ જીવશે આરંભમાં શરીરપરિમાણુ ૨ હસ્ત હશે, પણ અન્તે માત્ર ૧ જ હસ્ત હશે મનુષ્યને જન્તુ પજવશે, એને ગુફાઓમાં રહેવુ પડશે અને તેમાંથી માત્ર પ્રભાતે ને સન્ધ્યાકાળે જ બહાર નીકળાશે, કારણ કે રાત્રે ચન્દ્રની ઠંડી અને દિવસે સૂર્યની ગરમી એટલી

પ્રચણ્ડ ને અસહ્ય હશે ઙ ત્યાર એનાથી બહાર નીકળાશે નહિ અતિશ્રમે એ માછલા ને કાચબા પકડશે, કારણ કે એ જ એની આહારસામગ્રી હશે તાજા માછલા પચાવવા એને કઠણ લાગશે, તેથી થોડોક વખત રેતીમા દાટીને રહેવા દેશે ને પછી કાચા જ ખાશે, કારણ કે તેની પાસે અગ્નિ હશે નહિ, તેથી તે પોતાનો આહાર રાધી શકશે નહિ મનુષ્ય મરશે ત્યારે કા તો નરકે જશે, કા તો તિર્યંગ્યોનિમા જન્મશે

કેટલાકનો મત એવો છે કે અવસર્પિણીના પાચમા આરાને અન્તે મહાપ્રલય થશે ૪૯ દિવસ ( સાત જાતના ૭-૭ દિવસ ) સુધી વરસાદ વરસશે, તે બધાનો નાશ કરી નાખશે, ત્યારપછી પાછી ઉત્સર્પિણી બેસશે ને સૌ સ્થિતિ ધીરે ધીરે શુભ થતી જશે.

## ભાવી ઉત્સર્પિણી અને તેમા થનાર તીર્થંકરો

### ૧ દુષમદુઃષમા.

પાછલી અવસર્પિણીના છેલ્લા આરાનો અન્ત થતા જ આ નવી ઉત્સર્પિણીનો પહેલા આરાનો આરભ થાય છે તે અર અને આ અર વચ્ચે એ તફાવત છે કે હવે સૌ સ્થિતિ ધીરધીરે શુભ થતી જાય છે અને તે પ્રમાણે મનુષ્યનુ શરીરપરિમાણ પણ ૧ થી ૨ હસ્તનુ થાય છે અને આયુ ૧૬ થી ૨૦ વર્ષનુ થાય છે એ અર ૨૧૦૦૦ વર્ષનો હોય છે, તે પૂરો થતા તેની પછીનો અર

### ૨ દુષમા.

બેસે છે આ દુષમા અરના આરમ્ભમા અનુક્રમે પાચ જાતિના મેઘ દેખાય છે, તે ૭ દિવસ ને ૭ રાત વરસે છે પ્રથમ પુષ્કરાવર્ત મેઘ વેગન પૃથ્વીને અમૃતથી સીંચે છે અને તેને ફળદ્રુપ બનાવે છે ત્યારપછી ક્ષીરમેઘ દૂધ જેવુ સુન્દર પાણી વરસાવે છે ત્યાર પછી ઘૃતમેઘ જમીનને ચીકણી બનાવે છે અને અમૃતમેઘ બીજોમાથી વિવિધ પ્રકારના વેલા ને વૃક્ષ ઉગાડે છે, અન્તે રસમેઘ બધી વનસ્પતિમા પાચ પ્રકારના રસ મૂકે છે,

કલ્યાણજનક વૃષ્ટિને લીધે પૃથ્વી ઉપર વનસ્પતિ ખીલે છે ને ભવ્ય બને છે મનુષ્ય ગુફામાથી નીકળે છે, લીલોતરીથી આનન્દ પામે છે ને હર્ષઘેલો થાય છે હવે માછલા ને નાચણા ખાવા છોડી દે છે અને વનસ્પતિનો આહાર કરવા માડે છે કાળ વહેતા કોઈકોઈને પૂર્વભવનુ સ્મરણ થાય છે અથવા દેવ શીખવે છે, તેથી અગ્નિનો ને ગધવાની કળાનો ઉપયોગ કરે છે, વસ્ત્ર પહેરે છે, ઘર ને ગામ બાધે છે, રાજ્ય સ્થાપે છે, ન્યાયસ્થા ઓ સ્થાપે છે દુકામા અશુભાશુભ દુષમદુષમા અરમા જે બધાનો લોપ થઇ ગયો હતો, તેનો પાછો ફરી ઉપયોગ કરતા શીખે છે દિનપ્રતિદિન બધુ શુભ થતુ જાય છે મનુષ્યનુ આયુ ૨૦ થી ૧૨૦ વર્ષ સુધીનુ, તેનુ શરીરપરિમાણ ૨ થી ૭ હસ્ત સુધીનુ થાય છે

### ૩ દુષમસુષમા

દુષમાના ૨૧૦૦૦ વર્ષ પુરા થતા દુષમસુષમા બેસે છે તેમા મનુષ્યનુ આયુ ૧ પૂર્વકોટિ સુધીનુ અને શરીરપરિમાણ ૫૦૦ ધનુષ સુધીનુ થાય છે આ અરમા ૨૩ તીર્થંકર, ૧૧ ચક્રવર્તી, ૯ બલદેવ, ૯ વાસુદેવ અને ૯ પ્રતિવાસુદેવ જન્મે છે એકદરે એ અર ૧ કોટાકોટિ સાગરોપમમા ૪૨૦૦૦ વર્ષ ઓછા એટલો કાળ ચાલે છે

### ૪ સુષમદુષમા

આ સુષમદુષમા અર ૨ કોટિકોટિ સાગરોપમ ચાલે છે ને તેમા મનુષ્યો પાછા જોડકે અવતરવા માડે છે એમનુ આયુ ૧ પલ્યોપમ સુધીનુ ને શરીરપરિમાણુ ૧ ગાઉ સુધીનુ થાય છે પાછા ફરી ઉગેલા કલ્પદ્રુમના ફળનો ઉપભોગ કરે છે સુષમાદુષમાના પ્રારભમા ૨ શલાકાપુરૂષ ( ૨૪મા તીર્થંકર અને ૧૨મા ચક્રવર્તી ) જન્મે છે એમના નિર્વાણુ પછી યુગલિયાઓમા કષાય ઘટે છે જ્ઞાન એટલુ સર્વસામાન્ય થાય છે કે પછી ગુરૂની જરૂર રહેતી નથી

### ૫ સુષમા

સુષમા અર ૩ કોટિકોટિ સાગરોપમ ચાલે છે મનુષ્યનુ આયુ

૨ પલ્યોપમ સુધીનુ અને એનુ શરીર પરિમાણુ ૨ ગાઉનુ થશે એ વિલાસમા અને આનન્દમા રહેશે

## ૬ સુષમસુષમા

આવતી ઉત્સર્પિણીનો એ છેલ્લો અર ૪ કોટિકોટિ સાગરોપમ ચાલશે જગતની સ્થિતિ શુભતમ થશે મનુષ્ય ૩ પ યોપમ જીવશે અને એનુ શરીરપરિમાણુ ૩ ગાઉનુ થશે એ અરનો નિર્ણિત કાળ પૂરો થશે એટલે તેની સાથે ઉત્સર્પિણી પણ પૂરી થશે ત્યારપછી પાછો અવસર્પિણીનો આરભ થશે, અને તેની સાથે સુષમસુષમાનો આરભ થશે એના પછી બીજો અર થશે એમ કરતે કરતે અશુભતમ અર આવશે ને તેની સાથે અવસર્પિણીનો પણ અન્ત આવશે ત્યારપછી ઉસર્પિણી, ત્યારપછી અવસર્પિણી અને એ પ્રમાણે અનત કાળ સુધી ચાલ્યુ જશે

આપણી વર્તમાન અવસર્પિણીની પછી ઉત્સર્પિણી આવશે તેમા પણ શલાકાપુરૂષ જન્મશે, તેમના જીવનચરિત્ર પણ આપણા શલાકાપુરૂષોને મોટે ભાગે ( પૃ ૨૫૨ થી ) મળતા હશે જૈન ગ્રથોમા એ શલાકા પુરૂષોના નામ આપેલા છે, એટલુ જ નહિ પણ આપણી અવસર્પિણીના કયા પુરૂષો એ ઉત્સર્પિણીમા કયા શલાકા પુરુષરૂપે અવતરશે એ હકીકત પણ આપી છે

અહીં તો શ્વેતામ્બરમતે અને દિગમ્બરમતે આવતી ઉત્સર્પિણીના તીર્થકરોના જ નામ ગણાવીને સતોષ લઇશ ( દિગમ્બર તીર્થકરોના નામ કૌસમા મૂકીશ ) ૧ પદ્મનાભ ( મહાપદ્મ ), ૨ શૂરદેવ ( સુરદેવ ), સુપાર્શ્વ, ૪ સ્વયપ્રભ, ૫ સર્વાનુભૂતિ ( સર્વાત્મભૂતિ ) ૬ દેવશ્રુતિ ( દેવપુત્ર ), ૭ ઉદય ( કુલપુત્ર ), ૮ પેઢાલ ( ઉદક ), ૯ પોટ્ટિલ ( પ્રોષ્ઠિલ ), ૧૦ શતકીર્તિ ( જયકીર્તિ ), ૧૧ સુનત ( મુનિસુવ્રત ), ૧૨ અમમ ( અરનાથ ), ૧૩ નિષ્કષાય ( નિષ્પાપ ), ૧૪ નિષ્પુલાક ( નિષ્કષાય), ૧૫ નિર્મમ ( વિપુલ ), ૧૬ ચિત્રગુપ્ત ( નિર્મલ ), ૧૭ સમાધિ ( ચિત્રગુપ્ત ), ૧૮ સવર ( સમુદ્રગુપ્ત ), ૧૯ યશોધર (સ્વયભૂ),

૨૦ વિજય (અનિવર્તી), ૨૧ મલ્લિ (વિમલ), ૨૨ દેવ (વિજય), ૨૩ અનતવીર્ય (દેવપાલ), ૨૪ ભદ્રકૃત (અનતવીર્ય)

બને સમ્પ્રદાયના ગ્રન્થો ભાવી ઉત્સર્પિણીના તીર્થંકરોના નામો આપે છે, તેમજ આ અવસર્પિણીના કોણ કોણ પુરૂષ એ ઉત્સર્પિણીમા તીર્થંકર થવાના છે એમના નામ પણ આપે છે મહાવીરના સમયના મગધના રાજા શ્રેણિક તે પદ્મનાભરૂપે અવતરશે, મહાવીરના કાકા સુપાર્શ્વ તે શૂરદેવરૂપે અવતરશે કૃષ્ણ બલરામ, દેવકી, રોહિણી અને બીજા પણ નરનારી એ ઉત્સર્પિણીમા શલાકાપુરૂષરૂપે અવતરશે આ બાબતમા પણ બને સમ્પ્રદાયનો મત ભિન્ન છે

## અન્તવિવેચન.

જૈનો માને છે કે માનવબુદ્ધિ જે જે વિચારી શકે તે સૌમા જૈનધર્મ સૌથી ઉત્તમ છે અને ગભીરજ્ઞાનમૂલક છે, માટે તે નિર્ભ્રમ છે બીજા બધા ધર્મના દર્શનશાસ્ત્ર એની પાસે પણ આવી શકે નહિ એમાથી જે જૈનધર્મના તત્ત્વ સાથે એકમત થાય છે તે માત્ર એ ધર્મમાથી લીધેલી પ્રતિચ્છાયા રૂપે છે, જે ભિન્ન છે તે મિથ્યાત્વમાથી ઉપજેલુ અજ્ઞાન છે તેથી ભવ્યો (જે નિર્વાણયોગ્ય છે અને જેને જૈનો સમ્યગ્જ્ઞાનના ધારણ કરનાર માને છે) અન્ય ધર્મના અનુયાયીઓને મિથ્યાદર્શી માને છે ને વળી માને છે કે તેમનાથી ધાર્મિક જનોએ દૂર રહેવુ જોઇએ, નહિ તો એમની નાસ્તિકતાનો ને પાપનો સ્પર્શ થાય આ વાત કુરાશથી ધાર્મિકોએ ભયકર રૂપે ચીતરી છે, જેમકે, નેમિચન્દ્રના ષષ્ટિશતકમા એ વિષે આમ લખ્યુ છે—[૮૩]

"માણસ ગમે એટલો પવિત્ર ને ડાહ્યો હોય તો પણ તે મિથ્યાગુરૂ હોય તો તેનો ત્યાગ કરવો

મસ્તક ઉપર મણિવાળા વિષયુક્ત નાગની જેવા એ છે"

પણ બધા જૈનલેખકો કઈ એવા દુરાગ્રહી નથી અનેક લેખકો બીજા ધર્મના દર્શનોનો ન્યાયબુદ્ધિએ તોલ કરે છે, અને

હ્હે છે કે સત્ય જ્યાથી જડે ત્યાથી ગ્રહ્ણ કરવુ હરિભદ્રનો નીચેનો શ્લોક એ સબધે પ્રખ્યાત છે —[૪]

पक्षपातो न मे वीरे न वैरः कपिलादिषु ।
युक्तिमद्वचन यस्य तस्य कार्य परिग्रह ॥

( અર્થ યથાર્થ વિચારવો )

"મહાવીરને હુ મિત્ર માનતો નથી, કપિલાદિને શત્રુ માનતો નથી, શુદ્ધ સત્ય જેના જેના ઉપદેશમા હોય તેનો ઉપદેશ સાભળવો, તેનુ જ અનુસરણ કરવુ "

અત્યાર સુધીના પ્રકરણોમા જોઇ ગયા તે ઉપરથી માલમ પડશે કે જૈન ધર્મે બને બાજુ ઉપર નજર રાખીને પોતાનો સમ્પ્રદાય રચ્યો છે એક બાજુએથી એ પ્રાચીન અને અનુકૂળ વાદને પકડી રહ્યો છે, એટલુ જ નહિ પણ તે બાજુના દાર્શનિક ને વૈજ્ઞાનિકવાદનો વિકાસ કર્યો છે, જેમકે બે સૂર્ય વગેરે બીજી બાજુથી પ્રચલિતવાદને આગળ ચલાવવાનો અને તેને સમ્પૂર્ણ કરવાનો પણ પ્રયત્ન કર્યો છે, જેમકે રામકૃષ્ણની કથાઓ વગેરે

જેમ ભૂતકાળમા બન્યુ હતુ તેમ આજે વર્તમાનકાળમા બને છે એમના ધર્મસિદ્ધાન્તો શુદ્ધરૂપે સચવાયેલા રહે એને માટે આજના જૈનો બહુ આગ્રહ રાખે છે, છતા વર્તમાન અભિપ્રાયને એકમત થવાય એવી રીતે એમના મતને સમ્પૂર્ણ બનાવવા કે વિકાસ આપવા યથાશક્ય પ્રયત્નો કરે છે સ્યાદ્વાદ આજના યુરોપિયન as if વાદને બરાબર સમાન છે, પુદ્ગલવાદ વર્તમાન પરમાણુવાદ સમાન છે વગેરે વિષયો પ્રતિપાદિત કરવા હાલના જૈનો પ્રયત્ન કરી રહ્યા છે

જૈનધર્મની ધાર્મિક અને દાર્શનિક મહત્તા વિષે ભારત મા અને યુરોપમા પહેલેથી જ ભિન્નભિન્ન અભિપ્રાય છે જગત મા અમારો ધર્મ પરિપૂર્ણ છે એવો જૈનોનો જે મત છે તેનુ ( H warren ) અને પેર્ટોલ્ડ ( O pertold )[૬] સમર્થન કરે છે, જૈન ધર્મથી વધારે સારો ધર્મ સભવતો નથી, એમ પેર્ટોલ્ડ માને છે, કારણ કે ભાવનાત્મક, બૌદ્ધિક અને વ્યાવહારિક-સત્ય

## અધ્યાય ૫ મો.

---

### સંઘ

### સંઘનો પાયો.

### જૈનધર્મ વિશ્વધર્મ રૂપે.

જૈનધર્મ વિશ્વવ્યાપી છે, એના પોતાના મત પ્રમાણે એ વિશ્વધર્મ છે અને બધા જીવને પોતાની અંદર લેવા પ્રયત્ન કરે છે મનુષ્યો જ નહિ, પણ તિર્યંચો, દેવો અને નરકવાસીઓ પણ એના સિદ્ધાન્ત સ્વીકારે છે બધા વર્ગના દેવો એ ધર્મ સ્વીકારી શકે છે અને ગ્રૈવેયક ઉપરના દેવો તો એ જ ધર્મના છે નરકવાસીઓ જૈન હોઇ શકે એ તો પૃ ૨૩૯ ઉપર બતાવ્યુ છે ૧ થી ૪ ઇન્દ્રિયોવાળા પર્યાપ્ત વિકાસવાળા બધા તિર્યંચો મિથ્યાત્વવાળા હોય છે, પંચેન્દ્રિય અસંજ્ઞીઓ પણ તેવા જ હોય છે એમાના અપર્યાપ્ત વિકાસવાળાને થોડોક સમય સાસ્વાદનસમ્યકત્વ (પૃ ૧૯૪) પ્રાપ્ત થાય છે પંચેન્દ્રિય સંજ્ઞી તિર્યંચો અલ્પાશે કે સર્વાશે સમ્યકત્વ પ્રાપ્ત કરી શકે અને તેથી કંઇક પ્રમાણમા વિરતિ આચરી શકે પૃષ્ઠ ૩૦૨ ઉપર એક ધર્મિષ્ઠ હાથીની કથા કહેલી છે, સમ્યકત્વ પ્રાપ્ત કર્યું હતુ એવા એક બીજા તિર્યંચની કથા પણ પ્રખ્યાત છે અને તે દેડકાની કથા છે મહાવીર રાજગૃહીના ઉદ્યાનમા ધર્મોપદેશ દેતા હતા, ત્યારે એ દેડકાને પૂર્વજન્મનુ સ્મરણ થઇ આવ્યુ અને તેથી તીર્થંકરને નમસ્કાર કરવા આવ્યો પોતાની ઇચ્છા પૂરી કરે તે પહેલા એક હાથીના પગ તળે એ કચરાઇ ગયો, પણ તેની ધર્મિષ્ઠતાને પરિણામે બીજે ભવે દેવ થયો[1]

આમ તિર્યંચ સુદ્ધાને માટે જૈનધર્મના દ્વાર ખુલ્લા છે, એટલે એ તો સહજ ધારી શકાય કે જાતિવર્ણના કશા પણ ભેદ સિવાય કોઇ પણ મનુષ્યનો તે ધર્મમા સ્વીકાર થાય આર્ય અનાર્યનો કશો ભેદ રાખ્યા સિવાય મહાવીર સૌને ઉપદેશ દેતા એ વાત પ્રસિદ્ધ છે અને તેથી બુઇલર કહે છે[2] તેમ "માળી, રંગારા

વગેરે વર્ણના લોકને એ ધર્મમા લેવાનુ આજે પણ અસાધારણ નથી અને પૂર્વે નહોતુ " હિંદુ સસ્કાર પામેલી જાતિઓમા જ જૈન ઉપદેશકો જતા એમ નહોતુ, પણ તે ઉપરાત અસસ્કૃત જાતિના લોકોમાથી પણ શિષ્યો બનાવતા એ વાત માત્ર જૈન ધર્મશાસ્ત્રોમાથી જ નહિ, પણ જૈન ઇતિહાસોમાથી પણ પ્રતિપાદિત થાય છે એવી રીતે હેમચન્દ્ર જણાવે છે કે રાજા સમ્પ્રતિએ વનવાસી લોકમા જૈનધર્મનો પ્રચાર કરવાને સાધુઓને અસસ્કૃત પ્રદેશોમા મોકલ્યા હતા (પૃ ૩૮) જીવન પ્રયોજનના સૌ દ્રવ્યો (ભોજન ને ઉપકરણ ) સાધુઓને લોકપાસેથી મળી રહે એટલા માટે સાધુઓ વિહારમા નીકળે તે પહેલા રાજા તે તે પ્રદેશમા પોતાના સાધુ પ્રતિનિધિઓને મોકલતો આ પ્રતિનિધિઓ વનવાસી લોકોને આજ્ઞા આપતા કે સાધુના ખપની અમુક આહાર સામગ્રી ને દ્રવ્ય સામગ્રી, જ્યારે જ્યારે અમારા દાણી આવે ત્યારે ત્યારે તેમને તમારે આપવી સમ્પ્રતિ રાજા પછી સાધુઓને દાણી રૂપે મોકલતો અને એ સાધુઓને યથાસમયે સામગ્રી મળી રહેતી[3]

જૈનો પોતાનુ પ્રચારકાર્ય ભરતખડમા આવી વસેલા મ્લેચ્છોમા કરતા એ વાત સિથિયન સાધુ નામે કાલકાચાર્યની કથાથી (પૃ ૪૪), તેમજ સમ્રાટ અકબરને પણ એ ધર્મમા લીધાની વાત ઉપરથી (પૃ ૬૯) જણાઇ આવે છે આજે પણ મુસલમાનોને એ સઘમા સ્થાન મળે છે અને એ વિષે બુહ્લર જણાવે છે કે અમદાવાદમા જૈનોએ એવો એક પ્રસગ મને વર્ણવી બતાવ્યો હતો અને તેમા તેમણે પોતાના ધર્મનો વિજય માન્યો હતો[4]

ભરતખડની સીમાબહારના પ્રદેશોમા પણ જૈન ઉપદેશકોએ ધર્મપ્રચારના પ્રયત્ન કર્યા છે ચીનાયાત્રી હ્યુએનસીઆંગે ( ૬૨૯–૬૪૫) દિગમ્બર સાધુઓને કિયાપિશીમા (કપિશમા) દીઠેલાના કરેલા ઉલ્લેખ[5] ઉપરથી, હરિભદ્રના (૮ મા સૈકામા ) શિષ્યો હસ અને પરમહસને તિબેટમા (ભોટ મા) બૌદ્ધોએ મારી નાખ્યા હતા એવી કથા ઉપરથી, તેમજ કુચ વિષેની હકીકતના ગ્રુઇનવેડલના (Grunwedlll ના) અનુવાદથી[6] એ વાત જણાઈ આવે છે મહા

વીરધર્મના ઉપદેશકોની પ્રચાર-આતુરતાને સમુદ્રની પણ બાધા નડી નથી એવી કથાઓ અનેક મળી આવે છે કે દૂર દૂર દ્વીપોના અધિવાસીઓને પણ જૈનધર્મમા લીધા હતા અને દિગમ્બરો જ ણાવે છે કે જયપુરથી ૧૫૦૦ કોસ દૂર, રામેશ્વરની પેલી બાજુએ, સમુદ્રમા જૈનબદ્રી નામે દ્વીપ છે, અને તે જૈનવિદ્યાનુ મુખ્ય ધામ[૬] છે[૯] મહમદ પહેલા જૈનો અરબસ્તાનમા ગયા હતા એવી પણ કથા છે પ્રાચીન કાળે જૈન વેપારીઓ પોતાના ધર્મને સાગરપાર લઇ ગયા હશે એ પણ સભવે છે, આરબ દાર્શનિક અબુ-લ-અલ માઆરી સબધે પઠીથી જણાવીશુ વર્તમાન કાળે પણ જૈનો યુરોપમા પોતાના ધર્મનો પ્રચાર કરવાના પ્રયાસ કરે છે અને પૃ ૮૧ ઉપર જણાવ્યુ છે તેમ ઇગ્લેડમા અને અમેરિકામા કેટલા કને જૈનો બનાવ્યા પણ છે

આ ઉપરથી જણાઇ આવે છે કે હિન્દુ ધર્મની પેઠે જૈન ધર્મ દેશમા સકોચાઇ રહે તેવો નથી તેઓ સર્વે જાતિના અને સ્થિતિના લોકોને પોતાના સિદ્ધાન્તો શીખવવા પ્રયત્ન કરી રહ્યા છે

## નાતજાત

કોઇપણ ભેદભાવ વિના જૈનધર્મમા બધા પ્રકારના જીવ પ્રવેશી શકે સમસ્ત જીવોના ચાર પ્રકાર છે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકવાસી એ દરેક પ્રકારમા અનેક વર્ગ છે, તેમા વળી અનેક ઉપવર્ગ છે મનુષ્યમા પણ અનેક પ્રકારના વર્ગ છે હિન્દુ ધર્મની પેઠે વર્તમાન જૈનધર્મ મનુષ્યમા અનેક વર્ણ ને તેમા પાછી અનેક જાતિ માને છે ઉપરના ત્રણ વર્ણને દ્વિજ કહે છે, કારણ કે ઉપનયન સસ્કારથી તે વર્ણમા પુરૂષને બીજો જન્મ આ યો એમ મનાય છે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજ મનાય છે જે વર્ણ એ ઉપનયન સસ્કાર પામી શકે નહિ અને તેથી ઉપવિત ધારણ કરી શકે નહિ તે ચતુર્થ વર્ણ શૂદ્ર અને પચમવર્ણ મ્લેચ્છ છે મુસલમાન, ખ્રિસ્તિ વગેરે જે લોકો ભારતવર્ષમા આવી શકતા નથી તેમને મ્લેચ્છ કહે છે

જૈનધર્મ જણાવે છે કે વર્તમાનમા જે વર્ણભેદ છે તે સના તન નથી આ અવસર્પિણીના પ્રથમના શુભતમ આરામા તો સૌ

મનુષ્ય સમાન હતા ઋષભદેવના સમયમા જ પ્રથમ વર્ણવિભાગ થયા ને તેવારે પણ ત્રણ જ વર્ણ હતા ક્ષત્રિય તે પ્રજાનુ આયુધ વડે રક્ષણ કરતા, વૈશ્ય તે વેપાર, ખેતી ને ગોપાલન કરતા, શૂદ્ર તે અનેક પ્રકારની સેવા કરતા શૂદ્રોના વળી બે પ્રકાર હતા, કારીગર ને બીજા કારીગર સ્પર્શ્ય હતા અને બીજા અસ્પર્શ્ય હતા તેમને બીજાથી દૂર વસવુ પડતુ ભરતે વળી એ વર્ણ વ્યવસ્થાને વધારી શાસ્ત્રોના અભ્યાસ કરે અને ધર્મક્રિયા કરાવે એવો બ્રાહ્મણનો ધાર્મિક વર્ણ ઉભો કર્યો[૧૦]

ઋષભે અને ભરતે જે જે મનુષ્યોને તેમના વિવિધ (વ્યવહાર) ધર્મ વહેચી આપ્યા, તેમના વશજ તેને અનુકૂળ નાતોમા આજે છે, પછી ભલે તે જૈનધર્મમા હોય કે પછી કાળ જતે મિથ્યાત્વમા પડ્યા હોય અથવા તીર્થંકરના ધર્મમાથી નીકળી ગયા હોય કે બ્રાહ્મણ ધર્મમા ચાલ્યા ગયા હોય બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રમા પઠીના કાળમા અનેક પ્રકાર પડી ગયા અને દરેક વર્ણમાથી નિષિદ્ધ કાર્યો કરવા માટે તેમાના લોક બહિષ્કાર પામ્યાથી વળી તેમની જુદી જુદી નાતો થઇ અને તેમાની અનેક તો શૂદ્ર વર્ણની લેખાઈ

જૈનોની આજની વર્ણવ્યવસ્થા વિષે એમ કહેવુ જોઇએ કે બહુ કાળથી વિકાસ પામતે પામતે એણે આજનુ સ્વરૂપ લીધુ છે, કેવી રીતે અને કેવા સયોગબળોએ એ આજનુ સ્વરૂપ ધારણ કર્યુ છે તેનો નિર્ણય હજી થયો નથી એટલુ તો નક્કી છે કે પ્રાચીન ઇતિહાસકાળમા સર્વે જૈનોમા એકમેક-સાથે રોટીબેટીનો વહેવાર હતો અને તેમના સઘની તુટીને આટલી બધી જાતો નહોતી થઈ ગઈ તેમનામા ચાર વર્ણ હતા, પણ મૂળે તો તે ધધાને અનુસરીને હતા, જન્મને અનુસરીને નહિ જુદા જુદા વર્ણમા લગ્ન કરવાનો વ્યવહાર સ્મૃતિવિધેય ગણાતો બીજાવર્ણની સ્ત્રી સાથે લગ્ન કરનારના સતાનનો વારસાહક કેવે પ્રકારે હોય? તેનો વિધિ ભદ્રબાહુસહિતામા શ્લોક ૩૧ થી આપ્યો છે જુદી જુદી નાતોની ઉચ્ચનીચતા આજના હિન્દુઓ જે રીતે માને છે, તેથી જુદી જ રીતે પ્રાચીન કાળે જૈનો માનતા એ ધર્મ સદા

બ્રાહ્મણવિરોધી હતો, તેથી સમાજમા ક્ષત્રિયને પ્રથમ પદે સ્થાપતો અને બ્રાહ્મણને ક્ષત્રિયની નીચે માનતો મહાવીરના જન્મપ્રસગમા આનુ સ્પષ્ટ પ્રમાણ શ્વેતામ્બર કથાઓ આપે છે કથા કહે છે કે ચરમતીર્થંકર પ્રથમ તો બ્રાહ્મણ માતાને પેટે ઉત્પન્ન થયા હતા, પણ પછી તેમને ક્ષત્રિયમાતાની કુખમા લઇ જવામા આવ્યા, કારણ કે ઇન્દ્રે વિચાર્યું કે તીર્થંકરો " અન્ત કુલને વિષે, નીચ કુલને વિષે, દરિદ્ર કુળને વિષે, ભિક્ષુક કુળને વિષે, બ્રાહ્મણ કુળને વિષે કદાપિ જન્મ લે નહિ, પણ માત્ર ઉગ્ર કુળને વિષે, ભોગ કુળને વિષે, રાજકુળને વિષે જ લે¹¹ "

આજે તો જૈનોમા અનેક જાતિઓ છે, એટલે કે એક સમાન નામે ઓળખાતો અનેક મનુષ્યોનો એક એક એવા અનેક સમૂહ છે દરેક જાતિ અનેક કાળથી પોતપોતાનો અમુક ધધો કર્યે જાય છે, પોતાની ઉત્પત્તિ અમુક મનુષ્યથી કે દેવથી થયેલી માને છે અને તે દરેક સમૂહમાના મનુષ્યો એકમેક સાથે અમુક વ્યવહારથી, ફરજથી ને હકથી સયોજાયેલા છે પ્રાચીન કાળના વર્ણમા અને આજની એમની જાતિમા સમાનતા બહુ થોડી જ છે જો કઈ સમાનતા હોય તો એટલી જ છે કે આજની જાતિને પ્રાચીન અમુક કોઇ વર્ણમા મૂકવામા આવે છે અને તેના ભાગ તરીકે માનવામા આવે છે આજની નાતો બહુ દૃઢભાવે બધાયેલી છે, તે પોતાના નાતીલાઓના ખાનગી જીવન ઉપર પણ પોતાના કાયદાથી અધિકાર ચલાવે છે અને તેમના આહાર વિહાર ઉપર પણ ઝીણી નજર રાખે છે નાતના નિયમ પ્રમાણે વહીવટ ચલાવવા પચાયત નીમાયેલી હોય છે નિયમો તોડનારને એ પચાયત સજા કરે છે અને ત્યારે અપરાધીએ અમુક પ્રાયશ્ચિત્ત કરવુ પડે છે કે તેણે પોતાની નાત જમાડવી પડે છે, કે પાજરાપોળમા અમુક રકમ આપવી પડે છે, કે પછી પચાયત ફરમાવે તે કરવુ પડે છે ગભીર પ્રકારના અપરાધોને માટે અપરાધીને નાતબહાર મૂકે છે અખાદ્ય ખાવુ, નિષિદ્ધ લગ્ન કરવુ કે સમુદ્રપાર પરદેશગમન કરવુ[1] એ નાતબહારની સજાને પાત્રના અપરાધ ગણાય છે નાતબહાર

૧ સમુદ્રપાર જનારને નાતબહાર કરવાનુ હવે બધ થયુ છે

મૂકવાથી નાત સાથેનો અનેક પ્રકારનો સબધ તૂટે છે અને તેથી ધધે-રોજગારે પણ નાશ પામે છે અમદાવાદમા એક વિશા-શ્રીમાળીએ પોતાની નાતબહારની એક વિધવા સાથે લગ્ન કર્યુ હતુ તેની નાતે તેને નાતબહાર મૂકયો તે કાપડનો વેપારી હતો, કાપડના મહાજને (તેમા શ્રાવક ને વૈષ્ણવ સૌ હોય છે) તેનો વહેવાર બધ કર્યો તે બિચારાની સ્થિતિ એવી થઇ પડી કે તેને પોતાની દુકાન બધ કરવી પડી ને અમદાવાદ છોડવુ પડયુ અનેક અપરાધો માફી માગ્યાથી કે અમુક વચન આપ્યાથી માફ થાય છે કેટલીકવાર નાતના સખ્ત વિધિના અપરાધને પણ ચતુરાઇથી ને ચાલાકીથી વગઽમજાએ ટાળી શકાય છે જૈનોના પૂર્વજો પૂર્વકાળે સમુદ્રપાર વેપાર કરવા જતા, પણ આજે તો હિદુઓની પેઠે જૈનો પણ પરદેશગમનને નાતના નિયમવિરૂદ્ધનુ વર્તન માને છે જે જૈનોને યુરોપમા કે સમુદ્રપારના બીજા દેશોમા જવુ હોય છે, તેમાના કેટલાક ચતુરાઇ કે ચાલાકી કરીને પ્રથમ તો શત્રુજય કે કોઇ બીજા યાત્રાના સ્થળનુ નામ દઇને નીકળે છે, ત્યા જઇને ત્યાથી બારોબાર કોઇ બદરે જાય છે ને પછી આગબોટમા બેસીને પોતાને જવુ હોય ત્યા ચાલ્યા જાય છે પરદેશમા રહેવુ હોય તેટલુ રહીને એ જૈન પાછા યાત્રાસ્થળે આવે છે ને ત્યાથી ઘેર જાય છે અને એ કયા ગયા હતા તે તો સ્વાભાવિક રીતે સૌ જાણે છે, છતા પેલા જનારા ખાત્રી આપે છે કે અમે તો યાત્રાએ ગયા હતા

આ નવયુગમા સુધરેલા જૈનો પોતાની નાતમા સખ્ત રૂઢિ બન્ધનો તોડવાના પ્રયત્નો કરી રહ્યા છે એવા સમાચાર મળ્યા છે કે ચતુર્થ અને પચમ વર્ણના સૌ ઉપરાત માણસોએ એકમેક વચ્ચેનો ભેદ તોડવાના પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીઓ કરી છે એ પ્રતિજ્ઞાઓ આચારમા પણ મૂકાઈ છે અને લઠ્ઠે (A B Latthe) નામના એક પચમે પોતાની ભત્રીજી શેરમતી બાઇને એક ચતુર્થ વર્ણના યુવક સાથે પરણાવી છે[13] સામાજિક સુધારકો ભિન્નભિન્ન નાતો વચ્ચેના ભેદ તોડીને તેમની વચ્ચે સબધ કરાવવાને મથી રહ્યા છે અને તેટલા માટે સહભોજનના પ્રયત્નો કરે છે. જાટના

જુદા જુદા વિભાગના પુરૂષો સહભોજન કરવા લાગ્યા છે અને એમ ઉઘાડી રીતે નાતના કાયદાએ ઠગવેલા ભેદભાવ ઉપર પુલ બાધી રહ્યા છે આ બધા પ્રયત્નો ગમે એટલા સ્તુત્ય હોય તો પણ સાચી રીતે એનુ પરિણામ હજી બહુ આવ્યુ નથી, કારણ કે ઘણાખરા જૈન પ્રાચીન કુઆચારને વળગી રહે છે એટલે જૈનો હિન્દુઓ કરતાએ પોતાની નાતના અલગ રહેવાના સ્વભાવને બહુ દઢતાથી વળગી રહે છે [૧૪]

હાલના જૈનો કઈ કઈ નાતમા છે એ બાબતની હકીકત ટુકામા નીચે આપી જાઉ છુ એ ઉપરથી બધી સપૂર્ણ હકીકત મળી રહેશે, અથવા તો એ લોકો કેવી રીતે પોતાનો વિકાસ કરે છે તેના સમ્બધમા પૂરી માહિતી મળી જશે એમ માનવાનુ કારણ નથી

જૈન બ્રાહ્મણોની સખ્યા તો આજે છેક થોડી છે, હજી એવા લોક દક્ષિણ ભારતમા છે [૧૫] વસતિપત્રકમા કેટલાક આવાની નોધ છે વડોદરામાના પાણ્ડે મૂળે શ્રીમાળી બ્રાહ્મણ કહેવાય છે, તે મારવાડમાથી આવેલા અને કુમારપાળના સમયમા જૈન થયેલા એમ કહેવાય છે રાજપુતાનાના ભોજક અને સેવક પોતાને બ્રાહ્મણ કહે છે પણ બ્રાહ્મણો એમને બ્રાહ્મણ માનતા નથી, કારણ કે તે જૈન દેવાલયોમા પૂજા કરે છે શ્વેતામ્બરોના દેવાલયોમા પૂજારીઓ કઇક અશે બ્રાહ્મણ હોય છે, પણ તે જૈનશાસ્ત્રના વિધિ પ્રમાણે પૂજા કરવાને નિમાયેલા હોવા છતા જૈન નથી હોતા [૧૮] એક વાત નોધવા જેવી છે કે અમુક ધર્મમા પૂજાનુ અમુક કાર્ય કરવાને નિમાયેલા માણસો તે ધર્મના હોતા નથી એવુ ભરતખડમા વારવાર જોવામા આવે છે, જેમકે અમૃતસરના શીખગુરૂદ્વારમા વાદ્ય વગાડનારા રબાબી તે શીખ નહિ પણ મુસલમાન ધર્મના અમુક ગાયક વર્ગના હોય છે પશ્ચિમ કિનારા ઉપર કેટલાક જૈન કઇક અશે વશપરપરાથી ધાર્મિક ક્રિયા કરાવે છે ને ઉપાધ્યાયની પદવી ધરાવે છે, પણ ઘણુ ખરૂ તે બ્રાહ્મણ હોતા નથી [૧૯]

ક્ષત્રિય વર્ગમાથી જૈનધર્મની ઉત્પત્તિ થયેલી છે, અને

કેટલાક ક્ષત્રિયો આજે પણ જૈન છે બુકાનને (Buchanan) જોયેલુ કે ૧૮૦૧ મા કેટલાક રાજા જૈનધર્મમા હતા અને આજે પણ કેટલાક છે (જેમકે મૂડા બિદિરેમા ચૌતર–Chautar in Mudabidire) કેટલાક વાણિયા કહે છે કે મૂળે અમે રજપુત હતા[૨૧]

સેંકડો વર્ષ પૂર્વે જેમ, તેમજ આજે પણ જૈનધર્મની વસતિનો મોટો ભાગ વેપારી છે અને તે વાણિયા કહેવાય છે વાણિયાની અનેક નાતો છે એમાના અનેક લોક વેપાર કરવાને કાજે પોતાના ઘરબાર છોડી ભરતખંડના અનેક પ્રાન્તમા પથરાઇ ગયા છે પશ્ચિમ ભારતના જૈન વાણિયાની મહત્ત્વની નાતો શ્રીમાળી,[૨૨] પોરવાલ[૨૩] અને ઓસવાલ છે તેઓ અગ્નિકુલ રાજપુતની સોલંકી શાખામાથી ઉતરી આવ્યા ગણાય છે ને તે રીતે ઘણુ કરીને એમનામા સિથિયન લોહીનુ મિશ્રણ છે[૨૪] શ્રીમાળી અને પોરવાલ એક જાતિમાથી ઉતરી આ યા જણાય છે એમની નાતની વાયકા પ્રમાણે તેઓ મૂળે મારવાડમાના આજે નાશ પામેલા શ્રીમાલ કે ભીનમાલ નગરમાથી આવેલા ત્યા દેવી મહાલક્ષ્મી છે તેને એ લોક આજે પણ પોતાની કુળદેવી માની પૂજે છે એ દેવીએ તેમને પોતાના અગુઠામાથી કે ફુલમાળામાથી ઉત્પન્ન કરેલા એવી દંતકથા છે[૨૫] ઓસવાલની ઉત્પત્તિ શ્રીમાળીમાથી થઇ છે એમ નીચેની કથા ઉપરથી જણાઇ આવે છે શ્રીમાળ રાજા દેશળે મોટા ધનવાનોને જ પોતાના નગરના કિલ્લામા રહેવાની પરવાનગી આપી એથી અસન્તુષ્ટ થઇને કેટલાક લોકે દેશલના પુત્ર જયચન્દ્રની આગેવાની નીચે નગરમાથી ઉચાળા ભર્યા અને બીજે એક સ્થાને જઇ રહ્યા તે સ્થાનનુ નામ એમણે ઓસ પાડયુ એ લોકો મોટે ભાગે રાજપુત હતા ને ધર્મે શૈવ હતા જૈનસાધુ રત્નપ્રભસૂરિએ જયચન્દ્રને અને તેની પ્રજાને જૈન બનાવી આ ઘટના માટે એમ કહેવાય છે કે, તે ઇ સ ૧૬૬ ના ઑગસ્ટમા બની બીજી કથા પ્રમાણે શ્રીમાળીની ને ઓસવાળની ઉત્પત્તિ ગણધર પ્રભવના (કથા પ્રમાણે નિર્વાણ ઇ પૂ ૩૯૭ મા) સમયમા થઈ[૨૬]

જૈન વાણિયાની બીજી એક નાત અગરવાલ છે કા તો એ ઉજ્જૈન પાસેના અગરથી નીકળ્યા હોય કે કા તો રાજા અગ્ર સેનમાથી ઉતરી આવ્યા હોય એ રાજા સિન્હિદમા રાજ્ય કરતો હતો અને એની રાજ્યધાની ( ફતેહાબાદ તહસીલમા, ડીસ્ટીકટ હિસાર, પજાબમા ) અગ્રહ હતી [२७]

આ પ્રકારની બીજી નાતો તે ખડેરવાલ અને બધેરવાલ છે, વળી હુમ્મડ છે અને તેમનુ મુખ્ય ધામ ( રાજપુતાનામા ) ડુગરપુર પાસે સાગવાડા છે વળી આ બધી નાતોમા વીશા અને દશા જેવી પેટા નાતો છે, આવા વિભાગ પડવાના જુદા જુદા કારણ આપવામા આવે છે સર એ બેન્સ ( Sir A Bunes ) જણાવે છે કે વીશા કરતા દશામા નીચા લોહીના વધારે ટકા છે કેટલીક નાતોમા વળી આથીયે વધારે પેટા નાતો છે ગુજરાતના શ્રીમાળીઓમા વીશા ને દશા ઉપરાત લાડવા નામે બીજી એક પેટા નાત છે અને એ સૌથી નીચી નાત મનાય છે વીશાશ્રીમા ળીમા વળી ૭ પેટા નાત ને દશામા ૩ પેટા નાત છે વીશા દશા વચ્ચે રોટી વહેવાર છે, બેટી વહેવાર નથી

એક વાત એ ધ્યાનમા રાખવા જેવી છે કે શ્રીમાળી વગેરે નાતોના બધા લોક કઈ જૈન હોતા નથી ગુજરાતના શ્રીમાળી ઓમા વીશા બધા જૈન છે, પણ દશામા કેટલાક જૈન છે, કેટલાક વૈષ્ણવ છે [३०] દશાશ્રીમાળી શ્રાવક ( જૈન ) અને દશાશ્રીમાળી મેશ્રી ( વૈષ્ણવ ) એકમેકના લગ્ન કરી શકે, પણ દશાશ્રીમાળી શ્રાવક અને વીશાશ્રીમાળી શ્રાવક ન કરી શકે, એ વસ્તુસ્થિતિ એવુ સાબીત કરે છે કે ભરતખડમ ધર્મબધન કરતા જ્ઞાતિબધન વધારે મહત્વ ભોગવે છે

વાણિયાની બીજી નાતો આ છે મહારાષ્ટ્રમા શેતવાલ, હૈદ રાબાદમા નેવડ તેલિગણમા કાગી ને નાગપુર સુધી કબોજા [३१]

વેપારમા જૈનો મોટા શેઠીઆ ને શરાફ છે અને તે રીતે ગુજરાતના વેપારમા એમણે એવો મહત્વનો ભાગ લીધો છે કે બીજા ધર્મના વેપારીઓ પણ એમને મહાજનમા અગ્રપદ

આપતા પહેલા એટલા માટે અમદાવાદના વૈષ્ણવ વેપારીઓ પાંજરાપોળમા રકમો ભરતા અને જૈન તહેવારને દિવસે પોતાની દુકાનો બધ રાખતા પણ પછીના વખતમા એ રિવાજ બધ પડ્યો છે મહાજનના પચમા શેઠીઆ જૈનોમાથી ચુટાતા ને વશપરપરાગત રહેતા એ વાત જ સાબીત કરે છે કે એ મહત્તા જૈન વેપારીઓ ભોગવતા, જેમકે અમદાવાદમા નગર શેઠનુ પ્રભાવશાળીપદ અનેક જમાનાઓથી જૈન ભોગવે છે નગરશેઠને ઘણી જાતના અધિકાર છે, તેમજ ઘણી જાતની ફરજો પણ છે જેમકે દુષ્કાળ પડે ત્યારે નગરને માટે એણે પ્રાયશ્ચિત્ત કરવાનુ હોય છે ને ઇંદ્રદેવ વિગેરેને પ્રસન્ન કરવા માટે નગરની ચારે બાજુએ દૂધ રેડતા પ્રદક્ષિણા કરવી પડે છે અનેક નગરશેઠોએ પોતાના નગરની ભારે સેવાઓ બજાવી છે ૧૭૨૫ મા મરાઠાઓ[1] અમદાવાદને લુટવા આવ્યા ત્યારે શેઠ ખુશાલચદ લક્ષ્મીચન્દે નગરને બચાવ્યુ હતુ તેના ઉપકારમ બધા મહાજનોએ તેમને, જે બધો માલ નગરને ધીકાટે તોળાય તેની કિમત ઉપર ૄ દોકડો ચઢાવવાની, સત્તા આપી હતી દેશીરાજાઓએ એમને અને એમના વશજોને અનેક પ્રકારનુ માન આપ્યુ હતુ અને તેથી દરબારમા સારૂ આનન મેળવવાનો, અને છત્રી મશાલ ધરાવવાનો એમને અધિકાર મળ્યો હતો[૩૨]

જૈનોમા અનેક ધનવાનો છે એ લોકો માત્ર વેપારી જ છે એવુ નથી, એમાના કેટલાક ન્યાયાધીશો ને કેટલાક અધિકારીઓ પણ છે જે જૈનો દ્વિજ નથી હોતા એટલે ક ચતુર્થ અથવા પચમ હોય છે તે પણ વેપાર કરે છે

ઘણાખરા જૈનો વેપાર એટલા માટે પસદ કરે છે કે, તેમા અહિંસા ધર્મને ઓછામા ઓછો બાધ આવે છે પણ અનેક પ્રકારના જીવની હિંસા કર્યા વિના ચાલે જ નહિ એવા પણ ધધા અનેક જૈન કરે છે, જેમકે, ખેતીના ધધામા અત્યરપે પણ અનેક જીવહિંસા થાય મુબઇ ઈલાકાના[૩૩] સતારા[૩૪] તેમજ બિજાપુર જીલ્લામા અનેક જૈન ખેડુતો છે તે પોતાને હાથે પોતાની સ્ત્રીઓની સહાયતાથી સર્વ પ્રકારનુ ખેતીનુ કામ કરે છે મૈસુર રાજ્યના

બેગલોર અને કોઇમ્બતુર જીલ્લામા મદ લોક પૂર્વે જૈનિકો હતા[૩૫] તે હાલ ખેતી કરે છે જે જૈનો બીજા ધધા કરે છે, તેમાના મુખ્ય આ છે–મૈસુરમા ગડિયા વણકર છે,[૩૬] વડોદરામા ભાવસાર છીંટ છાપે છે,[૩૭] અમદાવાદ અને ખાનદેશ જીલ્લામા શીમ્પી કપડા શીવે છે,[૩૮] ખાનદેશમા સોનાર સોનુ ઘડે છે,[૩] વિજાપુર અને હૈદરાબાદમા બોગાર તથા કોલાપુરમા અને ભોપાલમા કસારા તાણુ વિગેરે ઘડે છે[૪૦], કોલાપુરમા પૂર્વે વાળદ ધોબી વગેરે પણ જૈન હતા, પણ હાલ એમણે એ ધર્મ પાળવો છોડી દીધો છે[૪૧]

ઉપરની હકીકતથી જણાશે કે જૈનો આજે અનેક ધધા કરે છે અને બ્રાહ્મણથી માડીને ચતુર્થ વર્ણ સુધીનામા અને પચમ વર્ણમા પણ એ ધર્મ પાળનાર લોક છે, છતા પણ એ ધર્મને એક-દરે જોતા આપણા મન ઉપર એવી જ છાપ પડે કે જૈનો વેપારી છે અને બહુ સૈકાથી વેપારી હતા ધર્મની તેમજ લાભની દૃષ્ટિએ યુદ્ધ અને અશાન્તિ એમને પ્રિય નહિ, તેથી એ શાન્તિપ્રિય સ્વભાવને લીધે પૂર્વકાળથી જૈનો નગરોમા વસતા થયેલા, વેપારને લીધે એ ખૂબ ધન કમાયેલા ને તે ધનશાલિતા અનેક જમાનાઓથી એમનામા ચાલી આવે છે, તેથી સમાજમા એમની આબરૂ છે અને તેમનામા અનેક ખામીઓ છે, છતા એ એમની ધનશાલિતાને કારણે આજે પણ રાજ્યમા અને સમાજમા એ જેવી તેવી સત્તા નથી ભોગવતા

જૈનોમા વેપારીઓની સખ્યા બહુ મોટી તો એટલા કારણે છે કે જે નાતોનો ધધો જૈનધર્મને અનુકૂળ ન હોય તે નાતના લોક જૈનધર્મમા જઇને તે ધધો કરવા માડે આમ ધર્મ બદલવાથી તેમની નાત કઈ બદલાઈ નથી જતી, તે લોક ગણાય છે તો પોતાની મૂળ નાતના જ અને પોતાનુ કે પોતાના બાળકનુ લગ્ન કરવાનુ હોય, ત્યારે પોતાને માટે કે પોતાના છોકરાને માટે કન્યા અને પોતાની દીકરીને માટે વર પોતાની મૂળ નાત માથી જ શોધી લે છે હસ્તલિખિત ગ્રન્થો વેચવામા પ્રખ્યાત થયેલા શેઠ ભગવાનદાસ કેવળદાસ નાતે ભાવસાર હતા જૈન

થયા પછી એમના પૂર્વજોએ પોતાનો જૈનધર્મ વિરૂદ્ધનો ધધો છોડી દીધો હતો અને વેપાર હાથમા લીધો હતો પણ એમના કુટુમ્બનો વહેવાર તો ધર્માન્તર કરતા પૂર્વે જેમ હતો તેમ કર્યા પછી પણ બેડાના ભાવસાર સાથે જ ચાલે છે અને એ લોક તો જૈન નહિ પણ વૈષ્ણવ છે[૪૨]

ભરતખડમા નાતવહેવાર કેવા પ્રકારના છે તે ઉપરની હકીકતથી સ્પષ્ટ રીતે સમજાશે જૈનધર્મના અનુયાયીઓને બીજા ધર્મના અનુયાયીઓ સાથે લગ્નવહેવાર રાખવો પડે છે, કારણ કે ધર્મની દૃષ્ટિએ જે કુટુમ્બો એકમેકની સમીપ આવ્યા હોય તેઓને લગ્નવહેવારે જોડાવાની પરવાનગી, એમની નાતોના સર્વ શક્તિમાન રૂઢિબધન આપતા નથી

## રાજકાજ

જૈનધર્મ જ્યારે પૂરસત્તામા આવ્યો હતો, ત્યારે રાજામહા રાજાઓએ એ ધર્મ સ્વીકાર્યો હતો અને અનેક રાજ્યોએ એ ધર્મને રાજ્યધર્મની પક્તિમા મૂકયો હતો આ કારણને લીધે જૈનોને રાજકાજમા પણ ભાગ લેવો પડેલો ને તેથી તે સબધના પણ એમના વિચાર વિકાસ પામેલા મુખ્યત્વે કરીને તો એમની રાજ્યનીતિ બ્રાહ્મણ રાજ્યનીતિને આધારે જ યોજાયેલી છે એટલા માટે અહીં તો જૈનનીતિશાસ્ત્રીઓએ જે વિશેષ સિદ્ધાન્તો મૂકયા હશે તે જ જણાવીશુ, જેને સ્પષ્ટ રીતે જૈનનીતિ કહી શકાય તેનો ટુકો સાર આપીને સતોષ માનીશ

જૈનો માને છે કે રાજનીતિ અને ન્યાયપ્રણાલી પહેલા તીર્થંકર ઋષભદેવના સમયથી જ શરૂ થયેલી ( પૃ ૨૭૨ ) અને એમના પુત્ર ભરતે એને વ્યવસ્થિત કરેલી જૈનોનુ રાજકીય તત્ત્વ-દર્શન રાજાવગરના રાજ્યની હકીકત આપે છે, પણ રાજાનો પાયો ત્યાથી જ નખાય છે ભરતખડનો મહાન્ રાજનીતિજ્ઞ કૌટિલ્ય કે ચાણકય છે, જૈનો એને જૈન માને છે એણે પોતાના અર્થશાસ્ત્રમા લખ્યુ છે કે राजा राज्यम्[૪૩] અને તેની સાથે રાજ્યના ૭ તત્ત્વનુ–સ્વામી, અમાત્ય, સુહૃત, કોષ, રાષ્ટ્ર, દુર્ગ, બલ–

ચતુરંગ ( હસ્તી, અશ્વ, રથ, પદાતિ ) નિરૂપણ કરે છે રાજાને સત્તા આપવામા આવે છે અને તેને દેવનો અંશ માનવામા આવે છે, તેથી તેણે દેશના ને પ્રજાના સુખદુઃખને માટે જવાબદાર રહેવાનું છે જો એણે પોતાનો એ ઉંચો ધર્મ સારી રીતે બજાવવો હોય તો તેણે પાચ કર્મ પ્રતિદિન કરવા જોઇએ હેમચંદ્ર એને પંચયજ્ઞ કહે છે ને તેનુ વર્ણન એક શ્લોકમા આ પ્રમાણે કરે છે-તેણે અપરાધીને સજા કરવી સાધુ પુરૂષને માન આપવુ, કોષને વધારવો, નિષ્પક્ષપાત ન્યાયાધીશ થવુ અને રાષ્ટ્રનુ રક્ષણ કરવુ " જેણે આ ભાવનાઓ પ્રમાણે ચાલવુ છે, તે રાજાએ બધી રીતે સદ્ગુણી થવુ જોઇએ, તેનાથી ક્રૂર થવાય નહિ લોભી થવાય નહિ, અતિશય ઇન્દ્રિયવિલાસથી ને દ્યુત, મૃગયા વગેરે નિષિદ્ધાચારથી દૂર રહેવુ ઘટે

રાજાએ રાજ્યમા વ્યવસ્થા રાખવી હોય અને વિરૂદ્ધ વર્તનાર અંદરના અને બહારના શત્રુને દાબવા હોય તો જાતે ગમે તેટલા જૈનધર્મના આચાર પાળતો હોય તોપણ તેણે સાચી રાજનીતિને અનુસરવુ જોઇએ સોમદેવ સ્પષ્ટ શબ્દોમા નીચે પ્રમાણે કહે છે —

" આ જગતનો વ્યવહાર આચરવાનુ સર્વોત્તમ સાધન લોકાયત છે, કારણ કે જે રાજાએ લોકાયતનુ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે રાજ્યના કાંટાને ( અંદરના અને બહારના શત્રુને ) ઉખેડી નાખવાની કાળજી રાખે છે જેનામા માત્ર દયા જ ભરી છે, તે પોતાના હાથમા એકવાર આવેલી સમ્પત્તિનુ રક્ષણ કરી શકતો નથી દુષ્ટાત્માઓ ઉપર દયા રાખવી એ સાધુને શોભે, રાજાને નહિ જે માણસ ક્રોધ તેમજ ક્ષમા દેખાડી શકતો નથી તેને ધિક્કાર છે! જે શત્રુ સામે શૌર્ય દાખવી શકતો નથી, તે જીવતે છતે મુઆ સમાન છે "

જે રાજાએ આ ભાવનાને અનુસરવુ છે, તેણે નિરંકુશ શક્તિએ ચાલ્યા જવુ અને રાજ્યના હિતને પ્રસંગે એકેવાર નિર્દોષ નહિ એવા સાધન પણ વાપરતા પાછુ વાળી ન જોવુ

પોતાના પાડોશી રાજ્યો સાથે જરૂર પડ્યે રાજ્યનીતિની ૬ પદ્ધતિ ઓનો વિવેકથી ઉપયોગ કરવો એ ૬ પદ્ધતિ આ છે – સધિ, વિગ્રહ, યુદ્ધે ચઢવાની તૈયારી, તટસ્થતા, દ્વિધાભાવ, શાન્તિ અથવા મૈત્રીચય બળાત્મક સાધનનો ઉપયોગ કરવાનો પ્રસગ આવે ત્યારે અને જૈન ધર્મના પ્રસિદ્ધ સિદ્ધાન્ત ‘અહિંસા’ની વિરૂદ્ધ હોય ત્યારે માત્ર એટલી જ સરત રાખવી કે શત્રુને દબાવવાના બીજા સૌ સાધન નિષ્ફળ જાય ત્યારપછી જ, જ..ગને પ્રસગે એ બળાત્મક સાધનનો ઉપયોગ કરવો જો વિગ્રહને અટકાવી ન શકાય તો ક્મમા કમ એટલી સરત તો રાખવી જ કે જેમ બને તેમ માણુસની હત્યા ઓછી થાય અને અનુચિત ક્રૂરતા ન વપરાય[૪૬]

રાષ્ટ્રની અદરની રાજનીતિમા પણ રાજાએ કુશળતાથી કામ કરવુ અને એ રાજનીતિમા સર્વ પ્રકારના સાધનોનો ઉપયોગ કરવો રાજ્યના બધા શત્રુઓને વશ કરવા, જે સીધી રીતે વશ ન થાય તેને છળથી કે બળથી વશ કરવા ભરતખડમા રાજાને અદરના શત્રુ પણ અનેક હોય છે એના અન્તપુરમા પણ એનુ જીવન સલામત નથી, એના સગાસબધી કે વારસ પણ એને મારી નાખવાના પ્રયત્ન કરે છે બહુ પ્રાચીન કાળથી ભરતખડની રાજનીતિમા ગુપ્તચર મહત્ત્વનુ અગ મનાય છે, રાજા એને પોતાની પ્રજાના ભેદ જાણવા યોજે છે ને તેના રાજ્ય સામેના સૌ પ્રપચોના ભેદ એ રાજાને કહી દે છે રાજ્યની વ્યવસ્થા કરવામા રાજાને તેના અમાત્ય, સેનાપતિ અને અન્ય અધિકારીવર્ગ સહાયતા આપે છે એમને નીમવાને માટે બહુ દીર્ઘદૃષ્ટિ વાપરવાની જરૂર છે પોતાના રાજાના હિતનો ધર્મ આચરી શકે એટલા માટે રાજસેવકમા જે ગુણોની આવશ્યકતા છે, તે ગુણો બરાબર એનામા હોવા જોઇએ ભરતખડના અધિકારીઓમાથી એક દોષ કદાપિ દૂર નથી થતો, એ એમને દૃઢતાએ વળગી રહે છે કૌટલ્ય એને વિષે આમ કહે છે —

“ જીભ ઉપર મુકેલુ મધ અથવા વિષ ન ચાખવુ તે બની શકે નહિ, એમજ રાજાના કોષમાના સુવર્ણમાથી ‘કાઇક ને કંઇક

ન ચાખવુ એ કોષાધ્યક્ષથી બની શકે નહિ પાણીમાની માછલી જાણી શકે નહિ કે હુ પાણી પીઉં છુ, એમ રાજાનો એ અધિકારી જાણી શકે નહિ કે હુ સુવર્ણ લઉં છુ "[૪૭]

રાજા લુટાઇને કે તલવારથી જીતીને રાજ્ય પામે છે ભરત ખડના ઇતિહાસમા એવા પણ અનેક પ્રસગ છે કે જ્યારે બળ વાન અમાત્ય નિર્બળ રાજાને હાકી દે છે અને પોતે જ બધુ રાજ્ય ચલાવે છે અન્તે પોતે જ રાજમુકુટ પહેરી લે છે કે પોતાના વારસને રાજ્યાસને બેસાડી દે છે મૃત્યુ પામેલા અપુત્ર રાજાની પાછળ ગાદીએ બેસાડવાને અમુક કોઇ પુરૂષને પસદ કર વાની વિશિષ્ટ પ્રણાલી જૈનકથાઓમા નીચે પ્રમાણે વર્ણવી છે —[૪૮]

હસ્તી, અશ્વ, અભિષેક કરવાનો કળશ, ચામર અને છત્ર, એ પાચ ગજચિહ્ન (દિ ય) કહેવાય છે તેમને નગરમા અને તેમની આસપાસ ફેરવવામા આવે છે મૃત્યુ પામેલા રાજાની પાછળ જેના નસીબમા ગાદીએ બેસવાનુ લખ્યુ હોય એવો પુરૂષ મળી આવે ત્યારે હસ્તિ શબ્દ કરે છે, અશ્વ ખોખારે છે, કળશ તેના મસ્તક ઉપર અભિષેક કરે છે, ચામર તેને વાયુ નાખે છે અને છત્ર એના ઉપર ધરાય છે આજુબાજુના લોક જાણી જાય છે કે પચ દિવ્યે એ પુરૂષને રાજા તરીકે પસદ કર્યો છે, તેથી એને વધાવી લે છે ને ગાદીએ બેસાડે છે

રાજનીતિની પેઠે ન્યાયપ્રણાલી પણ મુખ્ય અશોમા જૈનોની અને હિદુઓની એક સરખી છે મનુએ પોતાની સ્મૃતિમા દાવાના નીચે પ્રમાણેના ૧૮ કારણ આપેલા છે ૧ કરજ આપવુ નહિ તે, ૨ થાપણ ઓળવવી, ૩ પારકી વસ્તુને વેચી દેવી, ૪ ભાગમા વેપાર કરવો, ૫ આપેલુ દાન પાછુ લેવુ, ૬ ઠરાવેલો પગાર ન આપવો, ૭ કરેલો ઠરાવ તોડવો, ૮ વેચેલી કે ખરીદેલી વસ્તુ દેવી નહિ કે લેવી નહિ, ૯ સ્વામી અને સેવક વચ્ચેનો વાધો, ૧૦ સીમા સબધે વિવાદ, ૧૧ મારામારી ને ગાળાગાળી, ૧૨ ચોરી, ૧૩ જોરજુલમ, ૧૪ વ્યભિચાર, ૧૫ સ્ત્રીપુરૂષ વચ્ચેના વિવાદ, ૧૬ વારસાના વિભાગ, ૧૭ ઘૂત અને ૧૮ પશુપક્ષી

વચ્ચે લડાઇ કરાવી તેના ઉપર હોડ બકવી. જૈનો પણ બ્રાહ્મણોના આ દાવાને પોતાની ન્યાયપ્રણાલીમા સ્વીકારે છે અને તેના ચુકાદા પણ તે જ પ્રમાણે આપે છે[૪૯]

બ્રાહ્મણ અને જૈન ધર્મના સિદ્ધાન્તોમા ભેદ છે તેને અનુસરીને તેમના કેટલાક સમારવહેવારના ગીત–ગેવાજોમા પણ ફેર છે જેમકે હિંદુઓ દત્તક લેવાના રિવાજને જેટલુ મહત્ત્વ આપે છે એટલુ મહત્ત્વ જૈનો નથી આપતા, કારણ કે હિંદુઓની પેઠે એ એમ નથી માનતા કે શ્રાદ્ધ કરનાર પુત્ર વિના નરકમાથી સદ્ગતિ થશે નહિ વળી એ બે જાતિમા વારસના હક સબધે પણ ભેદ ભાવ છે ઘણાખરા હિન્દુ ધર્મશાસ્ત્રો કરતા ભદ્રબાહુ સહિતા જેવી સ્મૃતિઓ વિધવાને વધારે હક આપે છે અને તેથી જૈન સિદ્ધાન્ત પ્રમાણે અપુત્ર વિધવા પોતાના પતિ તરફથી પ્રાપ્ત થયેલી મિલકત ઉપર સ્વામીત્વ ભોગવી શકે છે તેમજ પોતાના મૃતપતિની, તેના વારસોની કે બીજાઓની પરવાનગી વિના દત્તક પણ લઇ શકે છે આજે પણ આ નિર્ણય ન્યાયમદિરોમા મહત્ત્વનો છે એમની સ્મૃતિઓનો આ નિર્ણય ન્યાયમદિરોએ ધ્યાનમા લેવો જોઇએ અને હિન્દુધર્મના અનુયાયીથી જૈનધર્મના અનુયાયીને આ બાબતમા જુદો કાયદો લાગુ પાડવો જોઇએ એમ જૈન પક્ષકારોની તકરાર છે[૫૦]

કાયદાનુ ઉલ્લઘન કરનારને રાજાએ અથવા એના અધિકારીઓએ દડ દેવો જોઇએ ૧ લા તીર્થંકર ઋષભના સમયની પૂર્વે થઈ ગયેલા કુલકરોના સમયથી દડ દેવાતો આવે છે આ અવસર્પિણીના ત્રીજા આરાને અતે યુગલોમા ધીરેધીરે વિવાદ વધતો ચાલ્યો તેથી તેમને દડ દેવાની ને શાન્તિ પ્રસારવાની કુલકરોને જરૂર જણાણી ૧ લા કુલકર વિમલવાહને હાકાર કહેવારૂપ દડની યોજના યોજી આ દડ કઇક મૃદુ હતો, છતા યે એ દડ યુગલોને શરમીન્દા બનાવવાને અને તેમને સીધે રસ્તે ચલાવવાને બસ હતો બીજા કુલકરના સમયમા પણ હાકારદણ્ડથી કાજ સરતુ વધારે દડ દેવાની ત્રીજા કુલકરને

જરૂર જણાઇ ને એમણે હાકાર ઉપરાત માકાર દડની યોજના યોજી, ત્યારપછી ચોથા કુલકરના સમયમા તે પ્રમાણે કહેવાથી ચાલ્યુ ૫ માથી ૭ મા સુધીના કુલકરોએ બે ઉપરાત ત્રીજી ધિક્કાર દડની યોજના કરી, તે વળી માકારથી યે વધારે કઠોર હતી ( દિગમ્બરોને મતે પહેલા ૫ કુલકરો હાકાર દડ દેતા, પછીના ૫ માકાર દડ દેતા અને છેવટના ૪ ધિક્કાર દડ દેતા [૫૧]) વધતી જતી દુષ્ટતાને અટકાવવા એથીયે બીજા વધારે કઠોર ચાર પ્રકારના દડ દેવાની રાજા ભરતને જરૂર પડી એ ચાર પ્રકારના દડ આ હતા (૧) ઠપકો, ઉપાલમ્ભ, (૨) અમુક જાહેર સ્થળે અપરાધીને બાધી રાખવો, (૩) કેદ અને (૪) એક કે વધારે અગનુ છેદન માલ મિલકત જપ્ત કરવાનો ૮ મો દડ પાછળથી પાછો ઉમેરાયો

દડ દેવાના વિધિ ધર્મના સિદ્ધાન્તોને અનુસરીને યોજવામા આવેલા છે અને તેથી એમના સ્મૃતિકારોએ સામાજિક અપરાધોના દડનુ વિધાન આપતા ધર્મશાસ્ત્રો ઉપર દૃષ્ટિ રાખી છે હેમચન્દ્રની અર્હન્નીતિ મા એટલા માટે એક ખાસ અધ્યાય મૂકવામા આવ્યો છે ને તેમા પ્રાયશ્ચિત્ત વિષે વિવેચન કરવામા આવ્યુ છે અશુદ્ધ જાતિઓ સાથે ભોજન લેવા માટે અને એવા બીજા અપરાધો કરવા માટે તેમા જુદા જુદા પ્રાયશ્ચિત્તના વિધાન આપવામા આવેલા છે જે મનુષ્યોએ આવી રીતે પ્રાયશ્ચિત્ત કરવાના હોય છે તેમણે જિનોની પૂજા, તીર્થસ્નાન, ઉપવાસ, યાત્રા, જ્ઞાતિભોજન, દાન, એવુ કઇક કરવુ પડે છે એમ ન કરનારને નાતબહાર મૂકવામા આવે છે

## ધાર્મિક અને સાસારિક.

### સઘનુ બધારણ.

પ્રત્યેક તીર્થંકરે સઘની યોજના યોજેલી સઘમા ચાર તીર્થ હોય છે ૧ સાધુ, ૨ સાધ્વી, ૩ શ્રાવક, ૪ શ્રાવિકા સઘનુ ધાર્મિક શાસન સાધુઓના હાથમા હોય છે, અને એમની મર્યાદા નીચે બીજા સૌ તીર્થ ચાલે છે સાધુઓનો અને સાધ્વીઓનો

જીવનનિર્વાહ ધાર્મિક શ્રાવકોના દાનને આધારે ચાલે છે અને તેથી તેઓ શ્રાવકોને તેટલે અંશે આધીન છે જૈનધર્મમા સાધુસઘ અને શ્રાવકસઘ વચ્ચે બહુ નિકટનો સબધ છે મહાવીરે સઘની જે સુદૃઢ યોજના બાધેલી, તેથી તે કાળથી જ શ્રાવકસઘ સાધુસઘ ઉપર કઇક અંશે સત્તા ભોગવતો આવે છે અને તેથી સત્તા મેળવવાના કે કોઈ સાસારિક બાબતોમા માથા મારવાના પ્રયત્નોથી સાધુને દૂર રહેવુ પડે છે, તેમજ સાધુજીવન ઉપર સયમ રાખીને તેમણે પોતાની ઉચ્ચતા જાળવી રાખવી પડે છે રાજપુતાના અને ગુજરાતના સાધુસઘમા ધીરે ધીરે શ્રાવકોને એવી સત્તા મળી ગઈ છે કે તેઓ સાધુઓની દીક્ષા, શિક્ષા ને ચારિત્ર ઉપર પણ કઇક સત્તા ભોગવે છે જી બુઇલર જૈનોના આ પ્રકારના સઘબધનને આ વિષયમા સ્કોટિશ ફ્રી ચર્ચની સાથે સરખાવે છે[૫૧] અનેક સ્થળે તો સાધુઓના ચારિત્ર ઉપર શ્રાવકો ખુબ અકુશ રાખી શકે છે, એમ આ નવા કાળની અનેક ઘટનાઓ ઉપરથી જણાઈ આવે છે ૧૯૧૩ ના અરસામા સાધુ જિનસેન આવ્યા હતા ને તે ત્યાના શ્રાવકો પાસેથી ભિક્ષા લઇને પોતાનો ઉદર નિર્વાહ કરતા હતા કેટલાક જૈનોએ એ સાધુના પૂર્વજીવન વિષે તપાસ ચલાવી અને તેમને માલમ પડયુ કે એ ખરીરીતે સાચા સાધુ નહોતા, પણ જેમતેમ નિર્વાહ ચલાવી શકાય એટલા માટે એણે સાધુનો સ્વાગ ધારણ કરી લીધો હતો એ મિથ્યામુનિ સામે શ્રાવકોએ પગલા ભરવા વિચાર કર્યો, પણ તે મુનિ ઝટપટ નાસી ગયો ને સજામાથી બચી ગયો મીસીસ સ્ટિવન્સન (mrs Stivenson) જણાવે છે કે પાલીતાણામા એક સાધુ સોનાની ફ્રેમવાળા ચશ્મા પહેરતો સાધુઓ કોઇપણ પ્રકારની ધાતુ પોતાની પાસે રાખી શકે નહિ તેથી શ્રાવકોએ એ ચશ્મા જોયા, ત્યારે એમણે જાહેર કર્યું કે સઘનુ શાસન તોડયાને કારણે એને સાચો સાધુ માની શકાય નહિ તેવીજ રીતે તપાગચ્છનો એક સાધુ પગે વિહાર કરવાને બદલે આગગાડીમા મુસાફરી કરતો હતો, તેથી જે શ્રાવકો એના સબધમા આવતા તે એને સાધુ લેખતા નહિ રાજકોટમા એક સ્થાનકવાસી

સાધુએ પોતાના ગુરુને બચકુ ભર્યું હતું, તેથી તુરત જ એને સઘ બહાર કર્યો પછી શ્રાવકોએ એક દરજીને બોલાવ્યો, તે સાધુને માટે ગૃહસ્થયોગ્ય કપડા શીવડાવ્યા, તે પહેરવાની એને આજ્ઞા કરી, ત્યાથી ૪૪ માઇલ દૂર આવેલા થાન નામે રેલ્વે સ્ટેશનની ટિકીટ કઢાવી આપી ને તેને ગાડીએ બેસાડી દીધો એ સાધુએ પોતાના પાપને માટે ઘણો યે પસ્તાવો કર્યો, પણ રાજ કોટમા તો એને ક્ષમા ન જ મળી, એણે તે નગર છોડવુ જ પડ્યુ

શ્રાવકોની સત્તા સાધારણ સાધુ ઉપર જ ચાલે છે એમ નથી, સઘના ઉપરી શ્રીપૂજ્ય ઉપર પણ ચાલે છે એવુ પણ જણાઇ આવ્યુ છે કે અયોગ્ય પુરૂષોની ગાદીએ બેસાડવા વિધિ પુરસ્સર ચુટણી થઈ ગઇ હોય તે છતા યે તેમને ગાદીએ બેસતા શ્રાવકોએ અટકાવ્યા છે શ્રીપૂજ્યો સાથે સઘને અણબનાવ થયો હોય અને તે કારણે તેમને સઘબહાર કર્યા હોય એવા પ્રસગો પણ પટ્ટાવલીમાથી મળી આવે છે શ્રાવકોની આવા પ્રકારની સત્તા તેમના પોતાના જ સઘમા સાધારણ રીતે ચાલે છે, ખરતરો ખરતર સઘની, તપાગચ્છવાળા તપા સાધુઓની ચિન્તા રાખે છે, અને એવી રીતે આખા જૈન સઘમા ચાલે છે [૫૬]

સાધુઓના ચારિત્ર ઉપર શ્રાવકોનો આટલો અકુશ હોવા છતા યે તે તીવ્ર નથી અને સદા સફળ નથી શ્રાવકોના ઔદાસિન્યને અને અજ્ઞાનને કારણે યતિઓ સાધુવ્રત બહુ ઓછા કે નહિજેવા જ પાળે છે, અને તેમનામા પૂરો સાસારિક ભાવ આવી જાય છે શુદ્ધ હૃદયના માણસોની ઈચ્છા પોતાના ધર્મને સસ્કારી રાખવાની ઘણી યે છે, છતા આથી તેમાનો દોષ જડ મૂળથી નથી જતો

ધર્મજ્ઞ સાધુઓની સત્તા શ્રાવકોના ધાર્મિક જીવન ઉપર ઘણી ચાલતી અને હજી યે ઘણી ચાલે છે વિશાળ જનસમાજના અને સારા ધનવાનોના જીવન ઉપર અસર કરી હોય અને એ જીવનને જૈનધર્મની ભાવનાને અનુસરતા બનાવ્યા હોય એવા અનેક હિતેષી સાધુઓના નામ આપણને ઇતિહાસમાથી

મળી આવે છે સમસ્ત જૈનસમાજ ઉપર ભારે ધાર્મિક અસર કરતા હોય એવા સાધુઓ આજે ય છે તેઓ દુખને ને સકટને પ્રસગે શ્રાવકોની સાથે ઉભા રહે છે, એમને ધાર્મિક બોધ આપે છે, અને બીજા ધર્મોની સામે શાસ્ત્રાર્થ કરવાના સાધનો આપી પોતાના ધર્મનુ રક્ષણ કરે છે અને એવી રીતે ચારે બાજુએથી બીજા સમ્પ્રદાયોની વચ્ચે આવેલા જૈનધર્મને સાચવી રાખે છે હમણા જ સ્વર્ગવાસી થયેલા વિજયધર્મસૂરિ જેવા સુવિખ્યાત સાધુઓને બધા સમ્પ્રદાયના જૈનો બહુ માન આપે છે, એ જ સ્પષ્ટ રીતે દેખાડી આપે છે કે પ્રબળ વ્યક્તિ કેટલી ભારે અસર કરી શકે છે બીજી બાજુએથી પોતાની ધર્માન્ધતાથી અને મ ધની સાથે શત્રુભાવે ને સ કુચિત વૃત્તિએ વર્તી રોજ રોજ કલહ કરવાથી હલકી વૃત્તિના સાધુઓ ખરાબ અસર કરે છે, એવી દીર્ઘદર્શી જૈનોની ફરિયાદ પણ છે તેઓ કહે છે કે આગળ વધતા વિચારોમા તેમની અતિશય ધર્માન્ધતા માર્ગમા બાધા નાખે છે ને જૈનધર્મની અવનતિ આણે છે

## શ્રાવક સઘ.

૨૦૫મા પૃષ્ઠ ઉપર જણાવેલા આગુનત ધાર્મિક શ્રાવકે લેવા પડે છે તેની અસર તેના જીવનના સમસ્ત આચાર ઉપર થાય છે જેમા જીવની હિસા કરવી પડી હોય એવો આહાર એ પછી લઈ શકે નહિ, કોઇપણ પ્રકારનુ માસ કે મદ્ય એ ખાઈ શકે નહિ, તેમજ કોહળુ, બટાટા, ડુ ગળી, લસણુ, ગાજર, મૂળા વગેરે શાક ખાઇ શકે નહિ, કારણુ કે એમા બહુ જન્તુ હોય છે માત્ર પાકા ફળ જ ખાઇ શકે મદિરાપાનનો ખાસ નિષેધ છે પીવાના પાણીને વાપરતા પહેલા ગળવુ જોઇએ ને ઉકાળવુ જોઇએ સૂર્યાસ્ત થતા પહેલા ખાઇ લેવુ જોઇએ, કારણ કે અધારે અજાણતા નાના જન્તુ ખાધામા આવી જાય ધધો પસદ કરવામા પણ શ્રાવકે ધર્મની આજ્ઞાને અનુસરવુ જોઇએ અને જે ધધામા જીવહિસાનો સભવ છે તેવા અનેક ધધાનો એને પ્રતિબન્ધ છે એમાના કેટલાક ધધા નીચે પ્રમાણે છે સુદ્રનો,

ાશકારનો, માછીનો, ખેતીનો, હથિયાર બનાવવાનો ને વેચવાનો, હાથીદાતનો, જેમા હાડકા ને વાળ વપરાયા હોય એવી વસ્તુ ઓને, કુવા-વાવ ખોદાવવાનો, ભીલોનો ને મશીનોનો, પશુનો ને ગુલામનો વગેરે એ નિષેધો કદાપિ બરાબર પાળવામા આવ્યા નથી, કારણુ કે ઇતિહાસમા આપણે અનેક જૈન સેનાપતિઓ જાણીએ છીએ અને આજે પણ અનેક ખેડુત છે પણ છતાયે સામાન્ય રીતે પોતાના ધર્મની આજ્ઞા અનુસાર ઘણા ખરા જૈનો વેપાર કરે છે અને તેમા ઘણુ ખરૂ મોતીનો, કાપડનો, દાણાનો ને ખાસ કરીને શરાફીનો વેપાર કરે છે

શ્રાવકોના દાનથી સાધુઓનો અને ધાર્મિક સસ્થાઓનો નિર્વાહ ચાલે છે અને એ સસ્થાઓ તે દાનને પાત્ર પણ હોય છે ધનિક જૈનોની દાનવૃત્તિ અને સમર્પણવૃત્તિ અનેક રીતે દેખાઇ આવે છે અનેક ધર્મસેવકોનુ એમના સાધુજીવનમા એ પોષણુ કરે છે, એટલુ જ નહિ પણ દેવાલયો અને ઉપાશ્રયો બધાવે છે અનેક વેપારીઓ કીર્તિલાભને કારણે પણ પુષ્કળ દ્રવ્ય ખર્ચે છે, અને એ મનુષ્યપ્રકૃતિને અનુસરતુ છે, પણ લૌતિક વાસનાને હેતુએ દાન કરતા જૈનાચાર્યોએ એમને વાર્યા છે, તે માનવિજયજીના કરેલા ધર્મસગ્રહમાના કથન ઉપરથી જણાઈ આવે છે એમા જણાવ્યુ છે કે 'નવા દેવાલય બધાવવાથી જેટલુ પુણ્ય થાય છે તેના કરતા જુનાનો ઉદ્ધાર કરવાથી આઠગણુ પુણ્ય થાય છે, કારણુ કે નવા બધાવનારનુ કામ જલદી બહાર દેખાઇ આવે છે, ઉદ્ધાર કરાવનારનુ કામ જુનામા સમાઇ જાય છે ને તેથી તેટલુ બહાર દેખાઈ આવતુ નથી ' હજીયે પણ અનેક દેવાલયો ધર્મને પૈસે નવા બધાય છે, નવા વિચારના જૈનો માને છે કે દાનધર્મનો આ ભૂલભરેલો ખ્યાલ છે કારણુ કે પછીથી અનેક વખત એવી સ્થિતિ આવી પડે છે કે તે દેવાલયની મરામત કરવાના કે તેમા પૂજા કરવાના પણુ સાધન રહેતા નથી, અને નવા દેવાલયો બધાવવાની કઇ એટલી બધી જરૂર નથી છતાયે જૈન ગેઝેટ જણાવે છે કે 'આરા જેવા સ્થાનોએ પૂજા કરવા આવતા જૈનોની સખ્યા કરતા દેવપ્રતિમાઓની સખ્યા વધારે છે '

દરેક જમાનામા મોટી મોટી રકમો આપનાર દાનવીર થઈ ગયા છે અને તેમણે મ ઘના ઉપયોગને માટે મોટી મોટી રકમો આપી છે જૈનધર્મની વિશ્વવ્યાપક ભાવનાને અનુસરી શ્રાવકોનુ દાન, મનુષ્યસમાજમા જ અટકી પડતુ નથી, પણ પશુ-પખી સુધી પહોચે છે પર્વદિનોએ કમાઇવાડે જતા અમુક પ્રાણીઓને શ્રાવકો ખરીદી લે છે ને છુટા મૂકી દે છે વળી પ્રાણીઓની રક્ષા કરવાના હેતુએ જૈનોએ પાજરાપોળ નામે વિશિષ્ટ પ્રકારની મસ્થાઓ સ્થાપી છે

પાજરાપોળોમા અનેક પ્રકારના પ્રાણીઓને રાખવામા આવે છે ૧૮૭૫ ની શરૂઆતમા અમદાવાદની પાજરાપોળમા ૨૯૫ ગાય બળદ, ૧૩૦ ભેંશો, ૫ આધળા પાડા, ૮૯૪ ઘેટા, ૨૦ ઘોડા, ૭ બિલાડીઓ, ૨ વાદરા, ૭૭૪ કુકડા, ૨૯૦ બતક, ૨૦૦૦ કબુતર ૫૦ પોપટ, ૭૫ ચકલીઓ ૫ સમળીઓ અને ૩૩ બીજા પખી હતા કેટલાક પ્રાણી એમના માલેક પાજરાપોળમા મૂકી જાય છે ને કેટલાકને ખરીદી લાવે છે એ ખરીદી લાવનાર મોટે ભાગે પ્રજાજન હોય છે, તે તેમને કતલ થતા બચાવવાનુ પુણ્યકાર્ય કરે છે પાજરાપોળના અધિકારી પણ વારવાર પશુ ઓના ચૌટામા જાય છે અને પશુઓને મરતા બચાવવાને જોઇતા ઔષધ આપે છે પશુઓને મોટે ભાગે લોક ઘેર પાળે છે અને તેમને ચરવાને માટે ગૌચર અલગ રાખેલા હોય છે પાજરાપોળમા જન્મેલા પ્રાણીને ઘણુ કરીને વેચતા નથી, પણ સારા માણસોને ઘેર મોકલે છે જે પ્રાણી પાજરાપોળમા મરી જાય છે તે પ્રાણીના શબ ઘણે ભાગે ઢેઢને આપી દે છે અગર વેચે છે ઢેઢ તેને લઇ જાય છે, તેનુ ચામડુ ઉતારી લે છે ને પછી તેને દાટી દે છે

થોડીક નાની સિવાયની ઘણી ખરી પાજરાપોળો જીવાત ખાના પણ રાખે છે અમદાવાદ વિગેરેમા એ જીવાતખાનાનો એક માણસ, વરસાદમા જ્યારે કચરાના ઢગલાની ગદકી વધી જાય છે ત્યારે પોળોમા એક કોથળો લઇને ફરે છે અને આ કોથળામા જીવજતુ એકઠા કરે છે એ જીવજન્તુને માટે

રાખેલા જીવાતખાનામા એમને ખાવાને માટે અનાજ વગેરે નાખવામા આવે છે દરેક વર્ષને અન્તે જીવાતખાનાને માટે નવી નવી જગા પસદ કરવામા આવે છે અને જુના જીવાતખાનાને ૧૦-૧૨ વર્ષ બધ કરી રાખે છે એમ માનવામા આવે છે કે એટલા કાળમા અદરના જીવજતુ સૌ મરી પરવારે છે, ત્યારપછી એને ખાલી કરે છે અને અદરના કચરાને ખાતર ખાતે વેચી નાખે છે[૫૯]

## સાધુ અને સાધ્વી

સસારના ભૌતિક પ્રયાસોને અસાર માનીને જેમણે તપ કરવા અને ધાર્મિક ધ્યાન ધરવા દીક્ષા લીધી હોય તે સાધુ અને સાધ્વી કહેવાય છે સાધુવ્રતની ભાવના પ્રમાણે ગૃહસ્થે પાળવાના પાચ અણુવ્રત તો એમણે તીનભાવે પાળવા જોઇએ એટલુ જ નહિ પણ કર્મનો ક્ષય કરવાને માટે અને તેના નવા બધનમાથી બચવાને માટે ૨૦૮મા પૃષ્ટ ઉપર જણાવેલા મહાવ્રત પણ પાળવા જોઇએ આજે શ્વેતામ્બર અને દિગમ્બર સમ્પ્રદાયના સાધુસઘો નોખા પડી ગયા છે, તેથી એ બંને વિષે આપણે નોખુ નોખુ વર્ણન કરીશુ પહેલા શ્વેતામ્બર સાધુસઘને લઇશુ, કારણ કે આજે (સ્થાનકવાસીઓ સહિત) એ સમ્પ્રદાય બહુ મોટો છે અને વળી એના વિષે વર્ણન કરવાના સાહિત્ય પુષ્કળ અને વિશ્વાસયોગ્ય મળી આવે છે

શ્વેતામ્બરોના સર્વમાન્ય સિદ્ધાન્ત પ્રમાણે જે માણસની મનોવૃત્તિ ધાર્મિક હોય, જેની પોતાની ઇચ્છા હોય અને જેના માબાપ, સગાસબધી કે વડીલો સમ્મતિ આપતા હોય તે જ માણસ દીક્ષા લઇ શકે, એનામા ધાર્મિક યોગ્યતા હોવી જોઇએ અને સાધુયોગ્ય આચાર આચરવાની શારીરિક અને માનસિક શક્તિ હોવી જોઇએ

નીચેના ૧૮ પ્રકારના પુરૂષોથી દીક્ષા લઇ શકાય નહિ ૧ આઠ વર્ષથી નાનો બાળક, ૨ વૃદ્ધ (સ્વેચ્છાથી ઉપવાસ કરીને એ સસારમાથી મુક્ત થઇ શકે), ૩ ક્લીબ, ૪ નપુસક, ૫

પાગળો, ૬ ભિક્ષા વગેરે માગીને જે ખાઈ શકે નહિ એવો રોગી, ૭ ચોર, ૮ રાજાથી અથવા ન્યાયાધીશથી દંડાયેલો, ૯ આત્મનિર્બળ, ૧૦ આંધળો, ૧૧ ધનથી ખરીદાયેલો દાસ, ૧૨ કષાયથી અને ઇન્દ્રિયવિલાસથી દુબળ બની ગયેલો, ૧૩ તીર્થંકરોના નામ પણ યાદ રાખી શકે નહિ એવો નિર્બુદ્ધિ, ૧૪ ઋણી, ૧૫ (વેશ્યાનો, નિન્દાયેલા ધધાવાળાનો વગેરે) નીચ કુળમા ઉત્પન્ન થયેલો અથવા (બ્રહ્મઘાતી વગેરે) નીચ કર્મનો કરનારો, ૧૬ જેણે અમુક કામ માથે લીધા છે ને જેની દીક્ષાથી એ કામ અટકી પડે તેવો, ૧૭ વસ્ત્ર અને આહાર માટે જે બીજા ઉપર આધાર રાખતો હોય તે અને ૧૮ જેને દીક્ષા લેવા માટે તેના માબાપની ક વાલીની કે વડિલની સમ્મતિ ન હોય તે °

૨૦ પ્રકારની સ્ત્રીઓથી દીક્ષા લઇ શકાય નહિ ઉપર જે ૧૮ પ્રકારના પુરૂષોથી દીક્ષા લઇ શકાય નહિ એવુ જણાવ્યુ છે, તેવી જ ૧૮ પ્રકારની સ્ત્રીઓથી દીક્ષા લઇ શકાય નહિ, તે ઉપ રાત ૧૯ ગર્ભવતી તેમજ ૨૦ ધાવણા બાળકવાળી સ્ત્રીથી પણ દીક્ષા લઇ શકાય નહિ

એ પણ ખાસ નોધી રાખવા જેવુ છે કે અમુક પ્રકારના અપગ માણસથી દીક્ષા લઇ શકાય નહિ, એટલે કે જેના હાથ પગ કે બીજા અગ કપાઇ ગયા હોય તેનાથી અથવા બુધા વામણા વગેરે જન્મની ખોડવાળાથી દીક્ષા લઇ શકાય નહિ સાધુસઘમા સારા જ માણસો આવી શકે એટલા માટે આ નિયમો કર્યા છે પણ જો દીક્ષા લીધા પછી કોઇનો હાથ પગ જાય તો તેનાથી આચાર્ય થઇ શકાય નહિ કારણને સાધુસઘમા પ્રવેશવાની પરવાનગી છે, પણ તેનાથી ઉંચુ પદ પામી શકાય નહિ [૬૧]

સાધુએ સૌ ધનસમ્પત્તિનો ત્યાગ કરવો પડે પણ શ્વેતામ્બર સમ્પ્રદાયમાના સાધુ બે પ્રકારના વસ્ત્ર રાખી શકે છે પહેરવાનુ ને ઓઢવાનું સાધારણ સાધુ શ્વેત અને સંવેગી પીળાશ પડતા વસ્ત્ર રાખે વળી પોતાના હમેશના ઉપયોગને માટે લાકડાના

(ધાતુના નહિ) જળપાત્ર અને આહારપાત્ર, જળપીતા પૂર્વે એને ગળવાને માટે વસ્ત્રગરણી, વાયુના જન્તુની હિંસા થાય નહિ એટલા માટે મોઢે બાંધવાની મુખપટ્ટી (સ્થાનકવાસી સાધુ આ મુખપટ્ટી કાયમની મોઢે રાખે છે), બેસતા જન્તુની હિંસા થાય નહિ તેથી બેસતા પૂર્વે તે સ્થાન વાળીને સ્વચ્છ કરવા માટે એક રજોહરણ અને એક દંડ, એટલી વસ્તુઓ સાધુ રાખી શકે મૂર્તિપૂજક તે ઉપરાંત પાંચ અક્ષ ( સ્થાપનાચાર્ય ) ને ચંદનની નાની લાકડીઓ ( ઠવણી ), એક પુસ્તક કે એવી કોઈ વસ્તુ પોતાના ગુરૂના સ્મરણચિહ્નરૂપે રાખે છે માથું ઢાંકવું નહિ જોઇએ, વાળ તો ચુંટીજ કાઢવા જોઇએ, પણ આજકાલ તો એ દુઃખજનક વિધિને બદલે કાતરનો ઉપયોગ પણ કરવામાં આવે છે

સાધુએ સર્વ પ્રકારના વિલાસનો ત્યાગ કરવો જોઇએ તેણે ન તો નહાવું કે ન તો દાતણ કરવું તેણે ખુલ્લી જમીન ઉપર કે બીજી કોઇ કઠણ પથારી ઉપર સુવું તેણે દેવતા સળગાવવો નહિ અને રસોઇ રાંધવી નહિ એણે જૈન ગૃહસ્થોને ત્યાંથી ભિક્ષા માગી લાવીને ખાવું, જૈનેતરને ત્યાં ભિક્ષા માટે જવું નહિ ભિક્ષા માગવા દિવસના એક જ વાર જવું અને તેમાં પણ અમુક નિયમ પાળવાના છે તે પ્રમાણે જે ઘરના બારણા ઉઘાડા હોય તેજ ઘરે જવું, ગૃહસ્થને ઘેર જે અન્ન વધ્યું હોય અને જેનો ઉપયોગ એ કરનાર ન હોય તેજ અન્ન લેવું–વહોરવું સાધુભિક્ષાને જ માટે રાંધ્યું હોય તે અન્ન લેવું નહિ ભિક્ષામાં ભાત, રોટલી, ખીર, મીઠાઇ તેમજ ઉકાળેલું પાણી લેવાય છે સાધારણ રીતે પ્રત્યેક સાધુ પોતાને માટે ભિક્ષા માગવા જતા નથી, પણ એક જાય છે તે બીજા સાધુઓને માટે પણ ભિક્ષા લઈ આવે છે. કારણ કે તે રીતે કરવાથી બીજાઓ પોતાના અભ્યાસમાં કે તપમાં અસ્ખલિત ધ્યાન દઇ શકે છે મળેલી ભિક્ષા ઉપાશ્રયમાં લાવે છે ને ત્યાં સૌ વહેંચી ખાય છે અન્ન સિવાયનું દાન અમુક સીમામાં જ સ્વીકારી શકાય, કપડું, રજોહરણ કે એવી જ કોઇ સાધુજીવનમાં ઉપયોગી વસ્તુ સ્વીકારી શકાય પણ તે ઉપાશ્રયમાં આણીને પોતાના ગુરૂને ચરણે

મૂકવી જોઇએ પછી ગુરૂ તે વસ્તુ જે જે સાધુને આપે તે તે તેને રાખે

મહાવીરના તીવ્ર નિયમ પ્રમાણે તો સાધુએ એક ગામમા એક જ દિવસ અને એક નગરમા પાચ જ દિવસ રહેવુ જોઇએ પછીના સમયમા આ આજ્ઞાને જરા શિથિલ કરી અને એક ગામમા વધારેમા વધારે એક અઠવાડિયા સુધી ને એક નગરમા એક માસ સુધી રહી શકાય એવુ ઠરાવ્યુ કેટલાક ગ્રન્થો તો બે માસની પણ પરવાનગી આપે છે વરસાદની—ઋતુમા ચાતુર્માસમા તો સર્વ સાધુએ વિહાર અટકાવી દેવો ને એક સ્થાને ચાર માસ રહી જવુ જેથી જીવહિંસા થાય નહિ

કેવે સ્થાને રાત ગાળવી જોઇએ, એ વિષે પણ અનેક વિધિ છે શ્વેતામ્બર સાધુને અને સાધ્વીને લગતા આ પ્રકારના વિધિ પ્રાચીન કલ્પસૂત્રમા આપેલા છે, તેનુ શુબ્રિંગે કરેલુ ભાષાન્તર નીચે આપુ છુ —

" જે ઘરમા ડાંગેરના, મગના, અડદના, તલના, કઠોળના, ઘઉંના કે જવના દાણા આમતેમ વેરાયા હોય કે એકઠા થઇ ગયા હોય તે ઘરમા સાધુએ કે સાધ્વીએ રસ્તે જતા પણ રહેવુ નહિ દાણા વેરાયા ન હોય કે એકઠા થઇ ગયા ન હોય, પણ કોઠારમા ભર્યા હોય કે તેના ઢગલા માર્યા હોય તે ભીંતો બાધીને આતરી લીધા હોય, રાખથી રખ્યેલ્યા હોય કે છાણથી લીપી લીધા હોય, એવુ જ્યા દેખાય ત્યા સાધુ કે સાધ્વી ઉનાળે કે શિયાળે રહી શકે જ્યા ચોખાના લોટના કે કોઇ જાતના ફળના લોટના માટલા મૂકયા હોય, ઠડા કે ગરમ તાજા પાણીના માટલા મૂકયા હોય, આખી રાત દીવો કે દેવતા સળગતો હોય તે ઘરમા સાધુએ કે સાધ્વીએ રસ્તે જતા પણ રહેવુ નહિ ઘરમા નજર કરતા જ્યા આવુ ન દેખાય તે ઘરમા એક કે બે રાત રહી શકાય પણ તેથી વધારે નહિ જે વધારે રહે તે પોતાના દોષને અનુસરતુ પ્રાયશ્ચિત્ત કરે "[૬૨]

શ્રાવકોએ બાંધેલા ઉપાશ્રયમાં સાધુ સાધ્વીએ રહેવું એ વધારે શ્રેયસ્કર મનાય છે, કારણ કે એ ઉપાશ્રય સંઘના ઉપયોગને માટે તથા સાધુ સાધ્વીને ઉતરવા માટે જ હોય છે

સાધુ સાધ્વીના જીવનમાં પાળવાના નિયમો પણ વિગતવાર વિધિ-નિષેધ રૂપે બતાવેલા છે અશુદ્ધતાનું અને સાંસારિક ભાવોનું નિવારણ કરવાને તથા દીક્ષિત જીવનને યોગ્ય અભ્યાસની અને તપની અનુકૂળતા કરવાને હેતુએ એ નિયમો ઘડેલા છે સાધ્વીઓ માટેના નિયમો સાધુ માટેના નિયમો કરતાં કાંઈક વધારે આકરા છે, કારણ કે એમનું પતન થવાનો વધારે સંભવ છે વિધિ-નિષેધ ગમે એટલા બતાવ્યા પણ કાળ જતાં સાધુસંઘની અવનતિ થયા વિના રહી નથી ઘણા વિધિ-નિષેધો માત્ર બહારથી જ પળાય છે અને પ્રાચીન વ્યવસ્થા ધીરે ધીરે અવ્યવસ્થિત થતી જાય છે પરિણામ એ આવ્યું છે કે અનેક માણસો સાધુના કપડા પહેરી ફરે છે, પણ તેમાથી થોડા જ સાધુનામને શોભે એવા આચાર પાળે છે ચાણાક્યે (કૌટિલ્યે) જે શ્લોક[6] લખ્યો છે (અને જેનો ઉપયોગ જૈનો પણ વારંવાર કરે છે) તે આ વિષયમાં સાચો પડે છે તે શ્લોક નીચે પ્રમાણે છે —

शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे ।
साधवो न हि सर्वत्र, चन्दनं न वने वने ॥

હાલ લોકો દીક્ષા લે છે તેના કારણો જોતાં એવી સ્થિતિ જણાઈ આવે છે કે દીક્ષાને માટે જે યોગ્યતાની જરૂર છે તે ઘણામાં હોતી નથી જેમને સંસારનો મોહ ઉતરી ગયો હોય ને મુક્તિની સાધના સાધવી હોય તેવાઓએ જ સાધુ થવું જોઈએ પણ આજે તો સ્વાભાવિક રીતે એવી સ્થિતિ થઈ પડી છે કે જેમને એવા શુદ્ધ હેતુ હોતા નથી તેવા પણ સાધુ થાય છે સાધુ થયે ઉદરનિર્વાહ અનાયાસે થઈ શકે છે, વિનાચિન્તાએ અને વિનાશ્રમે ઉચ્ચ પદ પ્રાપ્ત થઈ શકે છે અને સારી રીતે રહી શકાય છે એમ માનનાર પણ સાધુ થઈ જાય છે વળી

બધા લોકો સ્વેચ્છાએ જ સાધુ થાય છે તેમ પોતાના આત્માનુ કલ્યાણ કરવાની ઇચ્છાએ જ સાધુ થાય છે એવુ પણ કઈ નથી, તેથી સાધારણ રીતે સખ્યા વધારવાને માટે ધનાઢ્ય શ્રાવકો કુમળી ઉમરના બાળકોને તેમના માબાપ પાસેથી ખરીદી લે છે અને તેમને શિક્ષણ આપવાને કાજે યતિઓને સોપે છે બ્રાહ્મણ વિધવાઓ પાસેથી તેમના અનાથ બાળકોને ખરીદવા ઠીક પડે છે, કારણ કે સ્વાભાવિક રીતે જ એ બાળકો અનુકૂળ હોય છે અને દેશની સરકારી નાતના એ બાળકો હોવાથી એમને ધર્મનુ શિક્ષણ આપવુ સહેલુ પડે છે દુષ્કાળના વર્ષમા નિર્ધન વાણિયા બ્રાહ્મણોના બાળકો ખરીદી લીધાના દાખલા પણ વારવાર મળી આવે છે ખુદ યતિઓ પણ રખડતા બાળકોને પોતાની પાસે રાખે અથવા પોતાને અનુકૂળ શ્રાવકો પાસેથી તેમના બાળકોને માગી લે ને તેમને પોતાના શિષ્ય બનાવે એવા દાખલા પણ મળી આવે છે[૧૪૭] સાધુ થવાની જેમને અન્તરની પ્રબળ પ્રેરણા થઇ નથી તેવા માણસોને દીક્ષા અપાય તો તેઓ બરાબર વ્રત પાળે એવી આશા રાખવી નકામી છે, આમ સઘ વધારવાને હેતુએ બાળકોને દીક્ષા આપવામા આવે તો પ્રાચીન સાધુભાવનાની અવનતિ થાય એમા કશુ આશ્ચર્ય નથી

આવા પ્રકારના શ્વેતામ્બર સાધુઓ મોટે ભાગે ગોરજી કહેવાય છે ( યતિ પણ કહેવાય છે ) એ લોક સાધુવ્રત એવી શિથિલતાથી પાળે છે કે અનેક જૈન તેમને સાચા સાધુ માનતા નથી, હલકી વર્ણના અને અનાથ બાળકોને તેમની બાલ્યાવસ્થામા ખરીદી લે છે અને તેમને સાધુ બનાવે છે, તેમાના ઘણે અશે આ યતિઓ હોય છે, પરિણામે સઘમા તેમનુ બહુમાન જળવાતુ નથી, તેનુ બીજુ કારણ એ પણ છે કે એમનામા બહુ સસ્કાર પણ હોતા નથી અને તેથી તેમને બહુ શાસ્ત્રજ્ઞાન પણ હોતુ નથી ધર્મના વિધિ પાળવામા બહુ શિથિલ રહે છે ને માત્ર બાહ્યાચાર પાળે છે એ નિરન્તર વિહાર કરતા નથી, પણ એક જ સ્થાને પડ્યા રહે છે, સ્વાદિષ્ટ ભોજન જમે છે, પથારીમા સુએ છે અને પ્રસગોપાત બ્રહ્મચર્યભગનો પણ

દ્વેષ કરે કે બની શકે એટલા બહાના કાઢીને દ્રવ્ય સ્વીકારતા અને સાથે ફેરવતા પણ સકોચાતા નથી અને વળી એવો બચાવ કરતા શરમાતા નથી કે ' મહાવીરે ધાતુના સિક્કા નાખ વાનો નિષેધ કર્યો છે, બેકની નોટો ગણવાનો નિષેધ કર્યો જ નથી ' એમના આચાર્યો મોટી મોટી સસ્થાઓની વ્યવસ્થા ચલાવે છે અને પોતાની પાછળ એ વ્યવસ્થા આવા શિષ્યોને સોપે છે એમને એથી જે મોટા સાધન મળી જાય છે તેને કારણે તેઓ ઐશ્વર્યનો ને નોકરોનો મોટો ભપકો મારે છે વળી આ ગોરજી ઓ પાસે જાદુવિદ્યા હોય છે એમ માનવાથી અનેક શ્રાવકો તેમનાથી ડરે છે અને તેઓના આચાર વિચાર સાધુયોગ્ય નહિ હોવા છતા યે તેમને દાન આપે છે

સાધુઓના સાસારિક ભાવને દૂર કરવા ઘણા સુધારકો પણ ઉત્પન્ન થયા છે, તેઓએ સઘને પાછો શુદ્ધ કરવાના પ્રયત્ન કર્યા છે ૧૭ મા સૈકામા શ્રીમાન્ યશોવિજયે આ દિશામા જે પ્રયત્નો કરેલા, તેમને સરક્ષક વિચારના શ્વેતામ્બરોએ સારી પેઠે મહત્ત્વ આપેલુ એમના નવા સપ્રદાયના સાધુઓ અશુદ્ધ યતિઓથી જુદા દેખાવાને માટે, પોતે શ્વેતને બદલે કેશરીઆ વસ્ત્ર પહેરે છે, ને તે સાધુઓ સવેગી કહેવાય છે એ સાધુઓ પોતાના શુદ્ધ આચારવિચારથી સારૂ માન પામે છે, યાકોબી માને છે કે તેમની સખ્યા ૨૫૦ ના આશરાની છે[૫૫] સ્થાનકવાસીઓ પણ પ્રાચીન સઘની અર્વાચીનમા અવનત થઈ ગયેલી સ્થિતિની સામે તેને સુધારવાને ઉઠેલા તેથી તેમના આચારવિચાર પણ શુદ્ધ મનાય છે ને તેઓ શાસ્ત્રની આજ્ઞા બરાબર પાળે છે એમ મનાય છે

શ્વેતામ્બર અને સ્થાનકવાસી સમ્પ્રદાયની સાધ્વીઓ પણ સાધુના જેવા જ રગના વસ્ત્ર પહેરે છે ખભે નાખવાનુ વસ્ત્ર માથા ઉપર નાખે છે, જેથી દૃષ્ટિ ઢકાય એમને પણ સાધુના જેવા જ મત પાળવાના હોય છે, એમની જ પેઠે સાધ્વીઓને પણ માથાના વાળ ચુટી કે કાતરી નાખવાના હોય છે સાધ્વીઓ બબ્બે કે ત્રણ ત્રણ સાથે ફરે છે ને ઉપાશ્રયમા રહે છે, એ ઉપા

શ્રયની વ્યવસ્થા પણ સાધ્વીના હાથમા હોય છે શ્રાવિકાઓને ધાર્મિક ઉપદેશ આપવો એ એમનો મુખ્ય ધર્મ છે બૌદ્ધવગેરે બીજા ધર્મોની સાધ્વીઓ કરતા જૈનધર્મની સાધ્વીઓ નીતિએ ઉચી મનાય છે ને તેથી એ વધારે માન પામે છે

દિગમ્બરોનો સઘ બીજી જ રીતે યોજાયેલો છે તેમના સાધુએ નગ્ન રહેવાનુ છે, કારણ કે તે કશુ દ્રવ્ય ને તેથી વસ્ત્ર પણ રાખી શકે નહિ પણ આ આચાર વર્તમાન કાળે પાળવો એ મહા કઠણ થઇ પડ્યો છે તેથી આજે તો નગ્ન રહેતા હોય એવા સાધુ અતિ વિરલ છે તેઓ વસતિમા નહિ પણ વનમા રહે છે અને પોતાના ધર્મધ્યાનમા જ લીન રહે છે[૬૬] આ પ્રકારે નગ્ન રહેતી સાધ્વીઓ તો છે જ નહિ, કારણ કે એમને નગ્ન રહેવુ પાલવે એમ નથી

એકાન્તમા રહેવાનો ને નગ્ન રહેવાનો રિવાજ દિગમ્બર સમ્પ્રદાયમા પ્રાચીન કાળથી પણ તીવ્રભાવે પળાતો હોય એમ જણાતુ નથી સ્પષ્ટ ભવિષ્ય ભાખેલુ કે મુનિઓ વનમા રહેશે નહિ ને સઘ બાધીને રહેશે એવો પણ સમય આવી પહોચશે એમ જિનસેન (નવમા સૈકામા) પોતાના આદિપુરાણમા[૬૭] લખે છે, અને ગુણભદ્ર, સાધુઓ વિષે પોતાના 'આત્માનુશાસન' મા લખે છે કે 'જેમ વનપશુઓ રાત્રે ગામમા પેસી જાય છે તેમ એ સાધુઓ દુષ્ટ કળિકાળમા જનવાસની સમીપમા રહેશે'[૬૮] પછી ૧૩ મા સૈકામા આશાધર ચૈત્યવાસી દિગમ્બર સાધુઓ વિષે કહે છે કે 'એ સાધુઓ હજી તો અર્હતની પેઠે નગ્ન રહે છે, પણ વ્રત બરાબર પાળતા નથી, કારણ કે તેઓ સ્થાનક બાધીને રહે છે' મુસલમાન રાજ્યકાળમા નગ્ન રહેવુ એ સાધુઓને બહુ કઠણ થઇ પડ્યુ કારણ કે મુસલમાનોએ દિગમ્બર સાધુ ઉપર અત્યાચાર કરવા માડ્યા ઘણુ કરીને ૧૩ મા સૈકામા થઇ ગયેલા વસન્તકીર્તિએ જણાવ્યુ કે 'સાધુઓ જ્યા સુધી લોકમા વિચરે ત્યા સુધી એમણે એક કપડુ વીંટવુ' આ મતના સાધુઓને વિશ્વપન્થી કહે છે અને આજે તે સમ્પ્રદાય પણ દિગમ્બરોમા છે એ સાધુઓ ભટ્ટારકના

નેતૃત્વ નીચે મઠમા રહે છે જી બુઇલર જણાવે છે કે ભટ્ટારકો પોતાનો આહાર લેતી વેળાએ પોતાના વસ્ત્રને વેગળા મૂકે છે અને સમ્પૂર્ણ રીતે નગ્ન બેસે છે, તેવે પ્રસગે એકાદ શિષ્ય ઘટ વગાડે છે ત્યારે સૌ પરાયા માણસો ચાલતા થાય છે [૬૮]

(વિશ્વપન્થીઓના આચારવિરૂદ્ધ પ્રાચીન તીવ્ર સમ્પ્ર ાયના સાધુઓએ વાધો ઉઠાવ્યો એ સાધુઓ 'તેરાપન્થી' સમ્પ્રદાયના કહેવાય છે અને એ સમ્પ્રદાયને પડિત બનારસીદાસે સ્થાપ્યો મનાય છે એ પન્થ વિશ્વપન્થીને શુદ્ધ માનતો નથી ભટ્ટારકની સત્તાને સ્વીકારતો નથી અને વનમા વસતા મુનિઓને જ સાચા સાધુ માને છે

દિગમ્બર સમ્પ્રદાયમા નગ્ન સાધુ સિવાયના બીજા સાધુઓ પણ હોય છે, અને તે કપડા પહેરે છે પણ આ પૂરા સાધુ નહિ, પરતુ ૧૧ મી પ્રતિમાએ ( પૃ ૨૦૭ ) ચડેલા શ્રાવક ગણાય છે એમના બે વિભાગ છે ક્ષુલ્લક અને એલ્લક ( ઐલક ) ક્ષુલ્લક એક લગોટી અને ત્રણેક હાથ લાબુ ને એક હાથ પહોળુ વસ્ત્ર રાખે છે એલ્લક એક માત્ર લગોટી સિવાય બીજુ કશુ રાખતા નથી બને સાધુઓ તે ઉપરાત અઠ ભિક્ષાપાત્ર, રજોહરણને બદલે મોરના પીછાની નાની સાવરણી રાખે છે, તે સિવાય બીજુ કશુ રાખતા નથી તેઓ વનમા કે મઠમા રહે છે ક્ષુલ્લક અને એલ્લક દિવસમા એકજ વાર આહાર લઇ શકે ને તેથી પહેલે પહોરે ( ઘણુ કરીને સવારના ૧૦ ને ૧૧ વાગ્યાની વચ્ચે ) ભિક્ષા માટે નીકળી શકે ઉપરના ત્રણ વર્ણમાના ક્ષુલ્લકે એક જ ઘેરથી મળેલુ ભિક્ષાન્ન ખાઇને ચલાવવુ જોઇએ, શુદ્રે એક પછી એક એમ પાચ ઘેર ભિક્ષા માગવી, પણ એક ઘેરથી ખાવા જેટલુ અન્ન મળી રહે કે પછી ત્યાથી વહોરવુ બધ કરી દેવુ જોઇએ પછી એક સ્થાને એ બેસી જાય અને જ્યા એને પૂરતુ અન્ન મળી રહ્યુ હોય ત્યા એ ખાઇ લે એલ્લક સાધુઓ પણ કરે છે તો એજ રીતે, ખાય છે એક જ વાર, પણ એક જ ઘરેથી મળેલુ ખાય છે

૭ અથવા એથી વધારે પ્રતિમાએ ચડેલો અને તેથી અવશ્ય

બ્રહ્મચર્યવ્રત પાળતો શ્રાવક દિગમ્બરોમા પુરોહિતનું કાર્ય કરી શકે છે તે રાતા વસ્ત્ર પહેરે છે ને સ્વામી કહેવાય છે પણ તે ગૃહસ્થના ઘરમા કે દેવાલયમા પુરોહિતે કરાવવાની ક્રિયાઓ કરાવી શકતો નથી

દક્ષિણ ભારતમા દિગમ્બરોની સ્થિતિ જુદા પ્રકારની છે નીચે જણાવેલી હકીકત સાચી હોય તો ત્યા પુરોહિતનુ સ્થાન વશપરપરાથી ઉતરે છે અને તેમા સાધુઓ પણ હોય છે ફ્રાન્સિસ ( W Francis ) તે સબધ Gazetteer of the south arcot મા આ પ્રમાણે હકીકત આપે છે ઃ "ત્યા પુરોહિતોના વર્ગો કહેલા છે આમાનો સૌથી મોટો 'અર્ચક'નો (વાડયારનો) વર્ગ છે એ લોક દેવાલયમા ક્રિયા કરે છે શ્રાવક અર્ચક થઇ શકે નહિ, કારણ કે અર્ચકની જુદી નાત હોય છે શ્રાવકો અર્ચકોની સાથે રોટી-વહેવાર રાખે છે, પણ બેટીવહેવાર રાખતા નથી, તેથી પોતાના પુત્રોને માટે કન્યા મેળવતા અર્ચકોને બહુ મુશ્કેલી પડે છે ને કોઇ કોઇ વાર તો ૨૦૦–૩૦૦ રૂપિયા દેવા પડે છે અર્ચક પોતાનાથી છેક પાસેના ઉચા વર્ગના પુરોહિતવર્ગમા ચડી શકે ને ત્યારે 'અન્નમ્' કે 'અનુનતિ ( અનુવિરતિ )' એટલે એક પ્રકારના ત્યાગી થઇ શકે એ પ્રકારના ત્યાગી પણ લગ્ન કરી શકે પણ પોતાના આચારમા એને અમુક વિધિ પાળવા પડે આ અન્નમ્ આ ત્રણમાના સૌથી ઉપલા વર્ગમા જઇ શકે અને નિર્વાણી અથવા મુનિ થઇ શકે એટલે સસારત્યાગી સાધુનુ જીવન જીવી શકે એ સાધુઓ પોતાના વાળ કાતરી નાખે છે અને રાતા વસ્ત્ર પહેરે છે તેઓ પિત્તળનુ પાત્ર અને મોરના પીંછાની સાવરણી રાખે છે, અને જ્યા બેસવાના હોય ત્યા કોઇ જીવની હિસા થાય નહિ એટલા માટે, બેસતા પહેલા એ સાવરણીથી વાળી નાખે છે નમસ્કાર કરીને બધા શ્રાવકો એમને વન્દન કરે છે, સઘ તરફથી એમનો નિર્વાહ થાય છે જૈનોમા અગ્રેસર 'મહાધિપતિ' હોય છે તે મોટા મોટા જૈન ગામ ઉપર સત્તા ભોગવે છે ને તેમનો વહીવટ ચલાવે છે મહાધિપતિને

શિબિકામા બેસાડે છે, શિષ્યો એમને ઉચકી લઇ જાય છે, ચારે બાજુએ શિષ્યમડળી વીટાઈ વળે છે, સઘની ભોજનશાળાને દરવાજે એ મહાધિપતિ ઉતરે છે, ત્યા નાતના ઝગડાના ચુકાદા આપે છે અને જેનો વાક માલમ પડે છે તેને સજા કરે છે અથવા તો નાતબહાર કરે છે આ ઉપરથી જણાઇ આવે છે કે એ લોક પોતાના શિષ્યો ઉપર જે સત્તા ભોગવે છે તે અતિશય ભારે છે અને બીજા અનેક હિન્દુગુરૂઓની નબળી પડતી સત્તાના મુકાબલામા અતિશય તીવ્ર છે ”

આ પ્રકારના મહાધિપતિ જુદે જુદે સ્થળે હોય છે કરકાલના મઠના મહાધિપતિ ઇ સ ૧૯૦૭ મા ललितकीर्ति भट्टारक पट्टाचार्य वरियजियस्वामिगलु હતા એ રાતુ સોનેરી વસ્ત્ર પહેરે છે, રાતી સોનેરી પાઘડી પહેરે છે અને મોરના પીછાનો સોનેરી હાથાનો રજોહરણો રાખે છે[૭૨]

આગળ જણાવ્યુ છે એમ દિગમ્બરોમા પણ સાધ્વીઓ હોય છે પણ તે નગ્ન રહેતી નથી આ આર્યાઓ ( હિન્દી અર્જિકા, દક્ષિણ ભારતમા અર્યાગણું કહેવાય છે ) યુવતિઓ કે વિધવાઓ કે જેમને પોતાના પતિએ છાડી હોય એવી સ્ત્રીઓ હોય છે તેઓ ૧૧ મી પ્રતિમાએ ચડેલી શ્રાવિકાઓ હોય છે, પોતાના વાળ પોતે ચુટી નાખે છે, રાતી ‘સાડી’ પહેરે છે ને મોરપીંછાનો રજોહરણો રાખે છે

## સમ્પ્રદાયો

### પ્રાચીન કાળના વિચ્છેદ.

જૈનધર્મ એ એક સમસ્ત ધર્મસઘ નથી, પણ તેના અનેક સમ્પ્રદાયો છે એ ધર્મમા વિચ્છેદ બહુ પ્રાચીન કાળથી જ પડવા માડેલા. શ્વેતામ્બરોમા જ ૮ જુદા વિચારવાળા ( निन्हव[૭૩] ) થયેલા છે અને તે પણ પ્રાચીન કાળમા થયા છે એમાના બે તો ખુદ મહાવીરના જીવનકાળના છે, એમના મત સામે પ્રથમ વિરોધ કરનાર તે એમનો જ જમાઇ હતો એણે તીર્થંકરની સામે એવો મત ઉભો કર્યો

કે કર્મ પૂરૂ થતા પહેલાજ તેનુ ફળ મળવુ શરૂ થાય છે એ બરાબર નથી એણે પોતાની ભૂલ સુધારી નહિ ને તેથી મરીને મોક્ષ પામ્યો નહિ

બીજો વિચ્છેદ સાધુ તિષ્યગુપ્તે પાડ્યો શરીરના બધા પરમાણુઓમા આત્મા વ્યાપક છે એવા મહાવીરના મત સામે એણે વાધો ઉઠાવ્યો પણ એક પવિત્ર શ્રાવકે આખરે એની ભૂલ ભાગી અને એને પાછો વાળ્યો

મહાવીરના નિર્વાણ પછી ૨૧૪ વર્ષે આષાઢાચાર્યના શિષ્યોએ એક અભેદભાવ કાઢ્યો અને તેમણે પ્રચાર્યું કે સાધુમા ને દેવમા કશો ભેદભાવ માની શકાય નહિ આ મતની ઉત્પત્તિ એક વિશિષ્ટ પ્રકારને કારણે થઇ છે એક ગતે આષાઢાચાર્ય અકસ્માત્ મરણ પામ્યા ને તે વાત કોઇએ જાણી નહિ બીજે ભવે એ દેવ થયા તે તરત જ પોતાના પાછલા ભવના દેહમા પ્રવેશ્યા શિષ્યોએ ભૂલ ખાધી અને જાણે પોતાના એજ ગુરૂ સન્મુખ છે એમ માની એમની હમેશ પ્રમાણે સેવા કરવા લાગ્યા પણ દેવ થયેલા એ ગુરૂએ એ શરીરને ફરી ત્યજી દીધુ એટલે પોતાની ભૂલ સમજાઇ, ત્યારે શિષ્યોએ પ્રકટ કર્યું કે અમુક સાધુ પોતે તપ કર્યા કરે છે અથવા તો દેવ થયો છે એ કોઇથી જાણી શકાય નહિ આ લોકોએ કોઈ રીતે પોતાનો દુરાગ્રહ છોડ્યો નહિ, તેથી એમને સઘબહાર કર્યા અન્તે ગન્ત બલભદ્રે તેમને ફરી સાચા ધર્મમા પાછા આણ્યા

ત્યારપછી ૬ વર્ષે અશ્વમિત્રે એવો વાદ ઉભો કર્યો કે એકવાર સર્વ જીવનો અન્ત આવશે એવા એ મિથ્યાવાદને કારણે એને સઘ બહાર કર્યો, પણ પછી એક દાણીએ એની ભૂલ ભાગી ને અશ્વમિત્ર ક્ષમા પામ્યો.

ત્યાર પછી ૮ વર્ષે ગગે એવો મિથ્યાવાદ ઉભો કર્યો કે ગરમ અને શીતળ એવા એકમેકથી વિરૂદ્ધ ભાવનો ઉપયોગ એક ને એક સમયે હોઈ શકે ગગને એટલા માટે સઘ બહાર કર્યો પણ પછીથી એને પોતાની ભૂલ માલમ પડી ને એણે પ્રાયશ્ચિત્ત કર્યું

એ બધા વિચ્છેદો તો નાના નાના પ્રશ્નોમા ઉભા થયેલા અને તેમના ઉત્પાદકો પાછા સમ્યગ્ધર્મમા પાછા વળતા એ વિચ્છેદોનો અન્ત આવતો પણ મહાવીરના નિર્વાણ પછી ૫૪૪ વર્ષે જે ૬ ઠ્ઠો સમ્પ્રદાય નિકળ્યો તે વધારે મહત્ત્વનો હતો સાધુ રોહગુપ્તે એવા મતનો પ્રચાર કર્યો કે જીવ અને અજીવની વચ્ચે નોજીવ નામે દ્રવ્યનો એક ત્રીજો વર્ગ છે બ્રાહ્મણધર્મનુ વૈશેષિક દર્શન આ ત્રિરાશી-વાદમાથી ઉત્પન્ન થયુ છે એમ જૈનો માને છે

ત્યારપછી ૪૦ વર્ષે ગોષ્ટમાહિલે એવા મતનો પ્રચાર કર્યો કે જીવને કર્મપુદ્ગલનુ બધન નથી, પણ માત્ર સ્પર્શ છે કારણ કે બધન હોય તો તેમાથી જીવ મુક્ત થઇ શકે નહિ અને તેને મુક્તિ પણ સભવે નહિ વળી એણે એવા પણ મતનો પ્રચાર કર્યો કે મનુષ્યે સીમાબદ્ધ કાળ પર્યત ત્યાગનુ વ્રત લેવુ નહિ, પણ અસીમ કાળ પર્યતનુ લેવુ જોઇએ સઘે એના મતનો સ્વીકાર કર્યો નહિ ને એને સઘબહાર કર્યો.

૮ મો વિચ્છેદ એવો છે કે જેણે કરીને આજે પણ સઘમા બે સમ્પ્રદાય ચાલે છે

દિગમ્બર સમ્પ્રદાયની ઉત્પત્તિ વિષે શ્વેતામ્બર ગ્રથમા કથા આ પ્રમાણે છે—રથવીરપુરમા શિવભૂતિ નામે એક ક્ષત્રિય હતો ત્યાના રાજાને માટે એણે અનેક યુદ્ધો જીત્યા અને તેથી રાજાએ એને ખુબ સન્માન આપ્યુ આથી એ માનમત્ત થઇને એણે દોડાદોડ કરી મૂકી અને મધ્યરાતે કે એથી યે મોડો ઘેર ગયો તેની દુખી સ્ત્રી મોટી રાત સુધી એની વાટ જોતી બેસી રહી હતી, તેણે પોતાની સાસુને ફરિયાદ કરી એ પણ જાગતી બેસી રહી ને શિવભૂતિ મોડેથી ઘેર આવ્યો ત્યારે એને ધમકાવ્યો ને બારણા ઉઘાડ્યા નહિ તેમજ જ્યા બારણા ઉઘાડા હોય ત્યા જવા કહ્યુ રાતવાસો કરવાને માટે ત્યારે એ ચાલતો થયો ને અતે જે ઘરના બારણા ઉઘાડા હતા તેમા પેઠો તે તો મઠ હતો તેથી તે સાધુ થઇ ગયો રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે તેને મૂલ્યવાન વસ્ત્ર મોકલ્યુ મઠાધીશોએ એ વસ્ત્ર પાછુ મોકલવાની એને આજ્ઞા કરી, છતા યે શિવભૂતિએ પાછુ

મોકલ્યુ નહીં ત્યારે મહાધીશે એ વસ્ત્રને ચીરી નાખ્યુ ને તેના આસન બનાવ્યા. આથી શિવભૂતિ ખૂબ ક્રોધે ભરાયો ને જાહેર કર્યું કે મહાવીરની પેઠે હવે હુ પણ વસ્ત્ર નહિ પહેરૂ એમ કહીને એણે બધા વસ્ત્રોનો ત્યાગ કર્યો તેની બહેન ઉત્તરાએ પણ એનુ અનુકરણ કર્યું આથી નગરની વેશ્યાઓને માઠુ લાગ્યુ, કારણ કે એથી પોતાના ધધાને નુકશાન થશે એમ તેમણે માન્યુ સ્ત્રીઓએ નગ્ન ન રહેવુ એવો મત શિવભૂતિએ પ્રચાર્યો ને જાહેર કર્યું કે સ્ત્રીઓ નિર્વાણ પામી શકે નહિ આમ મહાવીરના નિર્વાણ પછી ૬૦૯ વર્ષે બોટિક મિથ્યાવાદની ઉત્પત્તિ થઇ ને તેમાથી દિગમ્બર સમ્પ્રદાય નીકળ્યો[૭૪]

એ મત ઉત્પન્ન થયાની શ્વેતામ્બરો ઉપરની કથા જે કહે છે તેથી કેવળ જ બીજી રીતની કથા દિગમ્બરો એ વિષે કહે છે મગધમા દુષ્કાળ પડ્યાનો ઇતિહાસ (પૃ ૪૦) આગળ આપ્યો છે, તેની જ વિરૂદ્ધની એ કથા છે એમની કથા પ્રમાણે મૈસુર ગયેલા નહિ પણ બિહારમા રહેલા સાધુઓએ મહાવીરની આજ્ઞાવિરૂદ્ધ આચાર આચરવા માડ્યા અને શાસ્ત્રવિધિ વિરૂદ્ધના આચાર એમણે કોઇ રીતે ત્યજ્યા નહિ સ્થૂલભદ્રે તેમને પાછા વાળવા પ્રયત્ન કરવા માડ્યા ત્યારે એમનો એમણે ઘાત કર્યો એ વિખુટા પડેલા સાધુઓએ પોતાનો અલગ સમ્પ્રદાય સ્થાપ્યો ને એ અર્ધપાલિકા (ઘણુ કરીને અર્ધા વસ્ત્રવાળા) કહેવાયા આ સમ્પ્રદાયના સાધુઓએ ઉજ્જયિનીના રાજા ચન્દ્રકીર્તિની કન્યા ચન્દ્રલેખાને ભણાવી હતી એ કન્યાના લગ્ન વલ્લભીપુરના રાજા લોકપાલ સાથે થયા, ત્યારે એણે અર્ધપાલિક સાધુઓને પોતાને નવે ઘેર નોતર્યા એનો પતિ એ સાધુઓને સત્કાર દેવા સામે ગયો એ "ન તો નગ્ન, ન તો વસ્ત્રવાળા" સાધુઓને આવતા જોઇને રાજા હતાશ થયો તેથી રાણીએ સાધુઓને વસ્ત્ર મોકલી દીધા અને ત્યારે રાજાએ એમને તેડી આણીને સત્કાર આપ્યો ત્યારથી અર્ધપાલિકોએ વસ્ત્ર ધારણ કરવા માડ્યા ને પછી શ્વેતામ્બર કહેવાયા

એ બે મમ્પ્રદાય ઉત્પન્ન થવાની બન્ને કથાઓ અમુક હેતુએ રચાયેલી છે બન્ને સમ્પ્રદાય પોતાને સત્યધર્મના અનુયાયી માને છે ને સામાને મિથ્યાધર્મના અનુયાયી માને છે, બન્ને સમ્પ્રદાય વિરોધી સમ્પ્રદાયનુ મૂળ નજીવા સાસારિક પ્રસગમા આરોપે છે પણ એ બે સમ્પ્રદાય ઉભા થયાનો સાચો ઇતિહાસ ૪૦ મા પૃષ્ઠ ઉપર આપ્યો છે, બન્ને સપ્રદાયના સિદ્ધાન્તોમા શો શો ભેદ છે તેનુ પણ ટુકુ વર્ણન ત્યા આપ્યુ છે

## પછીના કાળના સમ્પ્રદાય.

શ્વેતામ્બર અને દિગમ્બર એ બે મોટા મમ્પ્રદાયોમા વળી અનેક ગણુ, ગચ્છ અને મઘ છે એ બધા શાથી ઉત્પન્ન થયા અને તેમના સિદ્ધાન્તોમા શા શા ભેદ છે તે અહીં વર્ણવવુ નિરર્થક છે સર્વસામાન્ય આચારથી ને વિચારથી ભિન્ન થતા ગુરુઓ પોતાનો સમ્પ્રદાય જુદો કરી બેસે છે, વળી એક સ્થાનના અમુક સાધુના કે આચાર્યના અનુયાયીઓનુ મડળ એકત્ર થાય છે અને તે બીજાઓની સામે પોતાનુ અલગ મડળ સ્થાપી બેસે છે

છેક પ્રાચીનકાળે ભદ્રબાહુના રચેલા કલ્પસૂત્રમા પણ એવી રીતે જુદા પડેલા અનેક ગણુના, કુલના અને શાખાના નામ આપેલા છે તેવી જ રીતે મથુરામાથી મળી આવેલા લેખોમા પણ એવા ગણુના, કુલના અને શાખાના નામ આપેલા છે અને તેથી કલ્પ સૂત્રના ઉલ્લેખને પુષ્ટિ મળે છે લેખો અને ગ્રથો ઉપરથી જણાઇ આવે છે કે આ પ્રકારની વસ્તુસ્થિતિ ત્યારથી તે ઠેઠ આજ સુધી ચાલતી આવે છે શિલાલેખો અને બીજા એવા સાહિત્ય ઉપરથી સ્વચ્છ વિગતો એકઠી કરી શકાઇ છે તે ઉપરથી આવા અનેક મમ્પ્રદાયોની હકીકત મળી આવે છે, પણ છતા યે એ સમ્પ્રદાયો ના નામનુ પત્રક મોટુ કરવા છતા જૈનધર્મમા જે સમ્પ્રદાય હતા ને આજે છે, એ બધાના નામ આવી શકે નહિ કારણ કે એમાના કેટલાક તો એવા નજીવા છે કે તેમના નામ આજે

રહ્યા નથી જૈનો પોતે જ માને છે[૭૫] કે અમારા સમ્પ્રદાયોની સખ્યા ચોક્કસ નથી શ્વેતામ્બરોના સબધમા એમ કહેવાય છે કે એમનામા ૮૪ ગચ્છ છે, તે ઉપરથી એમ માનવાનુ નથી કે એમનામા બરાબર ૮૪ જ ગચ્છ છે, અનેક ગચ્છ છે એટલુ જ માની લેવાનુ છે (ભરતખડમા ૮૪ ની સખ્યા હમેશા અનેક અર્થ-વાચક છે) ગચ્છના આજે જે નામ ગણાવવામા આવે છે તેમા અનેક મતભેદ છે અને અનેક પત્રકમા પ્રખ્યાત ગચ્છોના પણ નામ હોતા નથી તે ઉપરથી જ નહિ, પણ એ બધા ગચ્છો ઉદ્યોતનસૂરિના સમયના (ઇ સ ૯૩૭) મનાય છે, એ ઉપરથી જ જણાઇ આવશે કે ૮૪ ની સખ્યા સાચી હોઇ શકે નહિ, સ્વાભાવિક રીતે જ ત્યારપછી પણ અનેક નવા ગચ્છ ઉત્પન્ન થયા છે, અને તેથી નાહર (Nahar) અને ઘોષે (Ghosh) પોતાના પત્રકમા સો ઉપરના ગચ્છોના નામ ગણાવ્યા છે[૭૬]

આજે જે ગચ્છો છે તેની સખ્યા બહુ નથી મૂર્તિપૂજક શ્વેતામ્બરોના ગચ્છ આ પ્રમાણે છે—તપા, ખરતર, પાયચન્દ અને અચલ એમનામા સુધારક (સવેગી) અને સરક્ષક યતિ ત્યાગી (સાધુ અને યતિ) હોય છે, પહેલાના કરતા બીજાની સખ્યા બહુ મોટી હોય છે યતિઓ સેકડાબધ હોય છે, સાધુઓ માત્ર થોડા જ હોય છે (હાલ તો યતિઓની સખ્યા ઘટી ગયેલી છે)

અમદાવાદથી પન્યાસ ગુલાબવિજયે આપેલી હકીકત ઉપરથી યાકોબીએ ગચ્છનુ સગઠન નીચે પ્રમાણે વર્ણવ્યુ છે—[૭૭]

"સમસ્ત ગચ્છના ઉપરી ભટ્ટારક કહેવાય છે (૧૬ મા સૈકાના અન્તથી એ શ્રીપૂજ્ય કહેવાય છે) સાધુઓએ ચાતુર્માસ ક્યા કરવુ એનો નિર્ણય એ કરે છે, સઘ બહાર પણ એ જ કરી શકે છે ગચ્છમા બીજા પણ યતિમડળ હોય છે અને તે દરેકના ઉપરી આચાર્ય હોય છે આચાર્યની નીચે ઉપાધ્યાય (વાચક, પાઠક) હોય છે તે શાસ્ત્રની કથા કરે છે, ઉપાધ્યાયની નીચે પન્યાસ હોય છે તે યતિઓએ કરવાની ક્રિયા ઉપર નજર રાખે છે પન્યાસથી નીચે ગણિ હોય છે, તેમણે ભગવતી સુધીનો

અભ્યાસ કરેલો હોય છે અને તે બીજા મુનિઓ ઉપર નજર રાખે છે ઉપરના બધા મુનિ કહેવાય છે તેમાથી જેમણે મહાનિશીથ સુધીનો અભ્યાસ કરેલો હોય છે તે શ્રાવકોને વ્રત આપી શકે છે"

એક ગચ્છમા દાખલ થયેલો સાધુ અમુક વસ્તુસ્થિતિમા બીજા ગચ્છમા જઈ શકે અને તેવે પ્રસગે તે અમુક મત્ર ભણે, એનો ભાવ એવો હોય છે કે જુના ગચ્છમાથી નવા ગચ્છમાં આવુ છુ તેમા મારે કશો સ્વાર્થ સાધવાનો નથી[૭૮]

બધા પ્રસિદ્ધ ગચ્છનુ અને સઘનુ વર્ણન આ ગ્રથમા આપવુ ઉચિત જણાતુ[૭] નથી જે મહત્ત્વના ગચ્છોની હકીકત વિગતવાર મળી શકી છે તેવા થોડાનુ વર્ણન અહીં તો કરીશ તેમનુ પણ વિસ્તારથી વર્ણન કરવા જેવુ સાહિત્ય[૮૦] બહુ થોડુ જ છે જે હકીકત મળી છે તે બહુ થોડી છે અને વળી તે પ્રસગોપાત્ત અસ્પષ્ટ છે, એ હકીકતોના સત્યાસત્ય વિષે જેમણે મને એ આપી છે તેમના ઉપર જ મારે આધાર રાખવો પડ્યો છે

## શ્વેતામ્બર

### મૂર્તિ પૂજક.

૧ ઉપકેશ ગચ્છની ઉત્પત્તિ પાર્શ્વનાથ સાથે સબધ ધરાવે છે એમના એક અનુયાયી કેશી સઘના નેતા હતા, તે મહાવીર પ્રભુને મળી ગયા હતા (પૃ ૩૮) ઓસવાળ એ ગચ્છના શ્રાવક છે

૨ ખરતર ગચ્છની ઉત્પત્તિ એક કથા પ્રમાણે ઉદ્યોતનસૂરિ (ઇ સ ૯૩૭ સુધી) પછી થઇ છે એ ગચ્છના પહેલા નેતા ત્યારે વર્ધમાનસૂરિ (૧૦૩૧ સુધી) હતા એમણે પોતાના શિષ્ય જિનેશ્વરને ૧૨૨૨ મા આચાર્ય નીમ્યા હતા, એમના ઉપરથી એ ગચ્છનુ નામ ખરતર (વધારે કઠણ) ગચ્છ પડ્યુ, કારણ કે ગુજરાતમા અણહિલવાડના રાજા દુર્લભના દરબારમા ચૈત્યવાસીઓના આચાર્ય સૂરાચાર્યને એમણે પરાજિત કર્યા (૧૦૨૩), એમનુ સુખ્યાત નામ ત્યારે ગચ્છ સાથે જોડાયુ બીજી કથા

પ્રમાણે એ ગચ્છના ઉત્પાદક જિનદત્તસૂરિ (ઈ સ ૧૧૪૭) હતા આ ગચ્છના અનુયાયીઓ મોટે ભાગે રાજપુતાનામા અને બગાળામા છે, મુબઇ ઇલાકામા એના શ્રાવકો થોડા જ છે ૫૦-૭૫ સાધુ અને ૩૦૦ લગભગ સાધ્વીઓ છે યતિઓ અનેક છે આ ગચ્છમા શ્રીપૂજ્ય ઉપર શ્રાવકો બહુ પૂજ્યભાવ રાખે છે

૩ તપા ગચ્છની ઉત્પત્તિ ઉદ્યોતનસૂરિ (ઇ સ ૯૩૭ સુધી) પછી થઇ છે ઉદ્યોતને પોતાના શિષ્ય સર્વદેવને વટવૃક્ષ નીચે સરિપદ આપેલુ, તેથી પ્રથમ તો આ ગચ્છ વટગચ્છ કહેવાયો એ ગચ્છમા જગચ્ચન્દ્ર નામે એક અનુયાયી (અવસાન ઇ સ ૧૨૨૮) થઇ ગયા એક રાજાએ એમને પ્રાચીન ભાવના પ્રમાણે તપ કરતા જોયા અને તેણે તેમણે તપા બિરૂદ આપ્યુ, ત્યારથી એ ગચ્છનુ નામ તપાગચ્છ પડયુ તપાગચ્છ આજે શ્વેતામ્બર સપ્રદાયમા સૌથી વધારે મહત્વનો છે એના અનુયાયીઓ મુબઇ ઇલાકામા, પજાબમા, રાજપુતાનામા ને મદ્રાસમા છે, એમા ૪૦૦ સાધુ ને ૧૨૦૦ સાધ્વી છે, તે ૧૩ આચાર્યો નીચે છે યતિઓની સખ્યા અતિ ઘણી છે ને તે શ્રીપૂજ્યો નીચે છે શ્રીપૂજ્યોની ૧૨ ગાદીઓ ગણાય છે સૌથી મોટા શ્રીપૂજ્ય જયપુર રાજ્યમા રહે છે

૪ પાર્શ્વચન્દ્ર (પાશચન્દ્ર) ગચ્છ એ તપાગચ્છની શાખા છે તપાગચ્છના આચાર્ય પાર્શ્વચન્દ્ર (૧૪૮૦ મા હમીરપુરમા જન્મ, ૧૫૫૫ અવસાન) ૧૫૧૫ મા એ ગચ્છમાથી છુટા પડ્યા કારણ કે એમણે ધર્મવિષે નવો સિદ્ધાન્ત ખડો કર્યો અને નિયુક્તિઓ, ભાષ્યો, ચૂર્ણીઓ, અને છેદગ્રન્થોને પ્રમાણભૂત ગ્રન્થો માન્યા નહિ આજે પણ એ ગચ્છના અનુયાયીઓ અમદાવાદ જીલ્લામા છે તેમના ૮-૧૦ સાધુઓ ને ૨૦-૨૫ સાધ્વીઓ હશે, પણ યતિઓ અનેક છે અને તેમના શ્રીપૂજ્યની ગાદી બિકાનેરમા છે

૫ પૌર્ણમિયક ગચ્છ ૧૧૦૨ મા ચન્દ્રપ્રભે સ્થાપ્યો, કારણ કે પ્રચલિત મતથી ક્રિયાકાણ્ડમા તેમનો મત જુદો પડ્યો અને એમણે મહાનિશીથ સૂત્રની ગણના શાસ્ત્રગ્રન્થોમા કરવાની ના પાડી

હેમચન્દ્રની સૂચનાથી રાજા કુમારપાલે પોતાના રાજ્યમાથી એ ગચ્છના અનુયાયીઓને હાકી કાઢ્યા, પણ એ એના મરણ પછી સુમતિસિહ નામનો પાર્ણમીયક અણહિલવાડ આવ્યો ને તેણે એ ગચ્છને નવુ જીવન આપ્યુ ત્યારે એ ગચ્છ સાર્ધ (ઢોઢ) અથવા સાધુ પૌર્ણમીયક કહેવાયો ( ઈ સ ૧૧૮૦ ) એમાથી કોઇ ગચ્છના અનુયાયીઓ આજે હોય એમ જણાતુ નથી

૬ અચલ ગચ્છ ( વિધિપક્ષને નામે પણ ઓળખાતો ગચ્છ ) પોતાની ગુરૂપરપરા ઠેઠ ઉદ્યોતન સુધી લઇ જાય છે એ ગચ્છના સ્થાપનાર ઉપાધ્યાય નરસિહ હતા, પછીથી એ આર્યરક્ષિતસૂરિને નામે ઓળખાતા ( ૧૧૫૭ ) એવી કથા છે કે આ ઉપાધ્યાય પ્રથમ પૌર્ણમીયક હતા આ ગચ્છની સ્થાપનામા અન્ધ શ્રાવિકા નટીએ મહત્વનો ભાગ લીધેલો મનાય છે

આ ગચ્છમા મુખપટ્ટીને બદલે અચલનો ( વસ્ત્રના છેડાનો ) ઉપયોગ કરવામા આવે છે તે ઉપરથી એનુ નામ અચલગચ્છ પડયુ એ ગચ્છમા આજે ૧૦-૧૫ સાધુ અને ૩૦-૪૦ સાધ્વીઓ છે સાધુઓમા આજે કોઇ આચાય નથી, પણ યતિઓમા શ્રીપૂજ્ય છે અચલ ગચ્છમા શ્રીપૂજ્યને બહુ માન છે

૭ आगमिक ગચ્છના ઉત્પાદકો ( ૧૧૯૩ ) શીલગુણ અને દેવભદ્ર હતા પ્રથમ તેઓ પાર્ણમીયક અને પછી અચલિક થયા હતા તેઓ ક્ષેત્રદેવતાની પૂજા કરતા નહોતા આ ગચ્છમાથી ૧૫૦૭ મા ઙડુકે कडुक નામની શાખા કાઢી એ શાખાને सुन्यरि પણ કહેતા, કારણકે એ શાખામા માત્ર શ્રાવકો જ હતા

## મૂર્તિવિરોધક.

૧ लुम्पाक ( लोंका ) ગચ્છ ૧૪૫૧ મા લોકાશાએ સ્થાપેલો, એ મૂર્તિપૂજાનો વિરોધી હતો ( વધારેની હકીકત માટે પૃ ૭૧ જોશો )

૨ वेशधर એ લુમ્પાકમાથી નિકળેલી શાખા છે એમના વિચિત્ર પ્રકારના વેશથી એમનુ એ નામ પડેલુ છે સિરોહી

શત્યના ભાનક નામના પુરુષે ૧૪૯૭ મા ( કે ૧૪૭૬ મા ) એ શાખા સ્થાપેલી ૧૫૧૧ મા વળી તેમાથી રૂપ નામે શાખા નીકળી, જુની શાખાને નાગપુરીય વેશધર, નવીને ગુજરાતી વેશધર કહે છે

૩ વધ્ય નામે વેશધરની શાખા ૧૫૧૩ મા બીજે સ્થાપી

૪ સ્થાનકવાસી ( દેવાલયમા નહિ, પણ સ્થાનકમા વસનાર) અથવા વિસ્તોલની સ્થાપના વીરના પુત્ર લવે ધર્મસુધારણાને માટે લોકા પથમાથી છુટા પડીને ઇ સ ૧૬૫૩ મા કરી લોકોએ મશ્કરીમા એ પન્થનાને ઢુંઢિયા કહ્યા ( વધારેની હકીકત માટે પૃ ૭૨ જોશો )

૫ તેરાપન્થીની સ્થાપના મારવાડના ભિખમ ૧૭૬૧ મા કરી આ પન્થ મૂર્તિપૂજાનો સખ્ત વિરોધ કરે છે એ પન્થને મૂળ પુષ્ટિ આપનારની સખ્યા ( તેરા ૧૩ )* ઉપરથી એવુ નામ પડયુ છે યાકોબી એને વિષે લખે છે કે –[૯૧]

" શાસ્ત્રગ્રન્થોમા આચાર જે પ્રકારે રાખવાનો લખ્યો છે, બરાબર તે જ પ્રમાણે રાખવાનો આગ્રહ આ પથ કરે છે અને તે આચારોને શબ્દશ પાળવા આગ્રહ કરે છે એવી પણ મને હકીકત મળેલી કે વિહાર કરતા યતિઓ મરણ પામેલા કારણ કે પાણીની ખોટ નહોતી, પણ શાસ્ત્રમા લખ્યા પ્રમાણેની યોગ્યતાવાળુ પાણી તેમને પીવા ના મળ્યુ મરવા પડેલા જીવને બચાવવો એને તેરાપન્થી પોતાનો ધર્મ નથી માનતા, તેમજ એને પુણ્યકાર્ય પણ નથી માનતા, કારણકે જીવને પોતાના કર્મ ભોગવવા દેવા જોઇએ એવુ એ પથ માને છે, આ વાત ખાસ નોધવા જેવી છે આ પથ વિષે છેક ઓછુ આપણે જાણીએ છીએ, છતા સૌથી વધારે નોધવા જેવી વાત તો એ છે કે એ પથમા એકે વારે સખ્ત નિયમનવાળો સાધુસઘ છે જેસ્યુટોના અધિપતિની જેવી સત્તાવાળા આ સાધુ સઘના અધિપતિ પૂજ્યજી મહારાજ છે સવે સાધુઓએ વિનાશકાએ એમની આજ્ઞા પાળવી પડે છે અને પ્રતિદિન તેમને વિધિપુર સર

* ઉપર પૃષ્ઠ ઉપર તેરાનો અર્થ તાગ કર્યો છે, અહીં ૧૩ કરે છે

માન આપવુ પડે છે આ પથમા ૭૦ સાધુ અને એથી બમણી સાધ્વીઓ છે, કારણકે વિધવાઓ કઠણ વૈધવ્ય પાળવા કરતા સાધ્વીપદ ધારણ કરવાનુ વધારે પસદ કરે છે આ પન્થનો પ્રચાર પશ્ચિમ ભારતમા વધારે છે, છતા તેરાપથી શ્રાવકો કલકત્તા સુધીના મોટા નગરોમા છે

## દિગમ્બરો.

### મોટા સઘ

દિગમ્બરોના મત પ્રમાણે સવત ૨૬ મા મૂલ सघने પ્રખ્યાત આચાર્ય अर्हद्वलिએ ( એમને गुप्तिगुप्त અથવા विशाख પણ કહે છે ) આ ચાર ભેદના ૪ કારણોએ જ સઘ વહેચી નાખ્યો અને એ ૪ સઘના નેતા એમના ૪ શિષ્યો થયા એ ૪ સઘ નીચે પ્રમાણે છે

૧ नन्दी સઘના નેતા माघनन्दी હતા ચાતુર્માસમા એ નન્દીવૃક્ષ નીચે ધ્યાન ધરતા, એ ઉપરથી સઘનુ નામ એવુ પડયુ

૨ सैन સઘના નેતા जिनसेन હતા

૩ सिंह સઘના નેતા सिंह હતા ચાતુર્માસ એ સિહની ગુફામા ગાળતા એમ કહેવાય છે

૪ देव સઘના નેતા देव હતા દેવદત્તા નામની નર્તકીના ગામમા એ રહેતા હતા

આમાના પ્રત્યેક સઘની અદર પાછા બીજા અનેક સઘ હતા એ સઘના નેતા સાધુ ઉપરથી એ સઘના નામ પડેલા છે એ સઘોના નામ આ પ્રમાણે છે–૧–નન્દી, ચન્દ્ર, કીર્તિ, ભૂષણ, ૨–સેન, રાજ, વીર, ભદ્ર, ૩–સિહ, કુમ્ભ, આશ્રવ, સાગર, ૪–દેવ, દત્ત, નાગ, તુગ આ સાધુઓ મોરના પીંછાનો રજોહરણ રાખે છે અને ' ધર્મવૃદ્ધિ ' બોલી નમસ્કાર કરે છે

આ મૂળ સઘની શાખાઓ પોતાને જ સત્યધર્મની માને

છે ધાર્મિક આચારના તેમની સાથેના મતભેદથી બીજા સંઘ ઉત્પન્ન થયા તેમને મૂળસંઘ મિથ્યાધર્મી માને છે એ નવા સંઘમાંથી નીકળેલા મહત્ત્વના સંઘ નીચે પ્રમાણેના છે—[૮૨]

૧ દ્રાવિડ સંઘ (એને દ્રમિલ સંઘ પણ કહે છે) પૂજ્યપાદના શિષ્ય વજ્રનન્દીએ વિ સં ૫૨૬ મા (ઈ સ ૫૮૩ મા?) મદુરામાં સ્થાપ્યો હતો અપ્રાસુક ફળ ખાઈ શકાય કે નહિ? એ પ્રશ્ન ઉપર વિવાદ થવાને લીધે આ વિચ્છેદ પડેલો, આ સંઘના અનુયાયીઓ શીતળ જળે સ્નાન કરે છે ને વેપાર કરે છે એમ કહેવાય છે

૨ યાપનીય સંઘ (એને ગોપ્ય સંઘ પણ કહે છે) શ્વેતામ્બર સાધુ શ્રીકલશે વિ સં ૭૦૫ મા (?) કલ્યાણ નગરમાં સ્થાપ્યો હતો 'ધર્મલાભ' બોલી તેના સાધુઓ નમસ્કાર કરે છે, સ્ત્રીઓ નિર્વાણ પામી શકે અને કેવલી આહાર લઈ શકે એમ તેઓ માને છે, તેથી આ વિષયોમાં તેઓ શ્વેતામ્બરો સાથે એકમત છે

૩ કાષ્ઠ સંઘ એ વિનયસેનના શિષ્ય કુમારસેને વિ સં ૭૫૩ મા (?) નન્દીતટ નામે ગામમાં સ્થાપ્યો હતો એવી એક કથા છે બીજી કથા એવી છે કે લોહ પહેલાએ વીર સં ૫૧૫ મા સ્થાપ્યો હતો અને તેની સ્થાપનાની હકીકત આ પ્રમાણે આપી છે—અગ્રોહા પાસેના હિસારમાં લોહ મરણશય્યાએ પડ્યા ને બેભાન થયા હવે એ મરણ પામશે એમ ધારીને શ્રાવકોએ એમને સંલેખના વ્રત લેવરાવ્યું ધાર્યા વિરૂદ્ધ લોહ તો સાજા થયા એ જ્યારે વહોરવા નીકળ્યા ત્યારે એમણે સંલેખના વ્રત લીધેલું હોવાથી શ્રાવકોએ ભિક્ષાનો નિષેધ કર્યો આથી લોહ અગ્રોહા ગયા અને ત્યાં પોતાના ઉપદેશથી રાજા દિવાકરને અને ૧૨૫૦૦૦ અગ્રવાલને જૈન કર્યા આમણે એમને આચાર્ય બનાવ્યા ને નિર્વાહ સાધન યોજી આપ્યાં પૂજા કરવાની પ્રતિમા એમણે કાષ્ઠની રાખી, તેથી સંઘનું નામ કાષ્ઠસંઘ પડ્યું સાધુઓ 'ધર્મવૃદ્ધિ' બોલી નમસ્કાર કરે છે ને ગાયના વાળનો રજોહરો રાખે છે

વિધિઓ પાળવામા મનુષ્યની નિર્બળતા અને ઔદાસીન્યને કારણે મુશ્કેલીઓ ઉભી થાય છે, પણ તે મનુષ્ય અમુક સઘની વ્યક્તિ હોય તો તે જ કારણે તે મુશ્કેલી ટળી જાય છે માનસશાસ્ત્રના આ નિયમને અનુભવે જૈનોએ, બીજાના અનુયાયીઓની પેઠે, પોતાના વિધિ સર્વસામાન્ય, વ્યવસ્થિત બનાવ્યા છે અને તેમને પાળવા માટે અમુક સ્વરૂપ યોજ્યા છે નિર્બળ શક્તિઓવાળો ભક્ત પોતાના ઇષ્ટદેવનુ અનુકરણ કરે, તેને અનુરૂપ થવાની ઇચ્છાએ તેને આદર્શ માની સાધના આપે, ગુરૂ માની પૂજા કરે, અને તેના પ્રેમમા પોતાના હૃદયનુ સમર્પણ કરે, એવા ઇષ્ટદેવના દૃષ્ટાન્તથી એ ભક્તના હૃદયમા જેવી શ્રદ્ધા પ્રેરાય, એવી શ્રદ્ધા બીજા કશાથી પ્રેરાય નહિ એ અનુભવસિદ્ધ છે જૈનોનો એવો અપ્રાપ્ય પણ સુપ્રાપ્ય આદર્શ સસારત્યાગી છે, જેણે રાગદ્વેષને જીત્યા છે, જેણે માયાને જીતી છે અને તેથી જે કેવળી થયા છે એવા પરિપૂર્ણ તે એમનો આદર્શ છે જે મનુષ્યે સમસ્ત કર્મનો સમ્પૂર્ણ ક્ષય કર્યો છે ને જે નિર્વાણ પામ્યા છે અને તેથી જેને સૌ પૂજે છે એ જ માત્ર સાચા દેવ છે કારણકે પછી તેમને જીવના નિયમ લાગુ પડતા નથી

જે કેવલી છે, તેની કીર્તિ જગતમા પ્રસરી રહી છે, કારણ કે તે કષાયથી ને પાપથી મુક્ત થયા છે

જીવમાત્રને જે ધર્મજ્ઞાન આપે છે, તેની જ દેવરૂપે ને શ્રેષ્ઠ ગુરૂરૂપે સ્તુતિ થાય છે

આવા જિનની અને ધર્મોપદેશકની ખુદ દેવો પણ પૂજા કરે છે, અને એ એકલા જ મનુષ્યના સસારત્યાગી આદર્શ થવાને અને તેને નિર્વાણના માર્ગદર્શક થવાને પાત્ર છે જે ભક્ત એવા આદર્શને નિત્ય દૃષ્ટિ સમીપ રાખે છે, તેના અનન્ત સદ્ગુણમા અને મહિમામા સદા લીન રહે છે, તે એથી પ્રેરાય છે, ઉચે ચડે છે, ધીરેધીરે પણ નિશ્ચય પોતાના આદર્શની સમીપ જાય છે, તેના જેવો થતો જાય છે અને અન્તે તેના જેવો થવાની આશા રાખી શકે છે સુન્દર સ્ત્રીના દૃષ્ટિપાતથી સ્નેહની લાગણી જાગે, મિત્રને જોવાથી મિત્રતાની લાગણી જાગે,

તેવી રીતે જ જિન વિષે વિચાર કર્યાથી અથવા તેમની મૂર્તિમા એકાગ્ર ચિત્ત થવાથી પવિત્રતાની લાગણી જાગે અને તેથી અન્તર શુદ્ધ થાય સ્ફટિક જેમ, પોતાના સબધમા આવતી વસ્તુમા પોતાના રગ પ્રસારે, તેમ અર્હત્ સાથેનો નિરન્તર સબધ ભક્તના હૃદયમા તેના ગુણ વિકસાવે

ત્યારે જૈનધર્મની ભાવના પ્રમાણે તીર્થંકરોની પૂજા ભૌતિક નહિ પણ આધ્યાત્મિક છે તીર્થંકરો પોતે તો કાઇ પ્રાર્થના ઇચ્છતા નથી, કારણકે એ તો જગતથી પર છે, ભક્તને એવી પ્રાર્થનાથી તીર્થંકર કઇ કૃપાદાન કરતા નથી, કારણ કે એ પોતાની સમ્પૂર્ણતાને કારણે જગતના વ્યવહાર ઉપર કશી દૃષ્ટિ રાખતા નથી, તેથી કરીને જિનપૂજા શુદ્ધિને ને પવિત્રતાને ઇચ્છ નારી છે, કારણ કે એવી પૂજા જે કરે છે તે શુદ્ધ ને પવિત્ર થાય છે

અમુક પ્રકારના ધ્યાનથી ધ્યાનીના સ્વરૂપમા અન્તે એટલો ફેર પડી જાય છે કે તે એના જેવો થતો જાય છે ને અન્તે તેવો થાય છે, એવી જે ભાવના આ સિદ્ધાન્તના મૂળમા છે તે કેવળ ભારતભાવના છે જે કીટ ભ્રમરને નિરન્તર જુએ છે, તેને સમ્બન્ધે જ વિચાર કરે છે તે અન્તે ભ્રમર થાય છે[૨] આ કીટની ઉપમા વેદાન્તમા ખુબ જ વપરાય છે ને આપણા આ પ્રસગમા પણ તે જ ભાવના છે

પણ જૈનપૂજાના મૂળમા રહેલી આ સુન્દર ભાવના કઇ સર્વે જૈનો તેના શુદ્ધ ભાવમા પાળતા નથી સાધારણ માણસ તીર્થંકરની પૂજા કર્યે ને અન્તશુદ્ધિ માટે પ્રાર્થના કર્યે સન્તોષ નથી માનતો એ વિષય ઉપર બોલતા એ તો કહેશે કે પૂજા કરવી એ તો માત્ર શરૂઆતની ક્રિયા છે તે ભક્તજને કરવી જ જોઇએ સસારત્યાગી પવિત્ર તીર્થંકર જાણે રાજા હોય એમ એમને વિષે એ બોલે છે, એ પોતાનુ હૃદય એમને અર્પે છે, પોતાના દુખ જણાવે છે અને જીવનની નાની મોટી વિપત્તિમા એની દયામય સહાયતાની ઇચ્છા રાખે છે આથી કરીને

લૌકિક જૈનધર્મમા અર્હત્‌ની થતી પૂજાને હિન્દુ દેવપૂજાના સ્વરૂપ વારવાર આપ્યામા આવ્યા છે, શ્રદ્ધાળુ ભકતો તીર્થંકરને ફુલ ચઢાવે છે ને બીજા વિધિ કરે છે અને તેને અનુકૂળ ફળની અપેક્ષા રાખે છે, પણ સમ્યગ્જ્ઞાની જૈનો આવા પ્રકારની પૂજાને મિથ્યાજ્ઞાનનુ પરિણામ માને છે અને તેની સામે વિવાદ ઉઠાવે છે

જગતના વિવિધ વિભાગમા જે જે તીર્થંકરો થઇ ગયા છે, થાય છે ને થશે તેમની પૂજા થાય છે પણ જે ૨૪ તીર્થંકરો આ અવસર્પિણીમા ભારતવર્ષમા થયા છે તેમને તો પૂજામા અગ્રસ્થાન આપવામા આવે છે તેમા યે વળી ૧લા આદિનાથની (ઋષભની), ૧૬ મા શાન્તિનાથની, તેમજ છેવટના ત્રણ નેમિનાથની, પાર્શ્વનાથની અને મહાવીરની પૂજા વધારે થાય છે જગતના ઇતર ક્ષેત્રમા થયેલા જે તીર્થંકરોની પૂજા થાય છે તેમા વર્તમાનકાળે મહાવિદેહમા પ્રવર્તતા તીર્થંકર સીમન્ધરની પૂજા સર્વથી વધારે થાય છે

પાચ પરમેષ્ઠિમા તીર્થંકરો અગ્રસ્થાને છે એમના પછીના પરમેષ્ઠિ અનુક્રમે આ પ્રમાણે છે –૨ સિદ્ધ અથવા પરિપૂર્ણ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય અને ૫ મુનિ જૈનોની પૂજામા આમને પણ યોગ્ય સ્થાન છે, જોકે ભૂતકાળમા થઇ ગયેલા મહાત્મા પુરૂષોની તુલનામા એમની પૂજાને બહુ મહત્ત્વ મળતુ નથી એ થઇ ગયેલા પુરૂષોમા મુખ્ય આ ગણાય છે –ઋષભના પુત્ર બાહુબલિ અથવા ગોમ્મટ, જેને વિષે ૨૭૪ મા પૃષ્ટ ઉપર લખવામા આવ્યુ છે, ત્યારપછી તીર્થંકરના શિષ્યો એટલે ગણધર, મુખ્યત્વે કરીને ગૌતમ, તે પછી ત્યારપછીના કાળમા થઈ ગયેલા પવિત્ર પુરૂષોની પણ તેમની પવિત્રતાને કારણે પૂજા થાય છે, તીર્થંકરોની માતાઓ અને બીજી સ્ત્રીઓ જે (શ્વેતામ્બરમતે) નિર્વાણ પામી છે, તે પણ આ પૂજ્યવર્ગમા મૂકાય છે

આ બધી વ્યક્તિઓ, જેની પૂજા જૈનધર્મમા કરવાની કહી છે, તે બધા પવિત્ર જીવ છે અને તે સૌ સાંસારિક જીવ નથી પર થયેલા છે આ ઉપરાત જૈનો વળી બીજા અપાર્થિવ

જીવોની પણ પૂજા કરે છે, પણ તેમને ઉપર જણાવેલા પાર્થિવ જીવોના જેટલુ પૂજામા મહત્ત્વ મળેલુ નથી, તે ઉપરથી જણાય છે કે પાર્થિવ જીવનને એ ધર્મમા ઉચુ સ્થાન અપાયુ છે એ વર્ગમા સૌથી અગ્રસ્થાને જે યક્ષ અને શાસનદેવતા તીર્થંકરના સહચર હતા, તીર્થંકરો જ્યારે પૃથ્વી ઉપર વિચરતા હતા, ત્યારે તેમની સેવા કરતા હતા, એ સૌ સહચરની પૂજા થાય છે વર્તમાન અવસર્પિણીના ૨૪ તીર્થંકરોના યક્ષના અને શાસનદેવ તાના નામમા શ્વેતામ્બર અને દિગમ્બર–મતે કઇક ફેર છે નીચે જે કોષ્ટક આપેલુ છે તેમા પ્રથમ જે આકડા મૂક્યા છે તે અનુ ક્રમે તીર્થંકર સમજવાના છે ને તેમની સામે બન્નેને મતે યક્ષ ના અને શાસનદેવતાના નામ આપ્યા છે ૩

| તીર્થંકર | યક્ષ | | શાસનદેવતા | |
|---|---|---|---|---|
| | શ્વેતામ્બર | દિગમ્બર | શ્વેતામ્બર | દિગમ્બર |
| ૧ | ગોમુખ | | ચક્રેશ્વરી | |
| ૨ | મહાયક્ષ | | અજિતબલા | રોહિણી |
| ૩ | ત્રિમુખ | | દુરિતારી | પ્રજ્ઞપ્તિ |
| ૪ | યક્ષેશ્વર | | કાલિકા | વજ્રશૃખલા |
| ૫ | તુમ્બરૂ | | મહાકાલી | પુરુષદત્તા |
| ૬ | કુસુમ | | અચ્યુતા(શ્યામા) | મનોવેગા |
| ૭ | માતગ | વરનન્દિ | શાન્તા | કાલી |
| ૮ | વિજય | શ્યામ | ભૃકુટી (જ્વાલા) | જ્વાલામાલિની |
| ૯ | અજિત | | સુતારકા | અજિતા |
| ૧૦ | બ્રહ્મ | | અશોકા | માનવી |
| ૧૧ | મનુજ અથવા ઇશ્વર | | શ્રીવત્સા (માનવી) | ગૌરી |
| ૧૨ | (સુર) કુમાર | | ચણ્ડા | ગાન્ધારી |
| ૧૩ | ષણ્મુખ | | વિજયા (વિદિતા) | વૈરોટી |
| ૧૪ | પાતાલ | | અકુશા | અનન્તમતી |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | કિન્નર | પન્નગા ( પ્રજ્ઞપ્તિ ) | માનસી |
| ૧૬ | ગરુડ \| કિમ્પુરુષ | નિર્વાણી | મહામાનસી |
| ૧૭ | ગન્ધર્વ | બના ( અચ્યુતા ) | વિજયા |
| ૧૮ | યક્ષેન્દ્ર \| કેન્દ્ર | ધારિણી | અજિતા |
| ૧૯ | કુબેર | ધરણપ્રિયા ( વૈરોટ્યા ) | અપરાજિતા |
| ૨૦ | વરુણ | નરદત્તા ( અચ્છુપ્તા ) | બહુરૂપિણી |
| ૨૧ | ભૃકુટિ | ગાન્ધારી | ચામુણ્ડી |
| ૨૨ | ગોમેધ \| સર્વાહ | અમ્બિકા | કુષ્માન્ડિની |
| ૨૩ | પાર્શ્વયક્ષ | પદ્માવતી | |
| ૨૪ | માતગ | સિદ્ધાયિકા | |

જે તે તીર્થંકરના યક્ષને અને તેમની શાસનદેવતાને અનેક સમય જેની તેની સાથે પધરાવવામા આવે છે એમાંના ઘણાના નામ બ્રાહ્મણ ધર્મની ભાવનાના દેવને અનુસરતા છે અને વળી કેટલાકના તો નામ ( બ્રહ્મા, કુમાર, કુબેર, વરૂણ, કાલી, ગૌરી ) પણ એક જ છે

આમ જૈનોની વિદ્યાદેવીઓ ૧૬ છે હેમચન્દ્રે આપેલા[૪] શ્વેતામ્બર મતે એ ૧૬ વિદ્યાદેવીઓના નામ નીચે પ્રમાણે—

૧ રોહિણી, ૨ નજ્ઞપ્તિ, ૩ વજ્રશૃખલા, ૪ કુલિશાકુશા, ૫ ચક્રેશ્વરી, ૬ નરદત્તા, ૭ કાવી, ૮ મહાકાલી, ૯ ગૌરી, ૧૦ ગાધારી, ૧૧ સર્વાસ્ત્રમહાજ્વાલા, ૧૨ માનવી, ૧૩ વૈરોટ્યા, ૧૪ અચ્છુપ્તા, ૧૫ માનસી, ૧૬ મહામાનસિકા

આમાની કેટલીક દેવીઓના નામ અને શાસનદેવીના નામ, ખાસ કરીને દિગમ્બરો સાથે એકસરખા છે

જૈનો ઇન્દ્રોને અર્થાત્ વિવિધ સ્વર્ગોમાના દેવોના રાજાઓને શ્રેષ્ઠ ગણે છે શ્વેતામ્બરમતે ઇન્દ્રો ૬૪[૫] છે, દિગમ્બરમતે ૧૦૦[૬] છે, પણ ૨૪૬ મે પૃષ્ઠે વિશ્વવર્ણનમા એમનુ જે વર્ણન આવે છે, તે હિસાબે ઇન્દ્રોની આ સખ્યા મળતી આવતી નથી

આજના જૈનો તો હિન્દુધર્મના અનેક દેવોની પૂજા કરે છે ક્રિયાકાણ્ડના કેટલાક પુસ્તકો ઉપરથી તારવી કાઢીને એવા કેટલાક મહત્ત્વના દેવના નામ નીચે આપુ છુ —

વર્ધમાનસુરિના आचारदिनकर નામે ગ્રન્થમા ( પૃ ૨૩૪ ઉપર ) નીચેના દિક્પાલ અથવા દિગધીશના નામ ગણાવ્યા છે ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરૂણ, વાયુ, કુબેર, ઇશાન, નાગ, બ્રહ્મ સુખલાલજીના पंच प्रतिक्रमणમા ( પૃ ૨૯૨ ઉપર ) આપેલા એક મત્રમા ૮ લોકપાલના નામ આપેલા છે સોમ, યમ, વરૂણ, કુબેર, ઇન્દ્ર, આદિત્ય, સ્કન્દ, વિનાયક ( ગણેશ ) आचारदिनकरમા ( પૃ ૨૬૭ ઉપર ) વિવિધ નક્ષત્રના વિવિધ અધિષ્ઠાતા દેવના નામ આપેલા છે, ઉપર ગણાવ્યા તે ઉપરાત પણ બીજા કેટલાક આ નામ મળી આવે છે–બૃહસ્પતિ, પિતૃઓ, યોનિ, અર્યમા વિશ્વકર્મા, મિત્ર, જલ, વિશ્વદેવો, વિષ્ણુ, વસુઓ, અજપાદ, અહિર્બુધ્ન્ય, પુષા ત્યારપછી વળી ૯ ગ્રહના નામ પણ મળી આવે છે–સૂર્ય, ચન્દ્ર, મગલ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ ત્યારપછી રાશિ અને નક્ષત્રના દેવ અને અન્તે ક્ષેત્રપાલ, દેશદેવતા, નગરદેવતા, ગ્રામદેવતા આવે છે

દેવીઓમા સૌથી પ્રસિદ્ધ આ ૬ છે–શ્રી, હ્રી, બુદ્ધિ, ધૃતિ, કીર્તિ અને લક્ષ્મી આ દેવીઓ [6] શ્વેતામ્બરોની કથા પ્રમાણે જમ્બૂદ્વીપના ૬ મહાપર્વતો ઉપરના ૬ દ્રહોની અદર કમળ ઉપર રહે છે,[7] ત્યારપછી વિદ્યાની અધિષ્ઠાત્રી સરસ્વતી અને તે ઉપરાત અનેક માતૃદેવીઓ છે જ્ઞાતિ અને કુળની પણ જ્ઞાતિદેવીઓ ને કુળદેવીઓ હોય છે વિશા ઓસવાળની કુળદેવી ઓસિયદેવી છે, ને તેની પ્રતિમા અમદાવાદમા હઠીસિંગના દેવાલયમા પ્રવેશદ્વારે જમણી બાજુએ ઉભી છે[8]

છેવટે નાગ ઇત્યાદિ પવિત્ર પ્રાણીઓ, તીર્થંકરોએ જેને પવિત્ર માન્યા છે એવા પવિત્ર વૃક્ષો, પવિત્ર સ્થાનો અને પવિત્ર ચિન્હો પૂજાપાત્ર મનાય છે, દેવાલયો, મૂર્ત્તિઓ અને ગ્રન્થો પણ પૂજાને પાત્ર મનાય છે

જૈનપૂજામા જે હિન્દુદેવો સ્થાન પામ્યા છે તેમા મુખ્ય આ છે–ગણેશ, સ્કન્દ, સરસ્વતી, માતૃઓ ( દેવીઓ ) તેમજ ભૈરવ અને હનુમાન આ દેવોએ વર્તમાન જૈનપૂજામા એવુ મહત્ત્વનુ સ્થાન લીધુ છે કે તીર્થંકરોને પણ પાછા રાખી દીધા છે "Jaina Hostel Magazine" IV ( ૧૯૨૩ ) નં૦ ૨, પૃ ૬૦ ઉપર દિલ્હીના ચમ્પતરાય જૈન ( આજે તો એ જૈન ધર્મના આગ્રહી યોદ્ધા છે ) વિષે લખ્યુ છે કે—" જો કે ચમ્પતરાય જન્મે જૈન છે, છતા બીજા અનેકની પેઠે, જૈનધર્મમા ૨૪ દેવ છે એ ઉપરાંત જૈનધર્મ વિષે બીજુ કશુ ય જાણતા નહોતા એમનો કુળધર્મ તો જૈનધર્મ જ હતો, પણ એમના કુટુમ્બના વડીલ તો મુખ્યત્વે કરીને હનુમાનની જ પૂજા કરતા અને એ દેવને મદિરે નિત્ય જતા, બાકી જૈનમદિરે તો વર્ષમા ત્રણ જ વાર, ઘણુ કરીને વારતહેવારે જ જતા " એવી જ હકીકતો વસતિપત્રકોમા અને ડીસ્ટ્રીક્ટ–ગૅઝેટિયરોમા જુદા જુદા પ્રાન્તોની પરિસ્થિતિ વિષે આપેલી છે એકદરે જૈનધર્મમા હિન્દુધર્મનો પૂજાભાવ પુષ્કળ દાખલ થઈ ગયો છે, પણ તેની સામે હાલ શ્રદ્ધાળુ જૈનો આગ્રહથી વિરોધ કરે છે

વિવિધ પ્રકારના દેવોની પૂજાનુ મૂળ આ હિન્દુભાવમા હોય કે નહિ, પણ તીર્થંકરોની પૂજા કરતા આ સ્પષ્ટ રીતે જુદા પ્રકારની છે, કારણ કે આ પૂજા વિવિધ પ્રકારની સાસારિક ઇચ્છાની પ્રાપ્તિને માટે કરવામા આવે છે અને તેથી કરીને પૂજાની જૈનભાવનાને અનુરૂપ નથી જૈનધર્મની શુદ્ધ દૃષ્ટિએ એવી પૂજાનુ મહત્ત્વ કશુ નથી, ખાસ કરીને તો એટલા માટે કે આ દેવો ભૂતકાળમા નિર્વાણ પામેલા જીવ નથી, પણ જેમણે મહાન્ છતા યે પરિમિત પદવી, દીર્ઘ છતાયે પરિમિત કાળ સુધી ભોગવી હોય એવા એ જીવ છે એ દેવોની પૂજા હિન્દુઓ જે રીતે અને વિધિએ કરે છે તેમા ને જૈન રીતમા તથા વિધિમા બહુ ફેર નથી, તેથી કરીને એ રીતનુ ને વિધિનુ વર્ણન આ ગ્રંથમા આપવુ નિરર્થક છે, ખાસ કરીને તો એટલા માટે કે એ વિધિપુરસર નથી એમ

કહીને અનેક જૈનો એનો વિરોધ કરે છે,૯ ત્યારે અહીં તો મુખ્યત્વે તીર્થંકરોની પૂજા વિષે વર્ણન કરીને જ સન્તોષ ધરીશું

સર્વે જીવની પેઠે તીર્થંકરને પણ નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ એ ચાર દૃષ્ટિએ ( પૃ ૧૫૨ ) જોઈ શકાય જે નામે ઓળખાય છે તે નામતીર્થંકર, જે રૂપે ઓળખાય છે તે સ્થાપના તીર્થંકર, બીજી પરિસ્થિતિને બાદ કરતા જે શુદ્ધ સ્વરૂપે થવાના છે તે દ્રવ્યતીર્થંકર, પોતાના કાળની પરિસ્થિતિમા શુદ્ધરૂપે જે વર્તે છે તે ભાવતીર્થંકર ના ચાર દૃષ્ટિબિન્દુને અનુરૂપ તીર્થંકરની પૂજાના પણ ચાર પ્રકાર છ તીર્થંકરના નામનો જાપ કરવાથી કે તેનુ શ્રવણ કરવાથી એનનુ સ્વરૂપ ભક્તની અન્તર્દૃષ્ટિ સમીપ પ્રકટ થાય છે અને તેથી તેના હૃદયમા શ્રદ્ધા-પવિત્રતા ઈત્યાદિ ભાવ પ્રકટે છે પ્રતિમાપૂજનથી તીર્થંકર ઇન્દ્રિયગોચર થાય છે અને તેથી પવિત્રતાની ભાવના ભૌતિક હૃદયની સમીપ આવે છે દ્રવ્યની દૃષ્ટિએ પૂજા કરવાથી, જીવ આજે ગમે તે સ્થિતિમા હોય તો પણ તે જો તીર્થંકર થવાને સરજાયેલા હોય તો અન્તે તીર્થંકર થાય છે રાજપુત્ર રાજા થવાના વિચાર કરતો રહે છે તે છેવટે રાજા થાય છે એના જેવી આ વાત છે તીર્થંકર જ્યારે પૃથ્વી ઉપર કેવળીપણે હતા, ત્યારે તેમના સમયના માણસ તેમની જે પ્રકારે પૂજા કરતા તેવી પૂજા તે ભાવપૂજા

પણ વાસ્તવિક રીતે તો જૈનો આજે અનેક પ્રકારે પૂજા કરે છે પૂજાનો સર્વસામાન્ય પ્રકાર તો ભાવપૂજા છે, એટલે કે તીર્થંકરનુ ધ્યાન ધરવુ અને એમની સ્તુતિ કરવી આ જ પ્રકારની પૂજા સાધુઓ કરે છે અને અનેક સમ્પ્રદાયો એને જ સાચી પૂજા માને છે, પણ મૂર્તિપૂજક શ્વેતામ્બરો અને દિગમ્બરો જે વિધિએ પૂજા કરે છે એના બે પ્રકાર છે-અગપૂજામા જલપૂજા, ચન્દનપૂજા, પુષ્પપૂજા અને અગ્રપૂજામા ફલપૂજા, અક્ષતપૂજા, નૈવેદ્યપૂજા, દીપપૂજા, ધૂપપૂજા પૂજાના આ ઉપરાત બીજા પણ પ્રકાર છે, પણ તેનુ વર્ણન પછીથી કરીશુ

જૈન ગ્રન્થો કહે છે કે તીર્થંકરોની મહત્ત્વની અને શ્રેષ્ઠ પૂજા તો એ છે કે જિનોએ આપેલા વિધિને બરાબર આચરવા, જેઓ એ પ્રમાણે આચરે તેમના જ કર્મ સારા થવાની કે ક્ષીણ થવાની આશા રહે આપણે આગળ જોઇ શકીશુ કે નૈતિક ભાવનાની અને અમુક ધાર્મિક વિધિઓના પરિપાલનની આવશ્યકતા, એ બે વિચારોનો ધ્વનિ જૈનપૂજામા પ્રબળ છે અને તેમા અમુક ક્રિયાઓને મહત્ત્વ મળ્યુ છે, એટલુ જ નહિ પણ પ્રાયશ્ચિત્ત, વ્રત, તપ વગેરે પણ ધમના પ્રદેશમા મૂકાયા છે

## ભક્તિના સ્વરૂપ

### ૫ પ્રાર્થના

સ્તોત્ર—મન્ત્ર.

ખ્રિસ્તિ અને બીજા ધર્મોમા પ્રાર્થના કરવામા આવે છે અને ભક્તિભાવનુ મોટે ભાગે એ જ સ્વરૂપ છે એમા ભક્ત ઉપાસ્યદેવની સાથે માનસિક વાણીએ વાત કરે છે, એની સ્તુતિ કરે છે, પોતાનો પ્રેમ અને ભક્તિ પ્રકટ કરે છે, પોતાના દુ ખ વિદિત કરે છે, તેમાથી રક્ષણ અને મુક્તિ પામવાની આશા દર્શાવે છે અથવા વિવિધ પ્રકારની આશાઓ પૂરવાની કૃપા ઇચ્છે છે સાચા જૈનની આ પ્રકારની પ્રાર્થના હોઇ શકે નહિ, તીર્થંકર જગન્નિયામક ઇશ્વર છે એમ જૈન માનતા નથી, તેથી પોતાના જીવનમા અને સસારમા લાભ થાય એવી પ્રાર્થના એ તીર્થંકરને કરે નહિ સાચી વાત તો એ છે કે જૈનધર્મમા પ્રાર્થનાને સ્થાન જ નથી જૈન ભક્ત તો વિશુદ્ધ પ્રકાશે પ્રકાશતા અર્હંતની ગાનથી અને મત્રથી સ્તુતિ કરશે, વ્યાખ્યાન કરશે ને તેથી જ સન્તોષ લેશે લૌકિક જૈનધર્મમા આજે એ પ્રમાણે નથી રહ્યુ એ તો આપણે કહી જ ગયા છીએ

ભક્તો ગાનથી અને મત્રથી તીર્થંકરાદિની સ્તુતિ કરે છે ભક્તજન એમની જે સ્તુતિ કરે છે, તેનુ પ્રાકૃત ભાષામા અતિ

સક્ષિપ્ત સૂત્ર છે ને તેને परमेष्ठीमन्त्र કહે છે જૈન દિવસમા અનેક વાર એ મત્રનો જાપ જપે છે એ મત્ર આ પ્રમાણે છે

नमो अरिहन्ताण, नमो सिद्धाण, नमो आयरियाण ।
नमो उवज्झायाण, नमो लोए सव्वसाहूण ॥

(અર્હંતોને નમસ્કાર, સિદ્ધાને નમસ્કાર, આચાર્યોને નમસ્કાર, ઉપાધ્યાયોને નમસ્કાર, જગતના સૌ સાધુઓને નમસ્કાર)

જૈનધર્મના પાચ પરમેષ્ઠી એટલે અગ્રપુરૂષોની સ્તુતિના આ સૂત્રમા ૩૫ અક્ષર છે, પણ એ સૂત્રને વળી ૧૬, ૬, ૫, ૪, ૨ અથવા ૧ એક અક્ષરમા, એમ વિવિધ રીતે ટુકાવી શકાય જેમકે —

अरिहन्त सिद्ध आ(य)इरिया उवज्झाया साहू ૧૬ અક્ષર

अरिहन्त सिद्ध साधु અથવા अरिहन्त सि सा અથવા ओं नमो सिद्धाण= ૬ અક્ષર

अ सि आ उ सा =૫ અક્ષર

अरहन्त અથવા अ सि साहू=૪ અક્ષર

सिद्ध અથવા अ सा અથવા ॐ ह्रीँ=૨ અક્ષર

ॐ=૧ અક્ષર

ભરતખડના સૌ સમ્પ્રદાયોની ગુપ્ત વિદ્યાઓમા આ છેલ્લો મત્ર-ॐ-બહુ મહત્ત્વનો ગણાય છે

अ+अ+आ+उ+म् એ પાચ અક્ષરનો એ મત્ર બનેલો છે એમ જૈનો માને છે પહેલો अ અર્હંતનો, બીજો अ અશરીરીનો (સિદ્ધનો), आ આચાર્યનો, उ ઉપાધ્યાયનો અને म् મુનિનો (સાધુનો) પ્રથમ અક્ષર છે સૌ મત્રોમા પરમેષ્ઠીમત્ર, વધારે મહત્ત્વનો અને શુભકર છે, એ મત્રની પછી એક શ્લોક બોલવામા આવે છે, તે પણ એનુ મહત્ત્વ સૂચવે છે એ શ્લોકનો અર્થ આમ છે "આ પાચની સ્તુતિ કરનારો આ મત્ર સૌ પાપનો નાશ કરે છે સર્વે સ્તુતિમત્રોમા એ અગ્રસ્થાને છે" તે નીચે પ્રમાણે —

एसो पचनमुक्कारो, सव्वपावप्पणासणो,
मगलाण च सव्वेसिं, पढम हवइ मगल ॥

પરમેષ્ઠી મત્ર જૈનધર્મના પાચેય ગણના અગ્રપુરૂષોને માટે સામાન્ય છે, એમાના એકેક ગણને માટે અથવા એ ગણના અમુક પુરૂષોને માટે બીજા ભજનો અને મત્રો છે

વર્તમાન અવસર્પિણીના ૨૪ તીર્થંકરોની સ્તુતિઓ પદ્યમાં અને ગદ્યમા અનેક છે એક શક્રસ્તવના આદિ શબ્દ नमोत्थुण છે, તેથી તે સ્તવનુ નામ પણ તે જ પડી ગયુ છે 'એ સ્તવ બહુ પ્રખ્યાત છે અને અનેક ક્રિયાઓમા તેનો ઉપયોગ થાય છે એ સ્તવમા અર્હત્‌ની અનેક નામે, તીર્થંકર સ્વરૂપે, જિન સ્વરૂપે, બુદ્ધ સ્વરૂપે સ્તુતિ કરી છે અને અલકારોથી એની ભાષા સુન્દર બનાવી છે, જેમકે–"મનુષ્યોમા સિહ, શ્રેષ્ઠ મનુષ્યોમા પદ્મ, શ્રેષ્ઠ મનુષ્યોમા હાથી, શાસ્ત્રની દિશાઓના ચક્રવર્તી " ઇત્યાદિ: लोगस्स શબ્દથી શરૂ થતુ અને પ્રાકૃત પદ્યમા રચાયેલા એક સ્તોત્રમા તીર્થંકરને જગત્પ્રકાશ કહ્યા છે અને ત્યારપછી અનુક્રમે એમના ૨૪ નામ ગણાવ્યા છે પછીના કાળના કવિઓએ સસ્કૃતમા અને આધુનિક ભાષાઓમા એકેક કે અનેક શ્લોકો રચીને ૨૪ તીર્થંકરના સ્તવન ગાયા છે

તેવીજ રીતે સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ–એ બીજા પરમેષ્ઠીઓ તેમજ શ્રુતદેવતા, મિત્રદેવતા, યશો આદિના પણ સ્તોત્રો રચાયા છે, જો કે તીર્થંકરોના જેટલા તો નહિજ વળી તીર્થસ્થાનોના પણ સ્તવન ગવાયા છે પ્રખ્યાત जकिंचि સૂત્રમા બધા તીર્થોની અને અધોલોકમાની, મધ્યલોકમાની અને ઉર્ધ્વલોકમાની સર્વે પ્રતિમાઓની સ્તુતિ કરી છે जावति चेइआइ સૂત્રમા અધો, મધ્ય અને ઉર્ધ્વલોકમાના બધા ચૈત્યોની સ્તુતિ કરી છે ખુદ જૈનવિદ્યા વિષે મત્રો અને સૂત્રો છે એક બહુ પ્રખ્યાત શ્લોકમા કહ્યું છે કે —

શુભ આશીર્વાદ દેનારી, જ્ઞાનનુ મૂળ અને જેની હુ પૂજા કરૂ છુ તે શુદ્ધ ધર્મને આપનારી જૈનવિદ્યાનો વિજય હો

અન્તે સમસ્ત જગતને આશીર્વાદ આપનાર શ્લોક પણ છે ને તે નીચે પ્રમાણે છે—

જગતનુ શુભ હો, સર્વશ્રેષ્ઠની સર્વજન આરાધના કરો,
સૌ દુરિતનો, સૌ હીનતાનો નાશ હો, શાન્તિ હો [11]

ઐહિક અને આમુષ્મિક હિત થાય, અહિતનો નાશ થાય એટલા માટે અનેક ગદ્યમંત્રો અનેક ગ્રન્થોમા આપેલા છે

આત્યારસુધી આપેલા મન્ત્રોના શબ્દો સસ્કૃત, પ્રાકૃત કે બીજી ભાષામાના છે અને તેના અર્થ સમજી શકાય એવા છે, પણ એક અથવા વધારે અક્ષરના બીજા કેટલાક એવા મંત્રો છે કે ભાષામા જેનો કશો અર્થ હોઇ શકે નહિ, પણ તેમા અમુક ધાર્મિક ભાવ રહેલો છે એમ માનવામા આવે છે આવા ગૂઢ મંત્રોમા સૌથી અગ્રસ્થાને ૐ છે, તે વિષે આગળ કહી ગયા છીએ અને તેનુ સ્પષ્ટીકરણ પણ કર્યુ છે એવા જ પ્રકારના બીજા ગૂઢ મંત્રોમાના કેટલાક આ છે, હ્રામ્, હ્રીમ્ ક્ષ્મ્, ह्, य, च, फुट्, रम्, री, रैम्, र स्वाहा, આવા અનેક મંત્રો ક્રિયાકાણ્ડમા અનેકવાર વપરાય છે, એ માત્ર બોલાય છે એમ નથી, લખાય છે પણ ખરા શાન્તિકરણમા નીચેના મન્ત્રો બોલવામા આવે છે અને શરીરના અંગો ઉપર લખવામા આવે છે માથા ઉપર શ્રીમ્ કપાળ ઉપર ક્ષ્રૂમ્, ભ્રૂકુટિ ઉપર ह्रीम्, આંખો ઉપર ह्राम्, નાક ઉપર ऐम्, કાન ઉપર ह्रीम्, ગરદન ઉપર ह्रीम, છાતી ઉપર ह्रूम, હાથ ઉપર स्राम, પેટ ઉપર क्ष्रीम, નાભિ ઉપર ह ગુહ્યેન્દ્રિય ઉપર ह्राम्, જાંઘ ઉપર य અને પગ ઉપર म्रूम् [12]

## च ધ્યાન

હરેક જૈને નિત્ય ધ્યાન ધરવુ જોઇએ સામાન્ય રીતે પ્રાતઃકાળે એક મુહૂર્તકાળ પર્યન્ત આવુ ધ્યાન ધરવાનુ છે છતા ચે અનેક જણ શ્રદ્ધાપૂર્વક બે કે ત્રણ મુહૂર્ત પર્યન્ત ધરે છે, અથવા તો મધ્યાહ્ને કે સાયંકાળે ધરે છે ભૌતિક મોહમાથી

ને દુ:ખમાથી જીવને મુક્ત કરવો અને એને શાન્ત અને શુદ્ધ બનાવવો એ આ ક્રિયાનો હેતુ છે આ ક્રિયાનુ પારિભાષિક નામ સામાયિક છે તે એકા તમા ઘેર, ઉપાશ્રયમા કે મન્દિરમા પણ કરી શકાય એકલા, ઇશાન દિશામા કે પોતાના ગુરૂ અથવા જિનપ્રતિમા પ્રતિ મુખ રાખીને કરી શકાય

આ ધ્યાનને બદલે કોઇ ધર્મગ્રન્થનુ વાચન કે કોઇ ધર્મોપદેશનુ શ્રવણ પણ કરી શકાય

શ્રાવકો સાધારણ રીતે નિત્ય થોડો જ સમય આવુ ધ્યાન ધરે છે, પણ જેણે પોતાનો આધ્યાત્મિક વિકાસ કરવા ધાર્યો છે અને એમ કરીને અન્તે પુનર્જન્મમાથી મુક્ત થવાની ઇચ્છા રાખી છે, તે તો વ્યવસ્થાપૂર્વક લાબા કાળ પર્યન્ત ધ્યાન ધરે છે

ધ્યાનને સફળ કરવુ હોય તો ધ્યાનીએ સૌ ભૌતિકો પ્રત્યે સમદર્શી થવુ જોઇએ ને વિચારે શુદ્ધ થવુ જોઇએ, એણે જીવમાત્ર પ્રત્યે મૈત્રી રાખવી જોઇએ ને એવુ શુભ ઇચ્છવુ જોઇએ સર્વે દીન-દુખી પ્રત્યે કરૂણા રાખવી જોઇએ, તીર્થંકરોના ગુણ વિષે અને જે કઈ શુભ તે સકળ પ્રત્યે પ્રમોદ રાખવો જોઇએ અને પોતાના શત્રુઓ પ્રત્યે પણ સમ્પૂર્ણ માધ્યસ્થ રાખવુ જોઇએ [૧૩]

ધ્યાનના જુદા જુદા જે પ્રકાર જૈનશાસ્ત્રોમા આપેલા છે તે પૃ ૨૧૪ ઉપર વર્ણવ્યા છે એ ગ્રથોમા ધ્યાનના જુદા જુદા સ્વરૂપો આપવામા આવેલા છે તેનુ વર્ણન હવે અહીં કરીશું ધ્યાનના અનુક્રમે નીચે પ્રમાણે સ્વરૂપ છે —[૧૪]

૧ पिण्डस्थ ધ્યાન પચભૂતની વિવિધ મૂર્તિઓનુ અનુક્રમે ધ્યાન ધરીને ધ્યાની ઉચ્ચનાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે એની પાચ ધારણાઓ નીચે પ્રમાણે છે

क पार्थिवी ધારણા ધ્યાની પૃથિવીને શાન્ત સ્થિર ક્ષીરસમુદ્ર રૂપે કલ્પી લે છે એને મધ્યસ્થાને જમ્બૂદ્વીપ જેવડુ સહસ્રદલ સુવર્ણપદ્મ કલ્પે છે એ પદ્મમા સુવર્ણપર્વત (મેરૂ) જેવુ બીજ છે અને તેના મધ્યસ્થાને શરદરાત્રિના ચન્દ્ર જેવુ પ્રકાશતુ ભવ્ય શૈયા

સન છે એ આસન ઉપર ધ્યાની પોતાને સમ્પૂર્ણ શાન્તભાવે ને શુદ્ધભાવે રાગદ્વેષથી પર થઇને કર્મનો ક્ષય કરવાને ઉદ્યુક્ત થઇને બેઠેલો કલ્પે છે

ख आग्नेयी धारणा ત્યારપછી ધ્યાની પોતાની નાભિમાંથી નીકળેલા પ્રકાશિત ષોડશદલ કમલને પોતાની સામે જુએ છે એ સૌ દલ ઉપર દેવનાગરી વર્ણના ચૌદ સ્વર (અ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ ૡ ૡ એ ઐ ઓ ઔ) અને અ તથા અ છે, બીજમા મહામન્ત્ર अर्हम् છે આ મન્ત્રના ર્ માથી પ્રથમ ધૂમ્ર, પછી અગ્નિ-કણ ને અન્તે પ્રજ્વલિત અગ્નિ પ્રકટ થાય છે એની શિખા ધીરે ધીરે વધે છે અને તે ૮ કર્મરૂપી આઠ દલવાળા મધ્યમા આવેલા કમલને બાળે છે પછી સ્વસ્તિક છે જેને શિખરદેશે એવા ત્રિકોણ આકારની શિખા ધ્યાની કલ્પે છે સુવર્ણસમ પ્રકાશતી આ નિર્ધૂમ શિખા નરકાગ્નિ પેઠે ન બૂઝાય તેવી છે અને તે શરીરની બહાર છે, વાયુ એને શરીરની દિશાએ પ્રેરે છે, તેથી એ શિખા શરીરને બહારથી બાળે છે અને કમલ ઉપરનો અગ્નિ તેને અન્દરથી બાળે છે અન્તે શરીર ને કમલ અગ્નિથી બળી જાય છે ને પાછળ ભસ્મ જ રહે છે

ग मारुती धारणा ધ્યાની કલ્પે છે કે બળ્યા પછી પડી રહેલી ભસ્મને મહાવાયુ આવીને ઉડાડી મેલે છે

घ वारुणी धारणा ત્યારપછી ધ્યાની કલ્પે છે કે ગર્જના ને વિદ્યુત્ સમેત મેઘ આવે છે ને સમસ્ત વિશ્વને ડુબાડી દે એટલુ જળ વર્ષે છે, એ જળથી પોતાનો સમસ્ત મળ ધોવાઇ જાય છે

ङ रूपवती धारणा અન્તે ધ્યાની પોતાને ભૌતિક શરીરના ૭ તત્ત્વથી મુક્ત એવા શુદ્ધ આત્મારૂપે જુએ છે આધ્યાત્મિક સમ્પૂર્ણતા પ્રાપ્ત કરીને ચન્દ્ર જેવા પ્રકાશમાન્ સ્વરૂપે પોતે સિંહાસન ઉપર બેસે છે ને દેવો તથા દૈત્યો તેના ભવ્યરૂપને નમસ્કાર કરે છે

૨ पदस्थ ધ્યાનમા અમુક પવિત્ર મંત્રોનુ ધ્યાન ધરવાનું હોય છે ( મન્ત્ર માટે જોશો પૃષ્ઠ ૩૭૭)

૩ રૂપસ્થ ધ્યાનમા સામે તીર્થંકરને કલ્પવાના છે જાણે એ સર્વ પ્રકારની સિદ્ધિઓથી શોભી રહ્યા છે, આસન ઉપર બિરાજ્યા છે, યક્ષો ચામર કરે છે અને દેવોને ને મનુષ્યોને એ ઉપદેશ આપી રહ્યા છે એવી રીતે એમને કલ્પીને ધ્યાન ધરવાનુ છે

૪ રૂપાતીત ધ્યાનમા આત્માનુ સત્ય સ્વરૂપ પ્રકટ થાય છે, રૂપાતીતને સર્વ રીતે યક્ષના જેવો શુદ્ધ ભાવ પ્રતીત થાય છે

## ૫ કાયોત્સર્ગ અને પ્રાણાયામ.

ધ્યાન ધરતી વેળાએ જૈને પોતાના શરીરને અમુક સ્થિતિમા રાખવાનુ હોય છે આમ કરવાનો હેતુ સ્પષ્ટ છે, શરીરને અમુક સ્વસ્થ સ્થિતિમા રાખવાથી ધ્યાનીના કોઇ વિચાર શરીર પ્રત્યે આકર્ષાય નહિ અને તેથી કરીને જીવ કેવળ આધ્યાત્મિક વિચારોમા પ્રેરાય ધ્યાન સમયે શરીરને અમુક પ્રકારે રાખવાની સ્થિતિને કાયોત્સર્ગ ( કાય-શરીર, ઉત્સર્ગ-ત્યાગ ) કહે છે, કારણકે એમા ભૌતિક શરીરમાથી આધ્યાત્મિક શરીર ખેચી લેવાનુ હોય છે સાધારણ રીતે એમા ધ્યાની પલાઠી વાળીને બેસે છે અને છુટા લટકતા હાથ ખોળામા મૂકે છે તે સમયે ધ્યાની મત્ર ભણે છે ને એ મત્રનો અર્થ એવો છે કે ' જીવ શુદ્ધ થાય એટલા માટે શરીરની સમસ્ત ક્રિયાઓ બધ થાઓ ' કાયોત્સર્ગમા ધ્યાની બેઠો હોય ત્યારે એણે સમસ્ત ઇચ્છાધીન શરીરવ્યાપાર બધ કરવાનો છે, જે વ્યાપાર ઇચ્છાધીન નથી ને શરીરને આવશ્યક (જેમકે શ્વાસોશ્વાસ) છે અથવા જેના ઉપર ધ્યાનીનો અધિકાર નથી ( જેમકે નિમેષ, ખાસી આદિ ) તેનાથી કાયોત્સર્ગનો ભગ થતો ગણાતો નથી

બેસવાનુ જે સાધારણ આસન તે ઉપરાત બીજા આસનોમા પણ જીવને ધ્યાનમગ્ન કરી શકાય ધ્યાની ઉભો રહીને પણ ધ્યાન ધરી શકે, તે પ્રસગે હાથ બગલબર આકાશ તરફ સીધા રાખવાના, ઘુટી એકમેક સાથે ભીડવાની, પગની ચાર આગળીઓ એકમેકથી છુટી રાખવાની અને અગુઠા સીધા રાખવાના છે આ બે મુખ્ય આસનો ઉપરાત બીજા અનેક આસનો છે, પણ તે એ બેના

પ્રકાર માત્ર છે[૧૫] હાથ કયે પ્રકારે રાખવાના તે વાત બહુ મહત્ત્વની છે, પૂજામા મુદ્રા બહુ અગત્યની ગણાય છે અને કયે પ્રસગે કઇ મુદ્રાનો ઉપયોગ કરવાનો છે તેનુ વિવરણ અને વિવિધ પ્રકારની અનેક મુદ્રાઓ વિષે કર્મકાણ્ડ વિષેના ગ્રન્થોમા લખ્યુ છે[૧૬]

સામાયિકના આરમ્ભમા હાથના જે વ્યાપાર કરવાના છે તેને આવર્તન કહે છે, ડાબે કાનેથી જમણા સુધી મ્હો સામે હાથ અર્ધવર્તુળમા ફેરવવાના છે અને એનો અર્થ તીર્થંકરોને અથવા ગુરૂઓને નમસ્કાર છે

તેવીજ રીતે પૂજા સમયે બીજા પણ અનેક શરીરવ્યાપાર કરવાના છે નમસ્કાર, પ્રણામ અને એવા સર્વ વ્યાપાર અમુક નિયમો પ્રમાણે બરાબર કરવાના છે

શરીરની એ સમસ્ત ક્રિયાઓમા અન્તે પ્રાણાયામ પણ આવે છે હિન્દુ યોગીઓના જેવી જ આ ક્રિયાઓ જૈનોએ પણ યોજી કાઢી છે હેમચન્દ્રને મતે પ્રાણ–વાયુ પાચ પ્રકારના છે અને તે શરીરના વિવિધ અગોમા સ્થિત થયેલા છે "તાલુપ્રદેશમા, હૃદયમા, નાભિમા અને અગુઠાના છેડામા પ્રાણ છે, ગરદનમા, પીઠમા, પૂઠમા અને પાનીમા અપાન છે, હૃદયના અને નાભિના સહેનનમા સમાન છે, મસ્તક અને હૃદયની વચ્ચે ઉદાન છે, સમસ્ત ચામડીમા વ્યાન છે.[૧૭]" પ્રાણોને વ્યવસ્થિત કરવાથી શરીરનુ નાડીમડળ શુદ્ધ થાય છે, અને શરીર ઉપર જીવનો સમ્પૂર્ણ અધિકાર પ્રવર્તે છે

પુરૂષોને શરીરની આ જે સૌ ક્રિયાઓ કરવાનુ વિધાન છે, એમાની કેટલીક ક્રિયાઓ, ખાસ કરીને અમુક આસન કરવાનો સ્ત્રીઓને, ખાસ કરીને સાધ્વીઓને નિષેધ છે[૧૮] એ ખાસ લક્ષ્યમા રાખવાનુ છે, કારણ કે તેથી કેટલાક ઇન્દ્રિયવ્યાપાર ઉત્તેજિત થાય છે

## ૨ પ્રતિક્રમણ અને પ્રાયશ્ચિત્ત.

જાણ્યે કે અજાણ્યે પણ જે પાપ થયા હોય તેનો પશ્ચાત્તાપ કરવો એ જૈનોની ક્રિયાવિધિમા બહુ મહત્ત્વનુ છે, એમ

પશ્ચાત્તાપ કરવાની જે સૌ ક્રિયાઓ છે તેને પ્રતિક્રમણ કહે છે અને એ સમ્બન્ધના જે સૂત્રો તેને પણ પ્રતિક્રમણ કહે છે, એ ઉપરથી જ જણાઇ આવશે કે એમા પશ્ચાત્તાપને કેટલુ મહત્ત્વ આપેલુ છે

પ્રતિક્રમણના અનેક સ્વરૂપ છે એ પ્રતિક્રમણમા વિવિધ મત્રો બોલવાના હોય છે ને તેમા ભક્ત કયા કયા પાપ કર્યા છે, તે બોલી જાય છે ને તેને માટે પશ્ચાત્તાપ કરે છે નિત્યના સામાયિક પ્રસગે ભકત બોલે છે –" પૂર્વે કરેલા પાપથી પાછો વળુ છુ, તેની ઘૃણા કરૂ છુ, તેને માટે પશ્ચાત્તાપ કરૂ છુ, તેમાથી મુકત થાઉ છુ " સર્વસામાન્ય ઉપયોગમા આવતો એક મત્ર सातलाख[૧૯] શબ્દોથી શરૂ થાય છે, તેમા ૮૪૦૦૦૦૦ જીવોને તેમના વર્ગ પ્રમાણે ( એટલે કે ૭૦૦૦૦૦ પૃથ્વીકાય, ૭૦૦૦૦૦ જળકાય, વગેરે, જુઓ પૃ ૨૩૧ ) ગણાવ્યા છે, પછી પ્રતિક્રમણ કરનાર બોલે છે કે 'મે મને વચને કે કાયાએ એમાના કોઈ જીવની હિસા કરી હોય, અથવા બીજા પાસે કરાવી હોય અથવા બીજાએ કરેલી ત્યારે સાખી રહ્યો હોઉ તો પશ્ચાત્તાપ કરૂ છુ ' અહિસા ધર્મની સામે કરેલા પાપની ક્ષમા માગવાનો આ વિધિ ઘણુ કરીને સર્વસામાન્ય છે, કારણ કે સાધુઓએ ખાસ પાળવા જેવો આ ધર્મ છે ગમે એટલી સભાળ રાખીને માર્ગે ચાલવામા આવે તો ય ચાલતા ચાલતા કેટલા ત્રસ અથવા સ્થાવર જીવની હિસા કે હત્યા થઇ હશે તે કોઇથી કહી શકાય નહિ શ્વેતામ્બરો બીજા એક મત્રનો બહુ ઉપયોગ કરે છે, તેમા પાપના અઢાર મૂળ ( अठार पापस्थान ) જણાવ્યા છે અને તેમા અણુવ્રતના (પૃ ૨૦૫) ભગ વિષે તથા કષાય વિષે જણાવેલુ છે અને તેમા અન્તે પાપનો પશ્ચાત્તાપ આવે છે[૨૦]

આ સાધારણ પ્રતિક્રમણ ઉપરાત જૈનોમા બીજુ એક પ્રતિક્રમણ છે તેને આલોચના કહે છે, એમા અમુક પાપ સ્વીકારવાના હોય છે શ્રાવક પોતાના ગુરૂ અથવા બીજા કોઇ સાધુ સમક્ષ તે સ્વીકારે છે, સાધુ પોતાના આચાર્ય સમક્ષ સ્વીકારે છે, સૌ પોત પોતાની પવિત્રતા પ્રમાણે પોતાના પાપ વત્તે ઓછે અંશે સ્વીકારે

છે સાધુઓ અને સાધ્વીઓ સ્વાભાવિક રીતે જ શ્રાવકો કરતા વધારે સ્વીકારે છે કેટલાક શ્રાવકો રોજ, કેટલાક પખવાડિયે એકવાર, કેટલાક ચાર મહિને એકવાર ને કેટલાક વર્ષમા એક વાર સ્વીકારે છે દરેક જૈને કમમા કમ વર્ષને છેલ્લે દિવસે એવુ આલોચન કરવાનુ હોય છે, છતા યે બની શકે તેટલી વાર કરવુ સારૂ ગણાય છે, કારણ કે તેથી કર્મનો ભરાવો થતો અટકે છે

થયેલા પાપના નિવારણને માટે ગુરૂ પાપ કરનારને અમુક પ્રાયશ્ચિત્ત આપે છે વિશેષ પ્રકારનુ તપ કે બીજી એવી ધાર્મિક ક્રિયા કર્યે પ્રાયશ્ચિત્ત કર્યુ ગણાય છે સાધુઓએ પ્રાયશ્ચિત્ત કરવુ બાગ અગત્યનુ મનાય છે નાનામા નાના પાપને માટે તેને યોગ્ય પ્રાયશ્ચિત્તના બરાબર વિધિ આપેલા છે રહેવામા કે વસ્ત્ર પહેરવામા સ્વચ્છતા શાસ્ત્રવિધિ પ્રમાણે સાચવી ન હોય, મન્ત્ર બોલવામા ભૂલ કરી હોય, આહારમા કે અધ્યયનમા ભૂલ કરી હોય તો તેને અમુક પ્રાયશ્ચિત્ત કે અમુક ક્રિયા કરવી પડે છે અથવા અમુક ઉપવાસ કરવા પડે છે ગભીર પ્રકારના પાપને માટે ગભીર પ્રકારનુ પ્રાયશ્ચિત્ત કરવાનુ હોય છે સાધુને અમુક કાળ સુધી પદચ્યુત કરવામા આવે છે, તેને કરવામા આવતુ વન્દન બધ થાય છે અને તેણે મૌન ધારણ કરવુ પડે છે કોઇ કોઇ પ્રસગે તેને થોડો કાળ સઘબહાર પણ થવુ પડે છે, સાધુ કરતા સાધ્વીને અને સામાન્ય સાધુ કરતા આચાર્યને ભારે પ્રાયશ્ચિત્ત કરવાનુ હોય છે [૨૧]

## મ પ્રત્યાખ્યાન અને તપ.

નિત્ય સામાયિક સમયે જૈને આમ બોલવાનુ છે "નિન્દ્ય કર્મોનુ પ્રત્યાખ્યાન કરૂ છુ, જ્યા સુધી મારૂ આ વ્રત ચાલે છે ત્યા સુધી મને, વચને ને કાયાએ દ્વિવિધ પ્રત્યાખ્યાન આચરીશ નિન્દ્યકર્મ કરીશ નહિ અથવા બીજા પાસે કરાવીશ નહિ" સામાયિકને અન્તે અન્ન, પાણી, ફળ કે સોપારી વગેરે મુખવાસ એ ચતુર્પ્રકારનો ત્યાગ કરવાનુ પણ વ્રત કોઇ કોઇ વાર શ્રાવક

લે છે, આ પ્રકારનુ પ્રત્યાખ્યાન એક અથવા અનેક કલાક સુધીનુ કે એક અથવા અનેક દિવસ સુધીનુ પણ હોય છે

શ્રાવકે અમુક પ્રકારના ધધા નહિ કરવા, અને વ્રત લીધુ હોય ત્યારે અમુક વસ્તુઓનો ઉપયોગ નહિ કરવો વગેરે વિષયો નુ સ્પષ્ટીકરણ જૈનોના ધાર્મિક સિદ્ધાન્તોમા કરેલુ છે એવા પ્રકારના વ્રતનો સબધ કર્મકાણ્ડ સાથે પણ જોડી રાખ્યો છે અને પર્વદિનોને પ્રસગે એ વ્રત ખાસ પાળવાના હોય છે

જૈનોએ તપને ખાસ મહત્ત્વ આપેલુ છે, જીવનની શુદ્ધિને માટે અને કર્મના ક્ષયને માટે તપની ભારે આવશ્યકતા છે એમ જૈનો પ્રાચીન કાળથી માનતા આ યા છે બૌદ્ધો તપને એટલુ બધુ મહત્ત્વ નથી આપતા એ પણ જૈનો અને બૌદ્ધો વચ્ચે મોટો ભેદ છે તપમા મુખ્ય વિધિ ઉપવાસનો છે ઉપ વાસના વિધિને સપૂર્ણ વ્યવસ્થાએ યોજી કાઢ્યો છે પોતાને બહુ પસ દ હોય એવા સ્વાદિષ્ટ ભોજનના અમુક પદાર્થો ત્યાગ કરવા, ત્યાથી તે ધીરે ધીરે સમસ્ત આહારનો ત્યાગ કરવો, અમુક કાળ સુધી સમસ્ત આહારનો ત્યાગ કરવો ત્યાથી તે ધીરે ધીરે સદાને માટે ત્યાગ કરવો ને અતે મૃત્યુ પામવુ ત્યા સુધીના ઉપવાસના વિવિધ પ્રકારનુ ક્રમવાર વર્ણન કર્મગ્રન્થોમા વિગતે આપ્યુ છે ને કોષ્ટકો પાડી પાડીને એ વિગત સમજાવી છે ઘાટકોપરમા ૪૭ વર્ષની ઉમ્મરના સાધુ સુન્દરલાલજીએ ઈ સ ૧૯૨૩ મા ૮૧ દિવસના ઉપવાસ કર્યા હતા અને તેના આગલા વષમા અનુક્રમે ૬૧ અને ૪૪ દિવસના ઉપવાસ કર્યા હતા[૨૨] એ જ બતાવી આપે છે કે જૈનોમા ઉપવાસ કરવાની શક્તિ કેટલી છે

## છી યોગ.

મોક્ષ મેળવવાને હેતુએ પુદ્ગલમાથી જીવને મુક્ત કરવા માટે શરીરની અને મનની વિવિધ પ્રકારની વ્યવસ્થિત સાધનાઓ સાધવી એને યોગ કહે છે હિન્દુઓ અને બૌદ્ધોની પેઠે જૈનોએ પણ યોગને અસાધારણ મહત્ત્વ આપ્યુ છે સર્વે ધાર્મિક ક્રિયા

મા, સર્વે વૃક્ષોમા કલ્પવૃક્ષ અને સર્વ મણિઓમા ચિન્તામણિની ા એ શ્રેષ્ઠ મનાય છે જૈન યોગ ઘણે અંશે બ્રાહ્મણ યોગને નુસરે છે, શ્વેતામ્બરોના યોગશાસ્ત્રના શ્રેષ્ઠ આચાર્ય હરિભદ્ર વાર પતંજલિના પ્રમાણ ટાંકે છે અને સ્પષ્ટ રીતે એમને અનુસરે યોગશાસ્ત્રમા જૈનીની વિશેષતા એટલી છે કે બધના કારણ (પૃ ૫), જીવભાવ (પૃ ૧૮૯) અને ગુણસ્થાન (પૃ ૧૯૮) એ ત્રણ યોમા જૈનોએ પોતાનો જુદો જ વિકાસ કરેલો છે એટલે એ । વિષયોને અનુકૂળ વિશેષતા એમણે પોતાના યોગશાસ્ત્રમા ી છે હિન્દુઓના યોગ વિષે Der Hinduismus નામના ા ગ્રન્થમા પૃષ્ઠ ૨૮૬–૩૦૦ ઉપર વિગતવાર વર્ણન કરેલુ છે, ાનો ઘણોખરો ભાગ જૈનયોગને પણ લાગુ પડે છે, તેથી । એ સમ્બંધે વિશેષ હકીકત જોઇતી હોય તે એ ગ્રન્થમા ે અહીં તો જૈન સિદ્ધાન્તોની વિશેષતા સમ્બન્ધે જ લખીશ

અશુભ અને શુભ એવા બે પ્રકારના ધ્યાન હોય છે, એમ ાળ (પૃ ૨૧૪) કહેલુ છે તેને જ અનુસરતા બે પ્રકાર યોગના એક તો અશુભ અર્થાત્ સમારની તરફ દૃષ્ટિ રાખે છે, કષા । પ્રેરાય છે અને કર્મબન્ધનથી બધાય છે, બીજો નિર્વાણ ર દૃષ્ટિ રાખે છે, બધા વ્યાપારનો ત્યાગ કરે છે અને કર્મક્ષય ા પ્રેરાય છે આ બીજો તેજ સાચો યોગ છે ને તેમા અત- ે, ચિન્તન, ધ્યાન, ઔદાસીન્ય, કર્મનિગ્રહ વગેરે વિષયોમા ી ચિત્ત રાખે છે યોગના આઠ અગ છે ૧ યમ–અહિંસા, ા, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહત્યાગ, ૨ નિયમ–ભાવ પવિત્રતા, ેાષ, તપ અધ્યયન, દેવ પ્રત્યે માનભાવ, ૩ આસન (કાયોત્સર્ગ ૩૮૨), ૪ પ્રાણાયામ (પૃ ૩૮૩), ૫ પ્રત્યાહાર–બાહ્ય પદાર્થો રથી ઇન્દ્રિયનો નિગ્રહ કરવો તે, ૬ ધારણા–અમુક એક સાધ્ય ુ ઉપર વિચારને કેન્દ્રીભૂત કરવા તે, ૭ ધ્યાન ચિત્તની એકાગ્રતા । ૮ સમાધિ–અન્તરમા નિમગ્ન થવુ તે

સામાન્ય સસ્કારરહિત મનુષ્યના જ્ઞાનને ઓઘદૃષ્ટિ કહી છે, જ્ઞાનની વૃદ્ધિના ૮ પગથીઆ છે ને તેથી ૮ પ્રકારની દૃષ્ટિ છે યોગના ઉપર જે ૮ અગ ગણાવ્યા તેમાનુ એક એક

આ આઠ પ્રકારની દૃષ્ટિમાની એક એક ઉપર આવીને પૂર્ણ થાય છે દૃષ્ટિના એ આઠ પગથીઆમા સૌથી નીચેનુ મિત્રા છે, યોગના બીજની વૃદ્ધિ થયે એ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, ઘાસમાથી સળગતા અગ્નિ જેવા મન્દ પ્રકાશને મળતુ જ્ઞાન એ દશામા હોય છે ત્યારપછી (૨) તારા એમા આત્મા ઉપર ઘણો અધિકાર પ્રાપ્ત થાય છે, છાણામા સળગતા અગ્નિના પ્રકાશને મળતુ જ્ઞાન હોય છે (૩) બલા યોગ્ય આસને બેસીને પ્રાપ્ત કરેલા સમ્પૂર્ણ અનુભવથી તે પ્રાપ્ત થાય છે તેમા લાકડામા સળગતા અગ્નિના પ્રકાશને મળતુ જ્ઞાન થાય છે (૪) દીપ્રા સમ્પૂર્ણ પ્રાણાયામથી પ્રાપ્ત થાય છે અને મશાલના પ્રકાશને મળતુ જ્ઞાન થાય છે પહેલા આ ચાર પગથીએ ચઢેલા યોગીનુ પણ પતન[૨૫] થાય, કારણ કે ત્યા સૌ પાર્થિવોમાથી એનો જીવ બહુ થોડે જ અશે મુક્ત થયો હોય છે અને તેથી એ પગથીએ ચઢ્યાનુ શુભ પરિણામ ચિરસ્થાયી નથી રહેતું ઉપરના ૪ પગથીઆ ઉપર એમ બનતુ નથી એ પગથીઆ ઉપર સમ્પૂર્ણ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ સાધી શકાય છે અને તેથી જ્ઞાનની અવિરત વૃદ્ધિ થાય છે (૫) સ્થિરા મા જ્ઞાન રત્નપ્રકાશ જેવુ, (૬) કાન્તા મા તારાના પ્રકાશ જેવુ, (૭) પ્રભા મા સૂર્યપ્રકાશ જેવુ અને (૮) પરા મા ચન્દ્રપ્રભા જેવુ શીતલ જ્ઞાન થાય છે નામ પ્રમાણે જ છેવટના જ્ઞાનવાળી–પરાદૃષ્ટિ–સર્વશ્રેષ્ઠ છે, ત્યા આત્માના જ્ઞાન દર્શન, ચારિત્ર અને વીર્ય ઉપર આવરણ દેનારા કર્મનો ક્ષય થાય છે, કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે અને પ્રાતે નિર્વાણ પમાય છે

યોગની સાધનાથી અલૌકિક શક્તિઓ પણ પ્રાપ્ત થાય છે, યોગી પોતાના આત્માને શુદ્ધ કરે છે, એટલુ જ નહિ પણ વિવિધ પ્રકારની અધિક શક્તિઓ પ્રાપ્ત કરી શકે છે, જેમકે એનો જીવ પોતાના શરીરના બધનમાથી મુક્ત થઈ શકે છે અને બીજાના શરીરમા પ્રવેશી શકે છે પ્રખ્યાત દિગમ્બર આચાર્ય કુન્દ કુન્દ વિષે એક સ્થળે લખ્યું છે કે પોતાના જીવને કે શરીરને પુદ્ગલ સાથે કશો સમ્બન્ધ નથી તે દેખાડી આપવા માટે તે કશા પણ આધાર વિના ધરતીથી અદ્ધર ચાર આગળ ઉંચે ચાલી શકતા[૨] પણ જ્ઞાની

પુરૂષ આમાની કોઇ પણ શક્તિનો પ્રયોગ સ્વેચ્છાએ કરતા નથી; એનો હેતુ તો જીવને પુદ્ગલમાથી સમ્પૂર્ણ રીતે મુક્ત કરવાનો, કર્મનો ક્ષય કરવાનો ને નિર્વાણ પામવાનો હોય છે

## ગુરુપદ.

જૈનોના જીવનુ કલ્યાણ થાય એવા પ્રયત્ન સાધુઓ અને સાધ્વીઓ સદા કરે છે અને તેમા ય સ્વભાવિક રીતે ખાસકરીને સાધુઓ તેમને ઉપદેશ આપે છે, વિવેચનથી અને સુન્દર દૃષ્ટાન્તોથી ધર્મગ્રન્થો સમજાવે છે, તેમની પાસે પ્રતિક્રમણ અને પ્રાયશ્ચિત્ત કરાવે છે અને એમ અનેક રીતે સાધુઓ સઘના લોકનું નૈતિક અને ધાર્મિક જીવન ઉન્નત કરવા પ્રયત્ન કરે છે સાધુ હોય કે શ્રાવક, પુરૂષ હોય કે સ્ત્રી, સૌ પોતાના ગુરૂ પાસેથી જે શિક્ષણ પામે છે તેને માટે તેમનો પાર વિનાનો ઉપકાર માને છે જૈન રાજાઓએ એટલા માટે પોતાના ગુરૂ પ્રત્યે અતિશય માનવૃત્તિ રાખી હોય અને તેમનો સત્કાર કર્યો હોય એવા દૃષ્ટાન્ત ઇતિહાસમા અનેક છે ધાર્મિકપદે સ્થપાયેલા ગુરૂની સેવા ને સત્કાર કરનાર શ્રાવકનુ ઐહિક અને આમુષ્મિક જગતમા કલ્યાણ થયુ હોય એવી અનેક કથાઓ છે ગુરૂને વન્દન કરવુ એ પ્રત્યેક શ્રાવકનો વિશિષ્ટ ધર્મ મનાયો છે અને તેનુ વર્ણન અનેકવિધ કરવામા આવ્યુ છે શ્રાવકે ગુરૂનુ નવધા વન્દન કરવાનુ છે ૧ તેમને પગે લાગવુ, ૨ ઉંચુ આસન આપવુ, ૩ તેમના પગ ધોવા અને જે જળથી પગ ધોયા હોય તે જળનો કપાળે સ્પર્શ કરવો, ૪ તેમની સ્તુતિ કરવી, ૫ તેમના તપ (ચારિત્ર)ની સફળતા ઇચ્છવી, ૬ તેમના પ્રત્યે મનથી, ૭ વાણીથી ને ૮ કર્મથી શુદ્ધ રહેવુ અને ૯ તેમને યોગ્ય આહાર આપવો[૨૭]

શ્રાવકે નિત્ય જે ખટકર્મ કરવાના છે તેમા ગુરૂને વન્દન કરવાનુ પણ છે અને તેનો સબધ સામાયિક સાથે પણ છે આવર્તનના જે વિવિધ પ્રકારના વિધિ, તેનો ઉલ્લેખ ૩૮૩ મા પૃષ્ઠ ઉપર કર્યો છે

મૂર્તિપૂજાના વિરોધી સમ્પ્રદાયોમા ગુરૂવન્દનને ખાસ મહત્ત્વ

આપેલુ છે, કારણ કે મૂર્તિપૂજક સમ્પ્રદાય તીર્થંકરની પ્રતિમાની પૂજા કરે છે તેને બદલે પેલા સમ્પ્રદાયોમા ગુરૂવદન તરફ દૃષ્ટિ રાખેલી છે છતાયે હુઢિયા વિષે વસતિપત્રકોમા અને ગેઝેટિયરોમા[૨૮] લખાય છે કે "તેઓ પોતાના ગુરૂને પૂજે છે" ત્યારે તેમને સાચી જ રીતે માઠુ લાગે છે, કારણકે ઘણા હિન્દુ સમ્પ્રદાયોમા (જેમકે વલ્લભાચાર્યનામા) શિષ્યો પોતાના ગુરૂઓને દેવરૂપ માનીને જેવી લેટો ધરાવે છે તેવી એ જૈનો ધરાવતા નથી

સાધુઓ શ્રાવકોનુ આધ્યાત્મિક જે હિત સાધે છે તે વ્યક્તિગત અને સઘગત હોય છે પ્રત્યેક વ્યક્તિનુ, તેનુ પોતાનુ અને સમસ્ત સઘનુ સામાન્ય ભાવે હિત કરે છે વ્યક્તિગત હિત વિષે તો અનેકવાર કહ્યુ છે તેથી અહીં તો સઘગત વિષે કઈક કહીશુ અને ગુરૂ સઘમા કેવી રીતે કથા (વ્યાખ્યાન) કરે છે તે વિષે આપણે અહીં જોઇશુ

અમદાવાદમા શેઠ મગનભાઇ હઠીસિગના કુટુમ્બે શ્વેતામ્બર સમ્પ્રદાયના તપાગચ્છનો ઉપાશ્રય બધાવેલો છે, તેમા ૧૮૭૪મા થયેલા વ્યાખ્યાનનુ બહુ સુઘટ વર્ણન ગેઓર્ગ બ્યુહલરે કરેલુ છે[૨૯] તેમાનો ઉપયોગી ભાગ અહીં તેનાજ શબ્દોમા આપુ છુ

"અમે અદર ગયા ત્યારે જગ્યા તો લગભગ અર્ધી ભરાઇ ગઇ હતી, કેટલાક પુરૂષો ઉભા હતા, કેટલાક ઉપદેશકના આસનની છેક સમીપ સુધી બેઠા હતા સ્ત્રીઓ પાછલા ભાગમા સકોચાઇને બેઠી હતી લાકડાના કઠેગ પાછળ બે સાધુઓ ઉભેલા હતા તેમાના એક આચાર્ય હતા, તેમને તો હુ પૂર્વેથી જ ઓળખતો હતો અને બીજા નવદીક્ષિત સાધુ હતા બન્નેને વિનયથી નમન કર્યું વદુ કહીને મે એમને શ્રાવકયોગ્ય નમસ્કાર કર્યા, એમણે ધર્મલાભ (ધર્મનો લાભ થાઓ) કહી ઉચિત ઉત્તર આપ્યો. બીજા જે ત્યા હતા, તેમણે મારા ઉપર બહુ ધ્યાન આપ્યુ નહિ મારા સાથીએ ઉચા આસન–મચ (Platform) ઉપરની ગાદી સમીપ જ લઇ જઇને મને બેસાડ્યો અને મને મોટેથી કહ્યુ કે 'આચાર્ય કઇ ભૂલ કરે તો તમે તે સુધરાવજો'

ત્યારપછી આચાર્ય મચ ઉપર પલાઠી વાળીને બેઠા અને મારા માનની ખાતર તીર્થંકર વર્ધમાનના ચરિતમાથી અમુક પ્રસગો વિષે વ્યાખ્યાન કરવાનુ કહેવા લાગ્યા, પણ મે એમને પ્રાર્થના કરી કે ગઇકાલે વ્યાખ્યાન જ્યાથી અધુરૂ રહ્યું છે ત્યાથી જ આજ શરૂ કરો એમણે તુરત જ એ વાત સ્વીકારી અને સૂત્રકૃતાઙ્ગના પ્રથમ ભાગના બીજા અધ્યાયથી વ્યાખ્યાન કરવા માડ્યુ ઘુર (ઠવણી) નામે પાલીશ કરેલુ લાકડાનુ એક નાનુ આસન પોતાની સામે એમણે રાખ્યુ હતુ તેના ઉપર એક હસ્તલિખિત ગ્રન્થ હતો તેમાથી એ વાચતા હતા જે પાનામાથી એ વાચતા હતા, તે એમણે પોતાના હાથમા ઝાલ્યુ હતુ પ્રથમ તો એમણે ગ્રન્થમાની થોડીક ગાથા-શ્લોક ગાયા, એ શ્લોક પ્રાચીન લોકભાષામા-પ્રાકૃત ભાષામા હતા અને વૈતાલિક છદમા હતા એ શ્લોક એમણે ઉચિત સગીતમા ગાયા ત્યારપછી એનો ટબો બોલ્યા એટલે કે ગુજરાતી ભાષાન્તર કર્યું પછી અન્તે શબ્દાર્થ અને ધાત્વર્થ કહ્યા, ધાર્મિક ભાવ કહ્યો એના ઉપર ટીકા કરી, વિવરણ કર્યુ અને ધર્મકથાઓમાથી દૃષ્ટાન્તો આપ્યા સમજાવવાને માટે અતિ સૂક્ષ્મભેદે વિવેચન કરતા હતા બહુ વિસ્તારથી વિવેચન કર્યા છતા યે એકાદ કલાકમા એમણે એ ગ્રન્થમાના દશ શ્લોક પૂરા કર્યા

એમણે જે વ્યાખ્યાન કર્યું તેની અસર બહુ સુન્દર હતી એ આચાર્ય સુન્દર બાધાના હતા, ત્રીશેક વર્ષની ઉમ્મરના હતા, મુખકાન્તિ બુદ્ધિવાળી અને સ્નેહભરી હતી વાળ ટુકા કાતરેલા અને વસ્ત્ર શ્વેત હતા, એક વસ્ત્ર જમણા હાથ ઉપર છુટુ પડ્યુ હતુ તેમનો શબ્દભાવ, મુખભાવ અને અભિનય અનેક યુરોપિયન ઉપદેશકે પણ અનુસરવા જેવા હતો આ બધા બાહ્યભાવ, જેને જૈનસાધુએ બહુ મહત્વના માને છે તે, સુપરિમિત, ભવ્ય અને સુન્દર હતા

શેઠના સકેતથી જ્યારે એમણે સમાપ્તિ કરી, ત્યારે એમની સાથેના સાધુએ તુરત જ મ્હો ઉપર મુખપટ્ટી બાધી, શ્વાસવડે કોઇ જીવની હિંસા થાય નહિ એટલા માટે જૈનસાધુઓએ

એ બાધવાની હોય છે ત્યારપછી એમણે ભકતામર સ્તોત્ર બોલવા માડયુ દેવપૂજાને અન્તે હમેશ આ ભવ્ય સસ્કૃત કાવ્ય ગવાય છે એ ગાવામા ભકિતભાવ કરતા શુષ્કભાવ વધારે હોય છે જ્યા જ્યા મે એ સાભળેલુ, ત્યા ત્યા મે જોયેલુ કે તેના ભાવ તરફ ઓછુ જ ધ્યાન અપાય છે આ પ્રસગે પણ એ પૂરૂ થતા પહેલા તો બધા ઉભા થવા ને વાતો કરવા લાગ્યા મે તો આચાર્ય સાથે તેમના વ્યાખ્યાન સબધે થોડા તુટ્યા ફુટ્યા ગુજરાતી શબ્દોમા વાત કરી ને પછી સસ્કૃત ભાષામા એમણે કહેલા શબ્દાર્થ અને ધાત્વર્થ વિષે થોડી ચર્ચા કરી એ બધુ એમણે સ્નેહથી સાભળ્યુ ને ઉઠતા ઉઠતા 'વહેલા આવજો' કહી વિદાય થયા

"જૈનોના ભકિતસમેલનમા અને યુરોપિયન લોકોના ભકિત સમેલનમા બહુ સમાનતા છે, પણ એક વાતમા સ્પષ્ટ ભેદ છે ભારતવાસીઓ પોતાના સ્વધર્મી કે અન્યધર્મી પ્રત્યે જે બન્ધુભાવ રાખે છે તે બન્ધુભાવ આવા સમ્મેલનોમા પણ નજરે પડે છે, યુરોપિયનના મનમા દેવપૂજાને સમયે અત્યન્ત દેવભાવ હોય છે, પરતુ પરિણામે ભારતવાસી દેવની સમીપ આવી શકે છે, યુરોપિયન દેવથી દૂર રહે છે એ પ્રકારની વિશેષતા શેઠ મગનભાઈવાળા સમ્મેલનમા પણ મને એ રીત પ્રત્યક્ષ થઇ કે આચાર્ય ભૂલ કરે તો તે પણ સુધરાવવાની મને પરવાનગી આપી દેવપૂજા સમયે ધાર્મિક વિષયોમા હાથ નાખવાની પરધર્મીઓને પરવાનગી આપવી, એ વિચારનો પણ યુરોપિયન તો તિરસ્કાર કરે અને વળી નાનપણમા જેને તેના માબાપ પાસેથી ખરીદી લીધેલો, ત્યારપછી ભણાવેલો, પ્રથમ સાધુ અને પછી આચાર્ય બનાવેલો, એવા પ્રત્યે પણ ભરત ખડના જે ધનિક વ્યાપારીઓની નસોમા ઉચ્ચ કુળનુ ને કોઈ કોઇ વાર તો રાજકુળનુ પણ લોહી વહે છે તેઓ જે ભકિતભાવ રાખે છે તેટલો ભકિતભાવ નહિ રાખનાર પરધર્મીને એવી પરવાનગી મળે તે કેટલુ ભવ્ય !"

---

# પ્રતિમા પૂજા.

## પવિત્ર ચિહ્નો.

બાહ્ય ચિહ્નો દ્વારા ધાર્મિક ભાવનાઓને ઇન્દ્રિયગોચર કરવાનુ ભારતવાસીઓને ગમે છે શૈવો પોતાના કપાળ ઉપર તિર્યક્પુણ્ડ્ર એટલે ભસ્મની ત્રણ આડી રેખાઓ કરે છે, વૈષ્ણવો ઉર્ધ્વપુણ્ડ્ર શ્વેત મૃત્તિકાની U ના આકારની રેખાઓ કરે છે અને તેની વચ્ચે એક કાળી રેખા કરે છે, તેવી જ રીતે જૈનો પણ પોતાના કપાળમા પોતાના ધર્મનુ ચિહ્ન કરે છે, તેઓ કપાળમા બે ભ્રુકુટિની વચ્ચે કેશરનો ચાંદલો કરે છે અને તે હૃદયના આકારનો છે એમ ગણાય છે એમ એથી ચિહ્નને ધારણ કરનાર 'હૃદયધર્મ' વાળો છે એમ પારખી શકાય છે

પૂજા સમયે ઉપયોગમા લેવાતુ બીજુ એક મહત્ત્વનુ ચિહ્ન છે એને યજ્ઞોપવિત કે જનોઈ કહે છે જનોઇને ત્રણ સૂત્ર હોય છે, જે સત્ત્વ, રજસ્ અને તમસ એ ત્રણ ગુણ સૂચવે છે એમ બ્રાહ્મણો માને છે, જૈનો માને છે કે એ ત્રણ સૂત્ર રત્નત્રય (જ્ઞાન, દર્શન, ચારિત્ર) ને સૂચવે છે, અથવા તો ભૂત, વર્તમાન અને ભવિષ્યના તીર્થ કરોને સૂચવે છે જૈનો નિત્ય ક્રમમા ક્રમ પાચ માળા (નવકારવાળી) ફેરવે છે, એ માળાને ૧૦૮ મણકા હોય છે, તે પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણ (અર્હતના ૧૨, સિદ્ધના ૮, આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫ અને સાધુના ૨૭) ને સૂચવે છે

બીજા ધર્મના અનુયાયીઓની પેઠે જૈનો પણ ધાર્મિક સત્યોના આધ્યાત્મિક સંકેતો સમજવાને માટે બીજા ચિહ્નોનો અને આકૃતિઓનો ઉપયોગ કરે છે એ સૌમા સ્વસ્તિકનુ ચિહ્ન સૌથી મહત્ત્વનુ મનાય છે અનેક ધર્મોમા સ્વસ્તિકે સ્થાન પ્રાપ્ત કર્યું છે જૈનોનો સ્વસ્તિક નીચે પ્રમાણે છે—




આકૃતિ क તે જીવની ચાર પ્રકારની સ્થિતિ (ગતિ) સૂચવે છે ૧ ઉપરની બાજુની રેખા દેવયોનિ, ૨ નીચેની બાજુની નારકીય યોનિ, ૩ ડાબી બાજુની રેખા તિર્યગ્યોનિ અને ૪ જમણી બાજુની રેખા મનુષ્યયોનિ સૂચવે છે આકૃતિ ख ના ત્રણ બિન્દુ રત્નત્રયને–ડાબી બાજુનુ સમ્યગ્જ્ઞાનને, વચલુ સમ્યગ્દર્શનને અને જમણી બાજુનુ સમ્યક્ચારિત્રને સૂચવે છે આકૃતિ ग વાળો મધ્યે બિન્દુ સહિત અર્ધચન્દ્રાકાર નિર્વાણને (સિદ્ધશિલાને) સૂચવે છે જૈનો આ આકૃતિઓનો પૂજામા પણ ઉપયોગ કરે છે અને જ્યારે દેવાલયમા જાય છે ત્યારે પ્રતિમા સન્મુખ ધરવાને પુષ્કળ અક્ષત લઈ જાય છે અને તે વડે ઉપરોક્ત આકૃતિ જેવા સ્વસ્તિક રચે છે

સ્વસ્તિકની સાથે સબધ રાખતુ બીજુ એક ચિહ્ન તે નન્દ્યાવર્ત છે તેમા નઙ એટલે નવ આવર્ત્ત હોય છે

તીર્થંકરની છાતી ઉપરના ભાગમા સૂચવાતુ ચિહ્ન તે શ્રીવત્સ છે નીચેના આકારમા દેખાડ્યા પ્રમાણે શ્રીવત્સ–સ્વસ્તિક હોય છે



સ્વસ્તિક, નન્દ્યાવર્ત અને શ્રીવત્સ એ અષ્ટમગલમા ગણાય છે અને તે પ્રતિમાનિર્માણશાસ્ત્રમા મહત્ત્વના છે[૭૦] બાકીના પાચ મગળ નીચે પ્રમાણે છે

૧ વર્ધમાન, ૨ ભદ્રાસન, ૩ કલશ, ૪ દર્પણ અને ૫ મત્સ્યયુગ્મ

અષ્ટમંગલ મન્દિરોમા અને સરઘસના વાવટા ઉપર બહુ ચીતરેલા હોય છે




ઉપરની આકૃતિ જૈનધર્મના સિદ્ધચક્રની છે ને તે પ્રત્યેક જૈન દેવાલયમા હોય છે અષ્ટદલ પદ્મના જેવો એનો ઘાટ છે મધ્યેનુ ચક્ર અને આઠ દળ તે પચ પરમેષ્ઠી અને ચાર સદ્‌ગુણનુ સૂચન કરે છે (૧) મધ્યે અર્હત્ છે, સૌથી (૨) ઉપરના દલમા સિદ્ધ, જમણી બાજુએ મધ્યમા (૩) આચાર્ય, સૌથી નીચેનામા (૪) ઉપાધ્યાય, ડાબી બાજુએ મધ્યમા (૫) સાધુ છે, બીજા ચાર દલમા (૬) દર્શન, (૭) જ્ઞાન, (૮) ચારિત્ર અને (૯) તપ છે સિદ્ધચક્ર ત્રાબાના કે રૂપાના પતરા ઉપર કોતરેલ હોય છે અને એનુ એટલુ મહત્ત્વ મનાય છે કે વર્ષમા બે વાર (ચૈત્ર ને આસો માસમા) એનુ પર્વ પાળવામા આવે છે[31] તે આબેલની ઓળી કહેવાય છે

વળી મંદિરોમા પવિત્ર મંત્રોના પણ ચિત્ર ચીતરવામા આવે છે ૐ અક્ષર આ પ્રમાણે ચીતરવામા આવે છે[32] કાળા પત્થરમા ઉપરથી નીચે જતી અણીવાળી જાડી રેખા ડાબી બાજુએ વાકી વાળે છે, તેની ડાબી બાજુએ બે સમાન્તર આડી રેખાઓ દોરે છે, તેમાથી ઉપરની રાતી હોય છે ને તે ઠેઠ કાળી પાટ સુધી જાય છે અને તેની સાથે કાટખુણો કરે છે, તેની નીચેની પીળા રંગની હોય છે અને તે કાળી રેખાને કાટખુણે મળે છે આ ચિહ્નની ઉપર એક અર્ધચન્દ્રાકાર રેખા ને તેની ઉપર કાળુ ગોળ બિન્દુ હોય છે એ બિન્દુ, અર્ધચન્દ્રાકાર રેખા અને નીચેની આકૃતિની ત્રણ આડી રેખાઓ ઉપર ( કુલ ૫ ) તીર્થંકરોની બેઠી પ્રતિમાઓ ચીતરેલી હોય છે

ર્હીં પણ ધાર્મિક મન્ત્રાક્ષર છે અને એનુ ચિહ્ન અનેક ઉભી આડી રંગીત રેખાઓથી ચીતરે છે અને તેને અમુક આકાર (ર્હીં) આપવામા આવે છે એ આકૃતિ ઉપર શ્વેત અર્ધચન્દ્ર અને તેના ઉપર શ્યામ બિન્દુ હોય છે, એ આકૃતિના પ્રત્યેક ભાગમા તીર્થંકરની પ્રતિમાઓ ચીતરેલી હોય છે અને તે ઘણુ કરીને આ પ્રમાણે—શ્યામ બિન્દુમા બે શ્યામ તીર્થંકરો મુનિસુવ્રતની અને અરિષ્ટનેમિની, શ્વેત અર્ધચન્દ્રમા બે શ્વેત તીર્થંકરો ચન્દ્રપ્રભુની અને પુષ્પદન્તની, ઉપરની આડી રાતી રેખામા બે રક્તવર્ણ તીર્થંકરો પદ્મ પ્રભુની અને વાસુપૂજ્યની, ઉભી નીલ રેખામા બે નીલવર્ણ તીર્થંકરો મલ્લીનાથની અને પાર્શ્વનાથની આકૃતિની બીજી પીત રેખાઓમા બાકીના બીજા ૧૬ તીર્થંકરોની પ્રતિમા હોય છે, કારણ કે તે સૌના દેહ સુવર્ણ વર્ણના હતા એમ મનાય છે કુલ ૨૪ મૂર્તિઓ હોય છે

ભરતખડના બીજા ધર્મોમા બુદ્ધના અથવા વિષ્ણુના પાદ ચિન્હ જેમ પવિત્ર મનાય છે તેમ જૈનધર્મમા પણ તીર્થંકરોના અને બીજા સાધુપુરુષોના પાદચિન્હ ( પગલા ) પવિત્ર મનાય છે

દુર્ગા અને ભૈરવ જેવા દેવદેવીઓનુ સૂચન કરતા વિવિધ પ્રકારના ગૂઢ ચિન્હો સોનાના, રૂપાના કે ત્રાબાના પતરા ઉપર, ( આરસ ) પથ્થર ઉપર, કે લાકડાના પાટીઆ ઉપર કોતરવામા આવે છે

આ બધા વિવિધ પ્રકારના ચિન્હો વિષે આપણે વાત કરી, તેની થોડે કે ઘણે અંશે પૂજા પણ થાય છે દેવની પ્રતિમાઓ ( જેને વિષે આપણે હવે પછીના પ્રકરણમા વર્ણન કરીશુ )ની પેઠે કઇક અંશે એમને પણ પૂજ્ય ગણવામા આવે છે, જોકે પ્રતિમાઓ જેટલુ એમનુ મહત્ત્વ નથી

દેવપુરુષોને અને ઉંચી ભાવનાઓને જ માટે આવા ચિન્હો જૈનો આંકે છે એમ નથી, ભૌતિક પુરુષોને માટે પણ અમુક ચિન્હો કલ્પે છે ગતગુરુની પૂજા કરવાને તેમને સ્થાને કોઇ ગ્રન્થ ( પુસ્તક ) રાખે છે અને શ્વેતામ્બર સમ્પ્રદાયના સાધુઓ પોતાના ગુરુના સૂચનને અર્થે અમુક ચિન્હો રાખે છે તપાગચ્છના અનુયાયીઓ ૫ કોડીઓ ( અક્ષ ), ખરતર ગચ્છના અનુયાયીઓ ૫ ચન્દનકાષ્ઠ પોતાની પાસે

રાખે છે આ સ્થાપનાચાર્ય આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક, સ્થવિર અને રત્નાધિક એ પાચનુ અથવા પાચ સદ્ગુણોનુ સૂચન કરે છે તે દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ અને વીર્ય

## પ્રતિમા

અત્યાર સુધી આપણે વિવિધ પ્રકારની જે પૂજાઓ વિષે કહ્યું તે, જોકે સૌને સરખી રીતે નહિ, પણ કઈને કઈ અશે સૌ જૈનોને લાગુ પડે છે પણ તીર્થંકરોની સ્થિત પ્રતિમાઓની પૂજા સમ્બન્ધે જુદા જુદા સમ્પ્રદાયોમા જુદા જુદા મત છે અનેક શ્વેતામ્બરો અને દિગમ્બરો મૂર્તિપૂજાના સમ્પૂર્ણ પક્ષમા છે, ત્યારે સ્થાનકવાસીઓ સમ્પૂર્ણરીતે એના વિરોધી છે ધ્રુવાન્તર બિન્દુઓ ઉપર રહેલા આ બે પક્ષોની વચ્ચે બીજા કેટલાક સમ્પ્રદાય પણ છે મૂર્તિપૂજાનુ વિધાન તીર્થંકરોએ આપેલુ કે નહિ એ પ્રશ્ન ઉપર જૈનોમા ખૂબ વિવાદ છે અને એ સમ્બન્ધે ખૂબ સાહિત્ય પણ લખાયુ છે ત્યારે મૂર્તિઓ અને એમની પૂજા વિષેનો વિષય વિચારતા પૂર્વે મૂર્તિપૂજાના વિધિ અને નિષેધ વિષે કઇક બોલીશું

મૂર્તિપૂજાને માનનાર દહેરાવાસી (પોતાની ધર્મક્રિયાઓ દહેરામા કરનાર) કહે છે કે મૂર્તિપૂજા તો પરાપૂર્વથી ચાલતી આવે છે એમના મત પ્રમાણે તો ખુદ પહેલા ચક્રવર્તી ભરતે જ અષ્ટાપદ ઉપર સુવર્ણ અને રત્નજડિત દેવાલય બધાવ્યુ હતુ અને તેમા ૨૪ જિનપ્રતિમાઓ પધરાવી હતી[૩૪] સર્વે સમયના ધાર્મિક પુરુષોએ એમના દૃષ્ટાન્તનુ અનુકરણ કર્યું છે મહાવીરે પ્રતિમાપૂજાનુ વિધાન આપ્યુ છે, એના પ્રમાણ ધર્મગ્રન્થોમાથી અનેક કાઢી આપવામા આવે છે બાહ્ય પદાર્થોની પૂજાનુ વિધાન એટલા માટે કરવામા આવ્યુ છે કે સસારજીવનમાથી અને તેના મોહથી તેમજ ચિન્તાઓથી જીવ વીતરાગ (રાગવિનાનો) થાય છે અને ધાર્મિક વૃત્તિઓ સસારથી મોક્ષ તરફ આકર્ષે છે, જેમ ધર્મકથાઓ સાભળવાથી ભક્તજનનુ ધ્યાન મઠેલાય છે અને ધર્મ તરફ વળે છે, તેમ તીર્થંકરોની મૂર્તિના દર્શનથી એના વિચાર અને હૃદય શુદ્ધ થાય છે અને ઉન્નત થાય છે જિનપ્રતિમાઓના

દર્શનથી જ્ઞાન પામ્યા હતા એવા ઘણા ય ભક્તજનોની કથાઓ છે શિગડા અને પુછડી વિનાના બળદિયા જ ત્યારે આવા પવિત્ર સાધનના ઉપયોગનો નિષેધ કરે

મૂર્તિપૂજાના વિરોધીઓ—સ્થાનકવાસીઓ ( તેઓ પોતાના ઉપાશ્રયોમા જ ભક્તિ કરે છે, દેવાલયોમા નહિ ) તેનો વિરોધ કરે છે તેઓ કહે છે કે "મૂર્તિપૂજાનુ વિધાન તીર્થંકરોએ આપ્યું જ નથી" મહાનિશીથ સૂત્ર જેવા જે ગ્રન્થોમા મૂર્તિપૂજા વિષે મહત્વના વિધિ આપેલા છે તે ગ્રન્થોને તેઓ પ્રમાણભૂત માનતા નથી અને બીજા ગ્રન્થોમા મૂર્તિપૂજા વિષે જે જે ઉલેખ આપ્યા છે તે તે સૌ પ્રક્ષેપ છે એટલે પાછળથી ઉમેરાયા છે એમ કહે છે વળી 'સસારમા વિલાસ ભોગવનાર દેવોના જેવી સસારત્યાગી જિનોની પૂજા કરવી તે અનુચિત છે, મૂર્તિપૂજા જૈનધર્મની ભાવનાથી વિરુદ્ધ છે, કષાયમાથી અને કર્મમાથી જીવને મુક્ત કરવો એ ભક્તિનો હેતુ છે, જીવના પોતાના જ કાર્યથી આ બની શકે, સસારત્યાગી તીર્થંકરોની નિર્જીવ પ્રતિમાઓને પુષ્પ અને ફળ ધરાવ્યે નહિ સસારમાથી ચિત્ત સકેલી લેવાનુ મન્દિરની ભપકાદાર ક્રિયાઓથી બની શકે નહિ, એથી તો ઉલટી ગસારના બધનની સાકળો સજ્જડ થાય પૂજાગી ઘટાનાદ, વાદ્ય અને નૃત્યથી તીર્થંકરની શાન્ત પ્રતિમાને તેની શાન્તિમાથી જગાડે, ત્યારે તે દ્વારા શાન્તિ પામવાનુ બની શકે નહિ તેથી પ્રાચીન સત્ય તરીકે જૈનધર્મમા મૂર્તિપૂજાને સ્થાન જ નથી, સત્યધર્મનો એથી નાશ છે અને મૂળ તત્વની અવનતિ છે અને અજ્ઞાન ભક્તોને ભોગે સાસારિક લાભ ઉઠાવવાના હેતુએ સ્વાર્થી પુરોહિતોની એ યોજના છે" એમ કહે છે

આ વિવાદગ્રસ્ત વિષય આપણે જવા દઈશુ અને મૂર્તિપૂજાની યોગ્યતા અને અયોગ્યતા વિષેની ચર્ચા છોડી દઈને ધાર્મિક જીવન વિષે જોઈશુ કારણ કે આ પ્રકારના વિવાદગ્રસ્ત વિષયોથી, સૌનુ સમાધાન થાય એવો નિર્ણય આપી શકાય નહિ, કેમકે માણસે માણસે ધાર્મિક ભાવનાઓ ને આવશ્યકતાઓ ભિન્ન ભિન્ન હોય છે ખ્રિસ્તિ પાદરીઓ અને ખાસ કરીને પ્રોટે-

સ્પષ્ટ પાદરીઓ, મૂર્તિપૂજાનો વાસ્તવિક મર્મ સમજ્યા વિના જ ભરતખંડની મૂર્તિપૂજા વિષે પોતાનો નિર્ણય આપી દે છે મૂર્તિપૂજાની ઉપર વળગી રહેલા કચરા તરફ જ એ ટીકાકારો દૃષ્ટિ રાખે છે, પણ તેના અન્દરના ગર્ભની સામે તો જોતા જ નથી પ્રેમાનન્દ ભારતી[૩૫] આદિ ઉપદેશકોએ યુરોપમા સાચી રીતે જ બતાવી આપ્યુ છે કે 'ધ્યાનમા આવી પ્રતિમાઓ સહાયભૂત થાય છે' અને પછી પૂછ્યુ છે કે જેઓ મૂર્તિપૂજાને તિરસ્કારે છે અને છતા યે પોતાના જાતીય ધ્વજ દ્વારા પોતાના રાજાની અને પ્રિયજનની છબીદ્વારા પ્રિયજનની એક પ્રકારની પૂજા કરે છે એમના ગાઢપણને શુ કહેવુ ? જિનબિમ્બની પૂજા અતિ પ્રાચીન જૈનધર્મમા હતી કે નહિ તે વળી બીજો જ પ્રશ્ન છે

પુરાતત્ત્વની દૃષ્ટિએ પણ આ પ્રશ્નનો નિર્ણય સ્પષ્ટ રીતે આવી શકે એમ નથી આજે તીર્થંકરની જે મૂર્તિઓ છે, તેમાથી પ્રાચીનમા પ્રાચીન ઇસ્વીસનની પૂર્વેની ભાગ્યે જ કોઈ હશે તે પૂર્વેનો એટલે ઘણુ કરીને ઈ સ પૂ ૧૫૫ નો ગણાતો રાજા ખારવેલનો કટકની પાસેનો હાથીગુફામાનો શિલાલેખ મળી આવ્યો છે, તેમા એવુ લખેલુ જણાય છે કે આદિજિનની ( ઋષભની ) પ્રતિમાને રાજા નન્દ ચોરી ગયેલો તે એ રાજા ખારવેલે પાછી આણીને પધરાવેલી એ ઉપરથી એમ લેખાય કે નન્દવંશના સમયમા ( ઈ સ પૂ ૩૭૧ થી ) પણ તીર્થંકરની પ્રતિમાઓ હતી, વળી કોઈ કોઈ તો નન્દરાજાને એથી યે એક સૈકો વહેલો થયેલો માને છે,[૩૬] એ ઉપરથી એમ ફલિત થાય કે જિનપ્રતિમાઓની પૂજા ઇ સ પૂ ૫ મા સૈકાની યે પહેલા થતી હતી પણ આ વાત નિશ્ચિત કહી શકાય નહિ, કારણ કે એ શિલાલેખનો સમય હજુ અનિશ્ચિત છે

જે ગ્રન્થો તીર્થંકરના સમયમા અથવા અતિ પ્રાચીન સંઘના કાળમા લખાયા હોય તે ગ્રન્થો, મહાવીરના સમયમા મૂર્તિપૂજા હતી કે કેમ તેની પ્રમાણભૂત સાખ પૂરી શકે પણ મહાવીરના સમયના અથવા એમની પૂર્વેના પુરૂષો મૂર્તિપૂજા કરતા હતા એવા વર્ણનો જે ગ્રન્થોમા છે તે બહુ પછીના કાળના છે ને તેની

રચનાને સમયે તો મૂર્તિપૂજા સામાન્ય રીતે પ્રચલિત હતી, એટલે એ ઉપરથી એમ કંઈ સિદ્ધ થઇ શકે નહિ કે મૂર્તિપૂજા જૈન ધર્મના અતિ પ્રાચીન કાળમા હતી શાસ્ત્રગ્રન્થોમા પણ એથી વધારે મળી શકતુ નથી શ્વેતામ્બરના જે ધર્મગ્રન્થો અત્યારે મળી આવે છે એ તો એમની કથા પ્રમાણે વીર સવત ૯૮૦ પછી લખાયેલ છે તીર્થંકર પછી આશરે એક હજાર વર્ષે એ રચાયેલા (લખાયેલા) ને એ હજાર વર્ષમા તો અનેક ફેરફાર થવાને કારણો મળેલા છે

વળી એ પણ નવાઈ જેવુ છે કે જે સ્થળે મૂર્તિપૂજા વિષેના ઉલ્લેખની તમે આશા રાખી શકો એ સ્થળે પણ એ વિષે કઇ ઉલ્લેખ નથી, જો કે કોઇ કોઈ દેવાલયોમા ને દેવમૂર્તિઓ ઉપર એવા ઉલ્લેખ છે કેટલેક સ્થળે તીર્થંકરની પૂજા વિષે ઉલ્લેખ છે, પણ તેમની પૂજામા જે જે ક્રિયાઓ કરવાની તે વિષે કશા ઉલ્લેખ નથી શાસ્ત્રોમા જે જે સ્થળોએ पडिमा અને बिम्ब વિષેના ઉલ્લેખ છે તેનુ સશોધન કરવાથી તેમા ઐતિહાસિક કનભેદ જણાઇ આવે છે પણ જયાસુધી આ વાતનો નીકાલ થઇ શકે નહિ ત્યાસુધી મૂર્તિપૂજાની પ્રાચીનતાના પ્રશ્નનો સતોષજનક ખુલાસો થઇ શકે નહિ

મૂર્તિનિર્માણ શિલ્પના ઇતિહાસમા જૈનોએ શો ભાગ ભજવ્યો છે એ પ્રશ્ન ભરતખડની કળાના સશોધનમા મહત્વનો અને તેથી સર્વ સામાન્ય છે મૂર્તિપૂજક જૈનો માને છે કે મૂર્તિપૂજા સૌથી પ્રથમ જૈનોએ જ સ્થાપેલી અને બીજા ધર્મસમ્પ્રદાયોને એમણે જ શીખવેલી મૂર્તિવિરોધક હિન્દુ સુધારકો એવો જ મત આપે છે અને એ તો એમ કરીને જૈનો ઉપર નાસ્તિકતાનો ને ધર્માભાવનો આરોપ કરે છે પણ ત્યારે સ્થાનકવાસીઓ એમ કહે છે કે હિન્દુઓની મૂર્તિપૂજામાથી જૈનો મૂર્તિ પૂજતા થયા ઘણાખરા યુરોપિયન સશોધકોનુ પણ એમ માનવુ છે કે તીર્થંકરોની મૂર્તિનુ નિર્માણ અને પૂજા પ્રાચીન સાધુસઘમા નહોતી, અને શ્રાવકોની આવશ્યકતાને કારણે જ બીજા ધર્મસઘને અનુસરીને ખ્રિસ્તિસનના આરભ પૂર્વે ઉત્પન્ન થઇ ભરતખડના કળાવિધાનમા જૈનોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે એ વાત સાચી

પણુ બર્થોલ્ડ લાઉફર ( Berthold Loufer ) જણાવે[૩૭] છે એમ એમણે અગ્રેસર ભાગ ભજવ્યો છે કે જેમ તેના હજી પ્રમાણુ મળવા બાકી છે

જિનપ્રતિમાઓ મોટે ભાગે પત્થરની ( આરસ-મર્મરની ) અથવા ધાતુની બનાવેલી હોય છે વળી કોઇ કોઇવાર પચ ધાતુની હોય અને તેમા રૂપાનો ભાગ વધારે હોય છે તીર્થંકરને પદ્માસનમા એટલે કે પલાઠી વાળેલા પવિત્ર આસનમા બેસાડેલા હોય છે, દરેક પગના અગુઠા સ્થિર હોય છે, પગના તળીઆ ચતા વાળેલા અને બીજા પગના ઢીંચણુની અદર દબાવેલા હોય છે હાથ ખોળામા મૂકેલા હોય છે અને ડાબા ઉપર જમણો રાખેલો હોય છે દિગમ્બરની મૂર્તિ ઉભી પણુ હોય છે અને ધ્યાનમગ્ન હોય છે દિગમ્બરની મૂર્તિઓ નગ્ન હોય છે, શ્વેતામ્બરની મૂર્તિઓને સુવર્ણુના ને રત્નના અલકાર હોય છે દિગમ્બરોના જિન પોતાની આખ નીચી રાખે છે, શ્વેતામ્બરના જિનની આખ ખુલ્લી હોય છે અને કાચ અથવા મણિની બનાવેલી હોય છે

તીર્થંકરોની પ્રતિમાનુ નિર્માણુ કરવામા એમના શરીરના અને તેને અનુસરીને તેના પ્રત્યેક અગના પરિમાણુ વિષે સૂક્ષ્મ વિધિ આપેલા છે અને પ્રતિમાનુ નિર્માણુ કરનાર કારીગરે એ વિધિ પૂરેપૂરા પાળવાના છે પ્રતિમાનો કેવો દેખાવ આવવો જોઇએ તે વિષેનુ વિગતવાર વર્ણુન શાસ્ત્રગ્રન્થોમા આપેલુ છે ઔપપાતિક સૂત્ર[૩૮]મા મહાવીરની પ્રતિમાનુ વિગતવાર વર્ણુન છે, અને તેમા કારીગરને જોઇતી અનેક સૂચનાઓ આપેલી છે તેમાથી થોડો મહત્વનો ભાગ અત્રે ઉતારૂ છુ "જિનની ચોટલી ઉન જેવી નરમ, કાળી, ગુછળાવાળી, માથા ઉપર છત્ર જેવી હોય, કાન લાબા, સુરેખ અને બેઠેલા, ગાલ ભરાવદાર, નાક ગરુડની ચાચ જેવુ લાબુ હોય, હોઠ એકમેક ઉપર લાગેલા હોય, છાતી ઉપર શ્રીવત્સ ચિન્હ હોય, પછવાડેની કરોડ દેખાય નહિ નાભિ ઉડી બેઠેલી અને જમણી બાજુથી નમતા પાણીના વમળ જેવી હોય,

હાથ ઉપર આ પ્રમાણેના શુભ ચિન્હ હોય, સૂર્ય, ચન્દ્ર, શંખ અને સ્વસ્તિક, જાનુ હાથીની સુંઢ જેવી ભરાવદાર હોય, પગના તળીઆ પદ્મ જેવા મૃદુ હોય ”

સૌ તીર્થંકરોનો ઘાટ એકસરખો હોય છે, તેમાના ઘણાખરા તેમના શરીરવર્ણથી અને તેમની પ્રતિમા નીચે મૂકેલા તેમના ચિન્હથી પરખાઇ આવે છે સુપાર્શ્વના અને પાર્શ્વના માથાના મુકુટની ચારે બાજુ નાગફણા હોય છે તે જોતા જ એ તીર્થંકરો ઓળખાઈ આવે છે

તીર્થંકરોની પ્રતિમાઓમા પરિમાણ અનેકવિધ હોય છે ઘરમા પૂજવાની નાની પ્રતિમાઓથી માડીને તે ઠેઠ દેવાલયમા પૂજવાની મોટી અને વળી ખડકમા કોતરી કાઢેલી અથવા છટી પ્રકાણ્ડ પ્રતિમાઓ સુધીના તેના પરિમાણ છે કારીગર પ્રતિમા તૈયાર કરે છે ત્યારે એ પૂજા યોગ્ય થઇ શકે એટલા માટે તેની સ્થાપનાના અમુક ધાર્મિક વિધિ કરવા પડે છે કોઇ શુભ મુહૂર્તે ખાસ કરીને રાતે, ગુરુ પ્રતિમા સામે અમુક મંત્રો ભણે છે, એક રૌપ્યપાત્રમા ઘી, મધ, સાકર અને લોટનુ મિશ્રણ રાખેલુ હોય છે તેમા એક સુવર્ણશલાકા બોળીને તે મૂર્તિનો સ્પર્શ કરે છે અને તે વડે ચક્ષુઓ ખોલે છે પછી પ્રતિમાના જમણા કાનમા એક મંત્ર સાતવાર ભણે છે અને હાથવડે તેનો અનેકવાર સ્પર્શ કરે[૩૯] છે પ્રતિમાની દેવાલયમા સ્થાપના કરવાને પ્રસંગે અમુક ક્રિયાઓ કરવામા આવે છે તેનુ વર્ણન હવે પછી કરવામા આવશે

કેટલીક પ્રતિમાઓ ખાસ પવિત્ર મનાય છે, કારણ કે તેની ઉત્પત્તિ અલૌકિક રીતે થયેલી મનાય છે તે સ્વયભૂ મનાય છે અથવા તો દેવે તૈયાર કરેલી ને કોઇ ચમત્કારથી મળી આવેલી કહેવાય છે સ્તમ્ભનકમા ( ખભાતમા ) પાર્શ્વનાથની એવી એક પ્રતિમા પૂજાય છે, તે આ પ્રમાણે મળી આવેલી કહેવાય છે પવિત્ર સાધુ અભયદેવસૂરિ ( ઇ સ. ૧૧ મા સૈકામા ) ગુજરાતમા જાત્રાએ આવેલા ત્યારે માદા પડ્યા રાતમા જૈન શાસનની દેવીએ તેમને દર્શન દીધા અને સેઢિકા નદીને કાઠે સ્તમ્ભનક સ્થાને જવાની એમને આજ્ઞા કરી, ત્યા પલાશ વૃક્ષના

વનમા પાર્શ્વનાથની પ્રતિમા જડશે અને પછી તેનાથી તમારો રોગ દૂર થશે એમ પણ જણાવ્યુ અનેક યાત્રીજન સાથે બહુ પ્રયાસે એ સ્તમ્ભનક ગયા, પણ પ્રતિમા મળી નહિ અન્તે લોકોએ જોયુ કે એક ગાય અમુક સ્થળે દૂધ સિચ્યા જ કરે છે સાધુ તે સ્થાને ગયા અને ત્યા આખના પલકારામા એમણે जय तिहुअण नामे ૩૦ ગાથાઓનુ સ્તોત્ર રચ્યુ આગળ રચેલી બે ગાથા બોલતા બોલતા તો એક દેવીએ તેમને અટકાવી દીધા, કારણ કે એટલાથી જ એમને દેવો ઉપર બહુ સત્તા પ્રાપ્ત થઇ ગઇ હતી એ સ્તોત્રના પઠનથી, કઇ સૈકડો વર્ષથી ત્યા દટાઇ રહેલી પાર્શ્વનાથની પ્રતિમા પૃથ્વીમાથી ધીરેધીરે નીકળી આવી ધાર્મિક જનોએ એના ઉપર દેવાલય બન્ધાવ્યુ ને અભયદેવે એની સ્થાપના કરી.[૪૦]

તીર્થંકરની પ્રતિમાઓ વિષે આવી કથાઓ તો અનેક છે જે તીર્થંકરનુ દેવાલય હોય છે, તે તીર્થંકરની—અર્થાત્ મૂલનાયકની—મુખ્ય પ્રતિમા ઉપરાત બીજા જિનોની પણ નાની મોટી પ્રતિમાઓ અનેક હોય છે વળી તીર્થંકરની પાસેના સમ્બન્ધીજનની, જેમકે એમની માતાની, પ્રતિમા પણ અનેક સ્થળે પૂજાય છે પ્રથમ તીર્થંકર ઋષભના પુત્ર ગોમ્મટની અથવા બાહુબલિની ( પૃ ૨૭૨ ) પૂજા દિગમ્બરો કરે છે પશ્ચિમ ભારતમા અનેક સ્થાને ગોમ્મટની જે પ્રકાણ્ડ પ્રતિમાઓ છે, તે ઉપરથી પ્રતિમાવિધાનની અદ્દભુત જૈનકલાનુ સારૂ ભાન થાય છે[૪૧] એ પ્રતિમાઓ પ્રકાણ્ડ છે, છુટી ઉભેલી છે અને દૂરથી જોતા જાણે એ સમસ્ત પ્રદેશ ઉપર રાજ્ય કરતી હોય એવી લાગે છે આમાની સૌથી મોટી શ્રવણ બેલગોલામા ( મૈસુરમા ) જમીનથી ૪૦૦ ફીટ ઉંચા એક ખડક ઉપર છે તે પ્રતિમા ૫૬⅔ ફીટ ઉંચી છે ને પીઠ આગળ ૧૩ ફીટ પહોળી છે પ્રકાણ્ડ શીલાખડમાથી કોતરી કાઢેલી છે ગોમ્મટ જાણે એક વર્ષ લાબા ધ્યાનમા લીન હોય એવા દેખાડ્યા છે, કેવળ નગ્ન છે, મુખ ઉત્તર તરફ છે, ખીલેલા પદ્મના ઘાટના આસન ઉપર સીધા ઉભા છે તેમના માથા ઉપર બે મોટા વલ્મિક ( રાફડા ) છે ને તેમાથી સાપ નીકળતા દેખાડ્યા છે, તેમના હાથપગ ઉપર વેલા વીંટાઇ વળ્યા

છે એક કથામા લખ્યુ છે કે એ પ્રતિમા ભરતની કરાવેલી અથવા મૌથી પ્રાચીન છે અને રાવણે પણુ તેની પૂજા કરેલી ગગવશના રાજા રાજમલ્લના મત્રી ચામુણ્ડરાયને એક પર્વતમા ઢટાઇ રહેલી અને બહુકાળથી ભૂલી જવાયેલી આ પ્રતિમા વિષે એક વેપારીએ વાત કરી તે ઉપરથી મત્રી પોતાની માતા અને બીજા યાત્રીજન સહિત વિ ધ્યગિરિના આ વિભાગની જાત્રા એ નીકળ્યો ચામુણ્ડરાયે સુવર્ણબાણુવડે એ પર્વતને ચીરી નાખ્યો, ત્યારે તેમાથી ગોમ્મટની પ્રતિમા દેખાઇ મત્રીએ એ પ્રતિમાને ઉપડાવી, કારીગરો પાસે તેને સ્વચ્છ કરાવી, અને પછી તેની સ્થાપના કરાવી પૂજા કરી બીજી કથામા લખ્યુ છે કે પોતનપુરમા ભરતે કરાવેલી પ્રતિમાનુ આદર્શ લઇને ચામુ ડરાયે પોતે જ એ પ્રતિમા કરાવી હતી જે શિલ્પીએ એ તૈયાર કરી તેનુ નામ ઘણુ કરીને અરિષ્ટનેમિ ( અરિષ્ટનેમિ ) હતુ, તેની સ્થાપના ઈ સ ૯૮૦ ના અરસામા થઇ

કારકલમા ( દક્ષિણ કાનડા, મદ્રાસ ) ઈ સ ૧૪૩૨ મા કારકલના રાજા વીરપાણ્ડ્યે ગોમ્મટની એવી જ પ્રતિમા કરાવી ને ત્યારપછી વળી એવી બીજી પ્રતિમા વેનુરમા ( અથવા યેનૂરમા—દક્ષિણ કાનડા, મદ્રાસ ) ઈ સ ૧૬૦૪મા ચામુણ્ડરાયના ઘણુ કરીને વશજ તિમ્મરાજે કરાવી. કારકલવાળી પ્રતિમા ૪૧ ફીટથી કઇક ઉંચી અને વેનુરવાળી ૩૭ ફીટ ઉંચી છે બને શ્રવણ બેલગોલાની પ્રતિમાને બરાબર મળતી છે, પણ વેનુરવાળીના ગાલમા કઇક રેખાઓ હોવાથી કઇક વિકૃત હાસ્ય ફુટી આવે છે એ તેના સૌન્દર્યમા વિકૃતિ છે ગોમ્મટની બીજી એક પ્રતિમા મૈસુર નગરની દક્ષિણે ૧૫ માઈલ ઉપરના એક ખડક ઉપર છે, પણ તે માત્ર ૨૦ ફીટ ઉંચી છે૪૨

સૌન્દર્યની યુરોપીયન ભાવનાની અને વિધાનની દૃષ્ટિને અનુકૂળ આ પ્રતિમાઓ નથી એ વાત સાચી, પણ સર્વે યુરોપીયન પ્રવાસીઓ એટલુ તો એકમતે ઉચ્ચારે છે કે એ અસાધારણ ભવ્ય છે શ્રવણ બેલગોલાની પ્રતિમા વિષે ફર્ગ્યુસન લખે છે કે "ઈજીપ્ત

બહાર બીજે કયાય આથી મોટી અને અદ્દભુત પ્રતિમાઓ છે નહિં, અને ઇજીપ્તમા પણ જે જડી આવી છે એમાની કોઇ આથી ઉંચી નથી " આજે પણ એ પ્રતિમાને સાચી રીતે જગતના આશ્ચર્યોમા મૂકી શકાય

કથાઓમા જેમનો સમ્બન્ધ તીર્થંકરોની સાથે ગવાયો છે તેમની પ્રતિમાઓ ઉપરાત બીજા પણ વિવિધ પ્રકારના દેવોની—જૈનધર્મ સાથે નજીવો જ સમ્બન્ધ ધરાવતા હોય અથવા ન પણ ધરાવતા હોય એવા પણ દેવોની—પ્રતિમાઓની પણ પૂજા થાય છે અને એવા દેવોમા યક્ષ, ક્ષેત્રપાલ, ઇન્દ્ર, દિક્પાલ, ગણેશ, હનુમાન, ગ્રહ અને તારા તથા ઇતર આકાશદેવ હોય છે સ્વર્ગવાસી ગુરુઓની અને આચાર્યોની પ્રતિમાઓ પણ કરવામા આવે છે ને તેમની વિધિપુરસર પૂજા થાય છે

વળી જનમમૂહના પણ ચિત્રો કોતરવામાં આવે છે અને તેમા અનેક તીર્થંકરોની પ્રતિમાઓ સાથેસાથે કોતરવામા આવે છે, અથવા એકાદ તીર્થંકર અને તેમની આજુબાજુ વાદકો અને ચામરકારોનો સમૂહ એવી રીતના પણ ચિત્રો કોતરવામા આવે છે

શિલ્પ ઉપરાત ચિત્રથી તીર્થંકરોની ને દેવોની પ્રતિમાઓ કરવામા આવે છે અને તે વિવિધ પ્રકારની હોય છે આયાગપટ નામે એક પ્રકારનો છબીઓનો એવો પટ મથુરામાથી મળી આવ્યો છે લાબો અથવા ચોરસ પત્થરનો પટ હોય છે તેના ઉપર એકાદ જિનનુ, કે ધર્મચક્ર આદિ કોઇ ધાર્મિક ચિહ્નનુ ચિત્ર હોય છે અથવા એકાદ સ્તૂપનુ અને તેની આસપાસ શુભચિન્હો અને પૂજા કરતા દેવો અથવા મનુષ્યોનુ ચિત્ર હોય છે [૪૩]

વળી દેવાલયોને અને ઘરને તેમજ ગ્રન્થોને પણ આવા ચિત્રોથી શોભાવવામા આવે છે ભીંત ઉપરના સૌથી પ્રાચીન ચિત્રો ઓરિસાની ગુફાઓમા છે [૪૪] જોવો દુબ્રુઇલને (Gouveau-Dubreuil) દક્ષિણ ભારતમા પુદુકોટ્ટાઈ પાસે સિત્તનવસલમા ઈ સ ૭ મા સૈકામા જૈન-મંડળ ( fresco ) ચિત્ર મળી આવેલા.[૪૫] સૌથી પ્રાચીન ગ્રન્થચિત્ર પાટણમા મળી આવેલા ૧૨૩૭ ના વર્ષના

કલ્પસૂત્રના ગ્રથમા છે[૪૬] જૈન સૂક્ષ્મ ચિત્રોની ( miniature ) સૌન્દર્યની દૃષ્ટિમાને[૪૭] અને આનન્દ કે કુમારસ્વામીએ પ્રશસા કરી છે તીર્થંકરચરિત આદિ જૈન ચિત્રોમા ધાર્મિક કલાવિધાનની બરાબર છાપ ઉઠી આવેલી હોય છે, એમા ધર્માત્માઓની પ્રતિમાઓને પૌરાણિક ઘટનાઓના ચિત્રો હોય છે, અજન્ટાના મ ડોહક ચિત્રોમા કે રાજપુત કલાસમ્પ્રદાયના ચિત્રોમા સાસારિક ઘટનાઓ ચીતરેલી હોય છે તેવી આ સ સારવિરક્તિના ચિત્રોમા નથી હોતી ધાર્મિક ઇતિહાસના પ્રસ ગો ચીતરવાનુ પવિત્ર વિધાન કથા પણ પરિવર્તન સિવાય એને એજ સ્વરૂપે રાખવામા આવ્યુ છે અને ૬૮ મુદ્રાની પેઠે જમાનાઓથી આજસુધી જાળવી રાખવામા આવ્યુ છે ઇતિહાસ ચિત્રોના વિધાનના નિયમના બન્ધન કથાચિત્રોને નથી તેથી કલાધરોએ પુષ્કળ છૂટ લીધી છે શાલિભદ્રના જીવનના, મોગલચિત્રસ પ્રદાયની ભાવનાએ ચીતરાયેલા ચિત્રો સાબિત કરી આપે છે કે નિત્યજીવનના પરિવર્તનશીલ પ્રસ ગો ચીતરવામા પણ જૈનો કુશળ હતા મુસલમાન કાળ પૂર્વે ચીતરાયેલા કલ્પ સૂત્રના સૂક્ષ્મ ચિત્રો અને ફારસી આદર્શની ભાવનાએ ચીતરાયેલા શાલિભદ્ર ચારતના ચિત્રો વચ્ચે ભગ, વસ્ત્ર, રગ અને બીજી અનેક વસ્તુઓમા જે ભેદ છે તે કલાના ઇતિહાસમા બહુ મહત્વનો છે

જૈનધર્મને સમ્પ્રદાયે સમ્પ્રદાયે તીર્થંકરોની પૂજાના વિધિ નોખાનોખા અને અનેકવિધ છે તેમા મુખ્યત્વે કરીને તો પ્રણામ કરવાના અને શરીરને અમુક પ્રકારે વાળવાના અને પ્રતિમાની આસપાસ પ્રદક્ષિણા ફરવાના તથા સાથે સાથે જ અમુક મ ત્રો અને સ્તોત્રો ભણતા જવાના વિધિ મહત્વના છે વળી પૂજા પ્રસ ગે અનેક ભેટો ધરવામા આવે છે પૂજા અષ્ટવિધ છે, એ આઠ વિધિની પૂજા બરાબર કરવામા આવે છે જ અથવા અમુક જ અનુક્રમે કરવામા આવે છે એવુ કઇ નથી એ આઠ પ્રકાર આ પ્રમાણે છે — ૧ જળપૂજા-જળથી સિચન કરવુ ને પ્રતિમાને સ્નાન કરાવવુ, ૨ ચન્દનપૂજા-ચન્દનથી અર્ચા કરવી, ૩ પુષ્પપૂજા-ફુલ ચઢાવવા ને તેના હાર પહેરાવવા, ૪ ધૂપપૂજા ધૂપ કરવો, ૫ દીપપૂજા-

આર્તિ કરવી, ૬ અક્ષતપૂજા—અક્ષત ચઢાવવા, ૭ નૈવેદ્ય પૂજા—મીઠાઇ વગેરેનો થાળ ધરાવવો, ૮ ફળપૂજા—કેળા, શ્રીફળ, નારગી, બદામ વગેરે ફળ ચઢાવવા

પૂજાના આ મુખ્ય વિધિ ઉપરાત, પ્રતિમાના માનમા ધ્વજા ચઢાવવી, તેની સામે વાદ્ય સાથે નૃત્ય કરવુ વગેરે બીજા વિધિ પણ છે

## ધાર્મિક સ્થાનો.

જૈનોના ધાર્મિક સ્થાનો તેમની ભાવના અનુસાર વિવિધ પ્રકારના હોય છે સાધુઓને અને સાધ્વીઓને ધાર્મિક જીવન ગાળવાના હોય છે ને તેથી તેમને માટે બધા સમ્પ્રદાયોમા ઉપાશ્રય હોય છે ઉપાશ્રય એ ધર્મસઘનુ મુખ્ય સ્થાન છે ઉપાશ્રયનો નિભાવ શ્રાવકો કરે છે ત્યા તેઓ પોતાની સભાઓ ભરે છે, સાધુઓ ખાસ–કરીને સાધ્વીઓ—ત્યાજ રહે છે ઉપાશ્રયમા ઘણુ કરીને બે માળ હોય છે એ લબચોરસ હોય છે, લાકડાના ને ઈટોના બાંધેલા હોય છે, એના છાપરા ઉપર નળીઆ હોય છે, એ દેશના ગૃહસ્થ લોકના રહેવાના ઘરમા ને ઉપાશ્રયમા એકદરે કઇ ખાસ તફાવત નથી મુખ્ય ખડ એટલે કે વ્યાખ્યાનશાળા ઘણુ કરીને પહેલે માળે હોય છે અને તેમા શેતરજી પાથરેલી હોય છે ગેઓર્ગ બુઈલરે આવી એક વ્યાખ્યાનશાળા જોયેલી, તેનુ વર્ણન આ પ્રમાણે કરે છે—“એ ત્રીશેક ફીટ લાબી ને ઘણુ કરીને પદરેક ફીટ પહોળી હશે એની છત બહુ ઉંચી નહોતી અને તે કોતરકામવાળા થોડા થાભલાને આધારે હતી ભીંતો ચૂને ધોળેલી હતી, બારી એોમા યુરોપિયન પદ્ધતિની કાચની તખ્તીઓ હતી જમીન ઉપર નાળીએરની ચોટલીની (કાથીની) ચટાઈ પાથરી હતી છેક બારણા પાસે ખસેડી શકાય એવા લાકડાના કઠેરાથી એક ખડ જુદો પાડવામા આવ્યો હતો, એ કઠેરાને એક દરવાજો હતો એમ જુદા પાડેલા એ ખડમા એક મચ (પાટ) હતો, એ લાકડાનો કઇક લાબો પહોળો તથા જમીનથી ત્રણેક ફીટ ઉંચો હતો આ મચની ઉપર આચાર્ય, ઉપદેશક અને ગુરૂ તેમજ તેને મદદ આપનાર સાધુ અથવા શિષ્ય બેસે છે”[૪૯]

દરવાજા ઉપર તેમજ દાબણીઓ ઉપર તો કોતરકામ હોય છે, બાકી ઉપાશ્રયમા પ્રતિમાને જેવી અલકાર શોભા હોય છે, તેવુ કશુ હોતુ નથી પ્રાચીન કલ્પસૂત્રમા લખ્યુ છે કે ચીતરેલી ભીંતિવાળા મકાનમા સાધુ–સાધ્વીઓએ રહેવુ નહિ અને એ જ વિધિ આજે પણ ઉપાશ્રયમા પળાય છે

ઉપાશ્રયમા સાધુ અથવા સાધ્વી પોતાના અનુયાયીઓને ઉપદેશ આપે છે, તેમના પ્રતિક્રમણ સ્વીકારે છે (કરાવે છે) અને તેમને ધાર્મિક શિક્ષણ આપે છે પણ ત્યા કોઈ પ્રકારની પૂજા કરવામા આવતી નથી પૂજા કરવાને માટે તો જુદા જ પ્રકારના મોટા ભવ્ય જિનમદિરો કરેલા હોય છે

જૈનોમા પણ સ્થાપત્યકળા ભારતની કળા સાથે સમાનભાવે જ વિકાસ પામી હતી એ ધમમા પણ સ્મારકચિન્હો રાખવાની ભાવના તીર્થંકર પછી થોડા જ કાળમા જાગ્રત થઈ હતી, પણ છતા યે ઈસ્વીસનની પૂર્વેના પહેલા સૈકાના પણ એવા કોઈ સ્મારક આજે મળી આવતા નથી એનુ કારણ એ છે કે પ્રાચીન કાળે બીજા ભારતવાસીઓની પેઠે જૈનો પણ લાકડાના મકાન બાધતા હતા તે મકાન હવાપાણીના સપાટા સામે બહુ ટકી શકે નહિ અને તેથી જ પ્રાચીનકાળના કોઈ મકાન આજ સુધી ટકી શકયા નથી યુરોપિયન સશોધકોના આ મત સામે જૈનો જરૂર વાંધો ઉઠાવે છે અને કથાઓમાથી પ્રમાણ આપે છે કે અમારામા અતિ પ્રાચીન કાળથી પત્થરના દેવાલયો ને મહેલ બધાતા આવ્યા છે પણ ભારતનો પ્રાચીન ઇતિહાસ જોતા યુરોપિયન મત સાચો લાગે છે એટલુ જ નહિ, પણ પાછળના કાળની એક પ્રકારની સ્થાપત્ય પ્રણાલીથી એ મતને અનુમોદન મળે છે મન્દિરોની કમાનોને ને ઘુમ્મટને ટેકવનારા પત્થરના થાભલા ઉપર તેમજ એ મન્દિરોની અદરના ભાગના આરસ ઉપર અતિ સુન્દર અને સૂક્ષ્મ કોતરકામ કરેલુ હોય છે તે સ્પષ્ટ રીતે લાકડકામને અનુસરતુ છે ને પાછળથી એનુ અનુકરણ પત્થર ઉપર કરવામા આવેલુ છે

જૈનોનુ સ્થાપત્ય અનેક પ્રકારે વિકાસ પામ્યુ છે એમાનો

એક પ્રકાર સ્તૂપ છે અને તે જૈનસ્થાપત્યના આરમ્ભકાળમા જ વિકાસ પામ્યો હતો મહાપુરૂષના કોઇ અવશેષને સાચવી રાખવાને કે ધાર્મિક ઇતિહાસના અમુક પ્રસગને સ્મરણમા રાખવાને હેતુએ સ્તૂપ બાધવામા આવતા, એ વાત પ્રસિદ્ધ છે સ્તૂપ અર્ધગુલીના આકારનો હોય છે, ચોરસ પાયા ઉપર ચણેલો હોય છે અને શિખરપ્રદેશમા છત્રનો ( રાજચિન્હ ) ઘાટ હોય છે એની અદર ચારે બાજુએ ફરવાનો માર્ગ હોય છે એ ભીની ચારે બાજુએ કઠેરો હોય છે ને તેને ચાર દિશાએ ચાર દરવાજા હોય છે સ્તૂપ ખાસ કરીને બૌદ્ધો બાધતા ને તેની અદર નિર્વાણ પામેલા મહાત્માઓના અવશેષ રાખતા, આથી કરીને પહેલા એમ માનવામા આવતુ કે બધા સ્તૂપ વિનાઅપવાદે બૌદ્ધોના જ છે, પણ ત્યારપછી એ ફુઈરરને ( a Fuhrer ) મથુરા પાસે એક જૈનસ્તૂપ જડી આવ્યો ને રામનગરમા બીજો એક મળી આવ્યો, ત્યારથી ખાતરી થઇ કે જૈનો પણ સ્તૂપ બાધતા જો કે તેઓ અવશેષ રાખતા નહોતા વળી શ્વેતામ્બર ગ્રન્થમા સ્તૂપ વિષે ઉલ્લેખ છે એમ લોઇમાને પણ બતાવી આપ્યુ છે ડૉ બુઇલર માને છે કે ચૈત્ય શબ્દ પ્રથમ મન્દિરના ભાવને સૂચવતો નહોતો, પણ સ્વર્ગવાસી ગુરુના સ્મરણને અર્થે બાધેલા સ્મારકચિન્હના ભાવને સૂચવતો હતો કેટલાક ચૈત્યોવિષે ધર્મગ્રન્થોમા વર્ણન આવે છે તેમા લખ્યુ છે કે એમની ઉપર છત્ર છે, અને છત્ર તો સ્તૂપ ઉપર હોય છે બીજા કોઇ દેવાલય ઉપર હોતુ નથી [૫૨] મથુરામા પત્થર ઉપરનુ એક ચિત્ર મળી આવ્યુ છે, તેમા સ્તૂપ અને તેની પૂજા કરતા કિન્નર અને ગરુડ અથવા સુપર્ણ દેવો ચીતર્યા છે પછીના કાળમા શ્રીપૂજ્યનાં અથવા તો બીજા કોઈ પ્રખ્યાત સાધુના સ્મારક સ્તુપને બદલે બીજે પ્રકારે રખાવા માડ્યા રાજપુતાનામા એ પ્રકારના સ્મારકને છત્રી કહે છે ને એ રાજપુત રાજાના સ્મરણમા બધાવાતી છત્રીના ( રિક્તસમાધિ ) ઘાટની હોય છે પાલીતાણાના એક લેખમા લખ્યુ છે કે પ્રખ્યાત હીરવિજય ( પૃ ૬૮ ) ઉપવાસ (અનશન) કરી સ્વર્ગવાસી થયા, ત્યારપછી એમની પાદુકા આદીશ્વરના દેવાલયની

પાસેના એક મન્દિરમા પધરાવી, શ્રવણ બેલ ગોલમા દિગમ્બરોના અનેક સ્મારક મળી આવે છે

જૈનોના દેવાલયોમા સૌથી પ્રાચીન અને પ્રકાણ્ડ તો ગુફા મન્દિરો છે દેવસ્થાન બનાવવાને તેમજ સાધુઓને વસવાના સ્થાન બનાવવાને ખડકો કોરી કાઢવાની કળા ઇ સ ૩ જા સૈકાથી શરૂ થઈ હોય એમ જણાય છે વખતે પરદેશી આદર્શ ઉપરથી એ ઉત્પન્ન થઇ હોય. કઇ વિચારી યે શકાય નહિ એટલા પ્રાચીન કાળથી ઇજીપ્તમા એ કળા હતી ને દ્દઠ્ઠા સૈકામા ઇરાન ગઈ નક્ષ-ઈ-રૂસ્તમના ખડકોમા દરાયસનુ અને તેના વશજોના સ્મારકો કોતરી કાઢ્યા છે મહારાજા અશોકે પોતાના રાજ્યકાળના ૧૨ મા અને ૧૯ મા વર્ષમા બરાબરના ખડકમા ( બિહારમા ગયાની ઉત્તરે ૧૬ માઇલ ઉપર ) ગુફાઓ કરાવી હતી, ત્યારથી હજાર વર્ષ કરતા યે લાબા કાળ સુધી ભરતખડના નાના પ્રદેશોમા કલાની દૃષ્ટિએ ગુફાઓ કોતરાતી હતી. હિન્દુઓની ને બૌદ્ધોની સ્પર્ધામા જૈનોએ પણ ધાર્મિક હેતુએ ગુફાઓ કોતરાવી છે ઓરિસ્સામા આવેલા ઉદયગિરિમા (ઈ સ પૂ ૧૫૦?) વિજાપુર જીલ્લામા આવેલા બાદામીમા ( ઇ સ ૬૫૦ ને સુમારે ) અને હૈદરાબાદ રાજ્યના ઔરગાબાદ જીલ્લામા આવેલા ઇલોરામા ( ૯-૧૦ મા સૈકામા ) આવેલી જૈનગુફાઓ સૌથી પ્રખ્યાત છે એ ગુફાઓમા નાના મોટા અનેક ખડો છે ને ચોક છે તેની ભીતોને ચિત્રોથી સજાવી છે, એમા વિવિધ પ્રકારના સુન્દર સ્તમ્ભો અને તીર્થંકરોની અને દેવોની અનેક પ્રતિમાઓ છે ઇલોરાના ૫ જૈન ગુફામન્દિરોમાથી એકમા ઇંદ્રસભા છે તેમા બીજી અનેક પ્રતિમાઓ ઉપરાત મહાવીરની સુન્દર પ્રતિમા પણ છે ઓસરીમા ઇન્દ્રની પ્રતિમા છે, એ ગુફામા ભારતની અનેક પ્રતિમાઓને આદર્શે પ્રતિમાઓ કોતરી છે

પણ ગુફામન્દિરો કરતા યે વધારે સુન્દર તો સપાટ પ્રદેશ ઉપર જૈનોના તીર્થંકરમન્દિરો છે મોટા દેવાલયમા ઘણુ કરીને આગળ ખુલ્લો મડપ, ત્યારપછી સભામડપ ને ત્યારપછી ગર્ભગૃહ હોય છે ને એ ગર્ભગૃહમા મૂલનાયકની પ્રતિમા હોય છે, ચારે

બાજુએ ગોખ ને ભોયરા હોય છે ને તેમા તીર્થંકરાની પ્રતિમા હોય છે અને એ સૌ ઉપર મન્દિરનો ઘુમ્મટ આવેલો હોય છે મન્દિરની સામે ચોક હોય છે ને તે ઘણુ કરીને ચોખડો હોય છે અને એ સમસ્ત પવિત્ર પ્રદેશની ચારે બાજુ જાત્રાળુઓને ઉતરવાની ધર્મશાળા હોય છે ઉત્તર અને દક્ષિણ ભારતના (ત્યા બસ્તી કહે છે) જૈનમન્દિરો કળામા ને શૈલીમા ગમે તેટલા જુદા હશે તોય એક જ પ્રકારે બાધેલા પણ હોય છે

ઉત્તરમા તેમજ દક્ષિણમા ચતુર્મુખ દેવાલય બાધવાનુ વલણ વધારે છે એ દેવાલયને ચાર દ્વાર હોય છે ને તેમાના દરેક દ્વારે થઇને એક અથવા અનેક તીર્થંકર પ્રતિમા સમીપ જઇ શકાય છે [૫૫]

દક્ષિણમા વળી દેવાલયો એક જુદા જ પ્રકારને ઘાટે બધાય છે દક્ષિણ કાનડામા મૂડૂબિદ્રિની (મૂડૂબિદુરે) કેટલીક બસ્તીઓને એક ઉપર એક એમ બે કે ત્રણ પડાળ હોય છે ને તેથી તે નેપાળના દેવાલય અથવા ચીનના બુરજ જેવી દેખાય છે, કાષ્ઠસ્થાપત્યની કારીગરી આ બસ્તીઓમા કઇક દીસી આવે છે બીજા એક પ્રકારના ધાર્મિક મકાન તો દક્ષિણમા જ દૃષ્ટિગોચર થાય છે એને બેટ્ટા કહે છે શ્રવણબેલગોલામા અને બીજા સ્થળોએ ગોમ્મટની પ્રતિમાઓની ચારે બાજુ આવા મકાન છે, એ મકાન ઉપરથી અને બાજુએથી ખુલ્લા હોય છે

અનેક જૈન દેવાલયની આગળ એક પ્રકાણ્ડ સ્તભ ઉભો કરેલો હોય છે, એને માનસ્તમ્ભ કહે છે એને ચારે બાજુએથી શણગારેલો હોય છે માનસ્તભ અને મન્દિરની વચ્ચે કોઇ કોઇ વાર ધ્વજાસ્તમ્ભ પણ હોય છે એ સ્તમ્ભ લાકડાનો હોય છે ને એને તાબાને પતરે મઢેલો હોય છે

શ્રાવક ધનાઢ્યોના દાનથી જ સર્વે મન્દિરો બધાયા છે આજે પણ એવા દાનવડે કિમતી માલમશાલાથી ભવ્ય મન્દિરો બધાય છે, અનેક શ્રાવકો આરસપહાણના મન્દિરો બધાવે છે વળી એવા મન્દિરો અનેક બધાય છે ને નાના નાના સઘો પણ પોતાના આગવા મદિર બધાવે છે મહાવીરના અનુયાયીઓ જ્યા હોય

એવા સૌ મોટા નગરોમા એક કે વધારે મન્દિર હોય છે અને કેટલીક વાર તો જરૂર કરતા પણ વધારે હોય છે, એટલુ જ નહિ પણ કેટલેક સ્થળે તો પુષ્કળ મન્દિર, એક એકને અડીને રહેલા હોય છે મધ્યપ્રાન્તોમાના છત્રપુર રાજ્યમા ખજરાહો નામે સ્થાને, રાજપુતાનામા આબુ ઉપર, કાઠિયાવાડમા શત્રુંજય અને ગિરનાર ઉપર આવા પ્રકારના પ્રખ્યાત મન્દિરો છે આ મન્દિરનગરોને જોયાથી પ્રવાસીના મન ઉપર બહુ ભવ્ય છાપ પડે છે જ્યારે એ મન્દિરે મન્દિરે ફરે છે અને ગોખે ગોખે તીર્થંકરોના બિંબને ગાઢ શાન્તિમા પ્રફુલ્લવદને જુએ છે ત્યારે જાણે પોતે કોઇ જાદુજગત્મા હોય એમ એને લાગે છે

જૈનમન્દિરના અન્દરના ભાગમા પણ એવી જ છાપ પડે છે ધૂળકટ ભર્યે આખે દિવસે તાપમાથી આરસના બનાવેલા મન્દિરની શીતળ છાયામા જે જાય છે તેના મન ઉપર ત્યા બિરાજતા વીતરાગ જિનની ગાઢ શાન્તિથી કઇ અજબ છાપ પડે છે મન્દિરના સ્તમ્ભોની ને કમાનોની સુન્દરતાથી અને સુરેખતાથી તેમજ મડપોની શુદ્ધતાથી પણ એવી જ છાપ પડે છે બેશક બધાય મન્દિર કઇ કળાની દૃષ્ટિએ સરખા સુદર હોતા નથી, વર્તમાનકાળમા કળાની દૃષ્ટિશૂન્યતાથી અને શણગારના ઢગલા કરી નાખવાથી તેમાથી પૂજ્યભાવનાની લાગણી નષ્ટ થાય છે, અને એવા કલાહીન મકાનો તો આજે જૈનેતર લોકોમા પણ પુષ્કળ થાય છે

મદિરમા મુખ્ય પ્રતિમા મૂળનાયકની એટલે અમુક જિનની હોય છે અને મન્દિરના એ અધિષ્ઠાતા દેવ છે, તેમજ બીજા તીર્થંકરોની અને તેમને પૂજનારા યક્ષોની ને દેવોની પણ પ્રતિમાઓ હોય છે વળી અનેક મન્દિરોમા ( બેશક સૌ જૈન સમ્પ્રદાયોના મન્દિરોમા તો નહિ જ ) હનુમાન, ભૈરવ, માતા આદિ હિન્દુધર્મની દેવદેવીઓની પ્રતિમાઓ પણ હોય છે ધાર્મિક ઉપયોગને માટે કેટલીક વસ્તુઓ ગોઠવેલી હોય છે, તેમા મુખ્યત્વે કરીને ભડાર, લાકડાની પેટી, તીરપાઇ, ઘટ, ધુપદાની તેમજ વિવિધ પ્રકારના વાસણો હોય છે

પૂજારી મંદિરમાં પ્રતિમાની પૂજા કરે છે, તેને સંઘ તરફથી પગાર તેમજ ભેટમાંથી કંઈક ભાગ મળે છે એ પૂજારી બ્રાહ્મણ અથવા બીજી કોઇ નાતનો એટલે કે વાણિયો, માળી, કણબી, બારોટ કે બીજો કોઇ હોય છે દિગમ્બરો તો જૈનને જ પૂજારી રાખે છે, પણ શ્વેતામ્બરો તીર્થંકરને માનતો ન હોય એવાને પણ તીર્થંકરની પૂજા કરવા રાખે છે, તે કોઇ પણ નાતનો હિન્દુ હોય, પણ માંસાહારી અને મદ્યપી તો ન જ હોવો જોઇએ વળી અમુક અમુક ક્રિયા તો ધાર્મિક શ્રાવકો પોતે પણ કરે છે અને એમ કરવામાં પુણ્ય થતું માને છે અમુક અમુક ક્રિયા કરવાનો હક્ક લેવા માટે અમુક પૈસા આપવા પડે છે મોટા મંદિરોમાં તો અનેક શ્રાવકો એ પુણ્યકાર્ય કરવાની ઇચ્છા રાખે છે અને એકમેક સાથે એટલા માટે એવી સ્પર્દ્ધા કરે છે કે પેલી કે બીજી પૂજા કરવાના હક્ક માટે પૂજારી રીત સરની હરરાજી કરે છે આ હરરાજીમાં સામાન્ય રીતે અમુક શેર ઘીથી એ હક ખરીદાય છે, વાસ્તવિક રીતે તો એ ઘી આપવામાં આવતું જ નથી, પણ એની કિંમતના રૂપિયા આપવામાં આવે છે એ કિંમત આપતા ઘીનો જે આજનો ભાવ છે તે ગણવામાં આવતો નથી, પણ ઘણું કરીને બહુ વર્ષો પૂર્વે કોઇ અમુક વર્ષે જે કોઇ ભાવ હતો તે ને તે જ આજસુધી ગણવામાં આવે છે

જે માણસ સર્વથા શુદ્ધ હોય તે જ પૂજામાં ભાગ લઇ શકે એટલા માટે પૂજા કરનાર, પૂજા કરવા પેસે તે પહેલાં, નહાય છે અને અમુક વસ્ત્ર પહેરે છે એ વસ્ત્ર મોટે ભાગે મન્દિરના આગલા ખંડમાં રાખવામાં આવે છે વસ્ત્રમાં મુખ્યત્વે કરીને ધોતી ને ઉત્તરાસન હોય છે, ત્યારપછી પૂજાના ઉપયોગમાં લેવાતાં કેટલાંક વાસણ હોય છે અને વળી મુખપટ્ટી, આસન ને નાનો ચરવળો હોય છે દેવપૂજાને સમયે ઘણું કરીને જનોઇ પણ પહેરવામાં આવે છે મંદિરમાં જે વસ્તુઓ આણવામાં આવેલી હોય તે પછી સંસારકાર્યમાં વાપરી શકાય નહિ, તેથી પૂજા કરનાર એ સૌ વસ્તુઓને પોતાના ગજવામાં મૂકી રાખે છે ધાર્મિક

ક્રિયા કરતા પહેલા બીજી કેટલીક તૈયારીઓ કરવી ઘટે છે તેટલા માટે પૂજા કરનાર પોતાને કપાળે અને કાને કેશરના અમુક ચિન્હ કરે છે તેમજ હાથ ઉપર, છાતીની વચમા ને કંઠ ઉપર રેખાઓ તાણે છે

દેવની પૂજા સાધારણ રીતે દિવસમા ત્રણ વાર થાય છે પૂજા પાછળ પૃ ૪૦૬ ઉપર જણાવ્યા પ્રમાણે અષ્ટધા હોય છે પ્રતિમાની જલપૂજા તો દિવસમા એક જ વાર થાય છે, બાકીની બીજી બધી પૂજાઓ વારેવારે થાય છે શુદ્ધ પુરૂષો અને જેમણે સ્નાન કર્યું હોય અને વિધિસર સ્વચ્છ વસ્ત્ર પહેર્યા હોય તે જ પ્રથમની ત્રણ પૂજા–જલપૂજા, ચન્દનપૂજા અને પુષ્પપૂજા–કરી શકે, કારણકે એમા પ્રતિમાને સ્પર્શ કરવો પડે છે બાકીની બધી પૂજાઓ મન્દિરમાનો કોઇ પણ માણસ, સ્ત્રીઓ સુદ્ધા, કઈ પણ ખાસ તૈયારી વગર કરી શકે છે

અમુક વાર તહેવારે ઘણા મન્દિરોમા અભિનય પણ કરવામા આવે છે તે વારે દશ બાર બાળક વિવિધ વાદ્ય સાથે ગાય છે ને નૃત્ય કરે છે એ બાળકો અભિનયને અનુકૂળ નાટ્યવસ્ત્ર પહેરે છે અને શરૂઆતમા સૌ સાથે નૃત્ય કરે છે, ત્યારપછી બેબે મળીને નૃત્ય કરે છે ને બીજા બાળકોએ પોતાના હાથ ઉચા કરીને બનાવેલા દરવાજામા થઇને નીકળી જાય છે દરેક અકને અન્તે તીર્થંકરની પ્રતિમાઓ સામે ઉભા રહીને સ્તોત્ર ગાય છે ને નમન કરે છે એ વાત જાણવા જેવી છે કે ( કમમા કમ શ્વેતાંબર પન્થમા ) સ્ત્રીઓ અને વિધવાઓ પણ પૂજામા ભાગ લઇ શકે છે

### મત્ર તત્ર

હિન્દુઓની અને બીજા ધર્મના અનુયાયીઓની પેઠે જૈનો પણ, વ્યક્તિના તેમજ સમષ્ટિના નશીબ ઉપર શુભ કે અશુભ અસર કરનાર અમાનુષિક સત્ત્વોને માને છે આ સત્ત્વોમા અમુક સીમાબદ્ધ જ શક્તિઓ હોય છે અને તેઓ પોતે પણ શાશ્વત જગતચક્રને નિયમે તેમજ કર્મને અને પુનર્જન્મને નિયમે પણ

બધાયેલા હોય છે, પણ પૂર્વજન્મના કર્યા કર્મને ફળે એમને એવી સ્થિતિ પ્રાપ્ત થયેલી હોય છે કે મનુષ્યોના નશીબ ઉપર શુભ કે અશુભ અસર કરી શકે જગતના બન્ધનમાથી મુક્ત થયેલા જીવોને તો સ્વાભાવિક રીતે જ એ કશુય ન કરી શકે, પણ બીજા બધાને અમુક સીમામા સુખ અને દુખ આપી શકે અને તેથી એ સૌ તેમને તૃપ્ત કરવાને અને તેમની કૃપા પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે

બધી પ્રજાઓમા પૂજા અને મત્ર તત્ર એકમેકની સાથે જ ચાલ્યા આવે છે એ બે વચ્ચેનો સ્પષ્ટ ભેદ જૈનોમા પણ નથી કારણકે તીર્થંકરોની પૂજા ઉપરાત એમણે હિદુઓના અનેક દેવ દેવીઓની પણ પૂજા સ્વીકારી છે અને આ પૂજામા મત્રતત્રનુ પરિબળ વધારે છે આથી જૈન જ્યારે ગણેશની કે માતાની પૂજા કરે છે, ત્યારે એ પૂજા પોતે શુદ્ધ થવાને નહિ, પણ તેની કૃપા પ્રાપ્ત કરવાને અને ઐહિક કે આમુષ્મિક સામાજિક લાભ પામવાને કરે છે એ દેવોની પૂજાનો સામાન્ય વિધિ તો આપણે પાછળ વર્ણવી ગયા છીએ એટલે હવે તો આ પ્રકારની પૂજાના ખાસ વિધિ વિષે જ વર્ણન કરીશુ આ પ્રકારની પૂજાના દેવો તે નીચ પ્રકારના સત્ત્વો હોય છે

° મનુષ્યના ભૌતિક જીવન ઉપર અસર કરનાર સૌથી પ્રથમ તો આકાશના તત્ત્વો છે અને તેમા ખાસ કરીને ૯ ગ્રહ ( નરી આખે દેખાતા પાચ ઉપરાત સૂર્ય, ચન્દ્ર, રાહુ ને કેતુ ), ૧૨ રાશી ને ૨૮ નક્ષત્ર છે માણસને જન્મસમયે આકાશમા એ જે સ્થાને હોય છે, તે નવા જન્મેલા બાળકના નશીબ ઉપર પુષ્કળ અસર કરે છે તે ઉપરાત રાશીનુ સ્થાન વધારે મહત્ત્વનુ ગણાય છે, કારણકે ઉપનયન, વિવાહ, દીક્ષા વગેરે સર્વે મહત્ત્વના સસ્કારોમા શુભમુહૂર્ત્ત પસદ કરવામા આવે છે જૈનોનુ ગણિત તેમજ ફલિત જ્યોતિષ મોટે ભાગે હિન્દુઓને મળતુ આવે છે, પણ અમુક અમુક મહત્ત્વના વિષયોમા જુદુ પણ પડે છે ( પૃ ૨૪૨ સરખાવશો ) બધા ભારતવાસીઓની પેઠે જૈનો પણ માને છે કે કર્મના નિયમ વિરૂદ્ધ ગ્રહનુ કશુય પરિબળ ચાલી શકે નહિ, કર્મ અને ગ્રહ

એકમેકની સાથે ગાઢ સહચાર રાખે છે અને જ્યોતિષ તો માત્ર એટલુ જ કરી શકે કે તેથી અમુક માણસના કર્મફળ ગ્રહદ્વારા જાણી શકાય. આ મતનો સ્વીકાર કરીને જૈનો દરેક તીર્થંકરના જીવનના પાચ મહાપ્રસગો ( કલ્યાણકો )ની સાથે પણ અમુક નક્ષત્રોનો સબધ જોડે છે ને માને છે કે ત્યારે ચન્દ્ર તે પ્રસગે તે નક્ષત્રમા હતો વળી જૈન જ્યોતિષીઓ દરેક તીર્થંકરનો એકેક ગ્રહ સાથે પણ સબધ યોજે છે—૬ ઠ્ઠા તીર્થંકર સાથે સૂર્યનો, ૮ મા સાથે ચન્દ્રનો, ૧૨ મા સાથે મગળનો, ૧૩ મા, ૧૪ મા, ૧૫ મા, ૧૬ મા, ૧૭ મા, ૧૮ મા, ૨૧ મા અને ૨૪ મા સાથે બુધનો, ૧ લા, ૨ જા, ૩ જા, ૪ થા, ૫ મા, ૭ મા, ૧૦ મા અને ૧૧ મા સાથે બૃહસ્પતિનો, ૯ મા સાથે શુક્રનો, ૨૦ મા સાથે શનિનો, ૨૨ મા સાથે રાહુનો અને ૧૯ મા અને ૨૩ મા સાથે કેતુનો સબધ જોડે છે મત્રો ભણીને અને ભેટો ધરાવીને ગ્રહોની પૂજા કરવામા આવે છે, તેમનાથી થતી અસરને અમુક શાન્તિપાઠથી ને તેવી ક્રિયાઓથી નષ્ટ કરવામા આવે છે

જૈનધર્મના ગ્રન્થોમા ગ્રહોની શક્તિ વિષે સામાન્ય રીતે સ્વીકાર કરવામા આવેલો છે અને તેથી તેમને ધાર્મિક ક્રિયાઓ મા પણ સ્થાન મળેલુ છે, પણ ભૂતપ્રેતની સત્તા વિષેની માન્યતા તો માત્ર લૌકિક છે અને બુદ્ધિશાળી જૈનો એને માનતા નથી

માણસના દુખ ભૂત વધારી શકે એવી માન્યતા સામાન્ય રીતે સર્વત્ર, સ્ત્રીઓમા ને અભણમા તો ખાસ ઘર કરી રહી છે જખની ( યક્ષિણી ) એટલે કે મરી ગયેલી સ્ત્રી બાળકોને ખાસ નડે જ્યારે કોઇ બાળક માદુ પડે, ત્યારે લોક કહે છે કે એની મરી ગયેલી ઓરમાન મા એને નડે છે અને ઘરની પ્રતિમાઓ સાથે એ માની પણ ધાતુની પ્રતિમા રાખીને તેની પૂજા કરવાનુ સૂચવે છે જો બાળક સાજુ થાય તો માનેલી માનતા પૂરી કરવામા આવે છે, મૂર્તિની આગળ સોવાસણો (સૌભાગ્યવતી સ્ત્રી) ને નોતરવામા આવે છે, તેમને જમાડવામા આવે છે ને કઇક ભેટ આપવામા આવે છે બાળક મોટુ થતુ જાય તેમ તેમ વિવિધ પ્રકાર

ના ભૂત તેને અનેક પ્રકારના દુઃખમા ને મદવાડમા નાખે છે એમ મનાય છે તેમને શાન્ત કરવાને ભુવાને બોલાવે છે, ભુવો મતરજતર ભણે છે, માદાને શરીરે રાખ લગાવે છે, તેને માદળિયા બાધે છે અને એમ અનેક રીતે ભૂતને ઝાડી કાઢવાના પ્રયત્ન કરે છે વળી ભૂતનો વળગાડ દૂર કરવાને માટે અમુક દિવસે તેને બાકળા મૂકે છે, અથવા જે વૃક્ષમા એ રહેતુ મનાય છે તેની ચારે બાજુ પાણીની ધાર કરવામા આવે છે અથવા તો બીજી રીતે એ ભૂતને પ્રસન્ન કરવાના પ્રયત્ન થાય છે

વળી બીજા ધર્મના અનુયાયીઓની પેઠે જૈનો પણ ભુડી નજરને માને છે કેટલાક માણસોને એવી ભુડી નજર સહેજે લાગે છે, અનેક કારણે લાગે છે, જેમકે માતાના શરીર સાથે સબધ ગખતો બાળકનો નાળ વધેરતા તેમાથી નિકળતુ લોહી જેની નજરે પડે છે તેની પણ નજર લાગે છે૫૮ જેઓ ખાસ કરીને રૂપાળા હોય છે, કે ડાહ્યા હોય છે કે બીજી રીતે સુખી હોય છે તેવા વિશિષ્ટ માણસોને પણ નજર લાગતી મનાય છે કાળા રગના ઉપયોગથી એવી નજરને વાળી દેવાય છે, તેટલા માટે વાર તહેવારે સુન્દર વસ્ત્ર પહેર્યાં હોય તેવી સ્ત્રીના વસ્ત્રને કાળો દોરો બાધે છે અથવા રૂપાળા બાળકને ગાલે મેશનો ચાલ્લો કરે છે એવે જ હેતુએ વરકન્યાના સુખની મીઠાશમા કઇક ખટાશનો પાસ દેવાને માટે લગ્ન પ્રસગે વરની પાઘડીમા કે કન્યાના વસ્ત્રમા લીંબુ બાધવાનો રિવાજ છે બાળકને તાવ આવે છે ત્યારે તેને નજર લાગી છે એમ લોક કહે છે, એને સાજો કરવાને માટે એક વાડકામા રાખ, મીઠુ, દાણા, ગાઈ અને એવા બીજા પદાર્થો મૂકે છે ને પછી તે વાડકો માદાની પથારી નીચે મૂકે છે જ્યારે માદો સાજો થાય છે ત્યારે તે વાડકાની ચીજો ચકલે ઢોળી આવે છે

અહીં વર્ણવેલા જાદુપ્રયોગો અને રિવાજો ઉપરાત બીજા પણ અનેક વહેમો જૈનો માને છે, પણ તે બધા અહીં વર્ણવવાનુ પ્રયોજન નથી વળી ભરતખડમા જૈનો અનેક રીતે મેલી

વિદ્યાના જાણનાર મનાય છે જેમ્સ ટૉડ ( James tod ) એમને વેદ્ધિયવાન અથવા ગજસ્થાનનો મગી ( magi ) " કહે છે તે તેમને વિષે વર્ણન કરે છે કે તેઓ જાદુવિદ્યામા બહુ પડ્યા છે એવો આરોપ વાર વાર લોક મૂકે છે [૫૯] તેવોજ આરોપ દક્ષિણ ભારતમા જૈનો ઉપર મૂકવામા આવે છે એમ મદુરાસ્થલ પુરાણ નામે મદુરાના મન્દિરનો ઇતિહાસગ્રન્થ વાચવાથી જણાશે.[૬૦]

જાદુવિદ્યા સાથે બીજી પણ એવી કેટલીક વિદ્યાને ગાઢો સબધ છે એમા સૌથી મહત્ત્વની વિદ્યા શકુન જોવાની–ફલિત જ્યોતિષ છે ફલિત જ્યોતિષ ઉપરાત પણ શકુન જોવાના ઘણા ઉપાયો માનવામા આવે છે શકુન અપશકુન અનેક રીતે જાણી શકાય છે માણુસ જ્યારે પ્રવાસે નીકળે છે, ત્યારે અમુક વસ્તુઓ કે પ્રાણીઓ તેને સામે મળ્યાના વર્ણન જૈન કથાઓમા વારવાર આવે છે એ બધાથી શુભ કે અશુભ થશે એવુ સૂચન થાય છે,[૬૧] કેટલાક સ્વપ્ન પણ મગળસૂચક હોય છે સ્વપ્નો થવાના ૯ કારણ ગણાય છે (૧) સ્વપ્ન પામનાર મનુષ્યની ચિન્તા, ( ૨ ) મદવાડ, ( ૩ ) અનુભવ, ને ( ૪ ) સ્વભાવ હોય તે પ્રમાણે તેને સ્વપ્ન આવે, ( ૫ ) તેણે કઇ સાભળ્યુ હોય, કે ( ૬ ) જોયુ હોય કે ( ૭ ) પુણ્ય અથવા ( ૮ ) પાપ કર્યું હોય તો તે પ્રમાણે પણ સ્વપ્ન આવે, તેમજ ( ૯ ) કોઈ કોઈ દેવે કે ઉંચા પ્રકારના કોઇ સત્ત્વે તેને સ્વપ્ન મોકલ્યું (આપ્યું) હોય પહેલા ૬ પ્રકારના સ્વપ્નનો કઇ અર્થ નથી, બાકીના ત્રણ પ્રકારના સ્વપ્ન શુભ–કે અશુભ–સૂચક ગણાય છે મહત્ત્વના સ્વપ્ન ૭૨ પ્રકારના હોય છે તેમાના ૩૦ તો મહાસ્વપ્ન ગણાય છે ને તે કોઇ મહાપુરુષના જન્મનુ સૂચન કરે છે [૬૨] તીર્થંકરના જન્મનુ સૂચન કરનારા ૧૪ ( દિગમ્બર ૧૬ ) સ્વપ્ન વિષે પૃષ્ઠ ૨૫૨ ઉપર લખ્યુ છે બીજા શલાકા પુરુષના કે રાજાના કે મહાત્માના જન્મ વિષે પણ આમાના અમુક સ્વપ્નો સૂચન કરે છે

આવા મગળસૂચક સ્વપ્નો ઉપરાત અમગળ સૂચક સ્વપ્નો પણ હોય છે રાજા ચન્દ્રગુપ્તે આવા અમગળ સૂચક સ્વપ્નો જોયેલા અને મગધમા ૧૨ વર્ષનો દુષ્કાળ પડવાનો હતો, તે સ્વપ્નોએ સૂચવ્યું

હતુ,[63] તેમજ ભરતે ૧૬ સ્વપ્ન જોયા હતા અને બ્રાહ્મણ જાતિનો વિનાશ થવાનો હતો એ તે સ્વપ્નોએ સૂચવ્યુ હતુ એમ મનાય છે [64]

## વિશેષ ભાગ.

### શ્રાવક ધર્મ.

#### નિત્ય કર્મ.

પ્રભાતથી સન્ધ્યા સુધી ધાર્મિક શ્રાવકે અનેક કર્મ કરવાના હોય છે પ્રભાતમા બ્રાહ્મ મુહૂર્તે ( ચાર ઘડી રાત્રિ હોય ત્યારે ) ઉઠે, પરમેષ્ઠી મ ત્ર બોલે અને પવિત્ર વિચારો કરે પછી એને છ આવશ્યક કરવાના હોય છે તે નીચે પ્રમાણે છે —

૧ सामायिक બધા અરિષ્ટોમાથી મુકત રહેવાને માટે વિચારને અન્તર્મુખ કરીને સમભાવમા રહેવુ અને અમુક પ્રતિજ્ઞાઓ લેવી

૨ चतुर्विंशति जिनस्तुति ૨૪ તીર્થંકરનીસ્તુતિ

૩ वन्दन ગુરૂભક્તિ

૪ प्रतिक्रमण પાપનો પશ્ચાત્તાપ ( પૃ ૩૮૩ )

૫ कायोत्सर्ग અમુક આસનમા ( પૃ ૩૮૭ ) બેસવુ જેથી જીવ ભૌતિક બ ધનમાથી મુક્ત થાય

૬ प्रत्याख्यान અમુક ખાદ્ય પદાર્થ તજવા વિષેની પ્રતિજ્ઞા લેવી ( પૃ ૩૮૫ )

આવશ્યક ગમે તો ઘેર કે ગમે તો ઉપાશ્રયમા કરી શકાય અને તે પ્રાત કાળે અને સાય કાળે કરવાના છે, તે ઉપરાત સામાયિક ગમે એટલી વાર કરી શકાય ઉપાશ્રયમા જઇને ધર્મકથા પણ સાભળવી જોઇએ

સ્થાનકવાસી પોતાની સર્વ ક્રિયા 'ઉપાશ્રયમા કરે એ તો સ્પષ્ટ છે, પણ મૂર્તિપૂજકે તે ઉપરાત, દિવસમા કમમા કમ એક વાર મ દિરે પૂજા કરવા માટે જવાનુ હોય છે

શ્રાવકે અધારૂ થતા પહેલા ખાઇ લેવુ જોઇએ. અતિ ધર્મિષ્ટ તો દિવસમા એક જ વાર ખાય છે અને ખાતા પહેલા સાધુને કે ભુખ્યાને ખાવાનુ આપવુ જોઇએ

શ્રાવક રાતે સુવા જાય છે, ત્યારે ફરી ધાર્મિક મન્ત્રો ભણે છે અને પવિત્ર વિચારોમા લીન થાય છે, જેને પરિણામે એને શુભ સ્વપ્ન આવે

હિન્દુધર્મની અસરથી ઘણા દિગમ્બર જૈનો વૈદિક હોમાગ્નિને પણ માને છે, આદિપુરાણ ૩૪૭–૩૪૮ ને મતે પ્રભાત–મધ્યાન્હ–સાયકાળે એમ ત્રણ વાર ઋષભના અન્ત્યેષ્ટિ સસ્કારના સ્મરણમા અગ્નિ કરવો જોઇએ

## નૈમિત્તિક કર્મ

ધર્મિષ્ટ શ્રાવકોનુ જન્મથી તે મરણ પર્યતનુ સમસ્ત જીવન ધાર્મિક કર્મક્રિયાઓથી પરિપૂર્ણ હોય છે આમાની ઘણી કર્મક્રિયા તેમને અને હિન્દુઓને સામાન્ય છે અને કેટલેક અંશે હિન્દુઓના ધર્મમાથી જ એમણે લીધેલી હોય એમ જણાય છે કેટલીક વિશેષ ક્રિયાઓ જુદા જુદા સમ્પ્રદાયોમા ને જુદા જુદા દેશમા જુદી જુદી રીતે થાય છે એ પૂર્વ કાળે પણ એક સરખી થતી નહોતી. આજે શ્વેતામ્બરોમા જે ક્રિયાઓ થાય છે તેની ઉંડી વિગતોમા અને ભેદોમા ઉતર્યા વિના જ તેમા જે મહત્ત્વની છે તેનુ સક્ષિપ્ત દિગ્દર્શન કરી જવાનો અહીં પ્રયત્ન કરીશુ [૧૫]

મનુષ્યજીવનને લગતા જે સસ્કારો કરવાના હોય છે તેમાના કેટલાક તો તેના જન્મ પહેલા કરવાના છે જ્યારે માતા ગર્ભવતી થાય છે ને તેનો ગર્ભ પાચ માસનો થાય છે, ત્યારે બ્રાહ્મણને બોલાવે છે ને ગર્ભાધાન સસ્કાર કરાવે છે તે પ્રસગે ગર્ભિણીને તેના પતિની ડાબી બાજુએ બેસાડે છે, તેના વસ્ત્રનો છેડો તેના પતિના વસ્ત્રની સાથે બાધે છે તેના ઉપર પવિત્ર જળ છાંટે છે અને શાન્તિ દેવીનુ સ્તોત્ર અને બીજા પવિત્ર મત્ર ભણીને આશીર્વાદ આપે છે અસુરોથી, વનપશુઓથી અને બધા પ્રકારના ભયથી માતા તથા

ગર્ભનુ બાળક રક્ષણ પામે અને તેમને સુખપ્રાપ્તિ થાય એટલા માટે તેમને દૈવી બળ મળે એ એ સ્તોત્ર અને મ ત્રપાઠનો હેતુ છે.

ગર્ભ આઠમા માસમા હોય ત્યારે પુંસવન સ સ્કાર કરવામા આવે છે પુત્ર અવતરે એવી ઇચ્છાએ આ સંસ્કાર કરવામા આવે છે આ સસ્કાર પ્રમંગે, પુત્રજન્મને શુભ એવે કોઇ દિવસે રાતમા પાછલે પહોરે તારાવાળા ગગન નીચે નવા વસ્ત્ર પહેરેલી ગર્ભિણીને બેસાડે છે ને ગુરૂ તેના ઉપર પવિત્ર જળનો અભિષેક કરે છે, અજવાળુ થયે આ સસ્કાર થાય છે તે પ્રસ ગે જે મંત્રો ભણવામા આવે છે તે વડે, ગર્ભમા પ્રવેશેલા જીવને તેનો મર ળતાએ જન્મ થાય એવા આશીર્વાદ આપવામા આવે છે અને એ જીવ માબાપનુ સુખ તેમજ કુટુમ્બની આબરૂ વધારે એવી આશા પ્રદર્શિત કરવામા આવે છે

પછી તરત ગર્ભિણી પિયેર જાય છે અને પ્રસવની વાટ જુએ છે બાળક જન્મે છે એટલે તેનો નાળ વધેરવામા આવે છે અને માતા તથા બાળક બ નેને નવડાવે છે જોશી નવીન જગત્પ્રવાસીના જન્માક્ષર લખી લે છે ગુરુ આવીને ચન્દનના અને બીલીના લાકડાને બાળે છે, તેની ભસ્મ કરે છે એ ભસ્મને રાઇમીઠામા મેળવી તેની પોટલી બાધે છે તે પોટલી ઉપર સાત વાર અભિડામ ત્ર ભણે છે અને બાળકનુ રક્ષણ કરવા એ મ ત્રથી એ દેવીની પ્રાર્થના કરે છે પછી એ પોટલીમા લોઢાનો કકડો, રાતુ ચદન વગેરે ઉમેરે છે, કાળે દોરે બાધીને એ પોટલી પછી ઘરની કોઇ આધેડ સ્ત્રી બાળકને હાથે બાધે છે

જન્મ પછી ત્રીજે દિવસે ગૃહસ્થ ગુરુ આવે છે તે સૂર્યપ્રતિમાની પૂજા કરે છે ને ત્યારપછી સુન્દર રીતે વિભૂષિત માતાને અને બાળકને સૂર્ય સામે લઈ જાય છે, માતા તે પ્રસ ગે બાળકને હાથ ઉપર મૂકીને લઇ જાય છે ગુરુ એ બંનેને મહમ્ડિરણ દિનકરના દર્શન કરાવે છે અને તે પ્રસ ગે તે બંને સુખી થાય એવા મ ત્ર ભણે છે સન્ધ્યાકાળે સુધાકર તારાપતિ ચન્દ્રના પણ એ જ રીતે દર્શન કરાવે છે અને તેની પૂજા કરાવે છે આ સ સ્કારને સૂર્યદુદર્શન કહે છે

તે જ દિવસે જીરાચન સસ્કાર કરવામા આવે છે માતા સ્ત નમાથી બાળકને દૂધ પીવરાવે એ વિષયનો વિધિ ગુરુ કરાવે છે અને બાળક નિરોગી, તથા દીર્ઘાયુ રહે એમ મત્રથી આશીર્વાદ આપે છે

જન્મ પછી ૬ ઠ્ઠી રાત્રે ગુરુ સુતિકાગૃહમા ષષ્ઠી સસ્કાર કરાવે છે એ સસ્કારમા બ્રહ્માણી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇન્દ્રાણી, ચામુણ્ડા અને ત્રિપુરા એ આઠ માતાઓની—રક્ષણદેવી ઓની—પૂજા કરવામા આવે છે મત્રવડે તેમને આમત્રણ દેવામા આવે છે, ત્યા પધારવાની પ્રાર્થના કરવામા આવે છે અને પછી એમની સુગન્ધ,–પુષ્પ,–ધૂપ,–દીપ,–અક્ષત–અને નૈવેદ્ય પૂજા કરવામા આવે છે, બાળરક્ષણની માતા ષષ્ઠીની પણ એજ રીતે પઠી પૂજા થાય છે રાતે બાળકની માતા સાથે કેટલીક સોવાસણ સ્ત્રીઓ જાગરણ કરે છે બીજે દિવસે સવારે "માતાજી! આવજો અસ્તુ!" એમ કહી ગુરુ એકેએકે સૌ માતાઓને વિદાય કરે છે, પછી મત્રેલા જળથી બાળક ઉપર માર્જન કરે છે અને આશીર્વાદમત્ર ભણે છે

પ્રસવને કારણે માતા અશુદ્ધ થઇ ગણાય છે એ અશુદ્ધિ અમુક દિવસો પછી ટળે છે અને જુદી જુદી નાતોમા એ દિવ સોની સખ્યા પણ જુદીજુદી હોય છે બ્રાહ્મણો ૧૦ દિવસ પાળે છે, ક્ષત્રિયો ૧૨, વૈશ્યો ૧૬ દિવસ અને શુદ્રો એક માસ પાળે છે એ કાળ પૂરો થયે બાળક, માતા તેમજ કુટુમ્બીજનો સ્નાન કરે છે અને ગુરુ તેમને શુદ્ધ કરે છે આ સસ્કારને શુચિકરણ સસ્કાર કહે છે

ઉપરના સસ્કારને જ દિવસે અથવા બે ત્રણ દિવસ પછી નામકરણ સસ્કાર કરવામા આવે છે કુટુમ્બના સૌ મનુષ્યો એકઠા થાય છે, ગુરુ આવે છે ને સાથે જોશી પણ આવે છે, પછી કાગળના ભુંગળામાના જન્માક્ષર જોશી ઉકેલે છે ૧૨ સોનાના,–૧૨ રૂપાના,– ૧૨ ત્રામાના સિક્કા, ૧૨ ફોફળ, ૧૨ શ્રીફળ ને ૧૨ બીજા ફળ વડે સગા સબધીઓ લગ્નના અને બીજા ૧૨ નક્ષત્રની પૂજા કરે છે તેવીજ રીતે એ સર્વે નવ નવ વસ્તુઓ વડે નવ ગ્રહની પૂજા કરે છે પછી કુટુમ્બીઓએ તે બાળકનુ નક્કી કરેલુ નામ ગુરુ એક ફોઇના કાનમા કહે છે ત્યારપછી સૌ જિનમન્દિરમા જાય છે

ત્યા માતા અને બાળક તીર્થંકરની પૂજા કરે છે અને ત્યારપછી જિનની સમક્ષ ફોઈ બાળકનુ નામ પ્રસિદ્ધ કરે છે ત્યારપછી બીજી પણ કેટલીક ક્રિયાઓ કરવાની હોય છે ઘરની અન્દરની જિનપ્રતિમા સામે પણ કેટલીક ક્રિયાઓ કરવાની હોય છે

આ પ્રમાણેનો વિગતવાર ને સમ્પૂર્ણ નામકરણ સસ્કાર તો પ્રથમપુત્રને પ્રસંગે જ કરવામા આવે છે, બીજા પુત્રોને પ્રસગે એ સસ્કાર સાદી રીતે કરી નાખવામા આવે છે ને પુત્રીઓના નામ તો વિનાસસ્કારે જ માતા પાડી દે છે

જે નામો કથાઓમા ને ધર્મગ્રન્થોમા આવે છે તેવા નામો પાડવા એ સારૂ ગણાય છે, જેમ કે ઋખવદાસ (ઋષભદાસ—ઋષભનો દાસ), અજિતપ્રસાદ (અજિતની કૃપા પામેલો) વગેરે. હિન્દુઓની પેઠે જૈનો પણ કેટલીક વાર સાદા નામ પાડે છે, જેમકે ધોડુ (મરાઠી, પત્થર), કડાપ્પા (કાનડી, વન) વગેરે કેટલીક વાર કુડા અસુરોને રીઝવવા માટે પણ આવા નામ પાડવામા આવે છે, જેથી પછી એવા નામવાળાને એ નડે નહિ

પુત્ર હોય તો તેને છઠ્ઠે માસે, પુત્રી હોય તો તેને પાચમે માસે अन्नप्राशन સસ્કાર કરાવવામા આવે છે ગુરૂ કેટલીક ક્રિયાઓ કરાવે છે, ત્યારપછી માતા કુળદેવીને ધરાવેલો ખોરાક બાળકના મોમા મૂકે છે

બાળક જ્યારે ૩, ૫ કે ૭ વર્ષનો થાય છે, ત્યારે ગુરૂ તેને कर्णवेध સસ્કાર કરાવે છે આ સસ્કારમા માતાઓની વિધિપુરસર પૂજા કરવામા આવે છે અને તે સમયે ભણાતા મત્રોમા જણાવ્યા પ્રમાણે બાળકને જૈનધર્મમા લેવાની ક્રિયારૂપ તેના કાન વીંધવામા આવે છે

ત્યારપછી ગમે તે સમયે चुडाकरण સસ્કાર કરવામા આવે છે ગુરૂ માતાઓની પૂજા કરે છે, પછી વાળદ બાળકનુ માથુ મુડી નાખે છે, ઉપરના ત્રણ વર્ણના છોકરાને માથે વચ્ચોવચ ચોટલી રહેવા દે છે

જન્મ ને લગ્ન વચ્ચેનો સૌથી મહત્વનો સસ્કાર ઉપનયન સસ્કાર છે, બાળકને ગુરુ પાસે મોકલવાનો એ સસ્કાર છે. ઉપરના ત્રણ વર્ણના કુમારોને જ આ સસ્કાર કરવામા આવે છે બ્રાહ્મણને ગર્ભાધાન પછી ૮ મે વર્ષે, ક્ષત્રિયને ૧૦ મે અને વૈશ્યને ૧૨ મે વર્ષે આ સસ્કાર કરવામા આવે છે શૂદ્રને આ સસ્કાર કરવામા આવતો નથી બાળકને ઉપવિત પહેરાવવુ એ આ સસ્કારમા મહત્વનુ અગ છે આ સસ્કારની ધાર્મિક ક્રિયાઓ શરૂ થાય તે પહેલા બાળકને સ્નાન કરાવે છે, પછી તેને શરીરે તૈલમર્દન કરાવે છે સસ્કાર કરવાને દિવસે બાળકના વાળ ઉતારી દે છે ઘર આગળ વેદી રચીને તેની ઉપર જિનપ્રતિમા પધરાવે છે મત્રો ભણી વેદીની પ્રદક્ષિણા કર્યા પછી બાળકની પાસે અમુક ક્રિયા કરાવે છે ત્યારપછી તે બાળક ગુરૂને પગે લાગે છે ને કહે છે કે "ગુરૂદેવ ! હુ વર્ણવિનાનો, સમ્યક ચારિત્ર વિનાનો, મત્ર વિનાનો, જ્ઞાન વિનાનો, ધર્મ વિનાનો, શુદ્ધિ વિનાનો, બ્રહ્મ વિનાનો છુ, દેવો ઋષિઓ, પિતૃઓ અને અતિથિઓ એટલે કે સાધુઓ પ્રતિના મારા ધર્મ મને શીખવો" અમુક મત્રો ભણતા ભણતા ગુરૂ તેને મુજનુ ને સાથે બીજુ ઉપવિત ધારણ કરાવે છે તે બીજુ ઉપવીત બ્રાહ્મણને સોનાનુ અને ક્ષત્રિયને તથા વૈશ્યને કપાસ ( સુતર ) નુ હોય છે ત્યારપછી તેના કાનમા ત્રણ વાર પચપરમેષ્ઠી મત્ર ભણે છે અને પછી તેને બ્રહ્મચારી બનાવવાની ક્રિયા કરે છે એ ક્રિયામા તેને વ કલ પહેરાવે છે અને હાથમા પલાશકાષ્ટનો દડ આપે છે પછી ગુરૂ એને પોતે ધારણ કરવાના ધર્મ અને વ્રત શીખવે છે અન્તે એણે ભિક્ષા માગવા જવાનુ હોય છે, કેટલાક જૈનોને ઘેર એ ભિક્ષા માગવા જાય છે ને ત્યાથી ભિક્ષા પ્રાપ્ત કરે છે

બ્રહ્મચારીએ વિદ્યાભ્યાસ કરવાને અમુક કાળ સુધી ગુરૂ પાસે રહેવાનુ હોય છે વધારેમા વધારે બ્રાહ્મણે ૮માથી ૧૬મા વર્ષ સુધી, ક્ષત્રિયે ૧૦માથી ૧૬મા વર્ષ સુધી અને વૈશ્યે ૧૨માથી ૧૬મા વર્ષ સુધી રહેવુ જોઇએ પણ આજે એટલો લાબો સમય સામાન્ય રીતે વિદ્યાભ્યાસમા ગળાતો નથી, આજે

તો થોડાક અથવા તો એક જ દિવસ બ્રહ્મચારી ગુરૂ પાસે રહે છે બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત કરવાને માટે व्रतविसर्ग મસ્કાર કરવામાં આવે છે એ સસ્કારમા બ્રહ્મચારી વલ્કલનો, દડનો અને ઉપવિતનો ત્યાગ કરે છે ગુરૂનો આદેશ સાભળે છે ને ગુરૂ એને આશીર્વાદ આપે છે ત્યારપછી ગોદાનની ક્રિયા કરવામા આવે છે, એ ક્રિયામા બ્રહ્મચારી ગુરૂને સુન્દર શણગારેલી ગાયનુ દાન કરે છે અથવા બીજી દક્ષિણા આપે છે પછી સાધુઓને વસ્ત્રો, આહાર સામગ્રી, પાત્રો અથવા એવી વસ્તુઓનુ દાન કરે છે

ઉપનયનને અને ઉપવિતને સ્થાને શૂદ્રોને બીજી એક ક્રિયા કરાવવામા આવે છે, તેને ઉત્તરીયક ન્યાસ કહે છે એ ક્રિયામા એવાજ મત્રો ભણે છે, તેને એવુ જ શિક્ષણ આપે છે અને તે એજ પ્રકારે દાન કરે છે

તેરમો સસ્કાર अध्ययन સસ્કાર છે તેમા અમુક વિધિઓ કરવાના છે મદિરમા અથવા કદમ્બવૃક્ષ નીચે બ્રહ્મચારી ગુરૂની ડાબી બાજુએ કુશાસન ઉપર બેસે છે એના જમણા કાનમા ગુરૂ ત્રણવાર સારસ્વત મત્ર ભણે છે, પછી મોટા સમારમ્ભ સાથે એને ઉપાધ્યાય પાસે મૂકી આવે છે બ્રહ્મચારી બ્રાહ્મણ હોય તો ઉપાધ્યાય એને આયુર્વેદ, ૬ અગ, સ્મૃતિઓ અને પુરાણુ શીખવે છે, ક્ષત્રિય હોય તો એને આયુર્વેદ, ધનુર્વેદ, રાજનીતિ અને આજીવિકાશાસ્ત્ર[૬૬] શીખવે છે, વૈશ્ય હોય તો એને સ્મૃતિ અને આજીવિકાશાસ્ત્ર શીખવે છે અને બીજી નાતનાને તેને ઉપયોગી વિદ્યા શીખવે છે

ગૃહસ્થસઘમા સૌથી મહત્ત્વનો સસ્કાર તે ૧૪ મો विवाह[૬૭] સસ્કાર છે એક જાતના પણ ભિન્ન ગોત્રના બે જણ વચ્ચે વિવાહ થઈ શકે બાળકો હજી તો કુમળી ઉમરના હોય, તે સમયથી માબાપ તેમના લગ્ન માટે કોઇ સારા કુટુમ્બની શોધમા રહે છે જો કોઇ યોગ્ય કુટુંબ મળી જાય તો તેમની સાથે વાતચીત કરે છે અને બન્ને પાત્રોના જન્માક્ષર મેળવે છે અને મળતા આવે છે કે કેમ

તેની તપાસ કરે છે જો આ બધાનુ પરિણામ સન્તોષજનક આવે તો વિધિપુરસર વાગ્દાન થાય છે અને ભેટો અપાય છે વાગ્દાન અને વિવાહ વચ્ચે બહુ વર્ષો વીતી જાય છે અને વર જ્યારે ૧૫ વર્ષનો અને કન્યા ૧૨ વર્ષની કે તેથી યે મોટી થાય છે ત્યારે વિવાહ થાય છે જોષી પાસે લગ્નનુ શુભ મુહૂર્ત કઢાવે છે અને શુભ રાશીનુ મુહૂર્ત મળ્યે લગ્નક્રિયા કરવામા આવે છે પછી બન્ને પક્ષના વડીલો ઘરમા માતાની, ષષ્ઠીની, ગણેશની, કન્દર્પની અને કુલકરની ( પૃ ૨૭૦ ) પૂજા કરે છે લગ્નને પૂર્વને દિવસે વર કન્યાને સ્નાન કરાવે છે, તેલ ( પીઠી ) ચોળે છે અને બીજી શુભ ક્રિયાઓ કરે છે

લગ્નને દિવસે વરને સુન્દર રીતે શણગારે છે, ઘોડા કે હાથી ઉપર બેસાડે છે અને કન્યાને ઘેર લઇ જાય છે વરઘોડામા સાથે સગાસમ્બન્ધીઓ હોય છે, સ્ત્રીઓ મ ગળ ગીત ગાય છે વરઘોડાને મોખરે બ્રાહ્મણો ચાલે છે તેઓ ગ્રહોની કુડી અસર શમાવવાને માટે (ગ્રહશાન્તિ) મ ત્ર ભણે છે, અનેક પ્રકારની ક્રિયાઓ કરાવ્યા પછી વરકન્યાને સાથે સાથે બેસાડે છે અને તેમના હાથ કેશર-ર ગ્યા નાડાથી એકઠા બાધે છે અને ત્યારે હસ્તબધનમ ત્ર ભણતા ભણતા ‘ એ બે સદા એક રહો ’ એવો આશીર્વાદ આપે છે

કન્યાના પિતાના ઘર સામે ચોકમા લાકડાનો ચતુષ્કોણ મ ડપ બાધેલો હોય છે ને તેની અ દર ચોરી કરેલી હોય છે એ ચોરીના મધ્યમા અગ્નિ પ્રકટાવે છે તે અગ્નિની ચારે બાજુએ વરકન્યાને ફેરા ફેરવે છે ને તે પ્રસ ગે પણ અનેક ક્રિયાઓ કરાવે છે ત્યાર પછી વર કન્યાનો હાથ ગ્રહે છે અને ત્યારે પાછા મ ત્રો બોલવામા આવે છે આવી રીતે લગ્નની ક્રિયા સમાપ્ત થયા પછી દક્ષિણા અપાય છે ત્યારપછી ગુરૂ વરકન્યાને માતૃસ્થાપનાવાળા ખ ડમા લઇ જાય છે, ત્યા વળી કેટલીક ક્રિયાઓ થાય છે ને ભેટો અ-પાય છે વળી પાછા વરકન્યા મ ડપમા આવે છે, ત્યા પાછી વળી કેટલીક ક્રિયાઓ થાય છે ત્યારપછી એ બન્ને શયનગૃહમા જાય છે, ત્યા એ બેએ પ્રથમ રાત્રિ સાથે ગાળવાની હોય છે એ ગૃહમા નવીન દમ્પતી અનગદેવની પૂજા કરે છે, એકઠા બેસી દૂધ ને

ચોખા ( ખીર ) ખાય છે ને રતિસુખ ભોગવે છે ત્યારપછી બીજે દિવસે પણ કેટલીક ક્રિયાઓ કરે છે ને દાન કરે છે લગ્નની સાથે જમણુ જોડાયેલા જ હોય છે લગ્નને અંગે જે બધું કરવુ પડે છે તેનો ખર્ચ બહુ ભારે થાય છે, અને તે મોટે ભાગે વરના પિતાને માથે પડે છે એ કારણે વરનો પિતા એવો વ્યવહાર રાખે છે કે જેથી ઘણોખરો ખર્ચ એના સબધીઓ પૂરો કરી દે

લગ્નક્રિયા પ્રસગે જે ધાર્મિક વિધિ કરવાના હોય છે તે અતિ ઘણા છે, તેથી અહીં જે આપ્યા છે તે તો ખુબ મહત્ત્વના ને તે પણ સંક્ષેપમા આપ્યા છે અનેક લૌકિક વ્યવહાર તો પ્રાન્તેપ્રાન્તે બહુ જુદા પડે છે અને એવા અનેક જૈન વ્યવહાર ઉપર હિન્દુવ્યવહારોની ઉડી છાપ પડેલી છે, હિન્દુઓના લગ્ન વ્યવહાર પણ મોટે ભાગે ઉપર બતાવ્યા છે તેવા છે અને તેથી જૈન વ્યવહારો તેમના ધર્મગ્રન્થોથી બહુજ જુદા પડતા છે જે લોકોએ આવા લગ્નવિધિ પોતાની આખે નિહાળ્યા છે[૬૮] તેમણે એ સબધે જે વર્ણન આપ્યા છે તે તપાસતા તો વળી એવા અનેક વિધિ મળી આવશે કે જેનુ વર્ણન ઉપર નહિ આપ્યુ હશે.

મનુષ્ય જ્યારે અમુક વ્રત પાળે છે ત્યારે જ તેનુ જીવન સુખી થાય છે અને ઇહલોકમા તેમજ પરલોકમા સફળ થાય છે આ વ્રત લેવાનો સસ્કાર તે ૧૫ મો સસ્કાર છે અને તે સૌથી મહત્ત્વનો મનાય છે અત્યારસુધી જે સૌ સસ્કાર કહ્યા તેનાથી આ સસ્કાર બે વાતે જુદો પડે છે એક તો બીજા સૌ સસ્કારોમા ગૃહસ્થગુરુ એટલે કે જૈનબ્રાહ્મણ અથવા ક્ષુલ્લક ક્રિયા કરાવે છે ત્યારે આ વ્રતગ્રહણ સસ્કારમા માત્ર સાધુ-નિર્ગ્રન્થ ગુરુ યતિ સર્વ ક્રિયા કરાવે છે, અને બીજુ બીજા સૌ સસ્કારોમા જે શ્લોકો ને મત્રો વપરાય છે તે સસ્કૃતમા હોય છે, ત્યારે આ સસ્કારમા સર્વ વર્ગના નરનારી સમજી શકે એવી રીતના પ્રાકૃત શ્લોકો ને મત્રો વપરાય છે શ્રાવકે જે વ્રત ને પ્રતિમા ગ્રહણ કરવાના છે તે પાછળ પૃ ૨૦૫ C૫ર વર્ણવ્યા છે એ સસ્કારમા જે ક્રિયાઓ કરવાની હોય છે તે બરાબર વ્યવસ્થિત રીતે કરવી પડે છે શ્રાવક સાધુ પાસે જાય છે ને અમુક વ્રત અમુક વિસ્તારમા અમુક કાળ સુધી

મારે ગ્રહણ કરવું છે એવી પોતાની ઇચ્છા પ્રગટ કરે છે, ત્યાર પછી એ તીર્થંકરો, શ્રુતદેવતા આદિની પૂજા કરે છે, તેમને ભેટ ધરાવે છે ને તેમની પ્રદક્ષિણા કરે છે ત્યારપછી એ સાધુ પાસેથી જ્ઞાન સાભળે છે અને પછી અમુક કાળ ( દિવસ, સપ્તાહ, માસ, વર્ષ કે કોઈ કોઈ વાર જીવન ) પર્યન્ત અમુક વસ્તુઓનો ત્યાગ કરવાનું કે અમુક સીમા સુધી જ પ્રવાસ કરવાનું અથવા ધન રાખવાનું કે એવું કોઈ વ્રત વિધિપુરસર સ્વીકારે છે જેણે એ પ્રકારનું વ્રતગ્રહણ કર્યું હોય તેણે નિત્ય અનેક રીતે એ આચરવું જોઈએ ને તેનું ઉલ્લઘન થતા પ્રતિક્રમણ કરવું જોઈએ

ધાર્મિક જૈનને માટે અન્ત્યસસ્કાર તે દહનક્રિયાનો છે જ્યારે કોઈ મરવા પડે છે ત્યારે તેના સગાસમ્બન્ધી એને ધાર્મિક આશ્વાસન આપે છે અને એના ગુરુને બોલાવી આણે છે, ગુરુ તેને ધાર્મિક આશ્વાસન આપે છે, પોતે મન્ત્રો બોલે છે ને મરનારની પાસે બોલાવે છે મરણ સમીપ આવતા કોઈ પણ પ્રકારનો ઘન કે પ્રવાહી આહાર નહિ લેવાનું અને બધા પ્રકારની ભૌતિક વાસનાઓ ત્યજવાનું એ વ્રત લે છે પછી ધર્મને માટે, ધર્મસેવકોને માટે, અનાથને માટે દાનમા રકમ કાઢે છે ને અંતે પચપરમેષ્ઠીમા ચિત્ત રાખનો મરણ પામે છે

પછી એના શબને જમીન ઉપર સુવાડે છે, એને નવડાવે છે, સુગન્ધિત પદાર્થોનો લેપ કરે છે ને નવા વસ્ત્ર પહેરાવે છે પછી એને ઠાઠડી ઉપર સુવાડે છે ને નિકટના ચાર સમ્બન્ધી એને સ્મશાનભૂમિમા લઈ જાય છે કોઈ જીવની હિંસા થાય નહિ એટલા માટે પત્થર ઉપર કાષ્ઠની ચિતા ગોઠવે છે ને તેના ઉપર શબને સુવાડે છે ઘેરથી આણેલા અગ્નિવડે એ ચિતાને ચેતાવે છે શબ જ્યારે બળીને રાખ થઈ જાય છે, ત્યારે સૌ કોઈ પાછા ઘેર આવે છે ત્રીજે દિવસે સમીપના સમ્બન્ધીઓ એ રાખ નદીમા નાખી આવે છે અને ફુલને ( હાડકાને ) અમુક સ્થળે દાટે છે ( એના ઉપર પત્રીથી શકુ આકારનું સ્મારક રચે છે અને તેના ઉપર પત્થરનો કલશ મૂકે છે ) પછી બીજા બધા સમ્બન્ધીઓ મન્દિરમા જાય છે ને ત્યા જિનપ્રતિમાની પૂજા કરે

છે ત્યારપછી ઉપાશ્રયમા જાય છે, ત્યા સાધુ તેમને લૌકિક જીવનની અનિત્યતા વિષે ઉપદેશ આપે છે

મરણને કારણે સમ્બન્ધીજન ૧૦ દિવસ સુધી સૂતક પાળે છે હિન્દુઓમા શ્રાદ્ધ કરવાનો જે આચાર છે, તેવા આચારને સાચા જૈન માનતા નથી

મરનારની પાછળ જો વિધવા હોય છે તો તે પોતાનો ચુડો ભાગે છે, ગણુગાર ઉતારે છે, કપાળ ઉપર પછી સૌભાગ્યચિન્હ કરતી નથી, લૌતિક વિલાસ ભોગવતી નથી, જીવન પ્રાયશ્ચિત્તમા ગાળે છે ને કદાપિ પુનર્લગ્ન કરતી નથી

---

અત્યારસુધી જે સસ્કાર વર્ણવ્યા તે મુખ્યત્વે કરીને મૂર્તિપૂજક શ્વેતામ્બરો આજે જે રીતે આચરે છે તે રીતના છે અને તેમા પણ સ્થાનભેદે ને સમ્પ્રદાયભેદે અનેક પ્રકારના તફાવત છે સ્થાનકવાસીઓના સસ્કારોમા ઘણો તફાવત છે અને મુખ્ય તફાવત તો એ છે કે તેઓ જિનપ્રતિમાનો ઉપયોગ કરતા નથી દિગમ્બરો પણ એવા સસ્કાર કરે છે ધાર્મિક જૈને મરણ સુધીમા જે ૨૦ સસ્કાર કરવા જોઇએ તેનુ વર્ણન આદિપુરાણમા ( અધ્યાય ૩૮ ) આપ્યુ છે પ્રથમ સસ્કાર ગર્ભાધાન છે, અને તે સ્ત્રી વૈવાહિક જીવન શરૂ કરે તે પૂર્વે કરવાનો હોય છે સ્ત્રી ગર્ભવતી થાય ત્યારે ગર્ભના ૩ જા, ૫ મા, ૭ મા અને ૯ મા માસમા અનુક્રમે प्रीति, सुप्रीति, धृति અને मोद સસ્કાર કરવામા આવે છે અને એનો હેતુ ગર્ભનુ સારીરીતે વર્ધન થાય એ છે જન્મપ્રસંગે प्रियोद्भव સસ્કાર કરવામા આવે છે ત્યારપછી ૧૨ દિવસે नामकरण સસ્કાર કરવામા આવે છે, ત્રણ ચાર માને बहिर्यान સસ્કાર થાય છે ને ત્યારે માતા તથા બાળક પ્રથમવાર બહાર નીકળે છે ત્યારપછી निशाय સસ્કાર કરીને બાળકને પારણામા ઝુલાવે છે સાતમે કે આઠમે માસે प्राशन સસ્કારથી બાળકને પ્રથમવાર અન્ન આપવામા આવે છે ત્યારપછી એક વર્ષે સમ્બન્ધીજનોના આમ ત્રણનો व्युष्टि સસ્કાર કરવામા આવે છે ત્યારપછી પ્રથમ જ વાર પુત્રના વાળ ઉતારવામા આવે છે પાચમે વર્ષે लिपिसख्यान सग्रह

કરીને તેને ઘેર આગળ જ અક્ષરો શીખવવા માંડે છે ૮ મે વર્ષે અથવા ત્યારપછી उपनयन સંસ્કાર કરવામા આવે છે, ત્યારે કુમાર ઉપવિત ધારણ કરીને ગુરૂને ત્યા જાય છે અને ત્યા બ્રહ્મચર્ય પાળવાનુ, ઉંચી શય્યાએ નહિ સુવાનુ અને એવા બીજા વ્રત લે છે અધ્યયનકાળ પૂરો થયે ( ૧૨ માથી તે ૧૬ મા વર્ષ સુધી ) એ વ્રતમાથી એ (व्रतावर्तन) મુક્ત થાય છે અને ત્યારપછી લગ્ન કરી શકે છે તે ઉપરાત બીજા પણ સંસ્કાર છે વર્ણમા સંસ્થિતિ પ્રાપ્ત કરવા માટે वर्णलाभ, કુળમાનુ સમ્યક્ ચારિત્ર આચરવાનુ વ્રત લેતા कुलचर्या અને સાધારણ રીતે સર્વમાન્ય ગૃહસ્થસ્થિતિમા પ્રવેશવા માટે गृहिस्थिता સંસ્કાર કરવામા આવે છે

કુટુમ્બના અમુક પ્રસંગોએ પણ અમુક ક્રિયાઓ કરવામા આવે છે જ્યારે કોઇ પુરૂષ અથવા વિધવા કોઇને દત્તક લે છે, ત્યારે પ્રથમ તો દત્તક થનારના માબાપની અનુમતિ લેવાય છે, તેના ખતપત્ર થાય છે, તેના ઉપર તેના સગાસમ્બન્ધીનુ સાક્ષ્ય લેવાય છે ને પછી રાજાના દરબારમા એ ખતપત્ર ઉપર સહી સિક્કા કરાવાય છે આમ કાયદેસર બધી વ્યવસ્થા થઇ ગયા પછી એના સમ્બન્ધે ધાર્મિક વિધિ કરવામા આવે છે સગાસમ્બધી નરનારીઓને નોતરવામા આવે છે, જમાડવામા આવે છે અને વાદ્યથી તથા નૃત્યથી આનન્દ આપવામા આવે છે ત્યારપછી એ સૌ મન્દિરમા જાય છે, ત્યા વિવિધ પ્રકારની ક્રિયાઓ કરે છે ને લોટો ધરાવે છે ત્યારપછી જમણ આપવામા આવે છે ને ત્યારે જન્મ સમયની ક્રિયા કરવામા આવે છે દત્તકનો પિતા ત્યારપછી પાઘડી, નાળિયેર અને પૈસા લાવે છે આ વસ્તુઓ લેવાઈ દેવાઇ રહે એટલે દત્તવિધાનની ક્રિયા સંપૂર્ણ થઇ રહી ગણાય છે અને દત્તકપુત્ર હોય તે પિતાનો સાચો પુત્ર હોય તેમ અધિકાર ભોગવવાને યોગ્ય થાય છે [૬૯]

કોઇને ઉંચા અધિકાર ઉપર સ્થાપવામા આવે ત્યારે પણ અમુક ક્રિયાઓ કરવામા આવે છે રાજાને અભિષેક કરવાને કે મંત્રી, સેનાપતિ, વિષયાધિકારી ( ઇલાકાનો ઉપરી ), વિભાગાધિકારી ( જીલ્લાનો ઉપરી ), મહત્તર ( ગામનો મુખી ) વગેરે

આધકારીઓની નિમણુક કરવાને પ્રસગે જે ક્રિયાઓ કરવાની છે તેનુ વર્ણન અન્યગ્રન્થોમા સવિસ્તર આપેલુ છે[૭૦]

## સાધુધર્મ

### નિત્ય કર્મ

સાધુ પાછલી રાતે બ્રાહ્મમુહૂર્તે જાગે છે એટલે પચપરમેષ્ઠી મત્ર ભણે છે અને પથારીમાથી ઉઠે છે પછી બહાર નીકળીને મલમૂત્રનો ત્યાગ કરી આવે છે પછી પાછા આવીને ધ્યાન ધરે છે અને અજાણતા રાત્રે જે નાના જીવની હિસા થઇ હોય તે અને એવા બીજા પાપ વિષે વિચાર કરે છે જ્યારે એ પ્રતિક્રમણ કરીને શુદ્ધ થાય છે, ત્યારે તે પડિલેહણુ કરે ઠે ને પોતાના શરીર, પથારી ને બેઠક ઉપર જન્તુઓ હોય તો વીણી કાઢે છે ને તેમને કોઈ સલામત સ્થાને મૂકી આવે છે પછી એ અધ્યયન કરે છે, કરાવે છે કે કોઇ ગ્રન્થની નવી પ્રતિઓ કરે છે પછી એ જિનમન્દિરે જાય છે અને ત્યા તીર્થંકરની ભાવપૂજા કરે છે ત્યારે પ્રતિમાને વન્દન કરે છે, તેની પ્રદક્ષિણા ફરે છે, મત્રો ભણે છે ને ધ્યાન ધરે છે સાધુ મન્દિરમા પૃ ૪૦૬ ઉપર જણાવેલી સર્વવિધ પૂજા કરતા નથી તેમજ શ્રાવકની પેઠે મન્દિરમા એ વિશેષ પ્રકારના વસ્ત્ર પણુ પહેરતા નથી, એની પૂજા અનેક અશે આધ્યાત્મિક અને અન્તર્મુખ હોય છે ત્યાથી પાછા એ ઉપાશ્રયે આવે છે ને ત્યા ધ્યાન ધરે છે

૧૦ વાગ્યા પછી અન્ન અને જળ વહોરવા સાધુ બહાર નીકળે છે ભિક્ષા માગીને પાછા આવ્ય. પછી માર્ગમા ચાલ્યાથી જે જીવહિસા થઇ હોય તેના પાપને માટે ઇરિયાવહી પડિક્કમે છે ત્યારપછી મત્ર ભણીને ભિક્ષાન્ન ખાઈ લે છે ત્યારપછી પાત્રોને ધોઇને સ્વચ્છ કરે છે થોડો કાળ આરામ લઇને અધ્યયન કરે છે કે કરાવે છે ત્રણુ વાગ્યે ફરી પડિલેહણુ કરે છે ૪।। વાગ્યે ફરી વહોરવા નીકળે છે, પાછા આવીને ઇરિયાવહી પડિક્કમે છે, મત્ર ભણીને ખાઇ લે છે તેમણે સૂર્યાસ્ત પહેલા જ ખાઇ લેવુ જોઇએ અન્ધારામા કશુ ય ખવાય નહિ, પાણી પણુ પીવાય નહિ

ઉપાશ્રયમા દીવો બાળી શકાય નહિ સાધુ રાત્રે પ્રતિક્રમણ કરીને પછી ધર્મધ્યાન કરે છે, ત્યારપછી પરમેષ્ટીમંત્ર અને બીજા મંત્ર ભણે છે ને પછી ( મોડામા મોડુ ૯ વાગે ) સુઈ જાય છે પહેલી રાતે ધાર્મિક પાઠ ભણે છે, પછી નિદ્રા લે છે ને પાછલી રાતે ધ્યાન ધરે છે

અહીં આપેલી દિનચર્યા[૭૧] મૂર્તિપૂજક શ્વેતામ્બર સાધુની છે શ્વેતામ્બર સાધ્વીઓની અને ઇતર સમ્પ્રદાયના સાધુઓની દિનચર્યામા કઇક કઇક તફાવત હોય છે

## નૈમિત્તિક કર્મ

ગૃહસ્થજીવનની પેઠે સાધુજીવનમા પણ અનેક પ્રકારના કર્મ અને સંસ્કાર કરવાના હોય છે ને તેમા સૌથી પહેલા દીક્ષાનો અને છેલ્લો મરણ પૂર્વથી મરણ પછી સુધીનો છે જુદા જુદા સમ્પ્રદાયો અને ગચ્છો જુદે જુદે પ્રકારે આ ક્રિયાઓ કરે છે, અને તેની વિગતોમા એટલો બધો તફાવત છે કે વિસ્તાર થી એ બધાનુ વર્ણન કરવુ અહીં પાલવે નહિ તેથી એનુ અહીં સંક્ષેપમા જ વર્ણન કરીશ અને પ્રથમ શ્વેતામ્બર સાધુ જીવનના ક્રિયાવિધિ વર્ણવીશ

શ્રાવકને સાધુ સંઘમા પ્રવેશ કરવો હોય તો તેના વિધિ અનેક છે અને તે પૃ૦ ૩૪૪ ઉપર જણાવ્યા છે પણ સામાન્ય માર્ગ તો એવો છે કે તેને કોઇ સાધુના ઉપદેશથી દીક્ષા લેવાની ઇચ્છા થાય છે અને પછી સંસારનો ત્યાગ કરવાના નિશ્ચય ઉપર આવે છે એમ કરવાની જેની ઇચ્છા હોય છે તે કોઇ સાધુપાસે આવીને પોતાને દીક્ષાપાત્ર કરવાની પ્રાર્થના કરે છે જો એ યોગ્ય હોય છે તો સાધુ એને શિષ્યરૂપે સ્વીકારે છે શિષ્ય ધીરે ધીરે વિરતિમા સમ્પૂર્ણ થાય અને પરીક્ષામા દૃઢ જણાય, તો પછી અન્તે એને દીક્ષા આપી સાધુ બનાવે છે ઉત્કટ વિરાગી ને પશ્ચાત્તાપ કરનારને દીક્ષા લેવાનો વળી નોખો જ માર્ગ છે–એને સંસારનો ત્યાગ કરવાની એકવાર ઇચ્છા થઇ એટલે કોઇની સહાયતા વિના પોતે પણ અધ્યયન કરે

ભૌતિકની અનિત્યતા વિષેનુ જ્ઞાન પામે અને કોઈ પણ મનુષ્ય ની સહાયતા વિના સાધુ થાય આવો પ્રકાર તીર્થંકરોના પ્રસગમા બને છે, જૈનો એમને સ્વયબુદ્ધ કહે છે પણ આજે તો, પૃષ્ઠ ૩૪૯ ઉપર લખ્યુ છે એમ, નાના બાળકોને દીક્ષા આપવામા આવે છે કુમળી વયના બાળકોને સાધુ બનાવવાને માટે અધ્યયન કરાવવામા આવે છે, જેઓ અધ્યયન કરી રહે છે તેમને દીક્ષા અપાય છે, બીજાને છોડી દેવામા આવે છે આ બધાને માટે સ્વાભાવિક રીતે જ જુદી જુદી વ્યવસ્થા કરવી પડે છે

વર્ધમાનસૂરિના આચારદિનકરમા લખ્યુ છે કે દીક્ષા લેવાની ઇચ્છા હોય અને તેને પોતાના માબાપની, સ્ત્રીની, પુત્રની અથવા વડીલની સમ્મતિ હોય, તે પ્રથમ તો બ્રહ્મચારી થાય કેટલીક ક્રિયાઓ કર્યા પછી ગુરૂ તેને બ્રહ્મચારીના ધર્મ સમજાવે એ ક્રિયામા કેટલાક સૂત્રો અને મત્રો ભણવાના હોય છે, તથા વ્રત અને ચારિત્રધર્મ સ્વીકારવાના હોય છે આ સ્થિતિમા બ્રહ્મચારી એક સમયથી માડીને તે ૩ વર્ષ સુધી રહે, હજીયે તે મુડાવેલા માથા ઉપર ચોટલી રાખે અને ઉપવિત પણ રાખે ક્ષુલ્લક થવાને જો એ યોગ્ય નિવડે તો એ રહે, નહિ તો ગૃહસ્થાશ્રમમા પાછો જાય.

સાધુ થવાના માર્ગને બીજે પગથીએ ક્ષુલ્લક થવાનુ છે અમુક વિધિએ દીક્ષા આપીને બ્રહ્મચારીને ક્ષુલ્લક બનાવવામા આવે છે આ પ્રસગે પણ કેટલાક મત્રો અને સૂત્રો ભણવાના હોય છે ને પછી તે પાચ મહાવ્રતનુ ગ્રહણ કરે છે ક્ષુલ્લકપદમા રહ્યા પછી ત્રણ વર્ષે સાધુ થવાય આ કાળમા એણે સામાયિક ચારિત્રને સમ્પૂર્ણ આચરવુ જોઇએ, ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ અને અનેક પરીક્ષણોમાથી ઉત્તીર્ણ થવુ જોઇએ એમ થાય તો જાણવુ જે એ દીક્ષા લેવા યોગ્ય થયો છે, જો પરીક્ષણોમા ઉત્તીર્ણ થાય નહિ, તો ગૃહસ્થાશ્રમમા પાછો જાય

સાધુ બનાવવાને જે દીક્ષા આપવામા આવે છે તેમા સૌથી

પ્રથમ ક્રિયા તો પ્રવ્રજ્યા છે એમા અનેક પ્રકારની નાની નાની ક્રિયાઓ હોય છે આચાર્ય વિજયધર્મસૂરિએ ( આ આચાર્ય ૧૦મી ડીસેમ્બર, ૧૯૨૩ ને રોજ માળવામા આવેલા શીવપુરી ગામમા સ્વર્ગવાસી થયા છે ) સાધુ હિમાંશુવિજયને દીક્ષા આપેલી તેનુ વર્ણન લખ્યુ છે, તેમાથી સવિસ્તર વિગત મળી આવશે એમા જણાવ્યા પ્રમાણે એ ક્રિયા ૨૭ દિવસે સમાપ્ત થાય છે ને ત્યારપછીયે એ નવીન સાધુએ એક સપ્તાહ સુધી અમુક વ્રત પાળવાના હોય છે ।

સાધુની દીક્ષાને માટે લગ્નને જેટલે જ સમારમ્ભે શુભ મુહૂર્ત્ત કાઢવામા આવે છે, આ સમસ્ત ક્રિયામા જે મોટો ખર્ચ કરવાનો તે, જો સ્થિતિ સારી હોય તો દીક્ષા લેનાર કે તેના સગા સમ્બન્ધી આવીને કરે છે, નહિ તો શ્રાવકો ફાળો કરીને એ ખર્ચ કરે છે સારા કપડા પહેરેલા શ્રાવકશ્રાવિકાઓ દીક્ષા લેનારને તેને પિતૃગૃહેથી શિબિકામા કે ઘોડા ઉપર બેસાડીને વાજતે ગાજતે દીક્ષાક્રિયા થવાની હોય તે સ્થાને લઇ જાય છે ત્યા આચાર્ય, ઉપાધ્યાય અને બીજા સાધુઓ વાટ જોતા બેઠા હોય છે નગર બહાર કોઇ પવિત્ર વૃક્ષ નીચે કે ગુરૂના સ્થાનકના ચોકમા એ ક્રિયા થાય છે ત્યા મડપ બાધેલો હોય છે અને તેમા વેદી ( નદી ) રચેલી હોય છે પુષ્કળ સાધુસાધ્વીની અને શ્રાવકશ્રાવિકાની સમક્ષ ત્યા જિનપ્રતિમાની પૂજા ને પછી પ્રદક્ષિણા કરવામા આવે છે સ્તોત્રો ગાવામા આવે છે ને મત્રો ભણવામા આવે છે ત્યારપછી દીક્ષા લેનાર પોતાના વસ્ત્રોનો, આભૂષણોનો અને ( જો હોય તો ) ઉપવિતનો ત્યાગ કરે છે અને સાધુના વસ્ત્ર પહેરે છે ત્યારપછી પોતે પોતાના વાળ ઉખેડી નાખે છે અથવા તો ગુરૂ કે બીજા કોઇ પાસે આ દુખજનક ક્રિયા કરાવે છે ત્યારપછી મત્રો અને સૂત્રો ભણીને સામાયિક ચારિત્ર પાળવાનુ વ્રત લે છે અને નવુ નામ ધારણ કરે છે ( સ્થાનકવાસી સાધુઓના નામ મોટે ભાગે તેમના પૂર્વાવસ્થાના નામને મળતા હોય છે ) ત્યારપછી માથા ઉપર વાસક્ષેપ કરવામા આવે છે પછી સમવસરણની પ્રદક્ષિણા કરીને એ નવીન સાધુ ગુરૂને અને બીજા સાધુઓને નમન કરે છે તથા સાધ્વીઓ અને શ્રાવકશ્રાવિકાઓ એ નવીન સાધુને નમન કરે છે

તેરાપથીઓના સાધુઓમા સાધુઓ અને સાધ્વી થવાની દીક્ષાક્રિયા કઇક જુદી રીતે થાય છે લાડનુ ( Ladnun ) મા એવી એક ક્રિયા થયેલી તે સબધે હર્મન યાકોબીએ મને આમ લખેલુ "દીક્ષા લેનારા બે જણુ દપતી હતા, તેઓ બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી નહોતા, તેમજ ક્ષુલ્લક કે ક્ષુલ્લિકા પણુ નહોતા. એક ધર્મશાળાની સામેના મેદાનમા આ ક્રિયા થઇ હતી, થોડાક પગથીઆ ચઢીને ધર્મશાળાને દરવાજે જવાનુ હતુ અને તે દરવાજો જમીનથી માથાપુર ઉચો હતો પગથીઆની બને બાજુએ ઓટલા હતા જમણી બાજુને ઓટલે આચાર્ય અને યતિઓ બેઠા હતા, ડાબી બાજુને ઓટલે સાધ્વીઓ બેઠી હતી, ત્યા દીક્ષા લેનાર દપતીને સારા વસ્ત્ર પહેરાવીને આણ્યા પત્ની સાધ્વીઓની પાસે ઉભી, પતિ આચાર્યની સામે જમીન ઉપર ઉભો સ્થાન એવુ હતુ કે પ્રદક્ષિણા થાય નહિ દીક્ષા લેનાર પુરૂષનો મોટો ભાઇ એની પાછળ ઉભો હતો, તેણે એક કાગળ આચાર્યને આપ્યો, તેમા કુટુમ્બની દીક્ષાવિષે સમ્મતિ લખી હતી આજુબાજુના જનસમુદાયમા કઈ શાન્તિ થઇ એટલે આચાર્ય સ્પષ્ટ સ્વરે એક લાબુ સૂત્ર બોલ્યા પછી સાધુએ મસ્તક નમાવ્યુ, માથા ઉપર માત્ર ચોટલી હતી, તે આચાર્યે પાચ ભાગે ઉખેડી નાખી, તે પ્રસગે થનાર સાધુના મુખ ઉપર કઇ પણુ વિકૃતિ જણાઇ નહિ ત્યારપછી એ સાધુએ બીજા સાધુઓને નમન કર્યું અને એમની હારમા સૌથી છેલ્લો બેઠો, સાધ્વીને બીજી સાધ્વીઓ પાસે બેસારી સાધુને દીક્ષા આપી તે પૂર્વે સાધ્વીએ તો આચાર્યની સૂચનાથી એમને માત્ર થોડીકવાર નમન કરવાના હતા "

એ ક્રિયા સમાપ્ત થયા પછી સાધારણુ રીતે થોડોક ઉપદેશ આપવામા આવે છે અને ત્યારપછી થોડીક બીજી ક્રિયાઓ કરવામા આવે છે, એ મુખ્ય ક્રિયા તો ચારેક કલાકમા પતી જાય છે, પણુ પછી બીજી વિવિધ પ્રકારની ક્રિયાઓ કરવામા આખો દિવસ ચાલ્યો જાય છે

દીક્ષાક્રિયા થયા પછી સાધુએ આધ્યાત્મિક ક્રિયાઓ કરવાની

હોય છે, તે દ્વારા તે છેદોપસ્થાપન નામે ચારિત્રના બીજા પદ ઉપર આવે છે તપ, કષાયશુદ્ધિ અને ભૌતિક વાસનામાંથી મુક્તિ દ્વારા એ ચારિત્રના બાકીના બીજા ત્રણ પદ ( પૃ ૨૧૧ ) ઉપર ચઢે છે આટલા માટે ગુરૂ જે બતાવે તે ધર્મ સાધુએ પાળવાના હોય છે તે ઉપરાત બીજા પણ અનેક વિધિ પાળવાના છે એ ધર્મનુ અને વિધિનુ ઉલ્લઘન થતા તેણે પ્રતિક્રમણ અને પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ અને એ પ્રમાણે એણે અનેક આધ્યાત્મિક ક્રિયા કરવાની હોય છે

સાધુને જ્યારે વાચકને, ઉપાધ્યાયને કે આચાર્યને પદે લેવામા આવે છે ત્યારે પણ સઘની અદર અનેક તૈયારીઓ થાય છે તેવે પ્રસગે સમવસરણની પ્રદક્ષિણા થાય છે, સ્તોત્રો અને મત્રો ભણાય છે, વાસાર્પના થાય છે ને તે ઉપરાત અનેક ક્રિયાઓ થાય છે આચાર્ય બનાવવાની ક્રિયા વિશિષ્ટ પ્રકારે મહત્ત્વની છે તે પ્રસગે થનાર આચાર્યને પહેરાવવાના વસ્ત્રને રાત્રે અમુક ક્રિયાથી શુદ્ધ કરવામા આવે છે, ત્યા પછી બે આસન મૂકાય છે, તેમાના એક ઉપર ગુરૂ બેસે છે ને બીજા ઉપર અક્ષસમૂહ (સ્થાપનાચાર્ય) મૂકાય છે કેટલીક ક્રિયા થયા પછી અને કેટલાક મત્રો તથા સ્તોત્રો બોલાયા પછી ગુરૂ આચાર્ય થનાર સાધુના કાનમા ત્રણવાર સૂરિમત્ર ભણે છે અને તેના હાથમા અક્ષસમૂહ મૂકે છે ત્યારપછી એનુ નવુ નામ પાડે છે ( આ નવુ નામ તે ઘણુ કરીને તેના સાધુનામને ઉલટાવીને પાડવામા આવે છે ને ત્યારપછી તેને સૂરિ પદ લગાડવામા આવે છે, જેમકે ઇન્દ્રવિજયનુ નવુ નામ વિજયઇન્દ્રસૂરિ ) ત્યારપછી એ નવા આચાર્ય બેમાના એક આસન ઉપર બેસે છે, અને ગુરૂ તથા બીજા બધા સૌ એમને નમસ્કાર કરે છે તથા "સસારપર્વતના વજ્ર સમાન" જૈનધર્મના ઉપદેશકરૂપે એમને વિષે કેટલાક શ્લોક બોલાય છે ત્યારપછી ઉપદેશ અપાય છે ને બીજા ધાર્મિક વિધિ થયે તે ક્રિયા સમાપ્ત થાય છે શ્રાવકો તે પ્રસગે મહોત્સવ કરે છે તે દશ દિવસ સુધી ચાલે છે

સાધુ સ્વેચ્છાએ ઉપવાસ કરીને મૃત્યુને આમત્રણ આપે છે,

તે ક્રિયાને સલેખના કહે છે. ૧૨ વર્ષ સુધી પ્રચડ તપ આચર્યા પછી સલેખનાને માટે એ સાધુ પર્વત ઉપર જાય છે, ત્યા એક વૃક્ષ નીચે બેસે છે અને અન્નજળને અભાવે મૃત્યુ પમાય ત્યા સુધી કોઇ અગને હલાવતા પણ નથી આ પ્રકારે સલેખનાની ક્રિયા હાલમા ભાગ્યે જ કરવામા આવે છે ઘણાખરા સાધુઓ તો (અને વળી શ્રાવકો પણ) મરણપથારીએ હોય છે ત્યારે હાજર રહેલા આચાર્યની, ગુરૂની કે સાધુની સમક્ષ સર્વ પ્રકારે અન્નજળ તજવાની પ્રતિજ્ઞા લે છે મરનાર પોતાનુ મ્હો ઉત્તર દિશામા ફેરવીને કુશાસન ઉપર પલાઠી વાળીને બેસે છે, પાસે આણેલી જિનપ્રતિમાની પૂજા કરે છે અને સ્તોત્રો તથા મત્રોવડે તીર્થંકરોની તથા દેવીઓની સ્તુતિ કરે છે, ત્યારપછી એનુ જે કોઇએ કઇ અશુભ કર્યુ હોય તે સૌને ક્ષમા આપે છે ને તેવી જ રીતે એણે જે કોઇનુ કઇ અશુભ કર્યુ હોય તે સૌની ક્ષમા યાચે છે ત્યારપછી પચમહાવ્રતનુ ફરી ગ્રહણ કરે છે અને સર્વ પ્રકારે અન્નજળનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરે છે ત્યારપછી સલેખનાવ્રત લેનાર સાધુજન મત્રો અને શાસ્ત્રપાઠ સાભળતો સાભળતો સ્વર્ગે જાય છે વર્તમાન અશુભતમ આરામા આપણા ભૂખડમા નિર્વાણ પામવુ તે અશક્ય છે, પણ હવે તે બીજે કે ત્રીજે ભવે નિર્વાણ પામશે એમ મનાય છે આવી રીતે સમાધિમા જેણે મૃત્યુને સ્વીકાર્યુ છે, તેને જૈનો બહુ ઉચી કક્ષાએ મૂકે છે અને તીર્થયાત્રા કર્યે જેમ કર્મક્ષય થાય તેમ એના કરૂણાર્દ્ર સાન્નિધ્યથી પણ કર્મક્ષય થાય છે એમ માનીને ધાર્મિક જનો એની પાસે જાય છે

જ્યારે સાધુ મરણ પામે છે ત્યારે શ્રાવકો થોડઘણે આડ મ્બરે દહનક્રિયા કરે છે સાધુઓ તથા ધાર્મિક શ્રાવકો ઉપવાસ, કરે છે ને ભૌતિક જીવનની અનિત્યતા વિષે કથા સાભળે છે

સાધ્વીની દીક્ષાને તથા મરણને પ્રસગે તેમજ તેને પ્રવર્તિની, મહત્તરા વગેરે પદે લેવાને પ્રસગે જે ક્રિયા થાય છે તે ઉપર બતાવેલી સાધુને કરવાની ક્રિયાને મળતી હોય છે.

દિગમ્બરોના સાધુસઘની રચના કઇક જુદા પ્રકારની છે ને

તેથી તેમને માટેની ક્રિયાઓ પણ કઇક જુદા પ્રકારની છે શ્રાવક સાધુ થાય ને પછી અનુક્રમે ઉંચે પદે ચઢતો જાય તે સૌ પ્રસંગે અમુક અમુક ક્રિયાઓ કરવાની હોય છે ધાર્મિક જને કયે અનુ ક્રમે કઇ ક્રિયા કરવાની છે તેનુ વર્ણન આદિ પુરાણમા (અ ૩૮) આ પ્રમાણે આપેલુ છે–પ્રથમ તો શ્રાવકે પ્રશાન્તિ પામવી જોઇએ, ઇન્દ્રિયવિલાસ ત્યજવા જોઇએ અને ધાર્મિક અભ્યાસમા ચિત્ત લગાડવુ જોઇએ ત્યારપછી પોતાની સમ્પત્તિ ધર્મકાર્યને માટે, પોતાના જ્યેષ્ઠ પુત્રને માટે અને ઈતર બાળકોને માટે વહેચી નાખવી ને પછી ઘરનો ત્યાગ કરવો ત્યારપછી એને ક્ષુલ્લક બના વવાની ક્રિયા થાય, એ પદમા પણ એણે અનેક વિધિ આચર વાના છે, આગળ જતા એણે વસ્ત્રનો પણ ત્યાગ કરીને जिनरूपता પામવાની છે ઉપવાસ, તપ, અને અધ્યયન કરીને એ ગુરૂ થાય એથીયે જ્યારે એ ઉપરને પદે જાય ત્યારે ચતુર્વિધ સઘનો ગણધર થાય પણ આ ગણધરનુ પદ એ પોતાના અન્ત પર્યન્ત ધારણ કરી રહેતો નથી, તપમા કે ધ્યાનમા મચ્યા રહેવાને માટે એ પદ પોતાના શિષ્યને સોપી સર્વ કાર્યભારથી મુક્ત થાય છે પછી અન્નત્યાગ કરીને સમાધિમા સલેખના મૃત્યુ સ્વીકારે છે અને બીજે ભરે સ્વર્ગલોકમા અવતરવાનુ સાધન એમ સાધી લે છે

## મન્દિરપૂજા

### નિત્યકર્મ

જૈનમન્દિરમા કરવાના વિધિઓ અનેક પ્રકારના છે મન્દિ રમા જે પૂજાવિધિ થાય છે તેનુ વર્ણન કરતા તો આખો ગ્રન્થ ભરાય તેથી અહીં તો ગુજરાતના જિનમન્દિરમા પ્રભાતે, મધ્યાન્હે અને સધ્યાકાળે જે વિધિઓ કરવાનો રિવાજ છે, તેમાના મુખ્ય મુખ્યનુ સક્ષિપ્ત જ વર્ણન કરી જઇશ જે બર્જેસે (J Burgess) ઇંડિયન ઍન્ટિક્વેરિ ૧૩ મા (૧૮૮૪) પૃષ્ઠ ૧૯૧ થી જે વર્ણન આપ્યુ છે[૭૨] તેને આધારે નીચેનુ વર્ણન આપુ છુ

પ્રભાતે ૬½ વાગ્યે દેવપૂજાને લગતી ક્રિયા શરૂ થાય છે પૂજારી

પ્રથમ તો સ્નાન કરે છે, અથવા મ્હો, હાથ ને પગ એ શરીરના પાચ અ ગને તો ધુએ જ છે ત્યારપછી એ મ દિરને ઉઘાડે છે પવિત્ર ગર્ભગૃહમા પ્રવેશ કરવાને સમયે निस्सिही શબ્દ બોલે છે, એ શબ્દનો ભાવ એ છે કે હુ સ સારમાથી નિસરૂ છુ તથા સર્વ સ સારિકતાનો ત્યાગ કરૂ છુ પછી એ મન્દિરને ને પ્રતિમાને શુદ્ધ કરે છે તીર્થંકરની પ્રતિમાને જમણે પાસે દીવો હોય છે ને ડાબી બાજુએ ધૂપદાની હોય છે તે એ સળગાવે છે ત્યારપછી તીર્થંકરના નવ અ ગ ( અ ગુષ્ઠ, કુર્પર (જાનુ), કરગ્રન્થી, સ્કન્ધ, શિખા, લલાટ, કણ્ઠ, વક્ષ અને નાભિ ) ઉપર પૂજારી વાસચૂર્ણની રેખાઓ કરે છે અને ચન્દન, કપુર, કસ્તુરી, અમ્બર અને કેશરના બનાવેલા સુગન્ધિત પ્રવાહીનો ક્ષેપ કરે છે

મન્દિરની અ દરના ખ ડમા નાનુ એક મેજ હોય છે, તેના ઉપર અક્ષતનો સ્વસ્તિક રચેલો હોય છે એ સ્વસ્તિક ઉપર ફળ અને અર્ધચન્દ્ર ઉપર નૈવેદ્ય ચઢાવવામા આવે છે ત્યારપછી પૂજારી ( બ્રાહ્મણ જેમ ઉપવિત પહેરે છે તેવી રીતે નાખેલા ) પોતાના ઉત્તરગમનનો પાલવ પોતાને બે હાથે પકડે છે તે વડે જમીનને સાફ કરે છે ને એક મ ત્ર (ખમાસમણ) બોલે છે તે વખતે બે કુર્પર, બે હથેળી અને કપાળ જમીનને અડાડીને પચાગ પ્રણામ કરે છે ત્યારપછી પ્રતિમાની ત્રણવાર પ્રદક્ષિણા કરી તેની સામે યોગમુદ્રાસન વાળીને બેસે છે ત્યારપછી ચૈત્યવન્દન નામે પ્રાર્થના બોલી શકાય એટલા માટે એક મ ત્ર ભણે છે ને સન્તોને નામે इच्छ શબ્દથી અનુમતિ મેળવે છે ત્યારપછી તીર્થંકર (શાન્તિનાથ વિગેરે) આશીર્વાદ આપે એટલા માટે મ ત્ર ભણે છે ત્યારપછી વિધિપુર સર શરીરના અ ગ વાળીને બીજા પણ કેટલાક મ ત્ર ભણે છે ને સ્તોત્રો ગાય છે દેવપૂજાને અન્તે જયઘણ્ટા વગાડે છે અને आवस्सही ( સ સારમા પ્રવેશુ છુ ) કહીને મન્દિરમાથી પૂજારી ચાલતો થાય છે

દેવપૂજા બીજીવાર સવારમા દશેક વાગ્યે (બીજે પહોરે) શરૂ થાય છે પ્રથમ તો પૂજારી સ્નાન કરે છે એ પ્રસ ગે તે પૂર્વ તરફ મુખ કરીને ૧૦ वक्रावालि એટલે કે બે કર્ણ, બે કર્ણગ્રન્થી, બે

કુર્પર, બે કક્ષા, કણ્ઠ અને કટિ એમ ક થી શરૂ થતા ૧૦ અગને ધુએ છે અને શુદ્ધ શ્વેત વસ્ત્રાથી એ સૌ અગ લુછી નાખે છે પછી મદિર પાસેના કુડમા જાય છે ને ત્યા પોતાના પગ ધુએ છે કાથા ઉપર પગ લુછી નાખે છે ને ત્યારપછી નિસ્સિહી શબ્૦ બોલીને મન્દિરમા જાય છે પોતાના ઉત્તરાસનને આઠ પડ વાળે છે ને પ્રતિમાને પોતાનો શ્વાસવાયુ લાગે નહિ એટલા માટે એમ ઘડી કરેલા ઉત્તરાસનને મ્હોએ બાધે છે

મન્દિરમા જઇને જેના ઉપર કેશર વટાય છે એ પત્થર (ઓરશીઆ) પાસે જાય છે, ત્યા નવુ કેશર વગેરે વાટે છે ને એક પાત્રમા ભરે છે અને ત્યારપછી ગર્ભગૃહમા પેસે છે ત્યા ગઇ પૂજાને પ્રસગે ચઢાવેલા પુલ ઉતારી લે છે ને તીર્થંકરની પ્રતિમા ઉપર પુલ ધૂલ વગેરે કઇ ચોટયુ હોય તે મયુરપીચ્છથી સાફ કરી નાખે છે પછી એક વસ્ત્રને પાણીમા બોળે છે, પ્રતિમા ઉપરનો ચન્દન લેપ દૂર કરવાને તે ભીનુ વસ્ત્ર તેના ઉપર ફેરવે છે કોઈ સ્થળે એ લેપ દૃઢ ચોટી ગયો હોય તો ઉશીરતૃણના મૂળની બનાવેલી વાળાકુચીથી એને ઉખેડી નાખે છે એવી રીતે પ્રતિમાને સ્વચ્છ કર્યા પછી દૂધ, દહીં, ઘી, પાણી અને સાકર એ પાચ દ્રવ્યોનુ પચામૃત તૈયાર કરે છે એ પચામૃતને કલશ નામે પાત્રમા ભરે છે એ પાત્ર નળીવાળી આદાની જેવુ હોય છે પચામૃતથી પ્રતિમાને સ્નાન કરાવે છે ત્યારપછી બીજા કલશમા આણેલા સ્વચ્છ જળથી સ્નાન કરાવે છે એ વખતે પૂજારી સસ્કૃત શ્લોક ભણે છે ત્યારપછી ત્રણ જુદા અગલુહન લે છે ને દરેક વડે એક વાર એમ ત્રણ વાર પ્રતિમાને લુહી નાખે છે ત્યારપછી પ્રતિમાના આસનને ધોઇ નાખે છે હાથ ધોયા પછી પ્રતિમાના નવ અગ ઉપર ધીરે હાથે ચન્દનનો લેપ કરે છે

ત્યારપછી પુષ્પપૂજા કરે છે સાથે આણેલી છાબમાથી પૂજારી પુલ લે છે ને પ્રતિમા ઉપર ચઢાવે છે, તથા કઠ ઉપર પુલમાળા ચઢાવે છે પછી મત્ર ભણતો ભણતો ધૂપપૂજા ને દીપપૂજા કરે છે પ્રતિમાને ચામર કરે છે ત્યારપછી પાસેના ખડમા જઇને

મેજ ઉપર સ્વસ્તિક રચે છે ને તેના ઉપર અક્ષત, ફળ તથા નૈવેદ્ય ચડાવે છે ત્યારપછી સ્તોત્રો ગાય છે અને મગલઘટા વગાડીને પૂજા સમાપ્ત કરે છે ત્યારપછી આવસ્સહિ શબ્દ બોલીને પૂજારી મન્દિરમાથી ચાલતો થાય છે

સન્ધ્યાકાળની પૂજા સાદી હોય છે એ પૂજા ૫ અને ૬ વાગ્યાની વચ્ચે થાય છે નિસ્સિહી શબ્દ બોલીને પૂજારી મન્દિરમા જાય છે અને દીવા કરે છે તથા ધૂપપૂજા કરે છે પછી પાચ દીવેટોએ દીવા કરીને આરતિ ઉતારે છે ત્યારપછી પ્રતિમાની સામે મગળદીપથી દીપપૂજા કરે છે તે સમયે નગારા ઘટ વગેરે વાગે છે મત્રો ભણ્યા પછી પૂજારી જયઘટા વગાડે છે અને આવસ્સહિ શબ્દ બોલીને મન્દિરમાથી નીકળે છે

જૈનમન્દિરોમા જે વિધિએ પૂજા થાય છે તેનુ આછુ ચિત્ર ઉપર આપ્યુ છે સમ્પ્રદાયે સમ્પ્રદાયે એમા કઇક કઇક તફાવત છે પ્રતિમા આગળ દીવા કરવાનો અને અન્ધારૂ થયા પછી ધૂપદીપ પૂજા કરવાનો રિવાજ શ્વેતામ્બરોમા જ છે, દીગમ્બરો રાત્રે તે પૂજા કરતા નથી, પણ છતાયે શાસ્ત્રગ્રન્થો વાચવાને માટે મન્દિરમા દીવા તો કરે છે[૭૩]

## નૈમિત્તિક કર્મ

પ્રતિમાની સ્થાપના ને પ્રતિષ્ઠા કરવાને પ્રસગે અનેક ક્રિયાઓ કરવાની હોય છે બન્ને સમ્પ્રદાયની અને તેમની શાખાઓની એ ક્રિયાઓમા તફાવત છે વળી જુદી જુદી પ્રતિમાની પણ સ્થાપનાની ને પ્રતિષ્ઠાની ક્રિયામા પણ તફાવત હોય છે કારણ કે શાસનદેવતાની, દેવોની ને ગ્રહોની પ્રતિમાના સબધમા જે ક્રિયાઓ કરવાની હોય છે તેનાથી જુદી જુદી તરેહની ક્રિયાઓ તીર્થંકરની પ્રતિમાના સમ્બન્ધમા કરવાની હોય છે તેમજ વળી એક ને એક દેવની જુદા પ્રકારની ને જુદા ઉપયોગની જુદી જુદી પ્રતિમાઓ સબધે પણ જુદી જુદી ક્રિયાઓ કરવાની હોય છે ધાર્મિક શ્રાવકના ઘરમા પૂજા કરવાને માટે રાખેલી પ્રતિમા

સબધે જે ક્રિયા કરવાની હોય છે, તેનાથી જુદી તરેહની ક્રિયા મુખ્ય મદિરમાની પ્રતિમા સબધે હોય છે વળી મન્દિરમાની જે પ્રતિમા એવડી મોટી હોય છે કે તેને ખસેડી શકાય નહિ તેને સબધે જે ક્રિયા કરવાની હોય છે તેનાથી જુદી તરેહની ક્રિયા ત્યાની જ જે પ્રતિમા એવડી નાની હોય છે કે જેને ખસેડી શકાય તેને સબધે હોય છે જૈનોના ક્રિયાગ્રન્થોમા આ બધી ક્રિયાઓ વિષે બહુ વિગતવાર વર્ણન આપેલુ છે, તેમાની મહત્વની જ હકીકતો નીચે આપી શકાઇ છે

જિનપ્રતિમાની પ્રતિષ્ઠા માટે પુષ્કળ આયોજન કરવુ પડે છે પ્રથમ તો સારૂ સ્થાન નક્કી કરવુ જોઇએ, ત્યા વિસ્તૃત જમીન સાફ કરવી જોઇએ આજુબાજુ પડેલા હાડકા, મળ, વાળ, નખ, દાત વગેરે મલિન પદાર્થો કાઢી નાખવા જોઇએ ત્યારપછી ક્રિયા કરવાનુ શુભ મુહૂર્ત્ત શોધી કાઢવુ જોઇએ બધા ગ્રહો અનુકૂળ હોય એવુ શુભ મુહૂર્ત્ત નીકળી ન શકતુ હોય તો પછી નડતા ગ્રહની શાન્તિ માટે ક્રિયા કરવી જોઇએ ત્યારપછી આજુબાજુના પ્રદેશમા વસતા સર્વે સાધુઓને અને શ્રાવકોને આ પ્રતિષ્ઠા મહોત્સવના સમાચાર આપવા જોઇએ ને તેમને પધારવા આમ ત્રણ આપવા જોઇએ પ્રતિષ્ઠા કરતા પૂર્વે પ્રતિમાને શુદ્ધ કરવી જોઇએ, અને પછી જ્યા સ્થાપના કરવાની હોય ત્યા લાવવી જોઇએ ત્યારપછી સ્થાપનાને પ્રસગે જરૂરના કળશ, થાળીઓ, પાણી, વનસ્પતિ ઇત્યાદિને મન્દિર આગળ આણવુ જોઇએ ( એ સૌ આણતી વખતે નૃત્ય અને ગાનતાન થાય છે ) મન્દિરમા વેદી રચવામા આવેલી હોય છે અને મૂર્તિ જ્યા રાખેલી હોય તે ઘરમા પણ આશીર્વાદજનક ક્રિયાઓ થાય છે

પ્રતિષ્ઠાની ક્રિયા પૂર્વે પ્રથમ તો દિક્પાલોની સ્થાપના કરવામા આવે છે અને તેમની પૂજા થાય છે ત્યારપછી મૂલનાયકની પ્રતિમાની ચારે દિશાએ મૂલ્યવાન ધાતુના ચાર કલશ મૂકે છે, અને સુદર શણગારેલી ચાર કન્યાઓ પ્રતિમાને સ્નાન કરાવીને હજાર વનસ્પતિઓ ચોળીને તૈયાર કરેલો લેપ કરે છે

કોઇ આચાર્ય, સાધુ, પાઠક, જૈન બ્રાહ્મણ કે ક્ષુલ્લક પ્રતિમાપ્રતિષ્ઠાની ક્રિયા કરાવે છે, પણ એ બધા એક સરખી જ ક્રિયા કરાવતા નથી એ ક્રિયા કરાવનારને પ્રતિષ્ઠાગુરૂ કહે છે, તેની પાસે ચાર સ્નાત્રકાર ઉભા રહે છે

પ્રતિષ્ઠાની ક્રિયાની શરૂઆતમા જ ભૂતબલિ દેવાય છે, તે વારે બળિબાકુલ ને ફલ વગેરે પદાર્થોમાથી બનાવેલી આહારસામગ્રી ચાર દિશાઓએ પણ મૂકવામા આવે છે, અને ભૂત, પ્રેત, પિશાચ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, કિન્નર, વેતાલ આદિ સર્વે પ્રકારના સત્ત્વોને એ આહારસામગ્રી લઇ જવાનુ મત્રો બોલીને આમત્રણ કરવામા આવે છે પછી મત્રો અને સૂત્રો ભણીને શાસનદેવતાની અને બીજા દેવોની પૂજા કરે છે પછી જુદા જુદા પદાર્થોના મિશ્રણવાળા જળથી સ્થાપવાની પ્રતિમાને સ્નાન કરાવે છે, પવિત્ર બનાવેલા ચન્દનથી લેપ કરે છે, પુષ્પહારથી શણગારે છે અને તેના પ્રત્યેક અગને સ્પર્શી પવિત્ર બનાવે છે પછી વિવિધ મત્રોથી તેની વિવિધ પ્રકારે પૂજા કરે છે આઠ દિવસનો આ મહોત્સવ કરવામા આવે છે પ્રતિષ્ઠા કરાવનાર શ્રાવક પોતાને ખર્ચે સૌ અતિથિઓનો સત્કાર કરે છે પ્રતિમાપ્રતિષ્ઠાને પ્રસગે જે આતિથ્ય અને આડમ્બર કરવો પડે છે, તેમા એવડો મોટો ખર્ચ થઈ જાય છે કે આજે તો એ બધુ કરી શકે એવા લોક થોડા જ છે ને તેથી ગયા કાળમા થતુ હતુ તેવી રીતે પૂરી વિધિએ પ્રતિષ્ઠાની ક્રિયાઓ અને તેને અનુકૂળ બધો આડમ્બર આજે ભાગ્યે જ કોઈ કરે છે

જિનબિમ્બની પ્રતિષ્ઠાને પ્રસગે જેવી ક્રિયાઓ કરવામા આવે છે તેવી જ વિવિધ દેવતાઓની પ્રતિમા, યન્ત્ર ( ગૂઢ ચિન્હોવાળા પટ ), પવિત્ર ધ્વજ આદિની પ્રતિષ્ઠાને પ્રસગે પણ ક્રિયાઓ કરવામા આવે છે મન્દિરની પ્રતિષ્ઠાને પ્રસગે પણ એવી જ ક્રિયાઓ કરવામા આવે છે

દિગમ્બરોમા પ્રતિમાની પ્રતિષ્ઠા વખતોવખત ફરી ફરીને કરવામા આવે છે અને તે પ્રમાણે શ્રવણ બેલગોલાની ગોમ્મટની પ્રખ્યાત પ્રતિમાને અમુક વર્ષો પછી કરીને પચામૃત ( દધ...

દહીં, ઘી, મધ અને પાણી ) વડે સ્નાન કરાવે છે, લેપ કરે છે અને એની પુષ્પપૂજા, ફલપૂજા વગેરે અનેક પ્રકારે પૂજા કરે છે એવે પ્રકારે ઈ સ ૧૯૨૫ મા છેલ્લો ઉત્સવ કરવામા આવ્યો હતો, એ પ્રચંડ પ્રતિમાના શિખાપ્રદેશ સુધી ચઢવાને માટે પ્રચંડ આયોજન રચવામા આવ્યા હતા. પવિત્ર પ્રવાહી પદાર્થો વડે પ્રતિમાને સ્નાન કરાવવા માટે અનેક શ્રાવકો આતુર બની ગયા હતા, અને એમ સ્નાન કરાવવાનો અધિકાર લીલામ કરીને મોટી રકમે આપવામા આવ્યો હતો

અમુક વિશિષ્ટ પ્રસંગોએ ધાર્મિક હેતુએ વિવિધ પ્રકારના ધ્વજ દિગમ્બરો ચડાવે છે આદિપુરાણમા ૧૦ પ્રકારના ધ્વજ કહ્યા છે, ચાર દિશામા એ દશેય પ્રકારના ૧૦૮-૧૦૮ એટલે એકંદરે ૪૩૨૦ ધ્વજ ઋષભને નામે ચડાવે છે એવા પ્રકારના ધ્વજ ચડાવવાનો રિવાજ આજે પણ છે [૭૪]

તીર્થંકરની પ્રતિમાની ભક્તિ કરવાનો એક બીજો પણ પ્રકાર છે ને તે રથયાત્રાનો છે એવી રથયાત્રા કમમા કમ વર્ષમા એકવાર તો નીકળે છે જ પણ પૂર્વે રથયાત્રાનુ જેટલુ મહત્ત્વ મનાતુ એટલુ આજે નથી મનાતુ, કારણ કે પૂર્વે મહાપ્રતાપી રાજાઓ જૈનધર્મ પાળતા અને તેઓ પ્રકાણ્ડ રથયાત્રાઓ કાઢતા અને તેને લીધે ચક્રવર્તી મહાપદ્મે (પૃ ૨૯૨), સમ્પ્રતિએ અને કુમારપાલે કાઢેલી રથયાત્રાના યશોગાન જૈનોના ગ્રન્થોમા [૭૫] છે આ મહોત્સવને પ્રસંગે તીર્થંકરની પ્રતિમાને સ્નાન તથા અર્ચન કરીને ખુબ શણગારેલા પ્રકાણ્ડ રથમા પધરાવે છે અને લોકની મેદની સાથે એ રથને નગરમા ફેરવે છે એ રથને હાથી કે ઘોડા જોડેલા હોય છે

## પર્વો

જૈનોનુ સૌથી પવિત્ર પર્વ પર્યુષણ છે ચાતુર્માસના એક માસ ને વીશ દિવસ વીત્યા પછી, સાધુઓને ને શ્રાવકોને પોતાના ધાર્મિક વ્રત પાળવાનો દિવસ ( સવત્સરી ) આવે છે તેની અગાઉ સાત દિવસથી એ પર્વ શરૂ થાય છે એવી મહાવીરની [૭૬] આજ્ઞાને લીધે એને પર્યુષણ કહે છે

શ્વેતામ્બરો આજે સામાન્ય રીતે એ પર્વ શ્રાવણ વદિ બાર શથી શરૂ કરે છે અને ભાદરવા શુદિ ૪ થે સમાપ્ત કરે છે દિગમ્બરોમા એ પર્વ ૧૫ દિવસ ચાલે છે અને ભાદરવા શુદિ પાચમથી વદિ પાચમ સુધીનુ ગણાય છે, ભાદરવા શુદિ ૪ પછીના ૭૦ દિવસના (કાર્તિક શુદિ ૧૪ સુધીના) કાળને પવિત્ર મનાય છે[77] પર્વની શરૂઆત ઉપવાસથી થાય છે આખા આઠેય દિવસનો ઉપવાસ કરવો એવો શ્વેતામ્બર વિધિ છે, પણ આ વિધિ શબ્દશ પળાતો નથી, કેમકે અનેક લોક આજે તો એકાન્તર દિવસે ઉપવાસ કરે છે, છેલ્લે દિવસે બધો પૂરો (ચૌવિહાર) ઉપવાસ કરે છે એ દિવસે વળી પૌષધવ્રત (પૃ ૨૦૬) રાખવામા ધર્મ મનાય છે, અને ત્યારે શ્રાવક સાધુજીવન પાળે છે પૌષધવ્રત પાળનાર શ્રાવક ઉપાશ્રયમા કે એકાન્તમા ચોવીશેય કલાક રહીને ધ્યાન ધરે છે કે અધ્યયન કરે છે આ પવિત્ર સપ્તાહમા બધુ સમારી કામ બધ રહે છે ને સૌ લોક ઉપાશ્રયમા જાય છે, ત્યા ઉપદેશ અપાય છે ને વ્યાખ્યાન વચાય છે શ્વેતામ્બરોમા ખાસ કરીને કલ્પસૂત્ર વચાય છે પર્વને પાચમે દિવસે મહાવીરના જન્મોત્સવનો વરઘોડો નીકળે છે (મહાવીરનો જન્મ સાચી રીતે તો ચૈત્ર શુદિ ૧૩ ને રોજ થયેલો મનાય છે) પર્યુષણનો છેલ્લો દિવસ સવત્સરી છે ને તે જૈનોના ધાર્મિક વર્ષનો છેલ્લો દિવસ પણ છે તે દિવસ પ્રતિક્રમણ કરવાનો છે અને નવા વર્ષમા કઇ નવા પાપ ન થાય એવી એની ભાવના છે ગત આખા વર્ષમા જેની જેની સાથે કલહ થયો હોય તે તે સૌની એ દિવસે ક્ષમા માગી લેવી જોઈએ, એમ સૌ જૈનનો ધર્મ મનાય છે દૂર દેશાવરમા વસનારની ક્ષમા મુખે માગવી અશક્ય હોવાથી વિજ્ઞપ્તિ લખીને જૈનો પોતાનો ધર્મ સાચવે છે અને જાણ્યે અજાણ્યે જે કઇ એમને માઠુ લાગે એવુ થયુ હોય તેની ક્ષમા એ વિજ્ઞપ્તિમા યાચે છે (પૃ ૧૩૭)

પર્યુષણ પછી સૌથી વધારે મહત્ત્વનુ જૈનપર્વ સિદ્ધચક્રપૂજા છે આ પૂજા વર્ષમા બે વાર—ચૈત્રમા અને આસોમા થાય છે ને સાતમથી પુનમ સુધી ૯ દિવસ ચાલે છે એ વખતે મન્દિરમા સિદ્ધચક્રની પૂજા વિધિપુરઃસર થાય છે એમાને કોઈ એક દિવસે

વરઘોડો ચડાવી સિદ્ધચક્રને તળાવ ઉપર લઈ જાય છે અને ત્યા એને સ્નાન કરાવે છે તે જળયાત્રા કહેવાય છે આ પર્વમા અનેક પ્રકારે આયબિલ કરવાના હોય છે[७७]

દિગમ્બરનુ બીજુ પર્વ આ પ્રમાણે છે—જેઠ શુદિ પાચમે શ્રુતપચમી આવે છે, કુદકુદે એ દિવસે જૈનશાસ્ત્રગ્રન્થો લખવાનો આરમ્ભ કર્યો હતો તેના સ્મરણમા દિગમ્બરો આ પર્વ પાળે છે[७८] કાર્તિક શુદિ પાચમે જ્ઞાનપચમી આવે છે, તે દિવસે શ્વેતામ્બરો ધર્મગ્રન્થોની પૂજા કરે છે અને ધૂળ તથા જન્તુથી તેમને સ્વચ્છ કરે છે, માગશર શુદિ અગિયારશે મૌનએકાદશી આવે છે, તે દિવસે ધ્યાન ધરવાનુ અને મૌનવ્રત પાળવાનુ હોય છે ઘણા જિનચરિતોમા એ દિવસનો ઉલ્લેખ છે ચાતુર્માસનો આરભ અષાઢ શુદિ ૧૪ થી થાય છે અને તેનો અત કાર્તિક શુદિ પુનમે આવે છે બધી પુનમોએ (હાલમા ચૌદશે) ઉપવાસ કરવામા આવે છે અને ધર્મ પરાયણ જૈનો તો દરેક માસમા પાચ દિવસે ઉપવાસ કરે છે[८०]

આદિનાથના, પાર્શ્વનાથના અને બીજા તીર્થંકરોના ચરિત્રમાના પ્રસગના (કલ્યાણકના) સ્મરણને અર્થે અનેક દિવસો પાળવામા આવે છે, અને તે તે પ્રસગ અનુસાર તેને ઉજવવામા આવે છે

હિન્દુઓની સાથે જે પર્વો જૈનો પાળે છે, તેમા સૌથી મ્હોટુ દીવાળીનુ પર્વ છે, તે કાર્તિક (આશ્વિન) માસની અમાવાસ્યાને રોજ આવે છે, દીવાળીના દિવસોમા હિન્દુઓ લક્ષ્મીની પૂજાને હેતુએ ઘર ને શેરી દીવાથી શણગારે છે મહાવીરના નિર્વાણના સ્મરણમા જૈનો એ પર્વ પાળે છે એ નિર્વાણ પામ્યા તે રાત્રે એમના ધર્મના અનેક રાજાએ દીપોત્સવ કરેલો કહેવાય છે[८१] મન્દિરમા તે દિવસે નૈવેદ્યમા લાડુ ધરાવવામા આવે છે અને પાવાપુરીની જાત્રા ખાસ ફળદાયી માનવામા આવે છે, પણ હિન્દુ આચાર-વિચારને પ્રભાવે આજે તો ઘણાખરા જૈનો તીર્થંકરના નિર્વાણના સ્મરણમા એ પર્વ પાળે છે, તેના કરતા વધારે તો સૌભાગ્ય અને ધનની પૂજાને અર્થે પાળે છે દીવાળીને દિવસે ને બેસતા વર્ષને દિવસે અમુક વિધિ કરવામા આવે છે દીવાળીને દિવસે સ્ત્રીઓ લક્ષ્મીપૂજામા પોતાના ઘરેણાને પૂજે છે અને બીજે દિવસે

ભુતપ્રેતથી રક્ષણ પમાય એટલા માટે ચકલે નૈવેદ્ય મૂકે છે, તે જ દિવસે વળી હિસાબી ચોપડાની પૂજા થાય છે એ હેતુએ બ્રાહ્મણ, તેમા **શ્રી** શબ્દ લખે છે અને તેના ઉપર નાણુ ને નાગરવેલનુ પાન મૂકવામા આવે છે અને ત્યારપછી એ ચોપડાની આરતિ ઉતારવામા આવે છે છેવટે એના ઉપર ગુલાલ છાટવામા આવે છે ત્યારપછી બ્રાહ્મણ અને જૈન પ્રસાદી લે છે કેટલાક કલાક સુધી એ ચોપડો ઉઘાડો પડ્યો રહે છે, બન્ધ કરતી વખતે 'લક્ષ લાભ, લક્ષ લાભ,' એવા શબ્દ બોલવામા આવે છે

હિન્દુઓના બીજા પણ પર્વ જૈનોએ જુદે જુદે રૂપે સ્વીકારી લીધા છે ભાદરવા શુદિ ચોથે ગણેશચતુર્થી આવે છે, તે ઋદ્ધિ સિદ્ધિના દેવ ગજાનનનો જન્મદિવસ છે, જૈનોએ મહાવીરના મુખ્ય શિષ્ય ગૌતમ ગણધરને નામે તે ચડાવ્યો છે, આસોમા નવરાત્રિના નવ દિવસ ભરતને નામે ચડાવ્યા છે[૮૨]

પોતાના ધર્મનો કશોય આધાર ન હોય એવા પણ કેટલાક હિન્દુપર્વો જૈનો પાળે છે, જેવા કે વસન્તમા આવતી હોળી, તેમજ વળી શીતળાસપ્તમી વિગેરે

## તીર્થ અને યાત્રા.

કોઇ પવિત્ર મનાતે સ્થળે તીર્થંકરનુ ધ્યાન, તેમની પ્રતિમાની પૂજા અને પર્વને દિને ઉત્સવ કરવામા આવે તો ઇહલોકમા તેમજ પરલોકમા વિશેષ પુણ્ય મળે છે, ભારતવર્ષની પૂણ્યભૂમિ મા અનેક પવિત્ર સ્થળ છે, ત્યા યાત્રા કરવાથી પુણ્ય થાય ને પાપનો ક્ષય થાય એવી દૃઢ ભાવના સમસ્ત ભારતધર્મીઓની છે ને જૈનોની પણ એવી સમ્પૂર્ણ માન્યતા છે જે સ્થળે યાત્રાળુ યાત્રા કરવા જાય તેને હિન્દુઓ તીર્થ કહે છે તીર્થનો શબ્દાર્થ प्रवेशद्वार, जलाशयमार्ग, प्रणाली, नद्यवतरण, उपकुपजलाशय, स्नानस्थान[૮૪] થાય છે સ્નાનસ્થાન એ અર્થ લઇને હિન્દુઓએ એમા "પવિત્ર સ્થાન, યાત્રાસ્થાન" એવો ભાવ મૂકયો છે, કારણ કે તેમના મુખ્ય મન્દિરો નદીને કે સરોવરને કિનારે હતા અને તેના જળમા પાપનાશક શક્તિ મનાતી હતી તે ઉપરથી પ્રાચીન કાળે પણ

**તીર્થ**નો ભાવ બીજા જે મન્દિરોમા સ્નાનસ્થાનનો ભાવ નહોતો તે મન્દિરોને પણ આરોપાયો, ત્યારથી તીર્થ એટલે ભવસાગર પાર પામવાનો માર્ગ ખુલ્લો કરી આપનાર સ્થાન એમ મનાયુ

જૈનોમા તીર્થ શબ્દનો અર્થ ખાસ કરીને આ જ મનાય છે, કારણ કે એમના તીર્થ કોઇ સ્નાનસ્થાન છે જ નહિ પવિત્ર નદીઓમા પાપનાશક શકિત છે એમ હિન્દુઓ માને છે, પણ સાચા જૈનો માનતા નથી હિન્દુઓના આ મન્તવ્યને તેઓ ઉન્માદ માને છે અને સતી થવાના રિવાજને તથા પવિત્ર પર્વતો ઉપર થી પડતુ મૂકવાના રિવાજને અથવા એવા જ બીજા જે રિવાજને હિન્દુઓ ધાર્મિક દૃષ્ટિએ બહુ ઉચા માને છે, તેમની જ સમાન કક્ષાએ નદીજળમા પાપનાશક શક્તિ છે એવા મન્તવ્યને પણ જૈનો મૂકે છે[૮૪]

તીર્થંકર જ્યા જન્મ, દીક્ષા, જ્ઞાન કે નિર્વાણ પામ્યા હોય અથવા તો જ્યા લાબો સમય રહ્યા હોય એ સ્થાનને જૈનો તીર્થ સ્થાન માને છે બીજા સન્તો જ્યા રહ્યા હોય કે નિર્વાણ પામ્યા હોય અથવા જ્યા બીજા કોઈ પ્રખ્યાત પૂજ્ય પદાર્થ હોય તે સ્થાનને પણ તીર્થ માને છે

જૈનોના તીર્થની સખ્યા ખૂબ છે, એનુ સમ્પૂર્ણ પત્રક આપી શકાય એમ નથી, કારણ કે સૈકાઓ જતા જૈનધર્મની અવનતિને પરિણામે અનેક પ્રાચીન પ્રખ્યાત તીર્થ આજે વિસારે પડી ગયા છે, તેમજ બધા તીર્થને બધા સમ્પ્રદાય સરખી રીતે માનતા નથી, કેટલાક સુધારક સઘ પવિત્ર સ્થળની શકિત માનવા ના પાડે છે તે ઉપરાત વળી જૈનધર્મ ઉપર હિન્દુધર્મની છાયા આજે પ્રબળભાવે પડી રહી છે અને તેને પરિણામે અનેક જૈનો આજે હિન્દુઓના તીર્થસ્થાનોએ જાત્રા કરવા જતા થયા છે, પછી એ તીર્થસ્થાનો સાથે જૈનધર્મને કશો ય સબધ ન હોય કે નામનો જ માત્ર હોય

પડિત સુખલાલે લખેલા અને શ્વેતામ્બરોમા ખૂબ વપરાતા पचप्रतिक्रमण નામે ગ્રન્થમા ૨૮ મા પૃષ્ઠ ઉપર “ વર્તમાનકાળના

કેટલાક તીર્થ આ પ્રમાણે ગણાવ્યા છે—શત્રુંજય, ગિરનાર, તારંગા, શંખેશ્વર, કુભારિયા, આબુ, રાણકપુર, કેસરિયાજી, બામનવાડા, માડવગઢ, અન્તરીક્ષ, મક્ષી, હસ્તિનાપુર, અલ્હાબાદ, બનારસ, અયોધ્યા, સમ્મેતશિખર, રાજગૃહ, કાકંદી, ક્ષત્રિયકુંડ, પાવાપુરી, ચમ્પાપુરી અને એ જ ગ્રન્થમાં બીજા સ્થળોએ બીજા કેટલાક તીર્થોના નામ આવે છે તે આ પ્રમાણે છે સત્યપુરી, ભૃગુકચ્છ (ભરૂચ), સુહરી (પૃ ૨૫), અષ્ટાપદ, વરકાણા, જીરાવલા (પૃ ૧૭૨), ગજપદ, વૈભારગિરિ, સોનાગિરિ, ચિત્રકૂટ (પૃ ૨૪૯) પણ આ પત્રક આપ્યું છે તે ઉત્તર ભારતના શ્વેતામ્બરો જે તીર્થોની જાત્રા કરે છે તેનું જ છે, શ્રવણ બેલગોલા, પદ્માવતી, મૈસુર (નગર) પાસે ગોમ્મટગિરિ અને બીજા અનેક દિગમ્બર તીર્થો દક્ષિણ ભારતમાં પણ છે જૈન તીર્થો એટલા બધા[૫] છે કે તે બધાનું એકે એકે અહીં વર્ણન આપ્યું પાલવે નહિ Heilige Slatten der Hindus, Jains and Buddhisten નામના મારા ગ્રન્થમાં અનેક જૈનતીર્થનું વર્ણન આપ્યું છે, તેથી અહીં તો થોડાક મહત્ત્વના તીર્થનું સંક્ષિપ્ત વર્ણન આપીને જ સન્તોષ પામીશ

જૈનોના ઘણાખરા પ્રખ્યાત મન્દિરો પર્વતો ઉપર છે ૧ લા તીર્થંકર ઋષભદેવ હિમાલયમાં આવેલા અષ્ટાપદ (કૈલાસ) ઉપર નિર્વાણ પામેલા મનાય છે એમના પછીના (વાસુપૂજ્ય, અરિષ્ટનેમિ અને મહાવીર સિવાયના) બીજા બધા (૨૦) સમેતશિખર ઉપર નિર્વાણ પામ્યા હતા આ પર્વત આજે ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથના નામ ઉપરથી 'પારસનાથ પર્વત'ને નામે ઓળખાય છે એ પર્વત બિહાર પ્રદેશમાં હઝારીબાગ જિલ્લામાં આવેલો છે એના શિખરને શોભાવી રહેલા અનેક મન્દિરોમાં દર્શન કરવા દરવર્ષે હજારો શ્વેતામ્બર અને દિગમ્બર જૈન જાત્રાળુઓ એ પર્વત ઉપર ચડે છે ૨૨ મા તીર્થંકર અરિષ્ટનેમિ કાઠિયાવાડમાં આવેલા ગિરનાર (રૈવતક) પર્વત ઉપર નિર્વાણ પામેલા છે એ જ પ્રદેશમાં પાલિતાણા નગરની પાસે શત્રુંજય નામે પર્વત છે, તેના ઉપર ઘણા

ઉપરના પૃષ્ઠાંકો સુખલાલજીવાળા હિંદી પંચપ્રતિક્રમણના છે

૫૭

સન્તો નિર્વાણુ પામેલા ગણાય છે સૌ તીર્થોમા આ વિશેષ પવિત્ર છે એમ અનેક જૈનો માને છે "શત્રુજયના સ્પર્શમાત્રથી મહાપાપી પણુ સ્વર્ગ પામે છે, પુણ્યશાળી લોકો થોડા જ વખતમા મોક્ષ પામે છે શત્રુજય તરફ જતા એકેક પગલે સહસ્રકોટી ભવમા બાધેલા પાપથી માનવી મુક્ત થાય છે[૬]" ગિરનાર અને શત્રુજય એના સુન્દર મન્દિરોને માટે પણુ પ્રખ્યાત છે, પણુ તે કારણે તો એમના કરતા ય વધારે પ્રખ્યાત રાજપુતાનામા આવેલો પવિત્ર આબુગિરિ છે એ પર્વત ઉપર દેલવાડા નામે સ્થળે સૌથી સુન્દર મન્દિરો છે અને એ પ્રકાણ્ડ ભ ય મન્દિરો સફેદ આરસપહાણના બાધેલા છે શેઠ વિમલશાએ ૧૧ મા સૈકામા અને વસ્તુપાલ તેજ પાલ નામે બે ભાઇઓએ ૧૩ મા સૈકામા એ મન્દિરો બાધેલા છે

ત્યારપછી બીજા તીર્થંકરો જ્યા નિર્વાણુ પામ્યા હોય તે તીર્થસ્થાનો પણુ મહત્ત્વના છે ૧૨ મા તીર્થંકર વાસુપૂજ્ય બિહાર મા આવેલી ચમ્પાપુરીમા (વર્તમાન ભાગલપુરમા) નિર્વાણુ પામ્યા હતા તે જ પ્રદેશમા આવેલી પાવાપુરીમા મહાવીર નિર્વાણુ પામ્યા હતા અને ત્યા આજે પણુ એમની તેમજ એમના શિષ્યો ગૌતમની અને સૌધર્મની પાદુકાઓ છે[૭] વળી તેજ પ્રદેશમા આવેલા રાજગૃહમા મહાવીરના તેમજ ૨૦ મા તીર્થંકર મુનિસુવ્રતના જીવનની અનેક ઘટનાઓ બનેલી, તેના સ્મરણુમા અનેક જાત્રાળુ જાત્રા કરવા ત્યા જાય છે બનારસ, અયોધ્યા, (દિલ્હીની ઇશાને ૫૬ માઇલ ઉપર આવેલુ ) હસ્તિનાપુર અને ક્ષત્રિયકુડ વગેરે જે નગરોમા તીર્થંકરો જન્મ પામેલા ત્યા પણુ શ્રદ્ધાળુ જાત્રા કરવા જાય છે

જે સ્થળે તીર્થંકરોની અને સન્તોની અસાધારણુ અને તેથી આશ્ચર્યજનક પ્રતિમાઓ હોય છે તે સ્થળો પણુ જાત્રા જવા માટે પ્રખ્યાત થયા છે આમાના કેટલાકનુ વર્ણુન તો પૃ ૪૦૩ ઉપર કર્યું જ છે

જ્યારે કોઇને જાત્રાએ નીકળવાની ઇચ્છા થાય છે, ત્યારે નીકળતા પહેલા ઉપવાસ, ધ્યાન વગેરે કરીને એ ધાર્મિક કાર્ય માટે યોગ્ય થવાની તૈયારી કરે છે ખુદ જાત્રાએ જતી વખતે માર્ગમા પણુ એણે અમુક નિયમ (છ રી) પાળવાના હોય છે, એનાથી દિવસમા એક જ વાર ખવાય, સચિત્તનો ત્યાગ કરવો પડે, ભોય ઉપર જ

સુવાય, એણે બ્રહ્મચર્ય પાળવુ જ જોઇએ, બે ટક પ્રતિક્રમણ કરવુ જોઇએ, પગે જ ચાલીને જાત્રા કરવી જોઇએ જો આમાના કોઈ નિયમનુ કઇ અંશે ઉલ્લઘન થાય તો તેટલે અંશે જાત્રાથી તેને મળનારૂ ફળ ઓછુ મળે, જેમકે જે કોઈ વાહનમા બેસીને જાત્રા કરે, તેને પગે ચાલીને જાત્રા કર્યાથી જે ફળ મળવાનુ હતુ તેનાથી અર્ધું જ મળે તીર્થસ્થાને પહોચ્યા પછી જાત્રાળુ ધાર્મિક વિધિ આચરવા માડે છે, મન્દિરે મન્દિરે તીર્થંકરની પૂજા કરે છે ને પુષ્કળ દાન કરે છે, અમુક પુણ્ય મળે માટે અમુક ક્રિયા કરવાનો રિવાજ અનેક સ્થળે હોય છે, જેમકે શત્રુજય ઉપર ચઢવાના જે હજારો પગથીઆ છે તેના ઉપર ૯૯ વાર ચઢ ઉતર (યાત્રા) કરે અને અમુક પ્રકારે અમુક મન્દિરોની (૯૯) પ્રદક્ષિણા કરે તેને અમુક પુણ્ય થાય જો આ પ્રમાણે વિધિસર કરવુ હોય તો ત્રણ માસ ઉપરાત લાગે, જાત્રાળુ છેવટના દિવસોમા કશુ ખાતો પીતો નથી, (ઉપવાસ કરે છે) છેવટે જ્યારે વિધિ પૂરો કરીને મુખ્ય મન્દિરે એ આવે છે, ત્યારે ગુરૂ તીર્થંકરની રૂપાની પ્રતિમાને ચોકમા એક મડપમા પધરાવે છે જાત્રાળુ એ પ્રતિમાની અષ્ટવિધ પૂજા અગી આર વાર કરે છે, તે વખતે ગુરૂ મત્રો ભણે છે, તીર્થમાળ પહેરાવે છે છોકરાઓ ધાર્મિક નૃત્ય કરે છે આ બધો વિધિ કરતા પુષ્કળ ખર્ચ થઈ જાય છે ને તેનુ પુણ્ય પણ મ્હોટુ મળે છે[૮૮]

કોઇની સ્થિતિ એવી હોય કે જાતે જાત્રા ન કરી શકે. તેવે પ્રસગે બીજા જે કોઈ જાત્રાએ જતા હોય તેમને માર્ગમા જોઈતી સામગ્રી પૂરી પાડીને કે ઉતારા આપીને કે બીજી રીતે તેમની જાત્રાને સહાયતા આપે તો તેને પણ જાત્રાનુ ફળ મળે વળી જે કોઇ પોતે જાત્રા કરે અને પોતાને ખર્ચે બીજાને જાત્રાએ લઇ જાય તેને તો જરૂર ફળ મળે એ સ્વાભાવિક છે એવી તીર્થયાત્રા માટે મોટા મોટા સઘ કાઢનારા જૈન રાજાઓની ને મત્રીઓની કથાઓ જૈન ગ્રન્થોમા અનેક છે[૮૯] વસ્તુપાલે એવો સઘ કાઢેલો, તેમા કમમા કમ ૪૫૦૦ રથ, ૭૦૦ શિબિકા, ૭૦૦ ગાડા, ૧૮૦૦ ઉટ, ૨૯૦૦ સેવક, ૩૩૦૦ ભાટ, ૪૫૦ જૈન ગાયક, ૧૨૧૦૦ શ્વેતામ્બર અને ૧૧૦૦ દિગમ્બર શ્રાવકો હતા[૯૦]

---

## અધ્યાય ૭

---

## સમાપ્તિ

### ધર્મના ઇતિહાસમા જૈનધર્મનુ સ્થાન

માનવજાતિ જે જે ધર્મ પાળતી આવી છે તે સૌ ધર્મોનુ, તેમના કલેવરને અનુસરીને, વર્ગીકરણ કરવાના પ્રયત્ન અનેક વાર અનેક દિશાએથી થયા છે આ દૃષ્ટિએ જૈનધર્મને પણ કોઇ અમુક વર્ગમા મૂકવાનો કોઇ પ્રયત્ન કરે તો એને નિરીશ્વરવાદી, મનુષ્યપૂજક, આધ્યાત્મિક, નૈતિક, સસારત્યાગી, ઉદાસીન, નિર્વાણધર્મ માને. જેઓ યુરોપિયન ધર્મોના સ્વરૂપમા શ્રદ્ધા રાખી રહ્યા છે, તેમને તો 'નિરીશ્વરવાદી ધર્મ' એ શબ્દો જ વદતો વ્યાઘાત સ્વરૂપ લાગશે, પણ તે ભૂલ છે કારણ કે 'ધર્મ' એ શબ્દના મૂળ અર્થમા (religin vinculs pietatis obslrictides et religate sumus-Lactamitus, Institut III 28) દેવ અને મનુષ્ય વચ્ચેનો સમ્બન્ધ હશે કે નહિ—પણ આજે તો એ શબ્દમા એવો જ ભાવ સમાયેલો છે કે ધર્મમા ઇશ્વરની ભાવનાની ખાસ જરૂર જ છે એવુ કાઇ નથી, નહિ તો બૌદ્ધધર્મ, ચીનનો સુધરેલો ધર્મ વગેરે અનેક સસ્થાઓ સામાન્યત ધર્મ કહેવાય છે તેમને તે પ્રદેશમાથી નીકળી જ જવુ પડે યુરોપિયન ધર્મજ્ઞાનની ભાવનાએ જૈનધર્મ બેશક નિરીશ્વરવાદી છે, કારણ કે તે અનેકેશ્વરવાદી નથી, એકેશ્વરવાદી નથી, દ્વૈતવાદી નથી, અદ્વૈતવાદી નથી, વિશિષ્ટાદ્વૈતવાદી નથી આર્થર શૉપનહાઉઅરે પોતાના ધર્મમતમા જે ભાવના પ્રદર્શિત કરી છે એ જ ભાવના આ નિરીશ્વર ધર્મમા છે જૈનો પોતે પણ જ્યારે પોતાના ધર્મને નિરીશ્વરવાદી કહે છે, ત્યારે પોતાનો મત સાબીત કરવા પોતાના પ્રમાણ આપે છે કારણ કે ઇશ્વર સબધીનો પ્રશ્ન ભારતવર્ષમા યુરોપથી જુદી જ દૃષ્ટિએ લેવાય છે ને એ દૃષ્ટિએ તો જીવના આધ્યાત્મિક સ્વભાવનુ કે (બૌદ્ધો માને છે તેમ) જીવના મોક્ષ પછી એના આધ્યાત્મિક સ્વભાવનુ કે પારલૌકિક દૈવી ગતિ પામેલા-નિર્વાણ

પામેલા જીવના આધ્યાત્મિક સ્વભાવનુ અસ્તિત્વ જે સ્વીકારે નહિ તે નાસ્તિક ગણાય આ દૃષ્ટિએ જોતા જૈનધર્મ ખરે જ નિરીશ્વરવાદી નથી, જૈનો પોતાને અમુક અપેક્ષાએ ઇશ્વરવાદી પણ માને છે ને તેમ માનવાનો તેમનો દાવો સાચો છે, કારણ કે જીવના ( જો કે નિર્વાણ પામતા જ પ્રકટ થવાના ) પવિત્ર અને શુદ્ધ સ્વભાવને તેઓ માને છે અને તીર્થંકરો જેવા નિર્વાણ પામેલા પુરૂષોને પોતાના નેતા અને દેવરૂપે પૂજે છે?

## જૈનધર્મ અને ભારતના ઇતરધર્મ.

' ઇતિહાસની તેમજ કલેવરની દૃષ્ટિએ જૈનધર્મમા ભારતધર્મના સૌ લાક્ષણિક અગ છે હિન્દુ અને બૌદ્ધધર્મની પેઠે તે પણ કર્મના, પુનર્જન્મના અને મુક્તિના સિદ્ધાન્તોને પોતાના ધર્મના મુખ્ય બિન્દુસ્વરૂપ માને છે, નરક-સ્વર્ગ અને મર્ત્યલોક વિષેના વર્ણન, જગતના ઇતિહાસમા પ્રવર્તતા કાળની ગણના અને ધર્મના સસ્થાપકોના યથાનિયમે જન્મ વિષેની હકીકતો પણ જૈનધર્મમા પેલા બે ધર્મને મળતી છે એ ધર્મમા સામાજિક તેમજ ધાર્મિક જીવનના સ્વરૂપ પણ તે બે ધર્મના જેવા છે આ વાતો છેક સ્વાભાવિક છે, કારણ કે હિદુ, બૌદ્ધ અને જૈન એ ત્રણેય ધર્મ એક જ મૂળમાથી નીકળ્યા છે, સૈકાઓ સુધી સાથે જ ખીલ્યા છે અને એમણે એકમેક ઉપર તીવ્ર છાપ પાડી છે

## જૈન અને હિન્દુધર્મ.

જૈનધર્મ અને હિન્દુધર્મ વચ્ચે સામ્ય તો પુષ્કળ જ છે સામાજિક અને ધાર્મિક જીવનમા ( અને હિન્દુઓમા એ તો મુખ્ય વાત છે ) આજે જૈન હિન્દુથી થોડે જ અશે જુદો છે સ્થિતિ એવી છે કે જૈનો અને હિન્દુઓ જાણે જુદા જુદા સમ્પ્રદાયના હોય તેમ તેને અનુસરીને બનેના રીતરિવાજોમા કેટલાક તફાવત છે, એ બે વચ્ચે એથી વધારે ભેદ નથી અને એ સિવાય તો તેમનો જીવનક્રમ વ્યવહારથી સરખો જ ઘડાઇ ગયેલો છે જી બુઇલરે તે વિષે કહ્યુ છે કે જીવનચર્યા વિષેના જૈનવિધિઓ

મોટે ભાગે મનુસ્મૃતિએ આપેલા વિધિઓને મળતા છે, એ લખે છે કે -" જૈનોએ અનેક વિધિઓ બ્રાહ્મણ સ્મૃતિઓમાથી લીધા છે જે બ્રાહ્મણ આપત્કાળે વૈશ્યજીવન પાળતો હોય તેને માટે બ્રાહ્મણ સ્મૃતિમા જે વ્યવસાય નિષિદ્ધ ગણ્યા છે, તે જ વ્યવસાય શ્રાવકને માટે પણ નિષિદ્ધ ગણાયા છે [૨] " અને ત્યારપછી તે લેખક મનુસ્મૃતિ અને જૈનધર્મના ગ્રન્થો વચ્ચે બીજી કેટલીક સમાનતા બતાવે છે મ ઘ માસનો ઉપયોગ નહિ કરનારા હિન્દુઓમા જેવા સામાજિક અને ધાર્મિક રીતરિવાજો છે તેવા જ જૈનોમા પણ છે જુદા એટલે અશે પડે છે કે અહિંસાના સિદ્ધાન્તને જૈનો બહુ તીવ્રભાવે પાળે છે ને તેથી અધારૂ થયા પછી વાળુ કરતા નથી વગેરે ધાર્મિક દૃષ્ટિએ જોઇએ તો એ બેમા મહત્ત્વનો ફેર એ છે કે પવિત્ર નદીઓમા સ્નાન કર્યાનુ માહાત્મ્ય જૈનો માનતા નથી, હિન્દુઓ પોતાના સાધુ (સન્યાસી)ને દાટે છે એમ જૈનો દાટતા નથી પણ બાળે છે, તેઓ પશુયજ્ઞ કરતા નથી, તેઓમા સતી થવાનો રિવાજ નહોતો આ બધા સામાજિક અને ધાર્મિક તફાવત પ્રમાણમા નજીવા છે અને એ ધર્મના કેટલીક વસ્તુઓ એવી છે કે જુનામા જુના વિચારના હિન્દુને પણ તેમના પવિત્રતાના વિચારોની આડે આવતી નથી એટલા માટે આજે હિન્દુઓ જૈનોને મોટે ભાગે બીજા ધર્મના અનુયાયી ગણતા નથી, પણ હિન્દુધર્મના જ અનુયાયી માને છે [૩] પૃ ૩૩૦ ઉપર જણાવ્યુ જ છે કે ઘણી યે જગ્યાએ વૈષ્ણવો અને હિન્દુઓ એક જ નાતના હોય છે જૈનો પણ હિ દુઓને બીજા ધર્મના માનતા નથી, ઘણા યે જૈનો વસતિપત્રકમા પોતાને હિન્દુ જણાવે ( લખાવે ) છે, હિન્દુ દેવની પૂજા કરે છે, હિન્દુ પર્વ પાળે છે ( પૃ ૪૪૫ ) અને પોતાના મન્દિરોમા હિન્દુ બ્રાહ્મણો પાસે પૂજા કરાવે છે ( પૃ ૩૨૮ ) સામાન્ય હિન્દુ ધર્મ તરફ જૈનોનુ પ્રયાણ છેલ્લા સૈકામા એટલે સુધી થયુ છે કે જો એમ ને એમ જ ચાલ્યુ જશે તો જૈન ધર્મ હિન્દુધર્મમા પુરેપુરો ગળી જશે એવો સભવ છે સસ્કારી જૈનો આ ભય સમજી ગયા છે, તેથી હિન્દુઓ અને જૈનોમા જે તફાવત ( જેમકે, વારસાના નિયમ ) છે તેને તે વળગી રહ્યા છે, અને જૈનોમા જે વિશેષતા છે તેને પકડી રાખવાનો આગ્રહ રાખે છે

હિન્દુ અને જૈનધર્મના સિદ્ધાન્તો વચ્ચે બહુ ફેર છે જૈનો વેદને માનતા નથી, સ્મૃતિગ્રન્થોને અને બ્રાહ્મણોના ઇતર પ્રમાણભૂત ગ્રન્થોને પ્રમાણભૂત માનતા નથી, પણ જૈનધર્મ અને હિન્દુ ધર્મ વચ્ચે મહત્ત્વનો ભેદ તો એ છે કે જૈનમઘને સગઠિત રાખી શકે એવા અમુક સ્પષ્ટ ધાર્મિક તત્ત્વો અને પ્રણાલિકાઓ જૈનધર્મમા છે, હિન્દુધર્મમા એના સર્વે અનુયાયીઓને એક બધને બાધી રાખે એવા કશા સર્વમાન્ય ધર્મતત્ત્વો નથી, અને વળી એ ધર્મમા પરસ્પરવિરોધી અનેક સિદ્ધાન્તો છે અને તે સર્વે પોતે સાચા હોવાનો દાવો કરે છે સિદ્ધાન્તોની આ વિવિધતા એટલી તો વિચિત્ર છે કે હિન્દુઓના સિદ્ધાન્તો વિષે, ખાસ કરીને મસ્કારી જન જેને વિષે ચર્ચા કરી શકે એવા સિદ્ધાન્તો વિષે, સ્વાભાવિક રીતે અભિપ્રાય આપતા સકોચ થાય એમાના કેટલાક સિદ્ધાન્તોની રૂપરેખા દોરવાનો પ્રયત્ન મે મારા Hinduismus નામના ગ્રન્થમા કર્યો છે, તે સિદ્ધાન્તોની તુલના જૈનસિદ્ધાન્તો સાથે કરીએ તો આ ભેદ સ્પષ્ટ તરી આવશે ઘણાખરા હિન્દુઓ સૃષ્ટા અને નિયન્તા ઈશ્વરને માને છે, જૈનો માનતા નથી, હિન્દુઓ જુગે જુગે જગતની સૃષ્ટિ અને પ્રલય માને છે, જૈનો અનાદિ અનન્ત માને છે, હિન્દુઓ માને છે કે શુદ્ધ સનાતન ધર્મ દેવોએ (ઇશ્વરની પ્રેરણાથી બ્રહ્માએ મર્ત્યલોકમા) પ્રકટ કર્યો, જૈનો માને છે કે મહાપુરુષોએ-તીર્થંકરોએ પોતે પ્રકટ કર્યો ને પ્રસાર્યો, હિન્દુઓ માને છે કે દેવ મોક્ષ પામી શકે, જૈનો માને છે કે એમ થઈ શકે નહિ, એ તો માત્ર માનવીનો જ અધિકાર છે અને તેથી તેમને મોક્ષ પામવાની ઇચ્છા થાય તો એમણે પૃથ્વી ઉપર મનુષ્યપણે અવતાર લેવો જોઇએ ને તપ કરવુ જોઇએ, હિન્દુઓ કર્મને અદૃષ્ટ સત્તા માને છે, જૈનો એને પુદ્ગલના સૂક્ષ્મ તત્ત્વ માને છે ને તે જીવને વળગે છે એમ માને છે, હિન્દુઓ માને છે કે ભક્ત જન ઇશ્વરની ભક્તિ કરે તેને પરિણામે તેની કૃપાથી સુખ મળે છે, જૈનો માને છે કે પોતાના જ કરેલા સતત કર્મથી સુખદુખ મળે છે, ઘણાખરા હિન્દુઓ માને છે કે નિર્વાણ બધા ય પામી શકે, જૈનો ભવ્ય અને અભવ્ય વચ્ચે ભેદ કરે છે ( પૃ ૧૯૪ ), ઘણાખરા

હિન્દુઓ માને છે કે મોક્ષ થતા જીવ ઇશ્વરના સ્વર્ગમા અનાદિ કાળ સુધી રહે છે અથવા પરમાત્મામા ભળી જાય છે, જૈનો માને છે કે લોકને શિખરપ્રદેશે કેવળી (સિદ્ધ) અસુબધ નિષ્ક્રિય શાન્તિમા રહે છે, અન્તે ખાસ કરીને જૈનધર્મમા એવા અનેક તત્ત્વો છે કે જે હિન્દુ આધ્યાત્મિક પ્રણાલિમા નથી (જેમકે ધર્મ અને અધર્મતત્ત્વો, લેશ્યા, ગુણસ્થાન વગેરે), એ ધર્મના જ્ઞાન-તત્ત્વમા અને ન્યાય શાસ્ત્રમા સ્વતત્ર (સ્યાદ્વાદ જેવા) તત્ત્વો છે અને એમા એની પોતાની આગવી પરિભાષાનો ઉપયોગ કરેલો છે

જૈનોની આધ્યાત્મિક સિદ્ધાતની તુલના હિન્દુઓના છ દર્શનો સાથે અહીં કરવી નિરર્થક છે, અહીં તો એટલુ જ જણાવવુ બસ થશે કે ન્યાય ને વૈશેષિક પ્રણાલિની છેક સમીપ જૈનધર્મ છે, કારણકે બનેમા પરમાણુવાદ તેમજ જીવના કર્તૃત્વ વિષેના મન્તવ્ય મા યા છે જૈનધર્મમા અને સાખ્યમા નિરીશ્વરવાદ સમાન ભાવે છે, વળી બનેમા જીવની વ્યક્તિપણે સમ્પૂર્ણ સ્વતત્રતા અને મુક્તિ માની છે, એમા પણ અમુક અશે સમાન ભાવ છે આ સિવાય બ્રાહ્મણ દર્શનો અને જૈનદર્શન વચ્ચે સમાન અશો બહુ થોડા છે

જૈનદર્શન બ્રાહ્મણદર્શનથી ભિન્ન અને સ્વતત્ર હોવા છતા, કાળ વહેતે એણે બ્રાહ્મણદર્શનમાથી ઘણુ સ્વીકાર્યુ છે યોગમાથી અને તત્રમાથી (પૃ ૩૭૯) લીધુ છે, વેદાતમાથી લેવાના ને તીર્થંકરોમા હિન્દુઓની દેવભાવના આરોપવાના પ્રયત્ન કર્યા છે

હિન્દુઓની અને જૈનોની વિશ્વવિદ્યા વચ્ચે પણ નિકટનો સબધ દેખાય છે, અને વળી એફ ઓ શ્રાડર કહે છે એમ એ તો નક્કી જ છે કે જૈનોના સ્વર્ગોના નામ તે કઇક અશે બ્રાહ્મણોના અને ખાસ કરીને વૈષ્ણવોના સ્વર્ગોના (બ્રહ્મલોક સહસ્રાર આદિ) નામ સાથે મળતા છે

જૈન સતચરિતોની કથાઓ ઉપર પણ બ્રાહ્મણ કથાઓની સ્પષ્ટ છાપ પડેલી છે સગરની, પરશુરામની, મહાભારતના અને રામાયણના પાત્રોની અને બીજા અનેકની કથાઓ જૈનોએ

લીધી છે અને તેમને પોતાની ભાવનાએ ઘડી છે આ વાત તેઓ તો સ્વાભાવિક રીતે જ સ્વીકારતા નથી, પણ એમણે એ કથાઓને જે સ્વરૂપે ઘડી કાઢી છે, તે સ્વરૂપ ઉપરથી જ સમજાઈ આવે છે કે તેમની કથાઓ બનાવટી છે ને સાચી તેમજ પ્રમાણભૂત કથાઓ બ્રાહ્મણોની છે[૪] ( આ ગ્રંથકર્ત્તાની માન્યતા માત્ર છે )

વળી જે વિવિધ સિદ્ધાન્તો, મન્તવ્યો, ઉપદેશો અને રિવાજો આજે જૈનો પોતાના માની રહ્યા છે, તેમાના અનેક હિંદુઓની સાથે એકસરખા છે આ બધા ઉપરથી જૈનો એવો દાવો કરે છે કે અમારો ધર્મ પ્રાચીન છે, ને તેમાથી જ હિન્દુ ધર્મ નીકળ્યો છે આવો દાવો કરવાનો પ્રાચીન પૂરાવો તેઓ આપે છે ને કહે છે કે પ્રાચીન ઇતિહાસમા એમ લખ્યુ છે ક ભરતે પ્રકટ કરેલા સત્યવેદની ભાવના ભૂલ્યો એટલે મનુષ્ય મિથ્યાત્વમા પડ્યો અને પશુયજ્ઞ કરતો થયો[૫] આવો દાવો આજે પણ જૈન દાર્શનિકો કરે છે અને ચમ્પતરાય જૈન લખે છે કે "હિન્દુ ધર્મ મૂળથી જ જૈનધર્મની શાખા હતી "[૬]

આવા દાવાને ઇતિહાસનો કશોય આધાર નથી, એ દાવો જૈનો સિવાય બીજુ કોઇ માનતુ નથી, પણ એ વાત છેક કાઢી નાખવા જેવી નથી, કારણકે જૈનધર્મે હિન્દુ ધર્મ ઉપર બેશક અનેક વિષયોમા છાપ પાડી છે હિન્દુઓના અતિપ્રાચીન ધર્મગ્રન્થોમા—ઉપનિષદોમા, રામાયણ, મહાભારતમા અને બીજા ગ્રન્થોમા—જૈન ભાવનાના ચિહ્ન હોય એ કેવળ સભવિત છે, પણ એ વિષયમા સશોધન હજી એટલુ ઓછુ થયુ છે કે સ્પષ્ટતાએ કશુ કહી શકાય એમ નથી મડુક ઉપનિષદ્ અને જૈનધર્મ વચ્ચે નિકટનો સબધ છે એમ પ્રો હર્ટલ જે કહે છે તે માનવાને પૂરતો આધાર હજી મળ્યો હોય એમ મને લાગતુ નથી હર્ટલ બતાવે છે તે બ્રહ્મલોક અને મુક્તિ વિષેની જૈનોની ભાવના ઉપનિષદની ભાવનાથી જુદા પ્રકારની છે અને એ બેને સરખાવી શકાય એમ નથી એ બે વચ્ચેની સમાનતા તે માત્ર Termini Technici છે[૭] બેશક હિન્દુ સમ્પ્રદાયો ઉપર જૈનધર્મની છાપ તો છે જ પણ

યજ્ઞની વિરૂદ્ધ અહિંસાની ભાવના તીવ્રભાવે જે ઉભી થઇ અને ખાસ કરીને વૈષ્ણુવધર્મમા અન્નાહારની ભાવનાએ જે જડ ઘાલી તે બૌદ્ધધર્મની અને જૈનધર્મની ભાવનાને જ પરિણામે કહી શકાય. વૈષ્ણુવધર્મ ઉપર જૈનધર્મે બીજીપણ ઘણી રીતે અસર કરી છે જિન વિષ્ણુનો અવતાર મનાય છે,[8] વિષ્ણુએ ઋષભરૂપે આર્હત શાસ્ત્ર પ્રકટ કર્યું એમ પદ્મત ત ૧,૧,૪૪થી લખ્યુ છે[9] ભાગવત પુરાણુ ૫, ૩ થી અને ૧૧, ૨ મા તેમજ વૈષ્ણુવોના બીજા ધર્મ ગ્રન્થોમા તેવી જ રીતે ઋષભને વિષ્ણુના અવતાર માન્યા છે તેમા ઋષભના ચરિત વિષે જે કથા આપી છે, તે જૈન કથા સાથે થોડે જ અશે મળતી આવે છે, પણ ઋષભની કથા વૈષ્ણુવધર્મના ગ્રન્થમા આવે એ જ હકીકત મહત્ત્વની ગણાય.[10] વૈષ્ણુવોના દાર્શનિક સમ્પ્રદાયોમા ખાસ કરીને મધ્વના ( ઇ સ ૧૧૯૯–૧૨૭૮ ) બ્રહ્મ સમ્પ્રદાયમા જૈન ધર્મની છાયા સ્પષ્ટ દેખાય છે, આ હકીકત તુરત જ સાબીત થઇ શકે તેમ છે કે દક્ષિણુ કાનડામા મધ્વ રહેતો ને અનેક સૈકાથી જૈનધર્મ ત્યા મુખ્યધર્મ હતો, માટે તે ધર્મની છાપ મધ્વના સમ્પ્રદાય ઉપર છે "વિષ્ણુધર્મનુ મધ્વ દર્શન (Madhvas Philosophie des Vishnu Glanbens)" નામના મારા ગ્રન્થમા પૃષ્ઠ ૨૭, ૩૧ ઉપર મે જણાવ્યુ છે કે પ્રારબ્ધ વાદ, શ્રેણિઓ વગેરે મધ્વના સિદ્ધાન્તો તે જૈનધર્મને આધારે ઘડાયા હોય એમા કશુ અસભવિત નથી

શૈવ સમ્પ્રદાય ઉપર પણુ જૈનધર્મની છાપ પડી છે જી યુ પોપ[11] અનુમાન કરે છે કે જીવના શુદ્ધ સ્વરૂપને આવરણુ દેનાર ત્રણુ પાશનો અથવા મલનો શૈવ સિદ્ધાન્ત જૈનસિદ્ધાન્તને આધારે હોય. એ સશોધક જ્યારે પોતાના અનુમાનની વિગતોમા ઉતરે છે ત્યારે તેનામા જૈનધર્મ વિષેનુ ઉંડુ ને સાચુ જ્ઞાન નથી એમ જણાઇ આવે છે, છતાયે આનવ–કર્મ–અને માયા–મલનો સિદ્ધાન્ત જૈનોના કર્મસિદ્ધાન્તને આધારે પ્રકટ થયો હોય એ વાતને અન ગણી શકાય એવી નથી, છતા એને વિષે કઇક સ્પષ્ટ નિર્ણય ઉપર આવવાને માટે વધારે સશોધનની અપેક્ષા છે, લિંગાયતોના ધર્મ–કર્મ ઉપર પણુ જૈનધર્મની અસર હોવાનો સભવ છે,[12] પરતુ

એ સમ્પ્રદાય વિષે પણ શાસ્ત્રીય સશોધન થાય ત્યારપછી જ કંઈક સ્પષ્ટતાએ કહી શકાય. રાજપુતાનામા અલખગીરનો સમ્પ્રદાય છે, તે સમ્પ્રદાયનો સ સ્થાપક લાલગીર હતો, સર જી ગ્રાઅર્સન કહે છે કે તે સમ્પ્રદાયમા અને જૈનધર્મમા ઘણીક વાતો સમાન છે[13] તેના સ શોધનની પણ જરૂર છે વર્તમાનકાળમા પણ જૈનોએ હિન્દુઓના આધ્યાત્મિક જીવન ઉપર છાપ પાડી છે જે એન ફર્કહાર ( J N Furguhar ) જણાવે છે[14] કે આર્ય સમાજના સસ્થાપક દયાનદ સરસ્વતીના ( ૧૮૨૪-૧૮૮૩ ) જન્મ સ્થાન ટકારિયામા ( કાઠિયાવાડ ) સ્થાનકવાસીઓનુ પરિબળ હતુ અને ઘણુ કરીને એ સમ્પ્રદાયની અસરથી જ દયાનદ મૂર્તિપૂજાનો ઉચ્છેદ કરવાને પ્રેરાયા હતા, ભારતપ્રજાના નેતા મોહનદાસ કરમચદ ગાધીએ અહિંસાત્મક સત્યાગ્રહનો સિદ્ધાન્ત પ્રકટ કર્યો તેમા પણ જૈનભાવનાની અસર સ્પષ્ટ છે ગાધી જો કે જન્મે વૈષ્ણવ છે, પણ પોતાની યુવાવસ્થામા જૈનધર્મની ગભીર છાયામા આવ્યા હતા અભ્યાસ કરવાને એ ઇંગ્લૅણ્ડ જતા હતા, ત્યારે જતા પૂર્વે જૈનસાધુ બેચરજીને હાથે પોતાના માતાની સમક્ષ માસ-મદિરા અને નારીનો સ્પર્શ નહિ કરવાની એમણે પ્રતિજ્ઞા લીધી હતી[15]

## જૈનધર્મ અને બૌદ્ધધર્મ

યુરોપમા જૈનધર્મ વિષે પ્રથમ જાણ થઈ ત્યારથી, તે ધર્મ અને બૌદ્ધધર્મ વચ્ચે કઇ ઐતિહાસિક સમ્બન્ધ છે કે નહિ ? એ પ્રશ્ને જૈનધર્મનો અભ્યાસ કરનારા સર્વે સશોધકોને મુઝવી મૂક્યા હતા જૈને પોતે માને છે કે એક પતિત જૈનસાધુએ બૌદ્ધધર્મની સ્થાપના કરી હતી એક કથા પ્રમાણે પાર્શ્વનાથનો એક અનુયાયી સાધુ બુદ્ધકીર્તિ સરયૂ નદીને તટે તપ કરતો હતો, એ જ્યા બેઠો હતો ત્યા એક મરેલી માછલી તણાઇ આવતી એણે જોઇ એ ઉપરથી એને વિચાર આવ્યો કે એ માછલીમા જીવ નથી – તેથી એને ખાવામા દોષ નથી અને ખાઈ ગયો આ આચારથી વિચ્છેદનુ કારણ ઉભુ થયુ ને તેમાથી બૌદ્ધધર્મની સ્થાપના થઇ

બીજી કથા પ્રમાણે પાર્શ્વનાથના બીજા એક અનુયાયી સાધુ મૌદ્ગલાયને, મહાવીર ઉપરના દ્વેષભાવને કારણે, બૌદ્ધધર્મની સ્થાપના કરી અને શુદ્ધોદનના પુત્ર બૌદ્ધને ઇશ્વર કહ્યો[૧૬] બૌદ્ધધર્મ જૈન ધર્મમાથી ઉત્પન્ન થયો છે એમ પ્રથમ તો યુરોપિયન પડિતો ( કોલબ્રુક, પ્રિન્સેપ, સ્ટિવન્સન, ઓ ટૉમસ ) પણ માનતા મહાવીરના મુખ્ય શિષ્યનુ નામ ગૌતમ હતુ અને તેથી એને જ ગૌતમબુદ્ધ માની લઇને એ પડિતો પોતાના એવા અનુમાન ઉપર આવ્યા હતા

બીજી બાજુએથી બૌદ્ધો જૈનોને પાખડી કહે છે અને બૌદ્ધ ગ્રન્થોમાથી ચોરી કરીને જૈનોએ પોતાનો ધર્મ સ્થાપ્યો છે એવો આરોપ કરે છે[૧૭] ગયા સૈકાના અનેક યુરોપિયન સંશોધકોનો પણ એવો મત હતો કે જૈનધર્મ બૌદ્ધધર્મનો સમ્પ્રદાય છે "બૌદ્ધધર્મ અવનતિ પામવા લાગ્યો, તેવે સમયે તેમાથી જૈનધર્મની ઉત્પત્તિ થઇ[૧૮]" એમ વિલ્સન અને બેન્ફી જેવા ભારતસંશોધક માનતા, ત્યારે વળી કિ લામન જેવા એને ઈ સ ૧–૨ સૈકામા અથવા એ વેબર જેવા બૌદ્ધધર્મના શરૂઆતના સૈકામા ઉત્પન્ન થયેલો માનતા એક ધર્મમાથી બીજો ધર્મ નીકળ્યો એવુ સાબીત કરવાના એ બધા જે પ્રયત્નો હતા તેની ભૂલ છેવટે યેંચ યાકોબીએ ભાગીને સ્પષ્ટ રીતે સાબીત કરી આપ્યુ કે એ બે ધર્મમા જે સમાન અંશો છે, તે ઉપરથી એમ સાબીત થઇ શકતુ નથી કે એક ધર્મમાથી બીજો ધર્મ નીકળ્યો છે

જૈનધર્મમા અને બૌદ્ધધર્મમા અનેક સમાન અંશો છે એ વાત સાચી છે અને બ્રાહ્મણ લેખકોએ એ બે ધર્મને એકઠા ગુચવી નાખ્યા છે, તે ઉપરથી પણ એ વાત સ્પષ્ટ રીતે સાબીત થાય છે એ બે ધર્મના કેટલાક અંશો તો કેવળ સરખા જ છે, બન્ને વેદની સત્તાનો અનાદર કરે છે અને બ્રાહ્મણના ગુરુપદ તથા યજ્ઞ સામે વાધો ઉઠાવે છે બને સર્વશ્રેષ્ઠ સગુણ ઇશ્વરનો અસ્વીકાર કરે છે, બનેએ તે સમયને અનુકૂળ સન્તપુરુષોને સ્વીકાર્યા, અને બાહ્ય સ્વરૂપે મળતા આવે એવા ( મદિરો, સ્તૂપો, ચૈત્યો )[૧૯]

સ્થાનોમાં મળતા આવે એવા પૂજાવિધિ સ્વીકાર્યાં બંનેએ પોતાના ધર્મસ્થાપકને એક જ પ્રકારના (અર્હત્, બુદ્ધ, જિન) નામ આપ્યા, એક જ પ્રકારના સૌન્દર્ય તેમને આરોપ્યા અને એક જ પ્રકારના ચિહ્નથી તેમને અલંકૃત કર્યા, આ બધી વસ્તુસ્થિતિથી હ્યુએનત્સાંગ પણ આશ્ચર્ય પામેલો[૨૦] બંને અમુક ચક્રવર્તીઓને સ્વીકારે છે ને તેમના સરખા જ પ્રકારના ગુણોનું આરોપણ કરે છે વળી બંને અહિંસાના સિદ્ધાન્તને તીવ્ર બનાવે છે અને નૈતિક આજ્ઞાઓ પણ સરખેરૂપે આપે છે, બંનેના સંઘમાં સાધુ અને સાધ્વી મહત્ત્વના અંગ મનાય છે વળી વધારે સમાનતાસૂચક તો એ વાત છે કે બંને ધર્મના સંસ્થાપક—મહાવીર અને બુદ્ધ—સમકાલિન હતા, બંનેએ એક જ પ્રદેશમાં—બિહારમાં ઉપદેશ શરૂ કર્યો હતો, એ બંનેના જીવનચરિતમાં એક ને એક સ્થાનનો અને માણસનો ઉલ્લેખ આવે છે, એ બે પુરૂષોના સંબંધમાં જે જે મનુષ્યો આવેલા, તેમના નામ પણ એક જ પ્રકારના છે, કારણ કે મગધના ક્ષત્રિયોમાં તે કાળે તેજ પ્રકારે નામ પાડવામાં આવતા (મહાવીરના પિતાનું નામ સિદ્ધાર્થ હતું અને તેજ નામ બુદ્ધનું તેમની કુમારાવસ્થામાં હતું, મહાવીરની પત્નીનું નામ યશોદા હતું, બુદ્ધની પત્નીનું નામ યશોધરા હતું )

આ બધા સ્થળોની ને સમયની, કેટલાક સિદ્ધાન્તોની, સામાજિક બંધારણની અને બીજી કેટલીક બાહ્ય સમાનતાઓ ઉપરથી ભૂલાવો ખાવાનો નથી, એ બેમાં મૌલિક ભેદો છે તે વિચારવા જોઇએ એ બેના ધાર્મિક ગ્રંથો જુદા છે, ઇતિહાસ જુદો છે, કથાઓ જુદી છે, એટલું જ નહિ, પણ ધાર્મિક સિદ્ધાંતો પણ જડમૂળથી કેવળ જુદા છે બ્રાહ્મણધર્મની પેઠે જૈનધર્મ પણ શાશ્વત અલૌકિક જીવનું અસ્તિત્વ માને છે અને માને છે કે જ્યાં સુધી એ પુદ્‌ગલના બંધનમાં હોય છે ત્યાં સુધી સંસારમાં રખડે છે બૌદ્ધોનો મુખ્ય સિદ્ધાંત તો એ છે કે કોઈ આત્મ—કોઇ જીવ છે જ નહિ જેને આત્મા, અહમ્ અથવા જીવ રૂપે જાણીએ છીએ એ કોઇ શાશ્વત પદાર્થ નથી, પણ ક્ષણિક ધર્મોના સન્તાન છે, એક ક્ષણે ઉત્પન્ન થનારી ને બીજી ક્ષણે નાશ પામનારી વિવિધ

પદાર્થોની સાંકળ જ છે, એ પદાર્થોની પ્રતિમાથી ઉત્પન્ન થયેલું રૂપ છે અહમ્‌ના નાસ્તિત્વનો આ સિદ્ધાન્ત બૌદ્ધધર્મમાં સદા મહત્ત્વનો મનાયો છે,[21] અને સ્વાભાવિક રીતે જ જૈનધર્મમાં મનાતા જીવતત્ત્વની કેવળ વિરૂદ્ધનો છે જ્ઞાનના, નીતિના, કર્મના અને ખાસ કરીને નિર્વાણના સિદ્ધાન્તમાં તેમજ બીજા અનેક મહત્ત્વના સિદ્ધાન્તોમાં એ બે ધર્મમાં ઘણો ફેર છે જૈનો માને છે કે જીવને જે પુદ્‌ગલ તત્ત્વો ઘેરી રહ્યા છે તેને વિરતિદ્વારા તે દૂર કરે અને તેમાંથી નીકળી પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરે ત્યારે તે નિર્વાણ પામે પછી તે લોકને શિખરપ્રદેશે ચડે અને પવિત્ર વ્યક્તિગત, સર્વ અલૌકિક શક્તિઓ પ્રાપ્ત કરીને શુદ્ધ સ્વરૂપે શાશ્વત કાળ સુધી ત્યાં રહે એથી વિરૂદ્ધ બૌદ્ધો માને છે કે અહમ્‌ના ક્લેશજનક ક્ષણસ્થાયી નાશવન્ત તત્ત્વનું જ્ઞાન થાય એટલે રક ધને ફરી બંધનમાં આવવું પડતું નથી અને ધર્મશાન્તિની સ્થિતિ પ્રાપ્ત કરે છે, ત્યાં સુધી કર્મની સત્તાએ સ્કન્ધ મરણ પછી નવ નવા બંધનમાં જન્મ લીધા કરે છે

એ બે ધર્મના સિદ્ધાન્તોમાં મોટો ભેદ પાપના નિર્ણય સબંધે છે બહારના જીવની હિંસા થાય એટલે જૈનો પાપ થયું માને છે અને તેથી અજાણ્યે થયેલી હિંસાને પણ પાપ માને છે મનની વૃત્તિ ઉપર પાપનો આધાર છે એમ બૌદ્ધો માને છે એટલે જાણીજોઇને કરેલી હિંસાને જ પાપ માને છે

એ બે ધર્મની આજે જે સ્થિતિ થઇ છે તેનું કારણ પણ એ છે કે તેમની સમાજરચનામાં પણ મોટો ભેદ છે બૌદ્ધોએ જે સંઘ બાંધ્યો તેમાં સાધુ અને સાધ્વી એ બેને જ સ્થાન આપ્યું, ગૃહસ્થોને સંઘબહાર રાખ્યા સાધુઓને અને સાધ્વીઓને પોતાના જીવનનિર્વાહ માટે ગૃહસ્થો ઉપર બધો આધાર રાખવો પડતો, તોપણ સાધુઓના ચારિત્ર ઉપર ગૃહસ્થોનો કશો અંકુશ નહોતો અને તેમના ધાર્મિક જીવનમાં પણ ગૃહસ્થોનો સબંધ પ્રમાણમાં બહુ શિથિલ હતો જૈનોનો સંઘ મૂળથી જ ચતુર્વિધ હતો, કારણકે તેમાં સાધુ અને સાધ્વી ઉપરાંત શ્રાવક અને શ્રાવિ

કાનો સ્વીકાર થયો હતો સઘના મહત્ત્વના અગરૂપે શ્રાવકો તેમા મારો ભાગ લે છે અને સાધુના ચારિત્ર ઉપર અકુશ રાખે છે (પૃ ૮૦) અને બીજા એવા મહત્ત્વના અધિકાર ભોગવે છે સાધુ અને ગૃહસ્થ વચ્ચેના જુદા સબધને લીધે બને ધર્મમા જુદા પરિણામ આવ્યા છે બૌદ્ધધર્મમા સઘ અને ગૃહસ્થ વચ્ચેનો સબધ અતિ શિથિલ હોવાથી પરિણામ બહુ માઠુ આવ્યુ બૌદ્ધ સાધુ સઘ વિકાર પામતો ગયો, બ્રાહ્મણધર્મના પ્રચડ વિરોધ સામે એ સઘને ટકવુ કઠણ થઇ પડ્યુ અને ધર્માન્ધ મુસલમાનોના ક્રૂર અત્યાચારથી એનો નાશ થયો, એટલે તેની સાથે જ બૌદ્ધધર્મ પણ ભરતખડમાથી અદૃશ્ય થઇ ગયો અને તે ધર્મના અનુયાયીઓ હિન્દુ થઇ ગયા, કારણકે તેમને બૌદ્ધસઘ સાથે કશો ગભીર સબધ નહોતો એથી વિરૂદ્ધ જૈનધર્મ પોતાની સમાજરચનાને પરિ બળે આજસુધી એ દેશમા ટકી રહ્યો છે એને ય જુગે જુગે તડકો છાયડો જોવો પડ્યો છે, પણ છતા યે એનો સાધુસઘ બૌદ્ધધર્મના સાધુસઘની પેઠે અવદશામા નથી આવી પડ્યો અને હિન્દુ ધર્મની સ્પર્દ્ધા અને મુસલમાન ધર્મના અત્યાચાર સામે પણ શ્રાવકોના અનુરાગને લીધે એ ધર્મ આજે પણ ટકી રહ્યો છે[૨૩]

ઉપર બતાવ્યુ તેમ જૈન અને બૌદ્ધધર્મ એકમેકથી ગમે એટલા સ્વતત્ર અને અલગ હોય, તોપણ એ બે એટલો લાબો કાળ એટલા બધા પ્રદેશોમા ખીલ્યા છે કે તેમની અસર એકમેક ઉપર થયા વિના ન જ રહે એ તો વગર કહ્યે સમજાય એવી વાત છે પોતપોતાની વિશિષ્ટતાઓ અને એકમેક સાથે વિરોધતાઓ હોવા છતા એક ધર્મે બીજા પાસેથી કેટલાક બાહ્ય સ્વરૂપો–ખાસ કરીને મૂર્તિવિધાયક અને સામાજીક ભાવો–લીધા છે એકમેક ઉપર જે પ્રભાવ પાડ્યો છે તેને વિષે હજી વિશ્વાસજનક સશોધન થયુ નથી એ ખેદનો વિષય છે, બેશક એ પ્રકારનુ સશોધન ધારીએ એટલુ સહેલુ પણ નથી, કારણકે અમુક વાત એક ધર્મે બીજા ધર્મમાથી લીધી છે કે એ બને વેદવિરોધી ધર્મોએ તે વાત બનેને સમાન હિન્દુધર્મમાથી લીધી છે એનો નિર્ણય કરવો એ સહેલી વાત નથી બેશક કોઈ કોઇ પ્રસગ એવા છે

ખરા કે જેમા, આ વાત એક ધર્મે બીજા ધર્મમાથી લીધી, એમ કહી શકાય, જેમકે યાકોબી જણાવે છે[૨૪] તેમ, વિચાર ઉપર માઠી અસર કરનાર, બાહ્ય જગતનો પ્રભાવ જેને બૌદ્ધો આસવ કહે છે, એ ભાવ જૈનધર્મના આસ્રવ-ભાવમાથી પ્રકટ થયો હોવો જોઇએ, કારણકે જીવ ઉપર કર્મપુદ્ગલ અસર કરે છે એવી ભાવના માત્ર જૈન દર્શનમા જ છે બીજી બાજુએ હરિભદ્રસૂરિના યોગબિન્દુમા તીર્થંકરોને બોધિસત્ત્વ કહ્યા છે તે ભાવ જૈનોએ બૌદ્ધો પાસેથી લીધો છે એમ નિર્વિવાદ કહી શકાય

## જૈન ધર્મ અને આર્યેતર ધર્મો

વિદેશી ધર્મના જે અનુયાયીઓ ભરતખડમા આવી વસ્યા છે અને જેમણે એ દેશમા પોતાના ધર્મને માટે સ્થાન કર્યું છે, તેમની સાથે જૈનો પોતાના વેપારને લીધે સબધમા તો આવ્યા છે પણ એ સબધ ભાષાની ને સસ્કૃતિની દૃષ્ટિએ ઓછો ને ધર્મની દૃષ્ટિએ તો નહિ જેવો જ છે આલ્બ્રેષ્ટ વેબરે ગ્રીક અને ભારત-ખાસ કરીને જૈન-કથાઓમા રહેલી સમાનતાઓ શોધવા પ્રયત્ન કર્યો છે અને એ એવા અનુમાન ઉપર આવ્યો છે કે "એ સમાનતાઓ ગૌણ છે, ઈતિહાસકાળની છે, હોમરની અથવા તો પાશ્ચિમની કથાઓમા એ તરી આવે છે અને તેથી તે બીજે ક્યાકથી લેવાઇ ને સ્વીકારાઈ હોય" પણ જ્યારે આ સશોધક અહ્દયા-એકિલેયુસની[૨૫] ચર્ચા કરીને તેને પોતાના મન્તવ્યના આધારમા ટાકે છે, ત્યારે તો એ વાત ઉપર વિશ્વાસ બેસતો નથી

જૈનધર્મ ઉપર પારસીધર્મે અસર કરી હોય એ સભવિત છે તેજસસમુદ્ઘાતમા સાધુના ખભામાથી બિબ નીકળે છે ( પૃ ૧૭૧), એ મન્તવ્ય સોહકની (Sohak)[૨૬] ઇરાની કથામાથી લેવાયુ હોય એમ ઍચ યાકોબી કહે છે તે વાત વિચારવા જેવી છે જૈનધર્મ ઉપર પારસીધર્મની શી અસર થઇ છે તે વિષે હજી કઇ સશોધન થયુ નથી, પણ એવી અસર સભવે છે એમ એક પારસી જ મને કહેતો હતો

જૈનધર્મે માની ( Mani ) ધર્મ ઉપર કઇ અસર કરી છે કે

નહિ તે પણ વિચારવા જેવો પ્રશ્ન છે ત્રણ ગુપ્તિ, અર્થાત્ કાય, વચન અને મનના વ્યવહાર ઉપરનાં અંકુશને ( પૃ ૨૦૯ ), માની ધર્મમાની હાથ, મ્હો અને મન ઉપરની મુદ્રા ( Signacula ) સાથે ડબ્લ્યુ બૅંગે ( W Bang ) સરખાવી૨ છે, અને માનીના અનુયાયીઓની પેઠે જૈનો પણ દક્ષિણને અંધકારનો પ્રદેશ માને છે, એવી એ બે ધર્મોમા સમાનતા છે એમ જણાવ્યુ છે એ બંને પ્રસંગોમા જૈન ભાવનાની છાયા નહિ પણ ભારત ભાવનાની છાયા હોય, કારણ કે ઉપરના બંને પ્રસંગોમા સામાન્ય રીતે ભારત ભાવના જ છે Electi અને ofuditores (સાભળનાર) અર્થાત 'સાધુ' અને 'શ્રાવક ( સાભળનાર )' વચ્ચે જે સરખામણી ઓ જી ફૉન વેઝેનડૉંક ( von Wesendonk ) કરી છે૨૮ તે વિચારવા જેવી છે, પણ એવી બીજી વધાર સમાનતાઓ કાઢી શકાય ત્યારે જ એમ કહી શકાય કે માનીના ધર્મ ઉપર જૈનધર્મની અસર થઇ છે

કઇ સૈકાઓ સુધી મુસલમાન ધર્મ જૈનધર્મ સાથે ભૌગોલિક સબંધમા ને તે રીતે નિકટના સબંધમા આવ્યો છે ને તેણે જૈન ધર્મ ઉપર સંસ્કૃતિની દૃષ્ટિએ ગભીર છાપ પાડી છે એકદરે ભારતવાસીઓની–ખાસ કરીને પશ્ચિમના અને ઉત્તરના ભારતવાસીઓની તેવી જ રીતે જૈનોની ભાષામા ફારસી–આરબી શબ્દો ખુબ પેઠા છે ને હવે ત્યા હક્કદાર થઇ પડ્યા છે, પણ મુસલમાનોની સૌથી વિશેષ અસર તો જૈનોની સ્થાપત્ય–અને ચિત્રકળા ઉપર થઇ છે અને તેમા મુસલમાન આદર્શ પ્રમાણે જૈનોની એ કળાને કઇંક જુદુ સ્વરૂપ મળ્યુ છે, બેશક જૈનકળાને એથી હાનિ પણ થઇ છે જૈન સ્થાપત્યકળાની અસર મુસલમાન સ્થાપત્યકળા ઉપર પણ થઇ છે, પણ એમા તો સાચી રીતે મુસલમાન કળાએ કઇ ખાસ વિકાસ નથી કર્યો, માત્ર નકલ જ કરી છે, કારણ કે મુસલમાનોથી તૂટેલા જૈન દેવાલયોના અવશિષ્ટ ભાગ મસ્જીદો બાધવામા વાપર્યા છે, અથવા તો જૈન દેવાલયોમા થોડોક ફેરફાર કરીને જ તેની મસ્જીદો બાધી લીધી છે

ધાર્મિક પ્રદેશમા મુસલમાનધર્મે જૈનધર્મ ઉપર કઇક મહત્ત્વની અસર કરી છે મૂર્તિપૂજાની વિરૂદ્ધ લોકાશાએ જે વિરોધ જગાવ્યો અને તેવી જ રીતે મૂર્તિપૂજાનો વિરોધ કરનાર કેટલાક સમ્પ્રદાય વૈષ્ણવધર્મમા પણ જાગ્યા એ મુસલમાનધર્મની પરોક્ષ છાયા જ હતી બીજી બાજુએથી હિન્દી મુસલમાન ઉપર જૈનધર્મની અસર પણ જણાઈ આવે છે, કારણ કે હિન્દી મુસલમાનોએ–ખાસ કરીને ભારતના આર્યધર્મોમાથી થઇ ગયેલા મુસલમાનોએ–એ આર્યધર્મોના ઘણા સિદ્ધાન્તોને ને રીતરિવાજોને સ્વીકારી લીધા છે આ ઐતિહાસિક વિષયનુ સંશોધન મુસલમાનધર્મના સશોધકને બહુ રસિક થઈ પડે એવુ છે

જૈનધર્મની અસર મુસલમાનધર્મ ઉપર એથીએ મોટા વિસ્તૃત પ્રદેશ ઉપર પડી હોય એમ લાગે છે A Furber V Kremer એક નાના નિબધમા લખે છે કે આરબી કવિ અને ફીલસુફ અબુ–લ્–અલા ( Alu-l-Ala, ૯૭૩–૧૦૫૮ ), જે નુમાનમા ( Numan ) આવેલા પોતાના પિતૃનગર મારાતમા ( Marut ) સામાન્ય રીતે અબુ–લ્–અલા અલ–મારીના ( Al Maarri ) નામથી ઓળખાતો, તેણે જૈન પ્રભાવને બળે પોતાના નૈતિક સિદ્ધાતો ઘડી કાઢ્યા છે આ માણસના આચાર વિચાર કેવળ અ–મુસલમાન હતા અને તેનુ વર્ણન ક્રેમર આ પ્રમાણે કરે છે —" અબુ–લ્–અલા કેવળ અન્નાહાર જ કરતો, અને વળી દૂધ પણ નહોતો ખાતો, કારણ કે બચ્ચાના ભાગનુ દૂધ માતાના સ્તનમાથી ખેચી લેવુ એને એ પાપ માનતો, વળી બની શકતુ ત્યા સુધી તો આહાર વિના જ એ ચલાવતો મધનો પણ એણે ત્યાગ કર્યો હતો, કારણ કે જે મધમાખીઓએ એટલી ખતથી જે મધનો સગ્રહ કર્યો છે, તેમની પાસેથી તે મધ લુટી લેવુ એ અન્યાય છે એમ એ માનતો તે જ કારણે એ ઇંડા પણ ખાતો નહિ આહારમા ને વસ્ત્રમા એ સન્યાસી જેવો જ રહેતો મારા વસ્ત્ર સુતરના છે, તે લીલા કે પીળા કે રાતા નથી અને બીજા સૌ માણસો જેનો ત્યાગ કરે એ મારો આહાર છે પગે માત્ર લાકડાની પાવડીઓ જ પહેરતો, કારણ કે પશુને મારવુ ને તેનુ

ચામડું 'વાપરવું એ પાપ છે, તેથી ચામડાના જોડા પહેરવા સારા નથી એમ માનતો બીજે એક સ્થળે, નગ્ન રહેવાનો એ પ્રશંસા કરે છે અને કહે છે કે ' ગ્રીષ્મ એ જ તારે માટે સમ્પૂર્ણ વસ્ત્ર છે[૨૯] ' ભીખારીને દિરમ ( Dirhem ) દેવો તેના કરતા માખીને જીવન દેવુ સારૂ છે ' એમ એ કહેતો, તે જ દેખાડી આપે છે કે અહિંસા ધર્મને કેવે તીવ્રભાવે એ માનતો."

નગ્નતા, જીવરક્ષણ, અન્નાહાર અને વળી મદ્યનો ત્યાગ[૩૦] વગેરે વિષયો ઉપરનો એનો જે પક્ષપાત તે દેખાડી આપે છે કે એના વિચાર ઉપર જૈનધર્મની, ખાસ કરીને દિગમ્બર સમ્પ્રદાયની અસર હતી અબુ-લ્-અલા પોતાના જીવનનો મોટો ભાગ બગદાદમાં રહેલો, એ નગર વેપારનુ કેંદ્ર હતુ, જૈન વેપારીઓ ત્યા ગયા હોય, તેમની સાથે કવિનો સબધ બધાયો હોય એ બધી વાતો સભવિત છે એના લખાણો ઉપરથી જણાઇ આવે છે કે એને અનેક ભારત ધર્મમન્ત-વ્યોનુ જ્ઞાન હતુ ભારતના સાધુઓ નખ ઉતારતા નથી એ વાતનો એણે ઉલ્લેખ કર્યો છે શબદાહની પદ્ધતિની એ પ્રશંસા કરે છે ને લખે છે કે " જુઓ, ભારતવાસી પોતાના શબને કેવા બાળે છે, બધી ઉપાધિઓ કરતા એ સારૂ છે, મને જો બાળો તો રાતે ખોતરી ખાતા તરસથી ( yena ) અને વળી દુર્વ્યવહારથી અને અપવિત્રતાથી બચી જાઉં શબની ઉપર કપુર વગેરે જે સુગધિત પદાર્થો નાખો છો, તે સૌ કરતા અગ્નિ સારો છે " ભારતના સાધુઓ ચિતાની અગ્નિજ્વાળામા પડતુ મૂકતા એ વાતથી અબુ-લ્-અલા બહુ વિસ્મય પામેલો મૃત્યુ પામવાના આ માર્ગને જૈનો બેશક ધર્મહીન 'પ્રમત્ત તપ' માને છે, પણ બીજી રીતે એટલે કે ઉપવાસ કરી મૃત્યુ પામવાની પ્રણાલીને પ્રશસ્ત ગણે છે બની શકે તો આહારનો કેવળ ત્યાગ કરવો એવા અબુ-લ્-અલાના વચન ઉપરથી એવા પણ અનુમાન ઉપર આવી શકાય કે એને 'સંલેખના' વિષે ( પૃ ૪૩૯ ) પણ જ્ઞાન હતુ, પણ એ વ્રત એ પોતે પાળી શકે એવો એનો આત્મા સબળ નહોતો આ બધા ઉપરથી એમ લાગે છે કે અબુ-લ્-અલા જૈનોના સબધમા આવ્યો હતો અને તેમના કેટલાક ધાર્મિક

ભારતવાસી અનન્તને માને છે એ માને છે કે જગત્ શાશ્વતકાળથી શાશ્વતકાળ સુધી રહે છે એ માને છે કે કા તો (જૈનો માને છે તેમ) એ સરજાતુ ય નથી ને નાશે ય પામતુ નથી, અથવા કા તો (હિન્દુઓ માને છે તેમ) એ સરજાય છે ને નાશ પામે છે એ વાત ખરી, પણ તે માત્ર એક જ વાર નહિ, પણ જુગે જુગે એમ ને એમ થયા કરે છે વળી તેઓ માને છે કે મુકિતને માટે જ્યારે યોગ્યતા પ્રાપ્ત થાય ત્યારે તે મળે છે, કાળને અમુક સમયે જ મળે છે એવુ કઈ નથી પારસીઓ તેમજ મુસલમાનો માને છે કે જગતનુ નાટક એક જ વાર ભજવાય છે ખ્રિસ્તિઓ માને છે કે જગત્ અમુક સમય સુધી જ ચાલે છે અને શૂન્યમાથી તથા મનુષ્યપતનથી શરૂ થાય છે, ક્રાઇસ્ટના આત્મસમર્પણથી દિશા બદલાય છે અને છેવટે ન્યાય તથા ક્રાઇસ્ટનુ શાશ્વત રાજ્ય આવી સૌનો અન્ત આવે છે આધુનિકો વિકાસને અને વર્દ્ધનને માને છે અને તેમા પણ ઍડવર્ડ હાર્ટમાન (Edward v Hartmann) જેવા નિરાશાવાદી માને છે કે જગતપ્રવાહ તો કોઇ અચેતન દેવની વૃત્તિઓનો ઇતિહાસ છે અને એ દેવ પ્રયાસ કરતો કરતો અશુભમાથી શુભ તરફ જતો જાય છે

વ્યકિતત્વનો નાશ કરવો એમા જ કલ્યાણ છે એમ ભારતવાસી માને છે જૈન માને છે કે જીવને પૌદ્ગલિક આવરણમાથી મુકત કરવાથી તે શુદ્ધ થાય છે, ને ત્યારે તેની વ્યકિતગત વિશિષ્ટતા કશી રહેતી નથી, સૌ તીર્થંકરો એકમેક સરખા જ છે, માત્ર તેમની પાદુકા ઉપરના ચિહ્નોથી જ, અમુક પ્રતિમા કયા તીર્થંકરની છે તે જાણી શકાય ધાર્મિક હિન્દુ માને છે કે ઈશ્વરની કૃપાથી મુકિત મળે, ત્યારે ઇશ્વરના નિરાનુરાગ પ્રતિબિમ્બ રૂપે બની રહેવાય, વેદાન્તી બ્રહ્મને જાણે છે ત્યારે તે એમા ભળી જાય છે, બુદ્ધના અહમ્-ભાવનુ મિથ્યાજ્ઞાન તેના નિર્વાણમા ટળી જાય છે પશ્ચિમની ભાવના એથી વિરૂદ્ધ છે એ પોતાના વ્યકિતત્વનો નાશ થવા દેતી નથી, પણ ગમે તો આ જીવનમા, ગમે તો ઉચ્ચતર

જીવનમા એને પરિપૂર્ણ બનાવે છે, અશુભ વાવીને શુભ લણવાનો પ્રયત્ન કરે છે પૃથ્વીના બાળકનુ શ્રેષ્ઠ સુખ વ્યકિતત્વમા છે

પશ્ચિમની અને પૂર્વની વિચારશ્રેણિ વચ્ચે મુખ્ય ભેદ કયા છે તે ઉપરની હકીકતોથી જણાઈ આવશે એ બેની વચ્ચેના ભેદ ઉપર રસ્તો બધાય, એ બે વચ્ચેનો સામાન્ય પ્રદેશ શોધી શકાય, એ બેની તુલના કરી શકાય એવા પ્રયત્ન થયા છે, પણ એથી એમ માની લેવાય નહિ કે એ બે વચ્ચે જે ખાડો છે તે પૂરી શકાય બનેમા માનવજાતિના સાચા અનુભવ છે, બને કાળની આવશ્ય કતાને અનુસરી વિકાસ પામ્યા છે અને તેમનામા જીવનશકિત હશે ત્યા સુધી જીવતા રહેશે પશ્ચિમના તેમજ ભારતના બને તત્ત્વદર્શને હજારો વર્ષ જીવીને પોતાના અસ્તિત્વનો અધિકાર સાબીત કરી આપ્યો છે તેથી આ દર્શન ઉચુ કે પેલુ ઉચુ એ વિષે વિવાદ કરવો નિરર્થક છ, પણ તે બેમા અમુક ભેદ છે, એ જાણવુ આવશ્યક છે, કારણ કે એ બન્નેની વિશિષ્ટતા જે જાણે, તે જ એ બેના જીવનની ભાવનાઓની સમ્પૂર્ણતા અને અપૂર્ણતા નિશ્ચિતભાવે સમજી શકે



## નોંધો

### સક્ષેપ

ERE=Encyclopaedia of Religions and Ethics, ed by J Hastings

GSAI=Gioenale della Societa Asiatica Italiana

Ind. Antq=Indian antiquary

J=Jainism

JRAS=Journal of the Royal Asiatic Society

JBORS=Journal of the Bihar Orissa Research Society

RAS=Royal Asiatic Society

SBE=Sacred Books of the East

Tattw=તત્ત્વાર્થાધિગમ સૂત્ર.

WZKM=Wiener Zeitschrift jür the Kunde des Morgenlandes

ZDMG=Zeitschrift der Deutochen Morgenlandis chen Gesellschaft

અધ્યાય ૧—ભૂમિકા.

૧ (પૃ ૧૪) Chr Lassen 'Indische Aetertumskunde" (Leipzig 1861) IV, પૃ ૭૫૭

૨ (પૃ ૧૪) Major C Mackenzie, Dr F Buchanan અને H T Colebrooke 'Asiatic Researches" IX (Calcutta 1809), J Delamaine, F Buchanan Hamilton, H T Colebrooke "Transactions of the R. A S" I (London 1827) અને Lient, Col William miles તેના પુસ્તકમા III, પૃ ૩૩૫—કોલબ્રુકના લેખ ફરીવાર એના 'Miscel

laneous Essay" (London [1]1837, [2]1873) અને તેના "Essays on the Religion and Philosophy of the Hindus" (Leipzig 1858) એમા છપાયા છે

૩ (પૃ ૧૪) H H Wilson "Asiatic Researches XVI, XVII (કલકત્તા ૧૮૨૮, ૧૮૩૨) તેજ લેખકના 'Sketch of the Religions sects of the Hindus" (લંડન ૧૮૬૨) એમા ફરી છપાયા છે

૪ (પૃ ૧૫) વેબરના અને તેના અનુયાયીઓના જૈન-સશોધન સબધે સરખાવો E Windisch Geschichte der Sanskrit-Philologie und Indischen Altertumskunde" (Strassburg ૧૯૧૭) પૃ ૩૪૬ થી.

## અધ્યાય ૨—ઇતિહાસ.

૧ (પૃ ૧૯) 'Alberunis India" Ed. Sachaw નો અગ્રેજી અનુવાદ (લડન ૧૮૮૮) II પૃ ૧૦

૨ (પૃ ૨૩) પાર્શ્વની પૂર્વેના તીર્થંકરોના-ઋષભના, અરિષ્ટનેમિ વગેરેના-ઇતિહાસનો નિર્ણય કરવા આધુનિક જૈન લેખકો મથે છે અને વેદ વગેરે પ્રાચીન સાહિત્ય ગ્રન્થોમા તીર્થંકરોના નામ છે એમ બતાવવાનુ સાહસ કરે છે જેમકે બરોડીઆ "History of Jainism' પૃ ૧૫ Seeker 'Notes on the Sthanakwasi Jains' પૃ ૧૭ ન્યાયવિજયના "અધ્યાત્મતત્ત્વાલોક' ઉપર મહેતાનો ઉપોદ્ઘાત, પૃ IV 'Mithya Khandan containing the Origin of Jainism" (Ludhiana ૧૯૧૪) એ પુસ્તકમા શ્રી પ્રેમચદ (પાછળનુ નામ નાનકચદ) જૈનદૃષ્ટિએ આ વિષયને વિગતવાર ચર્ચે છે—सुनयोवातरशना એવો ઉલ્લેખ ઋગ્વેદ ૧૦ ૧૩૬ ૨ મા જોઇને A Weber ને પણ લાગ્યુ કે એ ઉલ્લેખ દિગમ્બર જૈનો વિષે છે (એનો નિબધ Zur indischen Religious geschickte" Drische Revue 1899 ખાસ આવૃત્તિના પૃ ૨૧ ઉપર)

૩ (પૃ ૨૩) બિમલ ચરણ લૉએ Historical Gleanings' (કલકત્તા ૧૯૨૨) એમા આપેલા ઉેવટના એકીકરણમા પૃ-૭૬ થી સરખાવશો.

